# કવિતા

તંત્રી સુરેશ દલાલ • અંક ૧૨૭ ઑક્ટોબર ૧૯૮૮ • વીસ રૂપિયા • જન્મભૂમિ પ્રકાશન





are the shadow of a tree
are the water of a river
are the light of an opening sky
are friendship



You are the repose for a fatigued one
You are the joy of wanderings
You are the journey, you are the company
You are friendship



You are the refrain
You are the day, you are the night
You are the eternal one
You are friendship



## ઉપહાર ◻ કાન્ત

ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે*! સૌમ્ય વયનાં
સવારોને જોતો વિકસિત થતાં શૈલશિખરે;
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!



તરંગોનાં સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની!

ઠરી સ્થાને સ્થાને, કુદરત બધીને અનુભવી,
કર્યા ઉદ્‌ગારો, તે બહુ બહુ હવામાં વહી ગયા;
સખે! થોડા ખીણો ગહન મહિં તોયે રહી ગયા,
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહિં ભરું.

અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,
ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં!

* આ સંબોધન પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને છે.

## અજ્ઞાત સખા પ્રતિ ◻ કાન્ત

નહિ નહિ કદા તારે શબ્દે જરી લઘુતા ઘટે,
નહિ ક્યમ હજી માયાની એ તને જડતા મટે!
હૃદય પણ શું ભૂલે? આસ્થા ડગે? નહિ સાંભરે,
પ્રણય રસની બ્રાહ્મી'વસ્થા? સખે! ન ઘટે ખરે!

નહિ રસ, સખે! આત્માને એ કદાપિ કમી થતો:
રસમય લસે આત્મા તો એ ચરાચરમાં છતો!
સ્મરણ કરજે માટે વ્હાલા! સ્વરૂપ તણું અને
સકલમયતા-સ્થાને આવી પછી મળજે મને!

□ **મીરાં**

બાઈ ! મને મળ્યા મિત્ર ગોપાલ, નહિ જાઉં સાસરિયે.
સંસાર મારું સાસરું ને મહિયર વૈકુંઠવાસ;
'લખચોરાશી ફેરો હતો તે મૂક્યો મેં મોહન પાસ. નહિ જાઉં.
'સાસુ તે મારી સુકૃત કહીએ, સસરો પ્રેમ-સુજાણ;
નાવલિયો અવિનાશી વિશ્વંભર, પામી હું જીવન પ્રમાણ. ''
સાથી અમારા સંત સાધુ, સાધન ધીરજ ધ્યાન;
કર જોડી **મીરાં** વીનવે, હવે પામું ન ગર્ભાધાન. ''
'લક્ષચોર્યાસી'નો ચૂડલો રે, મેં તો તજી છે તેની આશ.
એકને સબ જગ મોહી રહ્યો રે, બીજી મોહી તે બ્રહ્મ પ્રમાણ.

મારા દિયરને દો દીકરી ને દોનું તે રાજકુમાર ;
જેઠ જુગજુગ જીવજો રે, મારો નાવલિયો નિરધાર.
મારા સ્વામીને જઈ એમ કહેજો રે, ધીરજ ધરજો ધ્યાન;
કર જોડી મીરાંબાઈ વીનવે રે, હવે ફરી નહીં લેવું ગર્ભાધાન.

## મિત્ર તારું પણ આવું નથી શું ?

□ **વોલ્ફ બાયરમેન** □ **હસમુખ દવે**

(જર્મન)

માત્ર એને જ ચાહી શકું હું
જેને છોડવા
હું મુક્ત હોઉં :
આ દેશ
આ શહેર
આ સ્ત્રી
આ જિંદગી

અને તેથી જ ચાહે છે
બહુ જ ઓછા, દેશને
થોડાક જ શહેરને
ઘણાં બધાં સ્ત્રીને
પણ લગભગ બધાં જ જિંદગીને.

# મિત્ર પ્રતિ ઉક્તિ □ દલપતરામ

સોરઠા

વા'લા, તારાં વેણ, સ્વપનામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ ફરી ન દીઠાં, ફારબસ.
આજ કાલની વાત, જોડ વરસ જાતાં રહ્યાં;
ભેળા થઈને, ભ્રાત, ફરી ન બેઠા, ફારબસ.
પામ્યો ગતિ પવિત્ર, જઈને બેઠો જોખમાં;
મિત્ર તણી તેં, મિત્ર, ફિકર ન રાખી, ફારબસ.
દિલ ન થશો દિલગીર, વે'લેરા મળશું વળી,
વદીને એવું વીર, ફરીને મળ્યો ન, ફારબસ.
ઉચર્યો કદી ન એક જૂઠો દિલાસો જીભથી;
છેલી વારે છેક ફોગટ બોલ્યો, ફારબસ.
દીઠા નહિ દીદાર, સંદેશો નહિ સાંભળ્યો;
કાગળ પણ કો વાર ફરી ન લખિયો, ફારબસ.
હેતે ઝાલ્યો હાથ છેક કદી નહિ છોડતો;
મળ્યે સ્વરગનો સાથ ફંટાયો તું, ફારબસ.
માનવ જાતિ માત્ર ભલે વસે સહુ ભૂમિમાં;
પણ પ્રીતિનું પાત્ર ફૂટી ગયું, રે ફારબસ.
લાખ લડાવ્યાં લાડ, સુખ તે તો સ્વપ્ને ગયું;
ઝાઝાં દુ:ખનાં ઝાડ ફળવા લાગ્યાં, ફારબસ.
અંતરની ગત એક ઈશ્વર જાણે આપણો;
છેટું પડયાથી છેક ફરું ઉદાસી, ફારબસ.
તારા બોલ તણા જ ભણકારા વાગે ભલા;
ઊપજે ઘાટ ઘણા જ; ફરી ક્યાં દેખું, ફારબસ ?
નેણે વરસે નીર, સ્નેહી જ્યારે સાંભરે;
વે'લો આવી, વીર, ફરીને મળજે, ફારબસ.

□ અજ્ઞાત

□ જશવંતી દવે
(સંસ્કૃત)
રોગી જે ધનવિનાનો
વિદેશે જે ગયેલ છે.
નર જે શોકસંતપ્ત
તેનું ઔષધ છે સુહૃદ્.

# મિત્રાચારી □ નર્મદ

(ચોપાઇ)

સુખદુ:ખોની વાતો બને, નહિ છાનું કંઇ કોની કને;
કોઇનું દિલ જહાં ના કહોવાય, મિત્રાચારી તહાં કહેવાય.

જાત રંગથી જે જે ભેદ, તેથી નહિ કો કોને ખેદ;
જીવ એક ને જૂજવી કાય, મિત્રાચારી તહાં કહેવાય.

સ્વાર્થ ન બીજો પ્રીતિ વના, પ્રીતિ વણ છે સહુ અનમનાં;
રાત્ર દિવસ પ્રીતિ જ જમાય, મિત્રાચારી તહાં કહેવાય.

સુખમાં દૂર પણ દુ:ખમાં પાસ, એકબીજાની પૂરે આશ;
તનમનધનથી મદદો થાય, મિત્રાચારી તહાં કહેવાય.

એક વિચારે થાયે કામ, મન વળગેલાં આઠે જામ;
વાયેક જહાં નહિ ઉથાપાય, મિત્રાચારી તહાં કહેવાય.

કર્યું એકનું સહુને ગમે, કોના નહિ ભમાવ્યાં ભમે;
મિત્રનું ભૂંડુ ના સંખાય, મિત્રાચારી તહાં કહેવાય.

ચડતો સહુ વાતે ભરપૂર, પડતાને ના મૂકે દૂર;
દેખેથી શમી જાયે લાય, મિત્રાચારી તહાં કહેવાય.

લાલચમાં લપટાયે નહિ, જીવ જતે ના જુદા સહી;
અડવિળાએ પ્રાણ અપાય, મિત્રાચારી તહાં કહેવાય.

દુશ્મન દોડે ચારે પાસ, ના તોડે પ્રીતિનો પાશ;
પ્રેમરસે પણ નીતિ રખાય, મિત્રાચારી તહાં કહેવાય.

જે મોઢે ચાવેલાં પાન, કાળાં થાય ન જાતે જાન;
મરણ સુધી સાચા સોહાય, મિત્રાચારી તહાં કહેવાય.

નર્મદ કહે છે સાચેસાચ, સાચી પ્રીતિને નહિ આંચ;
સાચે ભાવે ઇશ ભજાય. મિત્રાચારી તહાં કહેવાય.

## કેમ વીસરે રે ? □ પ્રેમાનંદ

પછે શામળિયોજી બોલિયા, તુને સાંભરે રે ?
હા જી, નાનપણાનો નેહ, મુને કેમ વીસરે રે ?

આપણ બે મહિના સાથે રહ્યા, તુને સાંભરે રે ?
હા જી, સાંદીપના ઘર-મેંહ, મુને કેમ વીસરે રે ?

આપણ સૂતા એક સાથરે, તુને સાંભરે રે ?
હા જી, સુખદુખની કરતા વાત, મુને કેમ વીસરે રે ?

પાછલી રાતના જાગતા, તને સાંભરે રે ?
હા જી, કરતા વેદની ધૂન્ય, મુને કેમ વીસરે રે ?

શીતળ સમીર વાયો ઘણો, તુને સાંભરે રે ?
હા જી, ટાઢે ધ્રૂજે દેહ, મુને કેમ વીસરે રે ?

નદીએ પૂર આવ્યાં ઘણું, તુને સાંભરે રે ?
હા જી, ઘન વરસ્યો મુસળધાર, મને કેમ વીસરે રે ?

આકાશ અંધારી આવિયું, તુને સાંભરે રે ?
હા જી, થાય વીજળિયા ચમકાર, મુને કેમ વીસરે રે ?

મેં સાગર માંહે ઝંપાવિયું, તુને સાંભરે રે ?
હા જી, શોધ્યાં સપ્ત પાતાળ, મુને કેમ વીસરે રે ?

હું પંચજન શંખ જ લાવિયો, તુને સાંભરે રે ?
હા જી, દૈત્યનો આણી કાળ, મુને કેમ વીસરે રે ?

પછે જમનગરે હું ગયો, તુને સાંભરે રે ?
હા જી, આવી મળ્યો જમરાય, મુને કેમ વીસરે રે ?

પુત્ર ગોરાણીને આપિયો, તુને સાંભરે રે ?
હા જી, પછે થયા વિદાય, મુને કેમ વીસરે રે ?

આપણ તે દહાડાના જૂજવા, તુને સાંભરે રે ?
હા જી, ફરીને મળિયા આજ, મુને કેમ વીસરે રે ?

તમ પાસે અમો વિદ્યા શીખતા, તુને સાંભરે રે ?
હું મોટો કીધો, મહારાજ ! મુને કેમ વીસરે રે ?

## કલાપીને સંબોધન □ કાન્ત

સુરતાની વાડીના મીઠા મોરલા
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા
નયને ઝળકે નમણું નિર્મલ હાસ જો
સુરતાની વાડીના મીઠા મોરલા
આંજે ને અજવાળે આંખલડી સખ
અંતર ઉપર ઊઘડે આલમનૂર જો
હેત હૈયાનાં વહતી વાજે વાંસળ
ઊંડે સ્વર આકાશે અંદર દૂર જો
સુરતાની વાડીના મોંઘા મોરલા
નંદનવનમાં પ્રાસાદોની ટોચથ
મધુરી કેકા આજે શી ઊભરાય જો
સુરભીઓની સાથે સંસારે સઃ
અંતર્દ્વારે ગીતા શી અથડાય જો
સુરતાની વાડીના મીઠા મોરલા
“તત્સવિતાનું ભર્ગ વરેણ્ય ધીમહિ !
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો
આજે અન્ય પ્રકારે આ માથું નં
નમતો સાથે આત્માનો એ તંત્ર જો
સુરતાની વાડીના મોંઘા મોરલા

## □ નલિની માડગાંવકર

બે પ્રેમી–
હાથમાં હાથ પકડી
દૂર... દૂર... દૂર...
ભાગી ગયાં

બે મિત્રો–
હાથમાં હાથ પકડી
આ....ખ્ખું....
નવું નક્કોર
વિશ્વ
લઇ આવ્યાં

# ખિન્ન સખાને

□ રામનારાયણ પાઠક

ન વિશ્વમાં સાન્ત્વન પ્રેમના સમું
ને પ્રેમની તો કરુણૈક ક્હાણી !
જે ના મળે કદીય તેહ જ શોધવાનું,
દર્દો અસહ્ય ! અવધિ વિણ ઝૂરવાનું !
એવું સખે વિચારન્તાં, વિષાદે જીવ ખૂંચતાં,
ખેદથી મુક્ત થાવાને ચાલ્યો સાગરતીર હું.
તો ત્યાં સૂર્યાસ્ત થઇ ગયો'તો,
ને ખિન્ન હૈયે જૂહુતીર બેસી
જોયા કર્યું : જેમ પિયુ નિહાળે
સૌભાગ્યની અંતિમ વેળ બેસી,
તેજસ્વી અંગો પર વલ્લભાનાં
મૃત્યુ તણા રંગ ઘેરા છવાતા;
હા ! તેમ મેં વ્યોમની રંગલીલા
પરે છવાતી દીઠી ઘેરી કાલિમા !
મને થયું વિશ્વમહીં શું મ્હાલવું !
હૃદે ધરી શોક સદૈવ ચાલવું !
એવો કરી નિશ્ચય ચાલવા ઊઠયો,
ને ફેરવી છેલ્લી જ એક દૃષ્ટિ,
હવે રહી દેખવી કાલરાત્રિ
એવી ધરીને હૃદયે અપેક્ષા-
ત્યાં તો દીઠી અજબ મધુરી આભમાં બીજરેખા !
કાળાં ઘનો માંહીથી નીકળી ઝીણી
શકે દીસે દિગ્ગજદન્તની અણી !
જાણે દિશા પશ્ચિમની રહી ધરી
ગોરા કરો કેરી ઉઘાડી અંજલિ !
ઝાંખું રૂપેરી વળી એહ સંપુટે,

આછા શું ઢંકાયલું કાલના પટે !
દેખાય છે ભાવિ કલાનું પિંડ
અને ઉલાસ્યું મુજ ચિત્ત ખિન્ન !
વિષાદ મારો સહસા ગયો ખરી !
મુદા રહી કો સહુ દિશ છાવરી !
રોમાંચ એ સર્વ શરીર ઉદ્‌ગમ્યો,
જૂહુતીર ઊભેલ મર્મર રવે ફર્કન્ત તાડો સમો !
સન્ધ્યા ને બીજ બન્નેયે અંગ એક જ દૃશ્યનાં !
અંતરો કાલનાં જૂઠાં, ભૂતનાં ને ભવિષ્યનાં !
તો તારેય સખે ! સન્ધ્યા કાજ ના'કન્દવું ઘટે,
બીજથી નન્દવું એયે સન્ધ્યાને વન્દવું જ છે !

## મનહર મોદી □ ચિનુ મોદી

અગાશીએથી
તું પતંગ સાથે - તારા દીકરાની સાથોસાથ
ભોંય પટકાયો -

પ્રાયમસની ઝાળે
રસોઈ કરતાં
તારી પત્ની સાથે
તુંય ૬૫% દાઝયો -

ખાંસીના અતાગ દરિયે
તુંય તારા ફાધર સાથે
ડૂબ્યો -

આમછતાં
રણછોડરાયની એક આંખમાંનું ફૂલું જોવાનું
તું
ક્યારેય ન ચૂક્યો...

# ચંદ્રવદન એક...

□ ઉમાશંકર જોશી

ચંદ્રવદન એક ચીજ....
ગુજરાતે ના જડવી સહેલ.
જ્યાં પેઠા
ત્યાં ઊઘડે મહેફિલ.
જ્યાં બેઠા,
ખુશ્બો ત્યાં દિલ દિલ.
એક ગાઉ લગી ગમગીની
શકે ન ઢૂંકી.

ચંદ્રવદન એક રડતી આંખ...
બીજી જગત-તમાશો જોતી,
તાર તાર થઈ એકરૂપ સૌ સાથે નાચે,
જીવનનો રસ બિંદુ બિંદુ બધેથી ચાખે.
એક આંખ નિરંતર ભીતર રડતી,
સતત ઝૂરતી.
શું ખૂટે છે?
આટઆટલું તો લૂંટે છે!
દુનિયા ઊઘડે પગ આગળ તે કદી ન પૂરતી.

ચંદ્રવદન એક અલગારી ખુદમસ્ત...
રેલગાડી થંભે તો થંભે પોતે.
કદી ઠરે ના આગ.
મળતાં લાગ,
ભાગે;
હાથ ન લાગે.
ગાડી એનું ઘર,
વિમાન એનું દર.

ચાલે સાથે ?
હા, પણ જેમ
રેલના પાટા,
સાથે છતાંય અળગા.
કદી ન વળગ્યા
કોઈનેય તે.

કૈંક ઈલાના માડીજાયા,
રંગાચાર્ય નટ લાડકવાયા,
શબ્દપીંછીરંગી તસવીરોના કીમિયાગર.
ઘરઆંગણ ક્યારેક અદીઠા નકરા ચં. ચી.
પરદેશે તે ઊંચક્યા ના ઊંચકાય,
પ્રોફેસર ડૉક્ટર સી.સી., કંઈના-કંઈ સી.સી.,
મશિયુ સી.સી., રંગમુકુટ કંઈ શિર ધરી આવ્યા.
દોન કિહોતેના પગલે પગલે ફરી આવ્યા.
પ્રેમભૂખ્યા, પ્રેમાળ,
યુવતી-શા રિસાળ
કદી કો કન્યા-શા શરમાળ,
અજબ વિચિત્ર,
વિરલ મિત્ર,
એક અલકમલકની ચીજ
ચંદ્રવદન તે ચંદ્રવદન તે ચંદ્રવદન......

## પરણામ મારા

□ **રામનારાયણ પાઠક**

ચોથા પરણામ મારા, ભેરુઓને કહેજો રે
જેની સાથે ખેલ્યા જગમાં ખેલજી;
ખાલીમાં રંગ પૂર્યા, જંગમાં સાથ પૂર્યા;
હસાવી ધોવરાવ્યા અમારા મેલજી.

## નિવેદન □ જગદીશ જોષી

માફ કરજે દોસ્ત,
તું પાસે છે છતાંય હું મારામાં સંકોચાઇ જાઉં છું.
આ ઢળતી સાંજની ગમગીનીના પડછાયાનાં વૃક્ષો
મારા રસ્તા પર ઝૂક્યાં છે.
આ વૃક્ષની નીચે
તું મંદિર થઈને મ્હોરી શકે એમ છે,-
છતાંય મારે નીકળી પડવું છે ક્યાંક એકલા
–સાવ એકલવાયા.
હોટલના ખૂણાના સૂનકારમાં
ખાલી ગ્લાસની સાથે
આજની સાંજનો સંબંધ બાંધીશ.
માફ કરજે દોસ્ત,
I'd rather be alone....

વેદનાને જ્યારે શબ્દો જડતા નથી
ત્યારે હું એને પી જાઉં છું.
મારા નશામાં
કેટલીયે મ્હેફિલો ભાંગી પડી છે–
એ હકીકત તું જ જાણે છે;
એટલે જ
બીજા પાસે બોલબોલ કરતો
તારી પાસે ખૂબ ઉદાસ થઈને બેઠો છું.
મારા એકાન્તની ઇજ્જત કરનાર, દોસ્ત!
એક તને જ કહી શકું છું:
I'd rather be alone....

## શેતરંજ □ અમૃતા પ્રીતમ □ સુશી દલાલ

(પંજાબી)

તારી પાસે નફ્રતની સિગારેટ
મારી પાસે સિગારેટનું લાઇટર
આવ, તારી સિગારેટ સળગાવી દઉં
એક બહુ જ ઊંડો શ્વાસ લેજે
અને પછી એની ખુમારી જોજે
આત્મા કંપી જશે
પગ ઝૂમી ઊઠશે
અને આખી દુનિયા
નજરને તુચ્છ લાગશે

તારા પૂર્વજ
પાઘડી બદલતા હતા
હુક્કા બદલતા હતા
વીંટી બદલતા હતા
મારા પૂર્વજ
ઘાસની ગંજી બદલતા હતા
લોહીની અંજલિ બદલતા હતા
આ બધાં દોસ્તીનાં ચિહ્ન હતાં

આપણે હોઠોનું જુઠ્ઠાણું બદલશું
હોઠ મારા, જુઠ્ઠાણું તારું
હોઠ તારા, જુઠાણું મારું
દોસ્તીની આ નવી રીત છે
અને નવી રીતને
જોવાનો નવો તરીકો છે
પ્રેમની ગઝલો જૂની વાત છે

### □ નલિની માડગાંવકર

દોસ્તી
એટલે
ભરઉનાળ
આંબાવાડિયામાં
નિરાંતે
બેસતાં
ખોળામાં
ટપકી
પડતી
કાચી કેરીનો
સ્વાદ

આ નફરતની ગઝલનો
એક નવો મક્તો છે

જૂના દોસ્તોનો ગમ શાને
ખુદા હાફિઝ કહીને
વિદાય કરી દે
જૂની દોસ્તીનું
કેવળ હથિયાર રાખી લે
જૂના સમયની
એક પ્યારી નિશાની સમજીને.

અને આ ખુશીમાં
તારા પડોશીને સાદ કર
યુદ્ધની શેતરંજ ખેલ
હાથ તારા
ટેંક, તોપ- મોહરાં પરાયા
અને ચાલ મારી

અજબ ખેલ છે શેતરંજનો
મારા દોસ્ત !
રમતનું આ નવું સ્વરૂપ છે

## તું યાદ અચાનક આવે છે□ પ્રવીણકુમાર રાઠોડ

શ્રાવણની ઝરમર રાતોમા તુ યાદ અચાનક આવે છે
ઝાકળના પારિજાતોમાં તું યાદ અચાનક આવે છે.

અહીંથી લઇ જનારા સઘળા રસ્તાઓ ગાયબ થઈ બેઠા
જીવલેણ અહીં આઘાતોમાં તું યાદ અચાનક આવે છે
અક્ષર અટકે, શબ્દો અટકે ભાષા અટકે પૃષ્ઠો અટકે
કોઇ શાયરના જઝબાતોમાં તું યાદ અચાનક આવે છે

સરખે સરખા ભેરુ સાથે જ્યાં ભર્યો ડાયરો હોય કદી
ત્યાં મસ્ત મઝાની વાતોમાં તું યાદ અચાનક આવે છે

એ મયખાનું, એ મસ્તાનો, એ મયખ્વારી, એ અમીરાઇ
હરદૌર તણી શરુઆતોમાં તું યાદ અચાનક આવે છે.

## હું આવું, દોસ્ત ! □ યોસેફ મેકવાન

પીળા પડી ગયેલા તડકાને
પાંપણોની ધાર પરથી ખંખેરતો
આખ્ખી ને આખ્ખી મોસમનો પ્હાડ ઊતરી
લાગલો જ ચાલ્યો આવું છું, દોસ્ત !

પરીની વાર્તાનું સુગંધીદાર મોત
ખરી ગયું છે
રડવુંયે ન આવ્યું કે હસવુંયે ન આવ્યું !
અંધકારનો કાટ ચડેલા શબ્દો
હવે ઉજમાળા બન્યા છે લોહીમાં ઘસાઈને
ક્યારેક લાગે છે -
ઝગમગતા ઝાડનું ઝૂમખું હું ન હોઉં !
– ત્યારે રાત્રીની વિરાટ ગહનતાની ચીસ
સાંભળું છું.
ને રણકી ઊઠું છું
ને પવનની પગથીઓ પરથી ગબડતો - સરકતો -
ઊભો થઈ ચાલું છું તડકાની ધાર પર
ને ત્યાંથી
લાગલો જ ચાલ્યો આવું છું દોસ્ત !
એય, સાંભળે છે કે ?

□ નલિની માડગાંવકર

મિત્રો
એટલે
એકમેકને
વળગીને
ઊભેલાં વૃક્ષો
જેને
વિસ્તરતાં વાર લાગતી નથી

## મિત્રપત્નીને □ સુંદરમ્

તને હું ચાહું છું; નહિ ભડકતી આ વચનથી,
તને સૌ યે ચાહે અશી નમણી તું છે જ રમણી.
કુટુંબી કાસારે અનુપ વિકસેલી કમલિની!
વનોની દૂર્વા કે ચરી ઉછરી શું કામ્ય હરિણી!

જતી એવી તાજી તરલ ગતિએ યૌવનપથે,
પહેરી અંગાંગે વનપરણના રંગ કુમળા,
સુગોપાઇ યૂથે, પણ નયન સંચારત બધે,
પ્રવાસે ખોજંતી હરિણ નમણો બંકિમશૃંગી.

અમારા યૂથેથી સુહૃદ અમ ઝાલ્યો તવ દગે,
ઝલાયો એ હોંશે બસ કથની પૂરી નહીં થતી.
યથા એનું હૈયું અમ પર ઢળંતું, ત્યમ ઢળ્યું
તું પે આખું, રે એ દ્વિગુણિત દિલોની શી ખુશબો!

તને હું ચાહું છું,' કયમ ન ચહું? વ્હાવા તું સરખી,
ભળી તેમાં પાછી મુજ સુહૃદની સ્નેહસુરખી.

## □ સુરેશ દલાલ

મારું સરવર કમળ જેમ ઊઘડતું નથી
મને મળવા જેવું કોઈ મળતું નથી.

મને લોકો મળે છે : પણ મિત્ર નહીં
કેવળ ઓળખાણ એ વિચિત્ર અહીં
એક ઊભું છે ઝાડ પણ ફળતું નથી
મને મળવા જેવું કોઈ મળતું નથી.

મન વેદનાને એક ક્ષણ ભૂલે નહીં
વાત કરવાને હોઠ ખાસ ખૂલે નહીં
કીકી વિના લોચન ફરકતું નથી
મને મળવા જેવું કોઈ મળતું નથી.

□ જહોન બેરીમન □ હરીન્દ્ર દવે

શું આપણી સ્પર્ધા તારા મૃત્યુની પાર પણ
ચાલુ રહે છે ? આપણી પા સદીથી પણ વધુ
સમયની પ્રેમાળ મૈત્રીભરી સ્પર્ધા ?
મારો એક વિદ્યાર્થી તારી એક કવિતા વિશે
લાંબો નિબંધ લખીને આપે છે જેને શ્રેષ્ઠતા કે ખોટ કાજે
હું ભાગ્યે જ સહન કરી શકું છું

જ્યારે વાત વણસી, ત્યારે તું ચાલ્યો ગયો એ મારો આરોપ છે
અને જો વાત કરી શકાય એમ હશે તો
નર્કમાં આપણે આ વિશે વાત કરીશું.
હું અહીં રહ્યો. એ નીલમાંથી નીલમાં પલ્ટાઈ રહ્યું છે
પણ તું સુવર્ણરંગોમાં લપેટાઇશ, ભલે,
તું પિયરની માફક બીજા ભાવિ તરફ ગયો.

હું ક્યારેય ન બદલાયો. મૃત્યુ માટેની મારી ઝંખના દૃઢ હતી
પણ ક્યારેય પૂરતી દૃઢ નહોતી. મેં વિચાર્યું : આ છે મારી તક
હું એ સહી શકું છું.
હું બૌદ્ધ નથી. મેં પરંપરાનો અભ્યાસ કર્યો છે.
હાઈ સિસ્ટમ્સનો. આવ, મારો શિકાર કર, પુરાણા મિત્ર
અને મને કહે, હું ખોટો છું.

□ નલિની માડગાંવકર

તારાઓ....
આકાશે રચેલી મિત્રાવલિનાં
પરમ દૃશ્યો.

# અમરત્વને વરેલાં વાયુનાં શબ્દશિલ્પો ☐ હરીન્દ્ર દવે

**અ**ઢી હજારથી વધુ વરસ પહેલાં અત્યારે જ્યાં ટર્કી છે, ત્યાં પૂર્વ એજીઅન સમુદ્રમાં એશિયા માઇનોરના સામે કિનારે લેસ્બોસ ટાપુના મિટિલિની નગરમાં સાફો નામની કવયિત્રી રહેતી હતી. ગ્રીસની પુરુષપ્રધાન સંસ્કૃતિમાં સાફો એક આંચકા સમાન પુરવાર થઇ હતી. એ એનો જમાનો હતો, જ્યારે શિલ્પકારો નગ્ન પુરુષઆકૃતિ વિના સંકોચે કોરતા; પણ સ્ત્રીઓના શિલ્પમાં સ્ત્રીને ઢાંકવી ફરજિયાત હતી. હોમર, સોક્રેટિસ કે પ્લેટોની પહેલાંના આ યુગમાં કોઈ સ્ત્રી કવિતા લખે એ વાત જ ગળે ઊતરે એમ નહોતી. વળી પાછી એ સ્ત્રી પ્રેમની કવિતા લખે તો તો સમાજ ખળભળી જ ઊઠે !

સાફોના જીવન વિશે અધિકૃત વિગતો વધારે મળતી નથી. પરંતુ ગ્રીક કવિઓ સાફોને સ્વીકારી શક્યા ન હતા. તેના માટે જાતજાતની કિંવદંતીઓ ઘડી કાઢી હતી. જ્યાં દેવીની પૂજા થતી એ લેસ્બોસ ટાપુની એ નિવાસી હતી, એટલે એ સ્ત્રીઓ સાથે સજાતીય પ્રેમ કરતી એવી વાતો વહેતી થઇ. સાફોના મૃત્યુ પછી બસો વરસે સાફોની મજાક ઉડાવતાં પ્રહસનો ભજવાતાં થયાં. પરિણામે નથી સાફોની કવિતા અકબંધ બચી, નથી તેના જીવનનો કોઈ સિલસિલાબંધ આલેખ થયો : સાથે સાથે તેની હાંસી ઉડાવતાં નાટકો પણ કેવળ ખંડરૂપે જ બચ્યા છે. એટલે જ કલ્પનાના રંગે રંગાયેલા સાફોના જીવનપ્રસંગોને કોઈ દસ્તાવેજી સમર્થન નથી; ફાઓન સાથેના પ્રેમમાં એને સાંપડેલી હતાશા અને પછી તેણે કરેલી આત્મહત્યાના પ્રસંગો સ્ત્રીની સર્જકતાને જીરવી ન શકતા પુરુષના ફળદ્રુપ ભેજાની કલ્પના તરીકે જ ગણાય છે. જોસેફાઇન બામરે સાફોના નવા ભાષાંતર કર્યાં છે, તેના આમુખમાં થોડાક કટાક્ષમાં કહ્યું છે : "પુરુષની પ્રજ્ઞા ભૌતિક પરિસ્થિતિને અતિ ગમી જતી સર્જકતામાંથી આવે છે : સ્ત્રીની સર્જકતાનો સ્રોત તો કુટુંબજીવનની રોજિંદી જિંદગીના અભાવમાંથી આવે. વર્જિનિયા વુલ્ફ ઠંડીગાર હોય; એમિલી ડિકન્સન હતાશ અપરિણીત સ્ત્રી હોય; શાર્લોટ બ્રોન્ટે પ્રેમમાં હતાશ થયેલી હોય અને સાફો વિકૃત જ હોય."

સાફોના જીવન વિશે આપણે કશું જ ન જાણતા હોઇએ તો એની જે કંઇ કવિતા મળે છે તેનો સંબંધ તેના જીવન સાથે જોડવાનો આપણને કોઈ અધિકાર નથી. સાફોની કવિતાનો પ્રભાવ પ્રાચીન ગ્રીસથી માંડી આધુનિક સંસ્કારી વિશ્વ સુધી પ્રસરેલો છે. સાફોના મૃત્યુને માંડ સો વરસ પણ નહોતાં થયાં ત્યારના સમયનો એથેન્સના રાજપુરુષ–કવિ સોલોનનો આ પ્રસંગ આ રીતે નોંધાયેલો છે : "એના ભાણેજ સાફોનું એક ગીત ગાયું કે તરત જ એથેન્સના સોલોને એ છોકરાને કહ્યું : 'મને એ ગીત જલદી શીખવી દે.' કોઇએ પૂછયું : 'આટલી ઉતાવળ શી છે ?' ત્યારે સોલોને ઉત્તર આપ્યો : 'એ ગીત જાણ્યા પછી મૃત્યુ પામું એવી મારી ઇચ્છા છે.' " મૃત્યુ કોઈ પણ પળે આવે; ત્યારે આવી સુંદર કાવ્યકૃતિથી પોતે અનભિજ્ઞ હોય એ કેમ ચાલે ? પ્રાચીન ગ્રીસમાં સાફો માટે એક તરફથી હાંસી અને વિડંબના

હતી તો એક તરફથી સોલોન કે તેને 'દસમી વિદ્યાદેવી' કહેતા પ્લૅટોની પ્રશંસા હતી !

કવિ મૃત્યુ પામે છે : પણ કવિનો શબ્દ તો અમર છે. કહે છે કે કવિના શબ્દના અમરત્વની વાત દુનિયાની તવારિખમાં સૌ પ્રથમ સાફોએ કરી હતી. તેણે ગાયું હતું :

"કાવ્યદેવીએ જીવનભર
મને સુખ આપ્યું છે :
હું મૃત્યુ પામું
પછી હું ક્યારેય નહીં ભુલાઉં !"

એક બીજા કાવ્યખંડમાં સાફો કહે છે :

"મારા શબ્દો માત્ર વાયુના જ હશે
પણ એ હંમેશાં આનંદ આપતા રહેશે."

પ્રિયકાંતે 'વાયુની માંહે શિલ્પ' કોરવાની વાત કરી હતી. સાફોએ તો વાયુના શબ્દો દ્વારા અમરત્વ જ પામી લીધું છે.

સમયાંતરે, તમામ આલોચનાથી પર રહી કેવળ સાફોની કૃતિ તરફ વળું છું ત્યારે એમાં કોઈ વિકૃતિ દેખાતી નથી. મધ્યકાલીનથી માંડી આજ સુધી રાધાભાવે કૃષ્ણની કવિતા લખતા પુરુષ કવિઓ આપણે સ્વીકારી લઈએ તો નારી પ્રત્યેના પ્રેમને (કદાચ પુરુષભાવે) ગાતી સ્ત્રીકવિને કેમ ન સ્વીકારી શકાય ? તમને પ્રેમની કવિતા ગમતી હોય, તો જે વ્યક્તિ વિશે કે તેના પ્રેમ વિશે કશું જ નથી જાણતા એવી સાફોની કવિતા પાસે જવા જેવું છે :

"હું જાણું છું એ સત્ય :
જેને હું ખૂબ ચાહું છું,
તેનાથી વધુ ઘવાઉં છું."

× × ×

"ચંદ્રનો ઉદય,
ઝાંખા થતા તારા :
મધ્યરાત્રી વીતી;
લાંબા કલાકો વીતે છે,
વીતે છે,
હું સૂતી છું, એકાકી–એકલવાયી."

× × ×

"હું ઝંખું છું,
અને તરસું છું."

× × ×

"તું મને ચાહતો હો,

તો યુવાન પત્ની પસંદ કરજે.

હું તો હવે મોટી,
યુવાન સાથે જીવવું મારાથી ન જીરવાય."

આ કવિતામાં પ્રેમ છે : સાથે સાથે વ્યથા પણ છે. પ્રેમનો સંબંધ જ વેદના સાથે છે. સાફોના જીવનમાં એ વેદના ક્યા સ્વરૂપે છે, એ આપણે જાણતા નથી. પણ કવિતામાં એ વિધવિધરૂપે છે. કદાચ કોઈ યુવાન પ્રેમીની ટીકા કરનારને સંબોધીને જ સાફોએ નીચેની કાવ્યપંક્તિઓ લખી હશે :

"યાદ કર,
આપણી જુવાનીમાં
આપણે આ જ કર્યું હતું."

× × ×

"હું યુવાન હતી,
પ્રેમમાં હતી,
ત્યારે મેં એ પુષ્પમાળાઓ ગૂંથી હતી."

'વર્જિન'-કુંવારી કન્યા-ને સંબોધી તેણે લખેલી કવિતાની ચાર પંક્તિઓ જ બસ છે. પણ એમાં એ નારીના સ્રીત્વને કેવા ઊંચા શિખર પર મૂક્યું છે :

"સૌથી ઊંચી ડાળ પરનાં
ઉપરથી લાલ થઇ ગયેલાં મીઠાં સફરજન,
સફરજન ચૂંટનારાઓ તને ચૂંટવી જ ભૂલી ગયા!
ના, તેઓ તારા સુધી પહોંચી જ ન શક્યા!"

સાફોની કવિતા માત્ર છૂટાછવાયા ખંડો રૂપે જ બચી છે : કોઈ એકાદ પંક્તિનો ખંડ બચ્યો છે, તો કોઈક ચાર-છ કડીનો, પુરુષપ્રધાન સંસ્કૃતિએ આ કવિતાને વિસ્મૃતિની ગર્તામાં ફેંકી દીધી હશે ? આ નાનકડા કાવ્યખંડો પણ અમરત્વ પામ્યા છે. શાણપણના આ બે શબ્દો :

"કોઈ તમારામાં ગુસ્સો વાવે,
ત્યારે શાંત રહેજો.
તમારી અવિચારી, ભસતી જીભને કાબૂમાં રાખજો."

બે પંક્તિઓમાં કવિએ કેટલું મોટું સત્ય કહી દીધું છે!

મૃત્યુ વિશે સાફોનું નિરીક્ષણ અદ્ભુત છે : એનાથી જ આપણે વાત અધૂરી રાખીએ :

"મૃત્યુ દુષ્ટ હોવું જોઇએ :
દેવો એ વાતમાં સંમત છે!

નહીં તો શા માટે

તેઓ અમરત્વ પસંદ કરે ?"

સાફો માટે મૃત્યુ હતું : તેના શબ્દો દેવરૂપ પામ્યા. તેને અમરત્વ વર્યું. ગ્રીસની સંસ્કૃતિ પાસે જવા જેવું છે : સોક્રેટિસ કે પ્લેટો, એરિસ્ટોટલ કે અરિસ્ટોફિનિલ, સોફોકિલિસ કે હોમર પાસે જઈએ ત્યારે તે બધાની પૂર્વજ સાફો પાસે પણ થોડુંક બેસીશું તો પ્રેમીનો રસભીનો રંગ સદીઓને પાર કરીને પણ ભીંજવ્યા વિના નહીં રહે.

## કૃપાઓધ □ હરીન્દ્ર દવે

હવે ચોખ્ખો ચ્હેરો નીરખ નિત માના પદના
નથી આશંકાનાં ઘન, નભ થયું નિર્મળ હવે
અશ્રદ્ધાનાં ગાઢાં વન પણ વટાવ્યાં, પ્રિય સખે
હવે વહેતી વાચા, અધર પણ એના ગુણ સ્તવે

પ્રલંબાતા રસ્તા પર સરસ ને શીતળ હ
હવે ઉદ્યાનોમાં થઈ પથ જતો નિત્ય તુજને
રહ્યાં શબ્દોથી જે પર, કવન લાધે નિતનવા
ઉઘાડે નેત્રો તો અવર નવ, છે સર્વ સ્વજનો.

કદી તોફાનોમાં અવિચલ રહ્યો દીપ સ્થિર થૈ
પ્રસારે છે તારે ભવન અજવાળું અખિલનું,
કદી સંગોપાયું ધરણી મહીં જે પાનખરમાં
હવે એ બીજેથી તરુ વિલસતું પૂર્ણ રસનું.

હવે એ નેત્રોનો પટ અજબ આકાશ થઈને,
લચે છે જો તારા શિર પર કૃપાઓધ લઈને.

## દિવંગત મિત્રની સાથે □ રાજેન્દ્ર શાહ

આ નૈશ અન્ધકારે મારાં બન્ધ નયનના કક્ષે તારું આગમન :
સહજ, નિરન્તરની તારી એજ રીતિ.
(જાગૃતિમાં સ્મૃતિના સહારે ઘણીવાર મેં તને બોલાવ્યો છે
ઘડી બે ઘડી ગોષ્ઠિ કરવા- ત્રણે કાળને ચપટીમાં લઈ-
મનમાન્યા સ્થળે- ઘરે કે બહાર નગરમાં કે વનમાં વિહાર કરવા,
ને...પછી... 'અચ્છા ત્યારે, કલ ફિર', કહી વિદાય
નિજ ભિન્ન ક્ષેત્રે.)
પણ આજે
આ નૈશ અન્ધકાર, મારાં નિમીલિત નયન, ભીતરી પ્રદેશમાં-
અહીંના આ ભૂ: ભુવ: સ્વ:ના સ્વયંપ્રકાશમાં- સ્વત: તારું આગમન :
પ્રયોજનનો કોઈ ભાવ નથી મુખ ઉપર.

કેટલો રાજી છું તને જોઈને!
હાલ, ખાલી નીરવ સમય થશે રંજિત, આન્દોલિત.
આપણી અહૈતુકી ભાવના-ભંગિમાથી.
ચલો, જ્યાં આપણે ત્યાં નિત્ય વસંત.

કૉફી-બોફી લઈને...
'મળી રહેશે માર્ગમાં, કને છે બદામ ને કાજુ ને...'
ને લોનાવલાની ચિકી.

ઉલ્લાસના કિનારે આવી પહોંચ્યા છીએ આપણે.
પ્રલંબ પટમાં આકાશને પ્રતિબિમ્બિત કરતાં ભૂરાં પાણી,
ઉપર ઉન્મદ કલકલિયાનો પંખાળો આલાપ ને
આ બાજુના તરુપર્ણ પુંજમાં નીતરતું હોલાજીનું ગભીર ગળું.
અહીં આપણા ડેરા,
પેલા શિરીષની વિશાળ અર્ધશ્યામલ છાયામાં.

'નહીં; જઈશું આપણે તરંગિણીની પેલી પાર.'
આમથી કે તેમથી નથી આવતી કોઈ હોડી.
ઝોળીમાંથી કાઢી તેં
આ કાષ્ઠની, પાદુકા તો નથી,- છે મોજડી :
કમાલ છે તું બી...

'નવાઈ લાગે છે ને ? એ છે આપણી પનાઈ'
'કાઢ તારા ચમ્પલ અને આરૂઢ થા એની ઉપર'

આજ્ઞા શિરોધાર્ય. વાહ, છે તો મખમલી. ને
પાણી પર પગ મૂકતાં જાણે હંસારૂઢ અમે
મરુદ્વેગે ક્ષણાર્ધમાં ઓ પાર.
....
નિર્જન નિબિડ કાનને નીરવ અમે બે
હૃદયના પ્રત્યેક સ્પન્દને સંવાદયુક્ત.
અરણ્યની સપુષ્પ વનસ્પતિ મધુગન્ધ ફેલાવી આલિંગે છે અમને,
તો, સત્કારે છે અમને રોમાંચિત કરતી વિહંગની વાણી :
પ્રસન્ન અમે સાંકડી કેડીએ આગળ ધીમે ધીમે :
બાજુની તૃણ-પલ્લવીમાં ખેલાચંચલ ધવલ શશકવૃન્દ
ક્રીડાવિસ્મૃત નજર માંડે છે અમારી ભણી, લેશ નહીં ભીરુ.
સાંકડી કેડીએ અમે ધીમે ધીમે આગળ.
છાયાહીન પ્રકાશ, દિશાહીન દેશ, ગતિ નિરુદ્દેશ.
નહીં ગત, નહીં અનાગત, કેવળ સીમહીન સમ્પ્રતની વેળ.
....
સુંદર છે આ સ્થલ
શૈલરોધ ઠેકી નન્દ-નાદે વહી જતા ઝરણની સન્નિધિનું.

જલસ્પર્શ સુલભ શિલાસને અમે બેઉ.
નિર્જન નિબિડ કાનને.

હાથમાંના હાથમાં જ છે બદામ અને કાજુ,
કંઈક આત્મવિસ્મૃત છીએ અમે:

કોણ અહીં રેલી રહ્યું આ મધુર ગાન ?-
આ વિવિક્ત જનરિક્ત પ્રાન્તે ?- સુકોમલ સૂરે !

'કર્ણગોચર છે સૂર : ઝિલાય છે એનો શબ્દ ?'

શબ્દ નહીં. શબ્દનો સ્પન્દમાન ધ્વનિ સ્પર્શે છે હૃદયને
હૃદય તદ્‌ભાવે ભાવાપન્ન.
કર્ણગોચર છે સૂર, લય પ્રસ્પન્દિત છે હૃદય.
....
ગાન બન્ધ.... નીરવતાનો સોપો...
નજર ઉન્મીલિત નિહાળે છે ચોમેર:
ભીતરેથી રે હું બહિષ્કૃત
આ નૈશ અન્ધકારે લહું નહીં તને; હવે
કોને કહું : 'અચ્છા ત્યારે, કલ ફિર' ?

□ અહમદ મુજતબા 'વામિક' જૌનપુરી
(ઉર્દૂ)

મેરી ખામોશી સે બરહમ ન હો[1] મુઝસે એ દોસ્ત
ચલને વાલે હી તો દમ લેતે હૈં ચલને કે લિએ
પી લિયા કરતે હૈં જીને કી તમન્ના મેં કભી
ડગમગાના ભી જરૂરી હૈ સંભલને કે લિએ

* * * *

ઇસ ગમે-દોસ્ત[2] ને ક્યા કુછ ન સિતમ[3] ઢાએ મગર
ગમે-દૌરાં[4] કી તરહ જાન સે મારા તો નહીં

(૧) બિગડ નહીં (૨) મિત્ર યા પ્રેયસી કા ગમ (૩) અત્યાચાર (૪) સાંસારિક ગમ.

## મા મારી શ્રેષ્ઠ મિત્ર □ ભગવતીકુમાર શર્મા

મા મારી પહેલી મિત્ર,
અને શ્રેષ્ઠ મિત્ર,
અને છેલ્લી પણ.
બીજી મિત્રતાઓમાં
કદીક સ્વાર્થનું નહિ, તો અપેક્ષાનું
વાળ જેવું બારીક
પણ એકાદું કણું તો આવી જાય;
પછી ઘસરકો, ઉઝરડો, તિરાડ.
ઉદારતાથી ક્ષમા કરીએ
કે કોઈ આપણને ક્ષમા કરી દે
તે વાત જુદી,
પણ થીંગડું અને ભીંગડું બંને ઊખડે.

સ્ત્રી-પુરુષની મૈત્રી ઘણું-ખરું પ્રેમમાં પરિણમે,
અને પ્રેમીજનો પતિ-પત્ની બને, ન પણ બને.
પતિપત્નીનું મિત્ર કે મિત્ર જેવાં બનવું
આદર્શ તોયે અતિ દોહ્યલું.
ચડસાચડસી, હું-પદ, આળાપણું
ચામડીની જેમ ચીટક્યાં તે ચીટક્યાં !
નખ જરાક અડી જાય
કે લોહી નીકળ્યું જ સમજવું.
હિંડોળાની ઠેસમાં, પાનના બીડામાં,
ખભે મુકાતા હાથમાં,
બાળકો પ્રત્યેની મીટમાં,
નેજવાંની છાજલીમાં
પતિ-પત્નીપણું ઓગળે તો ઓગળે,
નહિતર પરસેવાની ગંધ નોખી તે નોખી !

માને તો આકાશ જેટલું ચાહી શકાય,
દેવમૂર્તિની જેમ પૂજી શકાય,
પણ એ એવું કશું માગે-ઇચ્છે-વિચારેય નહિ!
એટલે જ દોસ્તની જેમ
એને ખભે કે ખોળામાં માથું મૂકી શકાય,
ઝઘડીયે શકાય.
આપણા હોઠો પરની દૂધિયા ગંધ
એની છાતીમાં અકબંધ.
એના ખોળામાંની
આપણા પેશાબની દુર્ગંધ
એ સાથે લઈને જ જાય
ભગવાનની પાસે,
અને સ્વયં ભગવાન સુગંધ સુગંધ!
(ભગવાનનીયે મા તો હશે જ ને?)

## સ્મરણની દીવાલો

□ ભરત ભટ્ટ "તરલ"

ફલક પર જરા દોસ્ત, ચેતીને ચાલો;
અડીખમ ઊભી છે સ્મરણની દીવાલો.

અહીંયાં સુરાહી છલોછલ ભરી છે;
પણે દોસ્ત, ખાલી થયો એક પ્યાલો!

તમે રેતને જળ વિશે એમ પૂછયું;
વમળમાં ઊઠયા કેમ રણના સવાલો?

હથેળી, સમંદર, હવા, પર્ણ, આંખો;
વિષેના અમારા અનોખા ખયાલો.

વફાદાર ગઝલો, વફાદાર શબ્દો;
શબદના અમે પણ ખરેખર હલાલો!

□ ભર્તૃહરિ □ જશવંતી દવે
(સંસ્કૃત)

પોતાની મહીં જે ભળેલ જળને,' દૂધે દીધા સૌ ગુણો
જોયો તે દૂધમાં જ તાપ, જળ તો હોમાયું એ અગ્નિમાં;
જોઇ મિત્રવિપત્તિ, દૂધ સહસા અગ્નિ ભણી દોડિયું
પાણીથી થતું શાંત એ સુજનની મૈત્રી જ આવી ખરે!

□ સુરેશ દલાલ

મનમાં આવે તે તારે લખવું મારા મિતવા
મનમાં આવે તે લખવું,
કોઈને તે કૈં નહીં પૂછવું મારા મિતવા
મન ફાવે તેમ તારે કરવું.

ફૂલો તો આપમેળે ખીલતાં આવે
એને થોથાં સાથે નથી નાતો,
કોયલ તે ક્યાં કોઈ રિયાઝ કરે છે
તોયે એનો કંઠ રહે
વાદળીની જેમ રે વરસવું મા
વાદળીની જેમ

હોય તો
ીજાંની
ાપમેળે
જાંનો
તો
પો

## પ્રવીણ જોષીને અલ્વિદા □ સિતાંશુ યશશ્ચંદ્ર

ક્યાં ચાલ્યો તું સાહ્યબા આમ સૂનો મૂકી મ્હેલ રે
હજી તો અધવચ દૃશ્ય ખેલંદા હજી તો અડધો ખેલ રે.

સુહૃદ, ન પૂછયું ના કહ્યું અને આમ અધવચ બદલી વાટ રે
ઉફરાંટો તને લઈ ગયો કહે દિલનો ક્યો ઉચાટ રે?

ઉચાટ અજંપા યોજના અરમાન યત્ન સંકલ્પ
મબલખ તારાં સોણલાં, તને રાત મળી, નટ, અલ્પ.

અમે તો સૂતાં રહ્યાં જ ગાફિલ નીંદ-પછેડો ઓઢ રે
અરે મસ્તક ફોડી પેટાવ્યું તેં લાલ રંગનું પરોઢ રે.

ઝાઝા વેશ કરીને મદભર તેં ખુટાડી રાત રે
પણ આમ લોહીના સૂરજથી રે નો'તું કરવું પ્રભાત રે.

મસ્ત, છબીલો, દુલ્લો રાજા, મોહક, મનનો મીણ રે
હોઠ-ખૂણે સ્મિત, નેન-ખૂણે વીજ, રંગરાજવી પ્રવીણ રે.

તોરભરી નારંગી હડપચી, ભમરપે લીલું જ્ઞાન
આંખમાંહે નર્યાં આસમાન- એ છે આજથી એની પહેચાન.

ઝલમલ ઝલમલ પ્રભાત થાતું ત્યાં જ તું ડૂબ્યો ભાણ રે
હવે કોણ મને કરશે રે નાટક લખવા ઝાઝી તાણ રે?

એ તખ્તો ભરી તારું હોવું, તારા પડદાના પાડ-ઉપાડ રે
અરે હવે નબાપા શબ્દોને કોણ કરશે મનભર લાડ રે?

એ તારી મદભર મહેફિલો, એ તારાં મોકળાં હસવાં રે
અરે નવા લોકનાં નવાં નાટ્યને ફરીને ઇજન એવાં મળવાં રે.

તારી ચેહની લાગી ઝાળ સાહ્યબા, હવે ઊપટયો મનનો રંગ રે
મન, પડદો પાડો, ચલો હવે નેપથ્યે કરશું સંગ રે.

### □ ભર્તૃહરિ □ જશવંતી દવે
(સંસ્કૃત)

પોતાની મહીં જે ભળેલ જળને,' દૂધે દીધા સૌ ગુણો
જોયો તે દૂધમાં જ તાપ, જળ તો હોમાયું એ અગ્નિમાં;
જોઇ મિત્રવિપત્તિ, દૂધ સહસા અગ્નિ ભણી દોડિયું
પાણીથી થતું શાંત એ સુજનની મૈત્રી જ આવી ખરે !

### □ સુરેશ દલાલ

મનમાં આવે તે તારે લખવું મારા મિતવા
મનમાં આવે તે લખવું,
કોઈને તે કૈં નહીં પૂછવું મારા મિતવા
મન ફાવે તેમ તારે કરવું.

ફૂલો તો આપમેળે ખીલતાં આવે
એને થોથાં સાથે નથી નાતો,
કોયલ તે ક્યાં કોઈ રિયાઝ કરે છે
તોયે એનો કંઠ રહે ગાતો.
વાદળીની જેમ રે વરસવું મારા મિતવા
વાદળીની જેમ રે વરસવું.

પૂછવું જો હોય તો પૂછવું પોતાને
બીજાંની વાત બધી ટાળો,
પ્રેમ એ તો આપમેળે બનતી ઘટના છે
એમાં બીજાંનો હોય નહીં હવાલો.
પોતાને પંથે તારે વળવું મારા મિતવા
પોતાને પંથે તારે વળવું.

## પ્રવીણ જોષીને અલ્વિદા □ સિતાંશુ યશશ્ચંદ્ર

ક્યાં ચાલ્યો તું સાહ્યબા આમ સૂનો મૂકી મ્હેલ રે
હજી તો અધવચ દૃશ્ય ખેલંદા હજી તો અડધો ખેલ રે.

સુહૃદ, ન પૂછયું ના કહ્યું અને આમ અધવચ બદલી વાટ રે
ઉફરાંટો તને લઈ ગયો કહે દિલનો ક્યો ઉચાટ રે ?

ઉચાટ અજંપા યોજના અરમાન યત્ન સંકલ્પ
મબલખ તારાં સોણલાં, તને રાત મળી, નટ, અલ્પ.

અમે તો સૂતાં રહ્યાં જ ગાફિલ નીંદ–પછેડો ઓઢ રે
અરે મસ્તક ફોડી પેટાવ્યું તેં લાલ રંગનું પરોઢ રે.

ઝાઝા વેશ કરીને મદભર તેં ખુટાડી રાત રે
પણ આમ લોહીના સૂરજથી રે નો'તું કરવું પ્રભાત રે.

મસ્ત, છબીલો, દુલ્લો રાજા, મોહક, મનનો મીણ રે
હોઠ–ખૂણે સ્મિત, નેન–ખૂણે વીજ, રંગરાજવી પ્રવીણ રે.

તોરભરી નારંગી હડપચી, ભમરપે લીલું જ્ઞાન
આંખમાંહે નર્યાં આસમાન– એ છે આજથી એની પહેચાન.

ઝલમલ ઝલમલ પ્રભાત થાતું ત્યાં જ તું ડૂબ્યો ભાણ રે
હવે કોણ મને કરશે રે નાટક લખવા ઝાઝી તાણ રે ?

એ તખ્તો ભરી તારું હોવું, તારા પડદાના પાડ–ઉપાડ રે
અરે હવે નબાપા શબ્દોને કોણ કરશે મનભર લાડ રે ?

એ તારી મદભર મહેફિલો, એ તારાં મોકળાં હસવાં રે
અરે નવા લોકનાં નવાં નાટ્યને ફરીને ઇજન એવાં મળવાં રે.

તારી ચેહની લાગી ઝાળ સાહ્યબા, હવે ઊપટયો મનનો રંગ રે
મન, પડદો પાડો, ચલો હવે નેપથ્યે કરશું સંગ રે.

□ નલિની માડગાંવકર

તારી નજરની
અફાટ મેદાન જેવી મોકળાશમાં
મારી આકાંક્ષાઓના અશ્વો
પૂરપાટ દોડતા હતા.
અચાનક...
એ નજર ઊંડી ખીણ બની ગઈ!
જેમાંથી ઊંચે ઊઠતા વેદનાના જ્વાળામુખીએ
મારી અપૂર્ણતાના રોમેરોમને સળગાવી દીધું.

હવે,
હું એક ઓગળેલો પીંડ બનીને
તારી પાસે આવી છું દોસ્ત!
મને નવો ઘાટ આપ.

તારા વિશ્વાસની પરિસીમાની બહાર ટળવળવું
હવે બહુ આકરું લાગે છે.
પણ તોયે,
તારો વિશ્વાસ મેળવવા
વફાદારીના થોડાક ખખડતા ચલણી સિક્કાઓને
ખોબામાં ભરીને દોડી આવવાનું યોગ્ય લાગતું નથી.

કોણ કહે છે કે મૈત્રી ફક્ત સરખે સરખાની હોય છે!
વૃક્ષ સાથે વાતો કરવા
નીચે ઝૂકેલા આકાશનો ચ્હેરો
મેં જોયો છે.

...ને આધારે ફૂટતી કૂંપળને

માટી ક્યારેય તરછોડતી નથી.
ધારદાર પથ્થરો સાથે અફળાઇ અફળાઈને
નદી
આખરે એને સુંવાળા કરીને જ જંપે છે.



તારી આંખોની ભીનાશથી
મારા કેટકેટલા સૂકાભઠ્ઠ યુગો
આર્દ્ર બન્યા છે દોસ્ત!

લાવ, તારો હાથ
મારે મારા હાથની રેખાઓ બદલવી છે.

## એક છલનામયી બેનપણીને □ ચિનુ મોદી

છેહ દઈને રીસ કરો ને લજવાતાં પણ નથી?
વ્હાણ અને વિશ્વાસ તોડતાં, અચકાતાં પણ નથી?
છેહ.

ભૂરી ભૂરી બે આંખોમાં
આંસુ પણ ચિતરેલાં
દમામભપકા બધા બ્હારના
મન મેલાં ને મેલાં;
લોહી ભરેલા હાથ, મેંદીથી, ઢંકાતા પણ નથી
છેહ દઈને રીસ કરો ને લજવાતાં પણ નથી?
મૃગજળ જેવી લાગણીઓમાં
તરવા ક્યાંથી લાગું?
કાગળની હોડીને માટે
દરિયો ક્યાંથી માંગું?
બનાવટી ફૂલ જેવાં એથી કરમાતાં પણ નથી
છેહ દઈને રીસ કરો ને લજવાતાં પણ નથી?

## એક પત્ર □ નીતિન મહેતા

કાચીંડો તે જ આ શહેર. હું અહીં, તું ત્યાં, વચ્ચે રઝળે છે મારા, તારા કેટલાયે અવશેષો. બધું બદલાતું જાય છે– સુખની જેમ, આકાશની જેમ. સ્વપ્નની બોદી દીવાલોના રણકારને પીઉં છું આંખોથી અને ત્વચા પર ખખડે છે વર્તમાનની એક એક ક્ષણ. "પછી શું ?"નું અવતરણ સતત પીડે છે મારી આ એક ક્ષણને. તડકો બારીના કાચ સાથે આજે સવારે જ ફાટી ગયો. ત્વચા પર જે છિદ્રો છે તે કાચની ઝીણી કચ્ચરોની જેમ હાંફી રહ્યાં. આ અશબ્દ વિશ્વ મને પીડે છે તેથી તો હું તરડાઇ જાઉં છું દર્પણમાં અને મારી વાતો શ્વાસ થઇ પ્રતિબિંબાય છે મારી સામે. ત્યારા શહેરથી મારું શહેર જુદું, વચ્ચે લંબાઇને પડયો છે કાચીંડો. તું મારામાં જ ગોપિત રહી રચે છે મારી સાથે સંવાદ. હું તો ઘંડુ છું મારા મૌનને... ચિત્તને શબ્દાવું શી રીતે ? મનને "એ અહીં નથી" કહી કેમે કરી મનાવવું ? તું મારી બધી ઋતુ. તારા માટે થોડી ઉનાળાની સાંજ અને વરસાદી બપોરની થોડી ક્ષણો મેં સાચવી રાખી છે. હું શબ્દોથી વિશેષ કશું લંબાવી નથી શકતો તારી તરફ. તારો નીતિન પણ આ શહેરમાં બોલતો, કોલ્ડ કૉફી પીતો, Jazz સાંભળતો ઉદાસ હસે છે. Emotionally-ir-rational થઇ ગયો છે એ. વધુ પૂછીશ તો કહીશ ટ્રેન બની આવ-જા કરું છું અહીં–ત્યાં. તારે મને યાદ ન આવવું.

## જોયો છે ? □ વિપિન પરીખ

તમે તુલસીના છોડને ક્યારેય કરમાતો જોયો છે ?
તમે ગુલમ્હોરનાં વૃક્ષને નિષ્પર્ણ થઇ ઢળી પડતાં જોયું છે ?
તમે ક્યારેય કોઈ મોટા શહેરને એકાએક ખાલી થઇ ગયેલું જોયું છે !
તમે ક્યારેય એક મિત્રને જીવનમાંથી ખસી જતાં જોયો છે ?

## મિત્ર અરવિંદને ▫ વિપિન પરીખ

થોડાક જ દિવસોમાં આપણે
પચાસના ઉંબર ઉપર આવીને ઊભા રહીશું.
લોકોને આશ્ચર્ય થાય છે :
આ ગતિશીલ અને તકવાદી યુગમાં
બે જણ આટલાં બધાં વરસો સુધી મિત્ર રહી શકે !
ક્યારેક બધું સ્વપ્ન જેવું લાગે છે.
જે કૉફીહાઉસમાં આપણે રોજ બેસતા હતા
ત્યાં હવે બૅન્ક આવી ગઈ છે.
(એ બૅન્કમાં મારું નાનકડું સેવિંગ્સ ખાતું છે
ને તું એ બૅન્કમાં ડાયરેક્ટર છે એ આડવાત)
તું કૉફીના કપમાં સાકર નથી નાખતો.
તારા વિના પીવાતી સાકર સાથેની કૉફી
મને એક વેદના આપી જાય છે.
છતાં રીટા અને મિતાની વાત કરતા
આપણા હોઠ ઉપર હજુ એ જ મીઠાશ ફરી વળે છે
તું આસાનીથી 'સફારી' સૂટ અપનાવી શક્યો.
'ફ્લૅપ'વાળાં પૅન્ટ ફગાવી દેતાં મારા નાકે દમ આવી ગયો.
તું મોરારીબાપુની ટેપ હમણાં હમણાં શાંતિથી બેસીને સાંભળી શકે છે.
મને આશ્ચર્ય થાય છે.
હું હસું છું.
હું હજુ પણ કૃષ્ણમૂર્તિ વાંચું છું.
તું હસે છે.
પણ મારી આંખોમાં પુસ્તકોનો પુષ્કળ થાક છે.
મંદિરની બહાર ઊભો રહેનારો હું--
મને હવે ભીતર પ્રવેશી બે ક્ષણ શાંતિથી બેસવાનું મન થાય છે.
બાજુમાં ધક્કો દઈને પસાર થઇ જતાં છોકરાં
ક્યારેક 'કાકા' કહીને નહીં પણ 'દાદા' કહીને આપણને સંબોધે

ત્યારે ચોંકી જવાય છે.

આવતી કાલનું છાપું આજે વાંચી શકનારો તું
નરીમાન પૉઇન્ટના બાંકડા ઉપર બેઠેલા બુઢ્ઢા પારસીઓ જોઇ કહે છે :
'આવતી કાલે આપણે પણ આ જ રીતે અહીં બેસી
ગઈ કાલના છાપાને વાગોળીશું.'
વાતવાતમાં ક્યારેક તું કંટાળીને, અકળાઇને બોલી બેસે છે,
"તું એવો ને એવો રહ્યો, જરા પણ સુધર્યો નહીં.
હવે આપણી પાસે રહ્યાં કેટલાં વરસો....?"
આ વળાંક ઉપર હું હસીને કહું છું,
"હું કદાચ એવો ને એવો રહીશ
આવતાં વરસોમાં તું મને નભાવી લેશે ને ?"

☐ સુરેશ દલાલ

તમે અચાનક મળ્યા હતા એ પિછાન આછીઆ
સુગંધ એની કદીક પમરે : કેમ પકડવી પાછી ?

ક્ષણનો એ મેળાપ મિતવા
સાવ અમસ્તું સ્મિત
કદીક લયમાં મ્હોરી ઊઠે
શબ્દો ને સંગીત

આમ જુઓ તો યાદ નથી ને તોય એ તાજીતા
તમે અચાનક મળ્યા હતા એ પિછાન આછીઆછ

મિત્ર નથી ને નથી મિત્રતા
તોયે એના જેવું
આછું આછું ધુમ્મસ : એને
કેમ કરીને કહેવું

મળશું કે નહીં મળશું : તોયે રુદિયો મારો રાજી
તમે અચાનક મળ્યા હતા એ પિછાન આછીઆછ

## ઑફિસમૈત્રી* □ ગેવિન એવર્ટ □ સુજાતા ગાંધી

ઈલા પાગલપણે હરેશના પ્રેમમાં છે
અને હરેશનો જીવ શીલામાં છે.
ચંદ્રકાંત બહુ જ થોડાકને પ્રેમ કરે છે.
અને થોડાક તેને પ્રેમ કરે છે.

મેરી બેઠી બેઠી ટાઈપ કરે છે પ્રેમની નોંધ
રોમેન્ટિક પિયાનોવાદકની આંગળીઓની અદાથી.
ફિરોઝ ઊંચે આકાશ તરફ જુએ છે
જ્યાં ફાલ્ગુનીની દિવ્ય સુગંધ લહેરાય છે.

નીતાની આંખોમાં ગોળ ફરે છે વળ લેતાં સાપોલિયાં
અને મગરૂરીથી પોતે ધીમે ધીમે ચાલે છે.
દરેક જણ અણુએ અણુમાં રોમાંચ અનુભવે છે
સુનીલની વાતોના ઈશારાઓથી.

દબાયેલી જાતીયવૃત્તિ બેફામ આક્રમક થશે
પણ તે આપણને સૌને જીવંત રાખે છે.
પત્નીઓ અને કામની દુનિયામાં આ છે એક અદ્‌ભુત હવાફેર
અને તેનો અંત આવે છે સાડા પાંચે.

* અહીં ખાલી નામ જ બદલ્યાં છે.

□ બ. ક. ઠાકોર

વય, વૃત્તિ, સ્થિતિ, રુચિ અરે ! ભાવના તણા સુમેળ !
મનોમેળ તે મૈત્રી ! બાકી સહુ ભાગ્યના ખેલ.

## ઑફિસમૈત્રી* □ ગેવિન એવર્ટ □ સુજાતા ગાંધી

ઈલા પાગલપણે હરેશના પ્રેમમાં છે
અને હરેશનો જીવ શીલામાં છે.
ચંદ્રકાંત બહુ જ થોડાકને પ્રેમ કરે છે.
અને થોડાક તેને પ્રેમ કરે છે.

મેરી બેઠી બેઠી ટાઇપ કરે છે પ્રેમની નોંધ
રોમેન્ટિક પિયાનોવાદકની આંગળીઓની અદાથી.
ફિરોઝ ઊંચે આકાશ તરફ જુએ છે
જ્યાં ફાલ્ગુનીની દિવ્ય સુગંધ લહેરાય છે.

નીતાની આંખોમાં ગોળ ફરે છે વળ લેતાં સાપોલિયાં
અને મગરૂરીથી પોતે ધીમે ધીમે ચાલે છે.
દરેક જણ અણુએ અણુમાં રોમાંચ અનુભવે છે
સુનીલની વાતોના ઈશારાઓથી.

દબાયેલી જાતીયવૃત્તિ બેફામ આક્રમક થશે
પણ તે આપણને સૌને જીવંત રાખે છે.
પત્નીઓ અને કામની દુનિયામાં આ છે એક અદ્ભુત હવાફેર
અને તેનો અંત આવે છે સાડા પાંચે.

* અહીં ખાલી નામ જ બદલ્યાં છે.

□ બ. ક. ઠાકોર

વય, વૃત્તિ, સ્થિતિ, રુચિ અરે ! ભાવના તણા સુમેળ !
મનોમેળ તે મૈત્રી ! બાકી સહુ ભાગ્યના ખેલ.

## □ નાથાલાલ જોશી

તમારા કરુણ એકાંતમાં અનંતનું જ સખ્ય શોધજો;
મરુભૂમિ જેવા ચિત્તપ્રદેશને તે નંદનકાનન બનાવી દેશે.

□

સત્યને મધુર મિત્રની જેમ ચાહો. એ તમારી સમક્ષ
અનાવૃત થઈ જશે, કારણ કે હૃદયને પણ આંખ છે.

□

તમો તમારા પરમપ્રેમી પ્રભુ અને નિત્ય સખાની સંનિધિથી
સભાન બનશો તો શોક કે મોહને કોઈ સ્થાન રહેશે નહિ.
એની વિજયિની શકિતનું સક્રિયત્વ તમો પળે પળે સ્પષ્ટ
અનુભવશો. એની દિવ્ય કરુણાની પ્રતીતિ પણ સાકાર બનશે.
તમારો આનંદ સીમાબદ્ધ રહેશે નહિ અને તમારું સ્થાન
પણ અસ્થાયી લાગશે નહિ. તમારી દૃઢતા અને નિર્ભયતા
અમર્યાદ બનશે અને મુકતપાત્રનો આનંદમય અભિનય,
મદમસ્ત બની કરી શકશો. તમારી દૃષ્ટિમાંથી દુઃખ, દારિદ્ર્ય
કે દીનતા કાયમને માટે વિસર્જન પામશે.

□

તમારાં ઘાસફૂસનાં ઝૂંપડાંને તમારો એકમાત્ર સુહૃદ અને સખા
તોડીફોડી નાખે ત્યારે હાહાકાર કરશો નહિ, કારણ કે એ
તમોને રાજભવનના નિત્યનિવાસી બનાવવા ઉત્સુક હોય છે.

## □ હસન પાશા 'શાયર' લખનવી
(ઉર્દૂ)

જો ગમે-હબીબ સે[1] દૂર થે, વો ખુદ અપની આગ મેં જલ ગ
જો ગમે-હબીબ કો પા ગએ, વો ગમોં સે હંસ કે નિકલ ગ

(૧) મિત્ર યા પ્રેયસી કે ગમ સે.

કારાગાર અહેવાલ □ ફિલિસ વેબ □ શીરીન કુડચેડકર
(કૅનેડિયન)

જાકોબો તિમરમાનની આંખ છિદ્રમાંથી જુએ છે
અને એને દેખાય છે એક બીજી આંખ જે છિદ્રમાંથી જુએ છે.

આરજેનતીનાના કારાગારની ઓરડીના પોલાદના દરવાજામાં આ છિદ્રો
પડાયાં છે.

બંને આંખ સાવધ છે.
અદૃશ્ય થાય છે.

તિમરમાન બરફ જેટલા ઠંડા દરવાજા પર ગાલ ટેકવે છે,
તે અવકાશની એવી લાગણી અનુભવે છે, એટલો આનંદ,
આશ્ચર્યચકિત બનાવે એવો.

તે ફરીથી જુએ છે : પેલી આંખ ત્યાં છે,
તરત પછી કરોળિયા માફક અદૃશ્ય.

ફરી આવે છે, જાય છે, આવે છે.

આ સંતાકૂકડીની રમત છે.
આ બુદ્ધિ છે– હાસ્યસૂઝથી ભરેલી.
તિમરમાન રમતમાં જોડાય છે.

કોઈક વાર બંને આંખનો એક જ ક્ષણમાં મિલાપ થાય છે.

આ સંગીત છે. આ પ્રેમ છે
આરજેનતીનાના કારાગારમાં
અંધારી રાતે ક્રીડા કરી રહેલો પ્રેમ.

એક આંખ કહે છે : મારું નામ છે જાકોબો.
બીજી આંખ પણ કંઈક બોલે છે પણ જાકોબો બરાબર સમજી શકતો
નથી.

હવે તિમરમાનના દૃશ્યફલકમાં
એક નાક પ્રવેશે છે. છિદ્રની ઠંડી ધારને સ્પર્શે છે,
જાકોબો માટે પ્રેમાળ સ્પર્શનો ઘસારો.

એ સમજી જાય છે કે આ તો ચુંબન છે, પ્રેમાળ સ્પર્શ છે,
એકાંતની મૃદુતાનો ઉદ્ભવ.

આ કારાગારમાં વિદ્યુતશક્તિનો ઉપયોગ થાય છે
કાર્યદક્ષતા અને વેદના માટે* પણ મૃદુતાય છે
પ્રકાશ અને વીજનો આંચકો.

ઘનઘોર મધરાતે
એક આંખ, એક નાક, પોલાદી દરવાજા પર ટેકાયેલો એક ગાલ.
આ શરીરના અવયવો છે, ભાષા પ્રકાર છે,
જે બોલી રહ્યા છે,
આપણે એકમેક સાથે છીએ.

* કેદીઓને ઇલેક્ટ્રિક શૉક આપવાના યંત્રનો ઉલ્લેખ.

□ જગન્નાથ 'આઝાદ'
(ઉર્દૂ)

રફીકો[1] ! દોસ્તો ! દાવે મોહબ્બત કે બજા લેકિન
અગર મેરી બદૌલત ઇમ્તિહાં તક બાત જા પહુંચી !

[1] સાથિયોં

## ડેલીએથી પાછા– □ અનિલ જોશી, રમેશ પારેખ

ડેલીએથી પાછા મ વળજો હો શ્યામ !
મેં તો ઠાલાં દીધાં છે મારાં બારણાં

પાછલી તે રાતની નિંદરની કામળી
આઘી હડસેલતીક જાગું,
દયણે બેસું ને ઓલી જમનાનાં વ્હેણની
ઘૂમ્મરીમાં બૂડતી લાગું
બારણાંની તૈડમાંથી પડતા અજવાસને–
ટેકે ઊભી રે મારી ધારણા !
ડેલીએથી પાછા મ વળજો હો શ્યામ !
મેં તો ઠાલાં દીધાં છે મારાં બારણાં.

કૂકડાની બાંગ મોંસૂઝણાની કેડીએ
સૂરજની હેલભરી આવે.
કોડના તે કોડિયે ઠરતા દીવાને ફરી
કાગડાના બોલ બે જગાવે
ખીલેથી છૂટતી ગાયુંની વાંભ મુને બાંધી લ્યે થૈને સંભારણાં.
ડેલીએથી...

### □ ગોવર્ધનરામ

રસઐક્ય વિણ મનઐક્ય નહિ, મનઐક્ય વિણ નહિ મિત્રતા.

## સદ્‌ગત પ્રહ્‌લાદ પારેખને

□ બાલમુકુન્દ દવે

મેહુલો ગાજે ને બંધુ ! આવે તારી યાદ !
નીતરે નેવાં કે આ તે વરસે પ્રહ્‌લાદ ?

## ...હવે □ વિપિન પરીખ

ગલીને છેડે ઈરાની હોટલનો એ ખૂણો
કાળી ખુરશી ને સફેદ ગોળ મેજ
જાડા કાચના પાણીના ગ્લાસ
બે સીંગલ ચહા ને પાંઉ
ખભા પર કટકા સાથે હરતો-ફરતો અહમ્મદ
યાદ આવે...
વાત ઉપર વાત ઉપર વાત-
-નો આરંભ અને અંત નહિ
પૌલોમી ને રીટા અને......
ફૉરિન જવાના કોડ મને અને તને
સિનેમાના ગીતની લીટીનો ઉપાડ
રહી રહી ઝરી જતી ઝરમર જેમ
આવી અને વહી જાય......
ગાંધી અને નહેરુ અને રસેલની વાતો
પૌલોમી ને રીટા...
નાના નાના કાગળ ઉપર કેટલાયે લીટા...
મોડી રાતે ના છૂટકે પડી જઈએ છૂટાં

ખ્યાલ છે......
પાછા વળતાં વાચાળ પગ ઘરભણી ગણગણે.....
હવે 'સન ઍન સૅન્ડ' ને તાજમાં 'રંદેવું'
ગ્લાસમાં બદલાઈ જતો પાણીનો રંગ
લાયન્સ અને રોટરીના સુંવાળા સંબંધ
ગવર્નમેન્ટનાં ટેન્ડર
બ્લૅક ડૉગ વ્હાઈટ હોર્સ જીન અને રમ
વાત ઉપર વાતો બધી ખુલ્લી ને મોઘમ
કુશન્ડ ચેર ને એરકન્ડીશન્ડ હૉલમાં ખોવાઈ ગયો ખૂણો !

ઈરાની હોટલના ખૂણાના સમ !

રાવજી □ ચંદ્રકાંત શેઠ

ચાસ ચાસમાં મનનું વાવી રૂપ રાવજી કોળ્યો !
એ શું માટીમાં પણ ઠરશે ?
આંખ આંખમાં શોધ્યા કરતો સીમ રાવજી ઊડયો,
પાછો કેમ નીડમાં વળશે ?
હરિયાળીનાં મોજાં પરથી નભ આ લસરક સરકે,
અને રાવજી નીંદર ઊજળું મરકે !,
તને રાવજી, ટેવ પડી ના જાય,
નમણી પંનિહારીને વાંસે નજર બની ટકરાય;
પનિહારીના બેડામાં જે ઊછળ્યું,
કેટકેટલા શબ્દે રસ થૈ એકાંતે તવ નીતર્યું !
તારી લુખ્ખી આંખોમાં ખેતરના લીલા મોલ,
અને એક ધિંગી કન્યાને
આંબા નીચે ભીંસવાના દીધેલા તાજા કોલ,
બધુંય લીલુંછમ તેં જે શમણાંના તેજે રાખ્યું.
આજ રાવજી, અંધકારના કયા છેડલે બાંધ્યું ?
આટઆટલાં કાષ્ઠ વચાળે કાષ્ઠ બનીને સૂતો,
જ્વાળામાં જ્વાળા થૈ હડભડ પૂગ્યો,
બધાં કાષ્ઠ પર કોક અજંપે ફરી વળીને,
ફિક્કા હાથે કશાકને આલિંગન દેવા મથતો,
હારી, થાકી, હાંફી
પાછો શાંત ભસ્મમાં શાંત પડીને સૂતો.
તને રાવજી, હવે શબ્દની વાટે સરતો જોવો :
અહીંથી તહીં ને તહીંથી અહીં -બસ,
કામ વગરનો,
પાઉં બટકતો,
મનના મોજે મોજે સરતો,
પોતા સાથે, ઝીણી આંખ કરીને, વાતો કરતો,
મારે ફરી ફરીને જોવો.

## સંભાવના □ રામપ્રસાદ શુકલ

(પૃથ્વી)

મને દગલબાજ દોસ્ત, રિપુઓ મળ્યા રામ શા
ઉદારચિત સ્વસ્થ, સ્વાર્થપર સોબતીઓ, સખા;
અનેક અણજાણ મસ્તમનુજો મહાદેવ શા,
ધરે સ્વજનનામ તેય મનમેલનાં માળખાં.
ધનાઢ્યજન દીન હીન લઘુ કીટ કાર્પણ્યના,
અકિંચન, અગેહ, ધન્ય અવતાર શું કર્ણના!
નિરક્ષર તથાપિ સુજ્ઞ, મતિમૂઢ રે! પંડિતો,
બલિષ્ઠ જન ભીરુ, દુર્બલ સમુદ્ર શા શૌર્યના.

વિરોધ વસમા લહ્યા, અનુભવો જગે આકરા,
અસંભવ મહીં સદા લસતી કોઈ સંભાવના;
અપ્રીતિ મહીં પ્રેમ, સ્નેહ મહીં વિકૃતિની કથા,
અસાર મહીં સાર, ઉન્નત તણી દીઠી સ્વલ્પતા;
અને જગત ભ્રાંતિરૂપ રમતું રહે સર્વદા,
અમંગલસુમંગલે કરવી જિંદગાની અદા.

## દર્પણ અને સમુદ્ર વચ્ચે વાતચીત

□ એલ્ડર ઓલ્સન □ સુરેશ દલાલ

(અમેરિકન)

સમુદ્ર

મારા તમામ ઊંડાણ માટે દર્પણ મારી સપાટી

દર્પણ

હું સપાટી છું, હું ઊંડાણને પ્રતિબિંબું છું.

# ખરેલા પીંછાની પંખીને વિનવણી □ ભાનુપ્રસાદ પંડયા

ગતિવર !
તમે ઊડી ગયા
અને હું પાંદડાની જેમ
ક્યારે ખરી પડયું......
એ કાંઈ સાંભરતું નથી.
તમારી ઉડાનના છેલ્લા ઠેલાનો
રોમાંચ હજીય રૂંવે રૂંવે ત્રમત્રમે છે !
તમ સાથે ઊડતું ત્યારે
ક્યારેય ન્હોતા જોયા એવા,
જેનાથી તમે દૂર દૂર સરતા
એ લોહપિંજરના સળિયા જેવા
રસ્તાઓ મારી આસપાસ ઘૂમે છે.
(ક્યાંય નહિ લઈ જનારા એ રસ્તાઓ !....)
ગગનના ખેલંદા, આ તો સ્થિતિનો મુલક,
ક્યાંથી અહીં પથહીણા પ્રદેશની પુલક ?
મધુમાસે સુગંધના આકાર જેવી
ડાળખીએ તમારા ઝૂલ્યાનો હું થરકાટ,
કિરણોમાં ઝલમલતો મલકાટ,
કલરવનો ઝીણો ઝીણો તાલ,
ચાંચે ચાંચે પસવારી તમે
કેવું રોમેરોમે આંક્યું હતું વ્હાલ ?
કોઈ વંટોળનો વ્યાલ મને ગ્રસી જાય
તે પહેલાં, સમીરના સાથી ! આવો,
ખર્યાની કોઈને ખબર ન પડે તેમ
પાંખે બેસારી લો મને...
અને ચોમેરનું સહયાત્રી બનાવો !

બીજું શોધે છે, તે પ્રેમ નથી પણ પાથરેલી જાળ છે; અને નકામી વસ્તુઓ જ તેમાં પકડાય છે.

અને તમારું સારામાં સારું તમારા મિત્ર માટે રાખો.

જેને તમારી ઓટ જાણવી પડે છે, તેને તમારી ભરતીયે જણાવો.

કારણ, મિત્ર એવી શી વસ્તુ છે, કે જેને વખતને મારવા[1] માટે જ તમે શોધો ?

વખતને જીવવા માટે જ તમે એને હંમેશાં શોધો.

કેમ કે, એનો ધર્મ તમારી જરૂરિયાત પૂરી કરવાનો છે, તમારી રિક્તતા ભરવાનો નહીં.[2]

અને મિત્રતાની મધુરતામાં હાસ્ય ભળવા દેજો, અને આનંદનો સહ-ભોગ[3] કરજો.

કારણ કે, ઝીણી ઝીણી બાબતોની ઝાકળમાં હૃદયનું પ્રભાત થાય છે અને તેને તાજગી મળે છે.

૧. મારવા=બગાડવા. જીવવા=સુધારવા.

૨. એટલે તમારી અડચણ દૂર કરવાનો છે, તમારો વખત ગાળવામાં મદદ કરવાનો નથી. રિક્તતા એટલે ખાલીપણું- અહીં તમારો ખાલી આળસનો સમય.

૩. સાથે મળીને ઉપભોગ.

## સખ્ય □ નટવર ગાંધી

બહુ જ વરસે મળ્યા મરમી મિત્ર સુરેશને<br>
મળ્યા અગર હોય કાલ બસ તેમ વાતે ચડ્યા<br>
વિશેષ કવિ, કાવ્યની સહજ, શ્રાવ્ય; સંદેશને<br>
ગયો સમય રમ્ય તે મિલન ગોષ્ઠિનો; ઉપડ્યા<br>
પછી ઘરભણી અમે, અમૃત મૈત્રિનું માણતા<br>
સદાય સચવાય સખ્ય બસ એટલું જાણતા

કા.

## સંગીતની શોધ

□ ચાર્લ્સ વૉટ્સ
□ નીના રામૈયા

(કેનેડિયન)

(કિમ વાન ડુઝેનને) *

પથ્થરનું ચર્ચ
કાળી રૂપેરી તેની ટોચ
તેથી આગળ સાંજનો કોકરવરણો ઉજાસ
અમુક એક શેરીનો છેવાડો
તેજથી ઝબકે છે, જતાં જતાં. તેમાં જઈને
ઊભા રહો, જુઓ
રસપૂર્વક
પાદરીનું સાવ સાધારણ રહેઠાણ
વીસમી સદીના અંત ભાગમાં
ભાગ્યે જ દરકાર
કરવા લાયક. સાધારણ :
શબ્દોનું એક
ઘર આસપાસ ખાલીખમ
અવકાશ. ભાંગેલી ઈંટ
એક લાંબી કાળી ભીંત, તેના ઉપર
ખડીથી લખેલ સંખ્યા. નિરાંતવા શ્વાસ લ્યો.
શેરીની સામી બાજુએ એક સ્ત્રી
ફોટો ઝડપે છે, જુઓ તો
મંચ ઝડપથી ગોળ ફરે છે. શેરી
ઝળહળે છે.

* મોટર-સાયકલ અકસ્માતમાં મૃત્યુ પામેલ કવિના મિત્રનું નામ.

## અભિશાપ અને પાપ □ ભગવતીકુમાર શર્મા

ઉંમર વધવાનો અભિશાપ
અને પ્રતિષ્ઠા વધવાનું પાપ
એ કે તમારા મિત્રો ઘટતા જાય છે
અને કરોડરજ્જુ વિનાના માખણિયાઓ વધે છે.
તમે જેને ખભે હાથ મૂકી ગાળો બોલી શકો,
રકાબીમાં કાઢીને અડધી ચા પી શકો,
ફૂટપાથ પર આખલાની જેમ અડધી રાતે ટહેલી શકો,
સિનેમામાં પાંચ આનાની ટિકિટ લઈ સિસોટી મારી શકો,
એક ચૉકલેટ કે પાંચ શીંગદાણા માટે ઝઘડી શકો,
તું-તાં અને તેરી-મેરી કરી શકો,
થપ્પડ મારી અને ખાઈ શકો,
દીવાલ સરસા ઊભા રહી
પેશાબની ધારના પેચ લડાવી શકો,
રિસાઈ શકો અને પછી એક સાંજે ન મળાય તો
સેંકડો સાંજ જેટલું ઝૂરી શકો,
કાચી-પાકી કવિતા વંચાવી-વાંચી
નિર્દશ ટીકાનાં ખાસડાં વેઠી-ફટકારી શકો,
પતંગ કપાતાં છુટ્ટું નળિયું મારી શકો,
વર્ગશિક્ષકની ધૉલ અડધે ભાગે વહેંચીને ઝીલી શકો,
શેરીમાં રહેતી સોળ વરસની કન્યાને
ચિઠ્ઠી-ચબરખી પહોંચાડવામાં
કાસદ બની કે બનાવી શકો
અને પકડાઈ જાઓ તો
ગુનાની ટોપી પોતાને માથે પહેરી લઈ શકો,
હૉસ્પિટલના ખાટલા પાસે ઉજાગરાનું ફાનસ પેટાવી શકો,
કદાચ ને સ્મશાન જવું પડે તો
માત્ર ખોળિયાભેર પાછા આવી શકો એવા મિત્રો ('મિત્ર' શબ્દ તો

પછીથી આવડયો–
પહેલાં તો 'દોસ્તાર', 'ભૈબંધ' કે 'જ્યુડો',
'રમેશિયો' કે 'બાબુડિયો' !)
પછી પીપળાનાં પાંદડાંની જેમ ખરતાં જાય છે અને
અળસિયાંની માફક વધે છે
ચાપલૂસો, નર્યા Formal મહોરાંઓ,
'આપ' અને 'તમે'નાં નિર્જીવ સંબોધનો,
શિષ્ટ–સુષ્ઠુ લલિત, નિષ્પ્રાણ પદાવલિના ઉચ્ચારકો,
સતત નમસ્કાર કરતા કે સલામ ભરતા
(અને પીઠ પાછળ આંગળી કરતા)
સૌજન્યમૂર્તિ–પાષાણો, ચાવી દીધેલાં રમકડાંઓ,
સ્વાર્થી પ્રશંસા અને ઝેરીલી આલોચના કરતા
અઠંગ વ્યૂહબાજો,
તમારા અનુયાયી હોવાનો અભિનય કરી
તમારી પાછળ ચાલતા અને
સતત તમારી પીઠને છરા જેવી નજરે તાકતા,
તમને છાતીને બદલે વધારે તો
વાંસો બતાવતા ખમતીધરો...
કવચિત્ અપવાદ સર્જાય છે
ઝાકળ શો પારદર્શક
(આજની નહિ) સદીઓ પૂર્વેની
ગંગાનાં પાણી જેવો પવિત્ર,
દરિયા જેવો અસીમ, ખડક શો બરછટ પણ નક્કર
ત્યારે તમારે માથેથી ઊતરી જાય છે
ઉંમર વધવાનો અભિશાપ,
ધોવાઇ જાય છે
પ્રતિષ્ઠા વધવાનું પાપ...

## ☐ લાભશંકર ઠાકર

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.
હે વિપ્લવખોર મિત્રો!
આપણી રઝળતી ખોપરીઓને
આપણે દાટી શકતા નથી.
અને આપણી ભૂખરી ચિંતાઓને
આપણે સાંધી શકતા નથી.
તો
સફેદ હંસ જેવાં આપણાં સપનાંઓને
તરતાં મૂકવા માટે
ક્યાં સુધી કાલાવાલા કરીશું
આ ઉષરભૂમિની કાંટાળી વાડને?
આપણી આંખોની ઝાંખાશનો લાભ થઇ
વૃક્ષોએ ઊડવા માંડ્યું છે એ ખરું,
પણ એ શું સાચું નથી
કે આંખો આપીને આપણને
છેતરવામાં આવ્યાં છે?

વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો!
સાચે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.

## ☐ નાથાલાલ જોશી

યમુનાના પુલિન ઉપર
નીલસુંદર વિહાર કરે છે,
નિ:સીમ સૌંદર્ય સાકાર બનીને
ગોપસખા સંગે ખેલે છે,
હર્ષઘેલી યમુના ઊછળે છે
પાદપ્રક્ષાલનની અભિલાષાથી.

ચારુ ચિતવન, મધુર મુસકાન,
ચપળ ચાલ, અંતરને હિલોળે છે,
ગળામાં વૈજયંતીમાળા,
કિંકિણીનો કિન્ કિન્ કલધ્વનિ,
પગમાં નૂપુરનો ઝંકાર
અભૂતપૂર્વ આનંદ આપે છે.

ક્યારેક કદંબ નીચે બેસી
સખા સાથે હાસવિલાસ કરે છે,
વાત્સલ્યભીનાં લીલા-ઉત્સુક
ગોપગોપીઓનું જૂથ જામે છે,
વેણુમાધુરી, રૂપમાધુરી, લીલામાધુરીમાં
લીન ચિત્ત ભાવસમાધિમાં ડૂબે છે.

## ઝુમ્મર કુંડાળું ઝુમ્મ □ નીના રામૈયા

(૧)
એક હોટલના
ડાઈનિંગ હોલમાં
ઝુમ્મર નીચે
બેસતાં સામ-
સામું છાનું-છપનું
ઝુમ્મર કુંડાળું ઝુમ્મ.
(૨)
સ્વપ્નસિદ્ધિની
શોધમાં અને
શોધ કર્યાના
જોશમાં આવીને
શાહી બિરિયાની
આરોગી લેતાં
અ-શબ્દ-
ભાવ-સહિત
શરમને શેરડે
શેરડે છુપાતો
શબ્દ નજરમાં
બોલતો.
(૩)
કશુંક કહું છું
કહું છું કરતાં
કરતાં મીઠી
લસ્સીના ઘૂંટડે
ઘૂંટડે તારું
નામ મારું
નામ તારે
મારે ગળે
ઊતરી જતું.
(૪)
દોસ્તીભરી ચાલે
ટહેલતાં ટહેલતાં
મોઢેથી ધાણીની
જેમ ફૂટતી
વાત પછી વાત-
ની ઉપર વાત
કરતાં ફરતાં
થોડું ડરતાં
હાથ પકડતાં.
(૫)
દરિયાની લંબાતી
ફેલાતી કિનારીએ
પથરાતી ઝીણી
રેતીની ભીની ધારે
ધારે પડતાં
પગલાંનું કસદાર
કસબંધ કથ્થક
જેવું કથન
કેવું ફેરવાઈ
જતું અંગ
અંગમાં તેજોવર્ધક
વિજાણુઓના
સમૂહ નર્તનમાં.
(૬)
કોઈ રસ્તાની
અંધારી અજવાળી
ધારે ધારે ચાલતાં
પાસે સરકતાં
આગળ અટકતાં
ફરી આગળ
જઈને પાનનું
બીડું લેવા
લઈને ફરી અટકતાં
છૂટાં પડતી વખતે
મોઢામાં પાનનો
તીખો તૂરો સ્વાદ.
(૭)
આટલાં વરસો
પછી અહીં
બેસવાનું પાસે
પાસે ખુલ્લેઆમ
લગ્નજીવનનું
કવિત લઈને-
આજની આ
કવિતાના શબ્દે
શબ્દે લટકતું
આજની આપણી
દોસ્તીનું
ઝુમ્મર કુંડાળું ઝુમ્મ.

● કનૈયાલાલ મુનશીની આત્મકથાના ત્રીજા ભાગનું શીર્ષક.

## અધકચરા માણસનું ગીત □ અનિલ જોશી

વિખરાતા ડાયરાની ધૂળથી ભરેલ
તારા માથાની મ્હેંક મને વીંધી ગઈ.
અક્ષરમાં રેલાતી આંગળીઓ આજ
મને ખરતું ગુલાબ એક ચીંધી ગઈ.

નદીઓની રેતીમાં રમતા શહેર
તને મિત્રોની જેમ રોજ મળશે.
અધકચરા માણસનાં ગીત તારી આંખમાં
આવી આવીને રોજ બળશે.

આપણે તો કોણ જાણે કેવાં પંખીઓ !
કાચ માળો બાંધીને આજ વીંખીએ,
[illegible] [illegible]ની વેળા આવે તો વળી
પ્રેમ જેવું કૈંક હજી શીખીએ.

[illegible] [illegible]રાયા ઈશ્વરની જેમ
તારું દેખાતું બંધ થતું જોઈશું.
[illegible] ને સોંપ્યું હવે રડવાનું ભૂલી ગઈ
કેમ કરી ધોધમાર રોઈશું.

-મિત્ર [illegible]ને

□ હબીબ અહમદ 'અશઅર'
(ઉર્દૂ)

એ દો[illegible]
અપની [illegible]
(૧) [illegible]

## મારાં બધાં ગન્તવ્યો □ આલ માહમૂદ
## □ નલિની માડગાંવકર

(બંગાળી)

ક્યાંક જવું છે ધારીને ઘરમાંથી નીકળ્યો હતો.
કપડાં-પહેરવેશ કંઇ નહિ તો મિત્રોના ડાયરામાં જવા જેવાં
સફેદ દૂધ જેવાં ધોયેલાં. સુકાયેલાં પહેરણમાંથી
તડકાની ગંધ આવે છે. ખિસ્સામાં થોડાક પરચૂરણનો ખખડાટ
અને ગડી વાળેલી તાજી લખાયેલી કવિતા સાથે
પાંચેક કિંગસ્ટર્ક.
હવે ક્યાં જવા જેવું છે ?

શહીદ અત્યારે ટેલિવિઝન પર શામસુર રાહમાન
સંપાદકીય થઇ ગયા. હસનને બંગજનનીનું નીલાંબર વણવું છે.
મારાથી નહિ થાય, જાફરભાઇ ઘોડાને ડિલે હાથ ફેરવી રહ્યા છે,
આરતી, ખ્રિસ્તી છોકરાંઓને બાઇબલ શીખવવાનો ભાર લઇ
રફુચક્કર થઇ ગઈ છે, સેવુ ભારતમાં છે. ભગવાન, ભગવાન
આવું છે મારું મૈત્રીનું સૂત્ર દયામય.

હું આખા શહેરમાં એક મિત્ર શોધતો ફરું છું,
અત્યારે મને એક મિત્રની જરૂર છે,
મારી સમગ્ર ચેતના એક આગળો ખખડાવવા થનગની રહી છે.
એક મિત્રનો ચહેરો જોવાની તીવ્ર ઇચ્છા
એક સ્વરરચિત કવિતા સંભળાવવાની નિર્લજ્જતા
રક્તના શબ્દોની જેમ વહેવા લાગી.

મારા એકાકી આત્માના વીંધાયેલા છિદ્ર બિન્દુ માર્ગમાંથી
લોહીના ઉછાળા જેવો ઊંચે ઊઠયો એક હિબ્રૂ આર્તનાદ.
"એલી, એલી, લામા સબકતાની."
મારાં બધાં ગન્તવ્યો પર એક એક તાળાં લટકી રહ્યાં છે.

## અધકચરા માણસનું ગીત □ અનિલ જોશી

વિખરાતા ડાયરાની ધૂળથી ભરેલ
તારા માથાની મ્હેંક મને વીંધી ગઈ.
અક્ષરમાં રેલાતી આંગળીઓ આજ
મને ખરતું ગુલાબ એક ચીંધી ગઈ.

નદીઓની રેતીમાં રમતા શહેર
તને મિત્રોની જેમ રોજ મળશે.
અધકચરા માણસનાં ગીત તારી આંખમાં
આવી આવીને રોજ બળશે.

આપણે તો કોણ જાણે કેવાં પંખીઓ!
કાલ માળો બાંધીને આજ વીંખીએ,
કાયમી જુદાઈની વેળા આવે તો વળી
પ્રેમ જેવું કૈંક હજી શીખીએ.

ચોગરદમ પથરાયા ઈશ્વરની જેમ
તારું દેખાતું બંધ થતું જોઈશું.
અહાવરી તે આંખ હવે રડવાનું ભૂલી ગઈ
કેમ કરી ધોધમાર રોઈશું.

–મિત્ર આદિલને

□ હબીબ અહમદ 'અશઅર'
(ઉર્દૂ)

એ દોસ્ત! અર્જે-ગમ[1] પે ન યૂં મુસ્કરા કે
અપની નજર સે આપ ગિરા જા રહા હૂં

(૧) વ્યથા-નિવેદન.

## મારાં બધાં ગન્તવ્યો □ આલ માહમૂદ
□ નલિની માડગાંવકર

(બંગાળી)

ક્યાંક જવું છે ધારીને ઘરમાંથી નીકળ્યો હતો.
કપડાં-પહેરવેશ કંઇ નહિ તો મિત્રોના ડાયરામાં જવા જેવાં
સફેદ દૂધ જેવાં ધોયેલાં. સુકાયેલાં પહેરણમાંથી
તડકાની ગંધ આવે છે. ખિસ્સામાં થોડાક પરચૂરણનો ખખડાટ
અને ગડી વાળેલી તાજી લખાયેલી કવિતા સાથે
પાંચેક કિંગસ્ટર્ક.
હવે ક્યાં જવા જેવું છે ?

શહીદ અત્યારે ટેલિવિઝન પર શામસુર રાહમાન
સંપાદકીય થઇ ગયા. હસનને બંગજનનીનું નીલાંબર વણવું છે.
મારાથી નહિ થાય, જાફરભાઇ ઘોડાને ડિલે હાથ ફેરવી રહ્યા છે,
આરતી, ખ્રિસ્તી છોકરાંઓને બાઇબલ શીખવવાનો ભાર લઇ
રફુચક્કર થઇ ગઈ છે, સેવુ ભારતમાં છે. ભગવાન, ભગવાન
આવું છે મારું મૈત્રીનું સૂત્ર દયામય.

હું આખા શહેરમાં એક મિત્ર શોધતો ફરું છું,
અત્યારે મને એક મિત્રની જરૂર છે,
મારી સમગ્ર ચેતના એક આગળો ખખડાવવા થનગની રહી છે.
એક મિત્રનો ચહેરો જોવાની તીવ્ર ઇચ્છા
એક સ્વરચિત કવિતા સંભળાવવાની નિર્લજ્જતા
રક્તના શબ્દોની જેમ વહેવા લાગી.

મારા એકાકી આત્માના વીંધાયેલા છિદ્ર બિન્દુ માર્ગમાંથી
લોહીના ઉછાળા જેવો ઊંચે ઊઠયો એક હિબ્રૂ આર્તનાદ.
"એલી, એલી, લામા સબકતાની."
મારાં બધાં ગન્તવ્યો પર એક એક તાળાં લટકી રહ્યાં છે.

## દોસ્ત ! □ રીના શર્મા

આપણે ક્યારેક છૂટા પડીશું દોસ્ત ?
થોડોક શેષ સમય
અને પછી એકલવાયા પગલાંની અવિરત વણઝાર...
મેં અનુભવી છે
તારામાં મારી અને મારામાં તારી
કેટલીક હયાતિઓ.
જળમાં પ્રતિબિંબ પડે
તેમ તારી આંખમાં
જોયું છે મારા આંસુને.
કેટલાક લોકો બહારથી સરખા- આપણે ભીતરથી.
એટલે જ બીજાઓને ન દેખાય તેવા ઉઝરડાઓ નરી આંખે જોઇ શકતા હતા.
આપણી દોસ્તી એટલે શું-
સાથે વાંચેલો સુંદર કવિતાના શબ્દે-શબ્દનો ધબકાર,
મૌનમાં સંભળાતા અર્થો,
હાથ પકડતા જ
કૂવો ઉલેચાઇ ગયો હોય તેમ ડૂમાના વમળોનું વિખેરાવું,
ધોધમાર વરસાદમાં બાળસહજ કુતૂહલ ઓઢવું,
એક વાર તાજા ગુલાબમાં સાથે જોયેલો ઇશ્વરનો ચહેરો,
લગભગ સરખી જ રીતે
આ દુનિયામાં
આપણું ક્યાંય ગોઠવાઇ ન શકાવું.
એકમેકની ઉદાસી કે એકલતાને આપણે
સાથે રહી વહેંચી શકીએ છીએ
એટલે જ દુનિયાનો,
કે પારેવાં જેવા મનના પીંછેપીંછાં ચૂંથાઇ જવાનો ડર લાગે
ત્યારે સાથે હોવામાં સધિયારો મળે છે.

હું મર્યાદા જાણું છું સઘળા સંબંધોની.
સામ્ય કે સમજણ ન હોત તો
આપણયે ચૂપચાપ પસાર થઇ ગયા હોત એકબીજા આગળથી.
માણસને કોણ જાણે કેમ
પોતાના જેવી વ્યક્તિ જ વધુ ગમતી હોય છે.
કેમકે....
તને ખબર છે ને કે સમજી ન શકનારા લોકો સમક્ષ
કેટલી બધી વાર કચડવી પડે છે જાતને ?
આપણી ઊણપો, બાઘાપણું, અવ્યવહારુતા ને મૂર્ખામી–
કેટકેટલી લઘુતાગ્રંથિ ને અધુરપથી પીડાતા હોઇએ છીએ મનોમન !
તારી પાસે હોઉં ત્યારે જાણે દર્પણ સામે ઊભી હોઉં છું.
હાથ કે પગ વગરના કોઈ માણસને
તેના જેવો જ બીજો માણસ મળે ત્યારે
હૂંફ મળતી હોય છે પરસ્પર.
નિકટના અને લાગણીના કહેવાતા સંબંધોમાંયે
ઘણુંબધું અવ્યક્ત જ નથી રહી જતું ?
કદાચ આપણે મળ્યાં જ ન હોત તો
હું મારા અસ્તિત્વને ક્યારેય આમ
ફૂલની પાંખડીઓની માફક ઉઘાડી શકતે નહીં.
મારી અંદર ને અંદર જ સંકોરાઇ જતે,
આખી જિંદગી મારાથી અજાણ રહીને
જીવ્યા કરતે ને મરી જાત.
તેં કરાવી છે મને મારી ઓળખ.
મારો પોતાનો જન્મ.
કદાચ ક્યારેક આપણે છૂટા પડીશું–
ને પછી હું શોધ્યા જ કરીશ મારો ચહેરો આ ભીડમાં.
મળી નહીં શકું મારા જ અસ્તિત્વને આટલી સહજતાથી
અને ફરી એક વાર
મારું મૃત્યુ થશે દોસ્ત !

## અંકગણિત □ અલેક્સાન્ડર વાટ □ ઉત્પલ ભાયાણી

(પોલીશ)

જ્યારે તમે એકલા પડો છો
ત્યારે એમ ન માનશો કે તમે એકલા જ છો
એ હંમેશા તમારી સાથે હોય છે

ગમે ત્યાં તમે જાવ
એ તમારો પીછો કરે છે
સૌથી વધુ વફાદાર કૂતરો પણ
એટલો વફાદાર નથી હોતો,
પડછાયો કોઈક વાર અદૃશ્ય થાય છે પણ
એ- ક્યારેય નહિ

પેલી રાતા વાળવાળી વેશ્યા હોટલના બારણે
ટીંગાઈને ઊભી છે
એની સાથે- એની જોડ નથી- એ, બીજી એ છે.
પેલો ડોસો બિલાડીની જેમ વેશ્યા પાછળ સરકે છે
અને એની સાથે પણ છે એનો અવિભાજ્ય સાથીદાર

પેલાં બંને ઉપર નીચે થતા પથારીમાં
આ બંને ઉદાસં માથું ઢાળીને કોરે બેસી
રાહ જોતા.

□ અહમદ- 'રિયાજ'

(ઉર્દૂ)

ગમે -હબીબ(૧) ગમે-જિન્દગી, ગમે-દૌરાં (
કિસી મુકામ પર હમ જી બુરા નહીં કરતે

(૧) મિત્ર યા પ્રેમી કા ગમ
(૨) સંસાર કા ગમ

## જૂના મિત્રો-યાદ આવે ત્યારે□ ચિનુ મોદી

-થાય :
આ ભરચક ભરચક રસ્તા પર
કોણે મને એકલો પાડી દીધો ?
હું ટોળામાં સુખી હતો.
લેફ્ટ તો વળી જઇએ લેફ્ટ; રાઇટ તો વળી જવાનું રાઇટ
નહીં સમજણનો સવાલ,
જાતે પોત્તે કરવાની નહીં
કાંઇ કશી પણ કમાલ,
ટોળાં સાથે હરવું-ફરવું, સૌની સાથે લીલું-સૂકું
સાવ નિરાંતે કાયમ ચરવું-
બધાં ભૂખ્યાં રહે
તો
મનેય ભૂખ નહોતી લાગતી.
સમયસર ઊંઘી જવાનું- ગુડ નાઇટ કહીને
સમયસર જાગી જવાનું- ગુડ મૉર્નિંગ કહીને.
સમય મુજબ કરવાની ગતિ- પૂર્વથી પશ્ચિમમાં
એક સમે હું પણ
બધાં જેમ ભોગવતો રતિ- 'હા...ય, ડાર્લિંગ
યુ આર રિયલી ચાર્મિંગ'
ન હતો રતિમાં રોમાંચ
ન વિ-રતિમાં
હોવાપણાને આવતી હતી આંચ-
બધાં કહે કે પછી ખ
હુંય ક પછી ગોઠવતો ખ.
કોઈ શબ્દ સાથે મારે આગવો સંબંધ ન્હોતો
કોઈ સંબંધમાં પોતીકી સુગંધ ન્હોતી-

હુંય બધા ચંપા સાથે
ઉદ્યાનમાં ઝૂલતો હતો
ચંપો થઈને.
પણ, કોણે મને ચૂંટયો ને ટોળાંથી વિખૂટો પાડયો ?
ને લેબોરેટરીમાં લઈ જઈ મારા પર આદર્યો
ઍક્સપેરિમેન્ટ ? ને ચંપાને બનાવ્યો ફ્રેગરન્ટ ?
દેડકો કદમાં બહુ ટૂંકો હોય કે બહુ મોટો હોય
તો ડ્રાંઉં ડ્રાંઉંના સમૂહમાં એ ભળી શકતો નથી
પોતાના સિવાય કોઈનેય એ મળી શકતો નથી–
સોળ વર્ષની વયે
છિનવાઈ ગયેલ
મને પાછો આપો
મારો ગણવેશ
હું ટોળાંમાં ખૂબ જ સુખી હતો–

## ફોરમિઆનસની યુવાન સ્ત્રીમિત્રને

### □ એઝરા પાઉન્ડ □ હસમુખ દવે

ઝાઝા જુહાર તને, સાવ નાનકડું નહિ એવા નાકવાળી
કદરૂપા પગ અને કાળી નહિ એવી આંખવાળી.
ટૂંકી આંગળીઓ અને લાળ ભરેલાં મોંવાળી
અને જીભ, સુંદર તો જરાય નહિ.
સૌંદર્યસાધનો વેચનાર ફોરમિઆનસની તું યુવાન મિત્ર છે
અને લોકો તો કહે છે આખા પ્રદેશમાં તું જ એક સુંદરી
અને લેસ્બિઆ સાથે તારી સરખામણી થાય છે.
હે સૌથી કમનસીબ યુગ !

# મૈત્રી ઘરાણું યા ઘર આંગણું

□ ચન્દ્રવદન મહેતા

મારા ખેતરમાં તેર તરૂવર, એકથી નીપજ્યું ઘર
મૂળના થડને વચમાં રાખી, ચાર દીવાલના થર

સપાટ પાટે પાટીઆં ભીડી, રંગે રચ્યું છપ્પર
એજ લાકડાં કામમાં લીધાં, ક્યું ડામર બખ્તર

જીવડાજંતુ થાય નહીં એવા, નહીં ઉધઈના ડર
રંગરસાયન ભેળવ્યા એવા, માથે છાયો તરૂવર

થડને બાઝયા ચાર ઓરડા, પાટ પલંગ સરભર
બારી બારણાં બાજઠ બેઠક, ખાના દીવાલ અંદર

એક ખંડમાં રહું એકલો, શાંત કરું નિંદર
બીજા ખંડમાં લેખન વાંચન ગ્રન્થઘોડલા સભર

ત્રીજામાં કોઈ આવે અતિથિ સેવા કરું હર્ષભર
ચોથે દિવાનખાને નાનું ગોઠવ્યું સુખડનું ઘર

એ નાનકડા સ્વર્ગ મ્હેલમાં બેઠા મુરલીધર
ચન્દનકાષ્ટની એ મૂર્તિને તે સુથાર કરે ફરકર

આજુબાજુ, ગાય ભેંસના છાપરિયાના સ્તર
ઘાસની ગંજી એવી ગોઠવી ખુંટે નહીં વર્ષભર

રાંધતાં ચૂલો અળગો રાખ્યો આસપાસ પત્થર,
વીજળી-બળને બાંધ્યું એવું આગ થકી સદ્ધર.

કૂવાખોરી થાળમાં પાણી · મસક કરે ભરભર,
ન્હાવાધોવા પૂજા પ્રસાદી, વિવિધ કરી હરફર.

પૃથ્વી છેડો ધરતો નેડો, મૈત્રી જીવનભર
આ તરૂવરે સંઘર્યાં એવા શ્વાસોશ્વાસ અંતર

આ માયામાં બાંધ્યો જીવડો કેમ જશે સત્વર !
દેહ ભલેને ભોંયમાં ભળશે જીવ થશે અણુવર

બહાર ઓસરી, આઠેક ડગલે ગોઠવ્યું દર સુંદર
વધ્યાં લાકડાં ગાયનાં છાણાં રચી ચિતા નશ્વર

મોરલીના સૂરથી સૂચવજે, જાવા સચરાચર,
અંતસમયે એટલું દેજે ચાલવા બલ, ઈશ્વર !

## એકલવાયો □ હરીન્દ્ર દવે

મારા એકાંતમાં
ધસી રહી છે એ સભાઓ
–જેમાં હું ગયો નથી.

મારા પુણ્યમાં પ્રબળ
રહ્યાં છે એ પાપો
–જે મેં કર્યો નથી.

મારી ગતિમાં
જે વળાંકે વળ્યો ન હતો
એ તરફનો ઝોક છે.

નથી આચરી શક્યો
એવા અપરાધોના સિંદૂરથી રચાયો છે
મારી નિર્દોષતાનો અરીસો.

મને એકાંતપ્રિય માનતા મિત્રોને હવે કેમ સમજાવું,
કે હું એકલવાયો છું !

## □ પન્ના નાયક

કેમ કહે છે
કે
મને લખવા
કોઈ સરસ કાગળ નથી, શબ્દો નથી !
જો,
જરીક બારી બહાર જો !
રાતને રૂપેરી કરતા
ધરતી પર પથરાયેલા
કાગળો જ કાગળો
ને
પારિજાતની ઊઘડતી કળીઓના
શબ્દો જ શબ્દો.

ચાલ,
હવે મને પત્ર લખ...

## સિતાંશુ □ ચિનુ મોદી

દસ દસ ખુલ્લા મુખથી
ભાષાસુર
જ્યારે
અગ્નિ જેવી પવિત્ર
અને
તેજસ્વી
નખશિખ અભિરામ
અનુભૂતિને
ગ્રસી રહ્યો છે
ત્યારે -
જુદ્ધ તો ક્યારનું પૂરું થયું છે
ને તું હારીને જીત્યો છે, જટાયુ !

## મિત્રો □ બરટોલ્ડ બ્રેખ્ત
## □ હસમુખ દવે

(જર્મન)
મને, નાટ્યકારને
અને મારા મિત્ર સન્નિવેશકારને
બન્નેને વિખૂટા પાડયા
યુદ્ધે.
જે નગરમાં અમે કામ કર્યું'તું સાથે
આજે એ ખંડેર છે
અને જે નગરો સાબૂત છે
તેમાંથી હું પસાર થાઉં છું
અને જોઉં છું કોઈ ભૂરી ચીજ
થાય છે મને
વધારે સારી રીતે ગોઠવી હોત તે
મારા મિત્રે.

## લાભશંકર □ ચિનુ મોદી

કૈં કેટલીય
રાત્રિઓની
નિદ્રાહીન પરિસ્થિતિથી
વાજ આવીને
મેં સામટી
સ્લીપિંગ પિલ્સ લીધી છે
અને
મેં એ ઘેરાતા ઘેનની જાગતિક છેલ્લી અવસ્થામાં
મારા એક મિત્રને
ધીમે ધીમે
કચ્છપમાં પરિવર્તિત થતો જોયો...
કચ્છપ તો કેવળ તન સંકોરે છે
તમે તો સંકેલી શક્યા છો મન.

## □ સુરેશ દલાલ

એક વખત
આપણી મૈત્રી હતી
હર્યાભર્યા વૃક્ષ જેવી.
કાળનો કઠિયારો એને કાપી ગયો
હવે લાકડાને એક જ ઇચ્છા છે
કે અગ્નિસંસ્કારમાં
ક્યારે ખપ આવે !

## પ્રવાહમાં □ પન્ના નાયક

અહીં
ચોમેર વરસતી
ઝાલી ન શકાય
ઝીલી ન શકાય
એવી આ સ્નોફ્લેક્સ.

તું યાદ આવે છે.
Rocking Chair રૉક કરતો
પાઈપ પીતો
તું બેઠો હોઈશ.

અહીંની
આ સ્નોફ્લેક્સ
તારી બારી બહાર બિછાવેલી
ઘાસની લીલી જાજમ પર
ઝાલી શકાય
ઝીલી શકાય
વીણી શકાય એવાં
જૂઈનાં ફૂલ થઈ ખરે છે, સરે છે.

ખુરશી રૉક થતાં અટકે છે.
પાઈપ બુઝાવી
જૂઈની સુગંધના પ્રવાહમાં
તું તરતો મૂકે છે
પત્રનો દીવો.

## આદિલને એક પત્ર

□ રાજેન્દ્ર શુક્લ

પ્રબળ સંકલ્પની ક્ષણ મોકલું છું,
ઊઘડતા મૌનનો કણ મોકલું છું.

કરીને તપ રિઝાવે મૌનને તવ,
હિમાલય શબ્દના ગણ મોકલું છું.

જટામાં બદ્ધ ગંગા અવતરો અવ,
ધરાની ખિન્ન ધારણ મોકલું છું.

પ્રતીક્ષારત સભા, સૌ ચિત્રવત્ છે,
ઈનાયત હો, નિમંત્રણ મોકલું છું.

ગઝલનું કેશગુંફન પણ અધૂરું,
સ્મરણમાં આપનું પણ મોકલું છું.

## સ્વ. મણિલાલ દેસાઈને

□ ચિનુ મોદી

અગત્સ્ય નામના
એક ઋષિના
વાયદાની
નમીને વાટ જોતા
નૈતિક પ્હાડની વાત -

હજીય
તારી વાટ તાકતા
કૈંક મિત્રોની આંખોને લીધે
બોગસ નથી લાગતી, સાલ્લા

## મિત્ર વિશે □ ઉશનસ્
(વૈતાલીય)

વણકારણ વ્હાલ વિશ્વમાં
કરતાં બે જણ માત્ર : મિત્ર, મા;

જનની – સમજાય – પુત્રને
જણતી; શેં સમજાય મિત્રને ?

નથી તાત, ન બંધુ, પુત્ર તે;
ઋણસંબંધ વિશિષ્ટ મિત્ર તે;

તરુ, ડાળની જો ગૃહસ્થી છે.
ત્યહીં મૈત્રી, ડૂખ કો અમસ્થી છે;

નથી તે ફળ શી, ન મૂલ શી;
તરુપે તે અમથી જ ફૂલ શી;

તુજને ન શું કોથી મિત્રતા ?
તુજ તો ક્યાંક ઊણી પવિત્રતા;

તું અધન્ય જ, જો વયસ્ય ના,
રતિનું પામીશ તું રહસ્ય ના.

## સુહૃદ □ મુકુન્દરાય પારાશર્ય

નવજલધર જોઇ છો મયૂરો ગહેકે
સમદ મનભરી છો દુર્દરો ગાય લ્હેકે.
સહુ જન, સહુ સાથે ગાય ઉન્મત્ત ત્યારે
સુહૃદ સરળ ભાવે કોકિલો મૌન ધારે.

## સખ્ય □ નલિન રાવળ
(હેલન માટે)

મળી ગયાં ટ્રેન મહીં અચિંત
અમે પ્રવાસી અણજાણ એવાં
એ
બારીની બ્હાર નીરખી રહીતી
છટા ભરી ખિલી રહીતી ચાંદની
ને
એહના એ મુખ પે છવાયેલી
ઝીલી રહ્યો તો રમણીય ઊર્મિ
એણે
છટાથી ઘુમવી ગ્રિવાને
રેલ્યું અહો મોહક શ્વેત હાસ્ય
કહ્યું :
'ઓ જાય ત્યાં...'
કિલ્કારતી કૂંજડીઓની હાર...
આ વાત વીતે વર્ષો વહી ગયાં
હું ક્યાં ?
એ ક્યાં ?
છતાંય આજે
રમણીય રાત્રે
નિહાળતો અંતરઆભ ઊંડે
કિલ્કારતી ઓ
કિલ્કારતી કૂંજડીઓની હાર.

## ‘ઉપહાર’ ને ઉત્તર □ બ. ક. ઠાકોર

‘ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં’,
અરે આવાં વાક્યો, પ્રિયતમ સખે યાચું વદ મા!
ત્હમે સંભારો છો સમય ભુલું તે હૂં ય ન કદી,
ભુલ્યો લાગૂં એ તો દિવસ અવળાનોજ અવધિ!
નહીં ઉદ્‌ગારો એ કંઈ તમ કરેલા જ થયલા,
–સ્વયમ્ભૂ પ્રીતિના અમર ઝરણાના સુર ભલા!
નસીબે ભોંકી ખંજર કદિ ઘડી બેશુધ કર્યો
ઝિલી એ ઉદગારો ન શકું, પણ ઓછૂં નવ લહો.
નસીબો ભોંકે ખંજર, જખમ પાડે જિગરમાં
વિના પ્રીતીના એ ઝરણ, નવ ઊપાય જગમાં. ૧૦

ફર્યો અત્યારે તો ધગતિ સિકતાના રણમહીં,
પડયો ભૂલો, ઝાળે નયન પણ બાળ્યાં, શુધ ગઈ.
ત્હમારી પાસે યે હૃદયપડ ના આ ઉઘડતાં,
–વહે અંતર લોહી, બહિર ઉપચારો વિફલ ત્યાં.
પરંતૂ કો કાળે ગત સમયના સૂર ઉઠશે,
ફરીને આ હૈયે ઝરમર સુધાધાર કરશે;
ઝળેલા આત્મામાં મુકુલ ફરિ તાજાં ઉઘડશે,
અને ઉદગારોમાં સહજ ઉભયે કંઠ ભળશે.
પુરાણી વાતોમાં વરણન કર્યું જે પ્રણયનૂં,
નહીં જેની સામે વિધિતણિ ય ચાલે પ્રબલતા,. ૨૦

રેધિજવાળે જેની શુચિતર જ સોહે વિમલતા.
-અનાયાસે આત્મા યુગલતણું ગાળી દ્રયપણૂં
મેલાવીદે જ્યોતી, સ્થિર ચળક જેથી ધ્રુવ સમી
સ્નેહી સાચાંને વિપદમહિ પાતી ધૃતિઅમી:
અહા એવો પ્રીતીકિરણ ઉગિયો આપણ વિશે,
કદાપી એ પાછો અનુદિત બની નૈવ શકશે!

અદષ્ટે રાખ્યા'તા નિકટ પછિ થોડાક દિવસ,
તદા આર્દ્રાભ્રોથી હર ઘડિ પિધો યૌવનરસ.
મયૂરો મેઘે કોકિલ ઋતુ વસંતે અનુભવે
અને કેકા ઘેરી ટુહુકુહુ અનેરી જ ગજવે; 30

ધરા વર્ષાધારા ઝિલિ ઝિલિ ઉરે હૃષ્ટ બનતી,
રસો રૂપો રંગો અનહદ સુગંધો પ્રસવતી :
તરંગો રે એવા સહજ ઉરયોગે ઉછળતા
લહ્યા'તા તે વેળા, ઉભય હજિ તાજેદિલ હતા.
ટક્યા ના એ લાંબૂ, પણ સજિવ એ બીજ ઉરથી
ખરે, તો તો જાણો, અમર અવનીમાં કશું નથી.
ભલે ને અત્યારે અખિલ નભ ફેલાય વચમાં,
શશીની શૂં તેથી ઉદયપલ રાત્રી વિસરશે ?
ભલે ના બૂઝાવી દુખદવ અચિંત્યો સળગતાં
શકે એ તત્કાલે,-કુસુમલ વસંતાનિલ જતાં 40

વિહંગો વાસંતી વિતત કરિ પાંખો ઉડિ જતા,
દિઠા પ્રેમે પ્રેર્યા અભિમત પ્રદેશે પુગિ જતા.

## મારા વિચાર એક મિત્ર તરફ વળે છે

□ ચુ યુન મિંગ □ સુશી દલાલ

(ચાઈનીસ)

સરોવર પર, પાનખરનો પવન વાય છે
અને કલરવતા ભૂરા લ્હેરિયાં થાય છે
હું એમને જોઉં છું
અને એ તારા વિચારો થઈ જાય છે
પણ સરોવરના લ્હેરિયાં અને તારી વચ્ચે
કયો નાતો છે ?
હું પોતે પણ આ રહસ્ય સમજી શકતો નથી.

## મિત્રની વિદાય લેતાં

□ જયન્ત પાઠક

લે આવજે ભાઈ, વિદાય માગું છું.
ધીમે ધીમે ચરણમાં સીસું ઊતરે છે,
ધીમે ધીમે નયન ઝાંખપ ઊઘડે છે,
હું જેમ તેમ કરી પ્હોંચી જવા જ માગું છું.

કેવો સુયોગ સહચાર સુદીર્ઘ આપણો !
આ પૃથ્વી તે ઉભય આપણને શી વ્હાલી,
ને આપણે પૃથિવીનેય કશી ખુશાલી !
ના ક્યાંય ઊણપ-અહો મધુ સંગ પ્યાલી !

લે આવજે, પડવું આમ પડ્યું વિખૂટા -
ચાહું તને ને પડજો મુજ ખોટ - જોકે
એવાં બધાં વિતથ સાન્ત્વન મૃત્યુલોકે -

જાણું છું : થોડી વધુ વ્હાલી હતી ધરા તને
મારે લીધે - કંઈક ઓછી ગમે જતાં હું :
માગું વિદાય ત્યમ માગું ક્ષમાય તેથી હું.

□ ઇ. ઇ. કમિંગ્સ
□ ઉત્પલ ભાયાણી
(અમેરિકન)

એક તદ્દન અજાણ્યો કાળી રાતે
મારામાંથી જીવતા નરકને ફટકારી નાખે છે

એને માફી માગતાં મુશ્કેલી પડે છે કારણ
એ (યોગાનુયોગે) મારો જ પંડ છે

–પણ હવે એ શેતાન અને હું એવા ઘનિષ્ઠ
અમર મિત્રો છીએ બીજા એકના.

# પૂનામાં જર્મન ભાષા શીખવા ગયેલા પ્રબોધ પરીખને છ પત્રો

□ લાભશંકર ઠાકર

(૧)

પ્રબોધ !
પીળાં પતંગિયાઓએ
હવે
લાંબી નજરનાં
ચશ્માં પહેરવાં શરૂ કર્યાં છે.
મેં ગઈ કાલે
એક ગરમાળાના ઝાડને
પાઘડી પહેરેલું જોયું
અને એની નીચે
પેશાબ કરીને
કૂતરો
લેંઘાના બટન વાસતો હતો.
તો,
અને સમયને તમે એક ઘસઘસાટ ઊંઘમાં
પલટી શકો તો કેવું !
જર્મન ભાષાની માટી ખોદીને
તું નિર્વસ્ત્ર નહીં થઈ શકે.
તું ભોળો નથી
છતાં તારામાં ને ભોળામાં અંતર નથી.
તમે નિરંતર આયનામાં જોઈને માથું ઓળો છો,
મારે પણ બહાર જવું છે
અને માથું ઓળવાનું હજુ બાકી છે.

(૨)

આયનામાં જોઈને
છટકી શકાતું નથી પ્રબોધ.

આયનામાં હું
મને જોઇ શકતો નથી
જોવાની ક્રિયામાં પણ જે જોઉં છું.
તે તો
જુનિયર બી.એ.માં પામેલો તે સાઇકોલૉજીનું ભણતર.
એ ભણતર પાસે પણ
અટકી શકાતું નથી તે સાચું.
પછી પણ કૈંક બને છે
અને કદાચ તે આ ક્ષણે જ બની રહ્યું છે.
હું રણવિસ્તારની કલ્પના કરવા મથું છું.
તારા ગોગલ્સવાળા ચહેરા પર છવાયેલી રેતીની
આ બાજુ
ઊભેલા
હચમચતા
ઝાડ જેવો હું છું.
મને ફૂલનો આનંદ નથી.
ફૂલ હોવા છતાં નિષ્ફલતાનો અનુભવ થાય છે.
ભાષા તો કેટલું ઉત્ખનન કરી શકે, પ્રબોધ ?
અને તેમ છતાં
તું મને જોઇ પણ ક્યાં શકે છે ?
ગોગલ્સ પહેરવાના નિર્ણય સાથે જ
તેં આંખો ગુમાવી છે.
અને ભાષા તો બીજા વરસથીયે વહેલી
આપણે શીખી જઇએ છીએ
અને ભલે આપણે જન્માંધ નથી
પણ તોય શું,
આપણે સ્વતંત્ર દેશના નાગરિકો છીએ.
આયનામાં જોઇને અટકી શકાતું નથી, પ્રંબોધ !

(૩)
અને હિટલરને મેં જન્મતાં જોયો છે.
એક મનુષ્ય સ્ત્રીના પેટેથી
મેં એને અવતરતાં જોયો
ત્યારે હું
શિરીષના સુકોમલ ફૂલની મત્ત ગંધથી
બેભાન બનીને
આંખ વગરની ઈયળની ઊંઘમાં ડૂબતો જતો હતો.
હું ઝબકીને જાગી ગયો.
સ્વપ્નની વાતને સ્વપ્ન તરીકે
કોઈ સ્વીકારતું નથી, પ્રબોધ !
અને હું ઊંઘમાં પણ ઊંઘી શકતો નથી.
હિટલરને હું ધિક્કારી શકતો નથી
અને ગાંધીને હું ચાહી શકતો નથી.
અને તેમ છતાં હું કેટલું બધું છું !
ભઠિયાર ગલીની ચાંપો ખાતાં ખાતાં
ભિખારીના છોકરાને
ગજવામાંથી પાંચિયું કાઢીને આપું છું.
બારા હાંડીના પાયાની ચીકાશ
માણસને બેસૂધ ન બનાવી શકે ?
પ્રબોધ !
મદ્યનું સરોવર ન હોઈ શકે ?
અથવા મારા માથામાં
પાણીમાંથી બરફ બનાવવાનું
કારખાનું ન બનાવી શકાય ?
તમે મને સતત ગાળો દઈને
શબ્દોના ચણતરથી ગૂંગળાવી દઈ શકો છો.
હિટલર બોબડો નહોતો
અને આપણે ભાષા-બાજ છીએ, પ્રબોધ.

તું તારા ન્હોરોને તીક્ષ્ણ કરી રહ્યો છે તે માટે અભિનંદન;
કેમ કે
મેં તો હિટલરને જન્મતાં જોયો છે.
(૪)
Nothing is,
If anything is, it cannot be known
If anything is, and cannot be known
it cannot be expressed in speech.

ઝાડ પરથી પાંદડાં ખર્યાં કરે છે
સતત,
આકાશ નિશ્ચલ છે.
કેમ કે એ નથી.
ખરેલાં પાંદડાંઓ
છેક પૂનાથી અહીં
અમદાવાદ મોકલવાનો, પ્રબોધ,
આપણે પ્રોગ્રામ કરી શકીએ છીએ.
કેમ કે આપણે છીએ.
આપણે સતત છીએ
સતત ખર્યા કરવાની ક્રિયારૂપે
આપણું આ જે હોવું-
it cannot be expressed in speech–
ની
પ્રતીતિ હોવા છતાં
પ્રતીતિના ખરબચડા થડને અઢેલીને ઊભો ઊભો
તું
જર્મન ક્રિયાપદોની નિશ્ચલતાને
ફરી ફરીને
આંગળીના ટેરવાથી અડવાનો પ્રયત્ન કરે છે.
આકાશ પણ આંગળીને થરકાવી શકે છે.

કેમ કે એ નથી,
ઝાડ પરથી પાંદડાં ખર્યાં કરે છે
સતત,
અવાજ નિશ્ચલ છે
કેમ કે એ નથી.

(૫)

મેં ઇચ્છયું હોત
તો
મારાં પડતર ખેતરોમાં
પચીશ ભાષાઓનાં ડૂંડાં
હવામાં લહેરાતાં હોત
મેં ઇચ્છયું હોત
તો
પત્નીની નિર્દોષ આંખોને
નંબરવાળી બનાવી શક્યો હોત
અને તેમ છતાં પ્રબોધ,
ટીપુને આ વર્ષે બાલમંદિરમાં મૂકવાનો છે–
મેં પાડેલા ચીલાઓ ભૂંસી શકાતા નથી.
કેમ કે હવે ચીલા પાડવાની ક્રિયાથી
હું ઓચાઇ ગયો છું.
આ નિષ્ક્રિયતાથી પણ છળી મરાય છે.
આંખની બહાર તને ઊભેલો જોઉં છું
ખેતરની વાડ પાસે.
રાયપુરની હોટલમાં હું ગરમાગરમ ગાંઠિયા ખાઉં છું.
અને તું જર્મન શબ્દોનાં બચૂકડાં બિલ્લીબચ્ચાંઓને
ખોળામાં લઇને
નેપોલીના પગથિયા પર
નાગો થઇને બેઠો છે.
પ્રબોધ મોં પર તું લાંબી મૂછો રાખાવ

એક મહિના સુધી માત્ર મૂળા ખા
સરકસની કંપની ખોલ
કે બોટ-કલબ રોડ પર
સત્તર વરસ સુધી સાઇકલ ચલાવ્યા કર
હું તને મળી શકીશ નહીં.
કેમ કે આપણે ભિન્ન નથી.
અને તેમ છતાં પ્રબોધ
ટીપુને આ વર્ષે બાલમંદિરમાં મૂકવાનો છે.
કેમ કે હવે ચીલા પાડવાની ક્રિયાથી હું ઓચાઇ ગયો છું
અને
આંખની અંદર તને ઊભેલો જોઉં છું.
(૬)
ભોળી ભીંતો પર કોઈ
કોલસાથી ચીતરે છે
અતિ દીર્ઘ શિશ્નાકૃતિ.
ભીંતને એની ગલીપચી
તડની નીચે તેત્રીશ હજાર કીડીઓનાં
ખાલી ખોખાં જેવા શબ્દ
ભાષાની ભીંતોની કેડે લાંબું
ગોખી નાખો ઝટપટ એક પલાખું
પ્રબોધ, તારા નામ નીચે સળવળતી
ગાંધી-આંધી,
બકરી બાંધી તેં ભાષાની, ભોળા ભાઇ
અને બંધાયો
તારા પૂર્વજનો લટકેલો લાંબો કાન.
અમારે અંધારાને દો'વું, દરિયાલાલ
જનમનાં ઠૂંઠાં છીં
અમારે પાણીડાંને પ્રોવું દિરયાલાલ
પળોજણ પૂંઠાં છીં

પૂંઠા પરના અતિદીર્ઘ આકાર થકી
આ નીકળી ધર ધર ધાર
ડખલડખ
શબ્દોની
ને ઘેરાયેલાં કબૂતરાંઓ
ચહ ચહ કરતાં પાન
ભાન ભાવકનું ખોલે કાન
રાન વેરાધ બધે.
આ ખોબા છૂટી જાય, પળોજણ, પૂંઠાં છીં
આ પવન દોડતો જાય, અરેરે ખૂંટા છીં
આ જીવતર શેં છોલાય, જનમનાં બૂઠાં છીં.

## મણિલાલ □ રાવજી પટેલ

તું કવિતા થઈને
લયલોહ્યું દિલ ખોલ
ડાંગરના ખેતરમાં તડકો થઈને તું પ્રગટેલો
અષાઢના પહેલા વાદળનો રેલો
પીળાં બાવળનાં ફૂલ થઈને મારું શૈશવ ગાતો
અંધારામાં ઊકલી પડતો
કોયલનું ટોળું થઈ મારી આંખે ઢળતો
અડતાં અડતાંમાં તું તડાક દઈને ઊઘડી પડતો
તું મારી માટીનો જાયો માટીના સ્તનમાં
ક્યાં સંતાયો ?
મીઠા લયના સર્પ-મણિધર
ડસવાનું તું છોડ
હું ક્યાં છું દુર્ભાગી માતા
કે ફરી ફરી
મારા મનમાં જન્મી જન્મી શ્વાસ છોડતો.

## મિત્ર મડિયાને □ નિરંજન ભગત
(અમેરિકા જતાં)

પ્રતીક નવલાં, પ્રદેશ નવલા, પ્રજાયે નવી;
નભોન્નત શું સ્કાયસ્કેઇપર બુદ્ધિની સિદ્ધિ શાં,
સપાટ શત પ્રેઈરી હૃદયપ્રેમની રિદ્ધિ શા;
ક્ષણેક્ષણ નિહાળ નિત્ય નવતા, સખે, તું કવિ!
ન્યુયૉર્ક કવિ વ્હીટમેન સહ ક્રીડતી સ્વર્ગની
વિલાસપ્રિય અપ્સરા, કવિપ્રિયા જ મૅન્હૅટ્ટન;
પ્રણાલીપ્રિય ધર્મમુક્ત ઋષિ ફ્રૉસ્ટનું બૉસ્ટન;
સજીવ નિજ અટ્ટહાસ્યમહીં મસ્ત, સૅન્ડબર્ગની
વિભીષણ વિશાલસ્કંધ નગરી શિકાગો; અને
નવાં જ નરનાર ને શિશુ નવાં, નવાં માનવી;
વળી નવલ રીતભાત, નવ વેશ, ભાષા નવી;
છતાંય નવતા વિશે અસલ વસ્તુ– શ્રદ્ધા મને–
નવું હૃદય ના, હશે કરુણતા જ એમાં વસી;
નવું ગગન ના, હશે જ કરુણાર્ય ત્યાં રહે હસી.

□ ફૈઝ
આ ગયી ફસ્લે-સુકૂં ચાક ગરેબાઁવાલો
સિલ ગયે હોંટ કોઇ જખ્મ સિલે યા ન સિલે
દોસ્તો બજમ સજાઓ કિ બહાર આઈ હૈ
ખિલ ગયે જખ્મ, કોઈ ફૂલ ખિલે યા ન ખિલે

### □ અજ્ઞાત □ જશવંતી દવે
(સંસ્કૃત)

શોકશત્રુ ભયત્રાના
પ્રેમ વિશ્વાસ પાત્ર જે
કોણે સરજ્યું આ રત્ન
'મિત્ર' બે અક્ષરોતણું

### □ મનુ □ જશવંતી દવે
(સંસ્કૃત)

પાંચ વર્ષ કરો લાડ
પછી દશ સજા કરો
સોળની વય થાતાં તો
પુત્રને મિત્ર માનવો.

## મિત્ર મડિયાને □ નિરંજન ભગત
(અમેરિકાથી પાછા ફરતાં)

વિમાનમથકે ન મિત્ર મડિયાતણું સ્વાગત!
પરંતુ અવ વિશ્વમાનવતણું છ સેવ્યું જગે
મહાસ્વપન, આછું આછું મુજ નેત્ર સામે ઝગે;
અધીર ઉર હે! વધાવ અણજાણ અભ્યાગત!
નસેનસ પ્રચંડ ઊર્મિ ઊછળંત ઍટ્લેન્ટિક,
છતાંય નિજ ચિત્ત તો સરલ સ્વસ્થ, આધીન ના,
ઈફેલ સમ, સેન્ટ પૉલ સમ; ટેમ્સ ને સીનના
પ્રવાહ સમ શાંત, છો રુધિર હોય રોમેન્ટિક;
સ્વદેશ સ્વજનો બધું નીરખશે નવી દૃષ્ટિથી,
પુરાતનતણું કર્યું અવ નવીનથી સ્પર્શન,
અને નિકટનું કર્યું અવ સુદૂરથી દર્શન;
નવી સમજ, સૂઝ પ્રાપ્ત અવ થૈ નવી સૃષ્ટિથી;
વિમાનમથકે શું માત્ર મડિયા જ મૂર્તિ નવી?
નવી જ નહીં એહને નયન હોય મારી છવિ?

□ ચિનુ મોદી

પથ્થરો પોલા હશે કોને ખબર?
મિત્ર બહુ ભોળા હશે કોને ખબર?
એમની આંખો ભીંજાઈ'તી ખરી
આંસુઓ કોરાં હશે કોને ખબર?

## □ જગન્નાથ □ જશવંતી દવે
(સંસ્કૃત)

રે ખીલતાં કમળ તું સુણ વાત, તારું
પીતાં ભલે મધ, મીઠું ગુંજતો મિલિન્દ
જે ગંધ સ્વાર્થવીણ ચોદિશમાં પ્રસારે
તારી ખરે! પવન છે તુજ મિત્ર સાચો.

## આમ તો □ વિપિન પરીખ

આમ તો એક નાની શી વાત છે.
મારો લંગોટિયો દોસ્ત. નામ તમને નહીં કહું.
અમે નિશાળમાં એક જ બાંકડે બેસતા.
એને નીતિ-નિયમની, ધરમ-કરમની વાતો કરવાનો ખૂબ શોખ.
વારે ઘડીએ રામ અને લક્ષ્મણ, યુધિષ્ઠિર અને કૃષ્ણની વાતો કરે.
મને કાળ ચડે.
નદીએ ફરવા જઈએ ત્યારે પણ
ગીતાના શ્લોક પછી શ્લોક કડકડાટ બોલે, આંજી નાખે!
એટલું જ નહિ, ટિળક અને વિનોબાની ટીકા પણ ટાંકે.
હું બબૂચકની જેમ સાંભળ્યા કરું.
આજે મેં સાંભળ્યું.
એક મોટા સરકારી કૉન્ટ્રેકટમાં એણે નાનકડો હિસ્સો રાખ્યો છે.
માત્ર અડધા ટકા જેટલો!
છતાં કહે છે એની પેઢી પછીની પેઢી પણ તર થાય એટલું એને
મળ્યું છે.

અને કોઈ તો વળી એમ પણ કહે છે:
આ કંઈ એને માટે પહેલી વાર નથી.
હું રોજ સવારે ગીતાનો પાઠ કરું છું ત્યારે હવે
ગીતાના શ્લોક એના પગ નીચે કચરાતા સંભળાય છે.
અને
આંખ સામે યુધિષ્ઠિર
કાદવમાં ખૂંપતા જાય છે અને દોસ્ત હસ્યા કરે છે.

□ સુરેશ દલાલ

જેના ઊમટે છે રંગ એના ફટકે છે રંગ,
એનું તો નામ અમે પાડયું સંબંધ.

## શબમૈત્રીનાં કલ્પન...

☐ રાધેશ્યામ શર્મા

વતનમાં વીસ વર્ષે
મલૈયા તળાવની પાળ પર
લોટો લઈ ચઢતાં જ
વરસાદ ત્રાટક્યો
દેડકા દોડયા
સંતૂર વગાડતા જળતરંગ તણી...
પૂંછડીથી લીટા તાણતા
કાચંડાની ઉન્નત ડોકને
વીજઝબકારે ચમકાવી
ત્યાં નાનેરા
બાળગોઠિયા બાબુને
દાટેલો ઊંડે ઊંડે
ધરબેલા મીઠાની સોડમમાં
ખારી બિસ્કિટની ગંધરૂપે
ટકી રહ્યો તે સળવળ્યો
હમણાં
અજાણ્યા જંગલી છોડવા કાંટે
જર્જરિત ગુલાબી
પતંગના ફરકાટોમાં
ધીમે... ધીમે...

☐ ભર્તૃહરિ ☐ જશવંતી દવે

દુષ્કૃત્યથી દૂર કરે, હિતમાંહી યોજે
ગુણો કરે પ્રગટ ને છુપવે રહસ્ય.
ના છોડતો વિપદમાં, સમયે જ આપે
સન્મિત્રનું સ્વરૂપ આ, સુજનો કહે છે.

## આદિલ મન્સૂરી

☐ ચિનુ મોદી

કડક કમ સકર ચા
ફ્રાય ચાંપ
છ પાકીટ સિગરેટ
અને બારેક તાંબુલ-
ને દિવસ પસાર.

તબદીલ જમારત
તસ્બી
વજુ
નમાજ
કુરાનની આયાત-

ને દિવસ પસાર.
ન તને વ્હિસ્કી ખપ લાગી
ન ગઝલ.
તને તાઝે ખાલીપાની ખતરનાક
બિમારી
જન્મથી જ છે, દોસ્ત.

## સ્વ. મોહનલાલ સૂચકને ☐ બાલમુકુન્દ દવે

તીખો તરવરાટ, તોર, બલ, જોમ, બુદ્ધિ-છટા-
થકી જીવનજોધ ! તું સર કરંત મેદાન સૌ.
પલાણી પુરુષાર્થના હણહણંત , તોખારને,
સુતીક્ષ્ણ બરછીતણી અણી પરોવતો ખેલતો
ઉછાળી ફલસિદ્ધિની સહજ લીંબુલંગારને.
રહ્યાં સ્વજન સૌ પ્રસન્ન નયને નિહાળી જરી,
અચાનક કરાલ કાલ ત્યહીં રે ગયો છેતરી !
અજાણ મુલકે ગયો તું અસવાર ક્યાં ઊતરી ?

ઊભો હું .પડકારતો મરણ ! આવ, ઉન્મૂલ તેં
કર્યો સુહૃદછોડ, જો, હૃદયમાં ધર્યો એ જ મેં.
અહીં, જીવનબાગના ગીચ વિષાદ-વાડોલિયે
રૂડો નવલ સખ્યનો ધવલ મોગરો મોરિયો;
રચી વિટપ રમ્ય નિત્ય નવલા પ્રરોહો ફૂટે,
જ્યહીં ન ચરવા ઢૂકી મહિષ કાલનોયે શકે !

## મિત્રની વિદાય લેતાં

☐ રિહાકુ ☐ સુરેશ દલાલ
(ચાઇનીઝ)

ઉત્તરે ભૂરા ભૂરા પ્હાડ
ધોળી ધોળી નદી વળી વીંટળાઇ.
અહીં આપણે છૂટા પડવું પડશે
અને અહીંથી જવું પડશે
સૂકું સૂકું ઘાસ વટાવી હજાર જોજન.
તરતા પ્હોળા વાદળ જેવું મન
આથેના અંતરથી ઢાળે શિર
બીડેલા હાથે એવા
ચિરપરિચયની વિદાય જેવો સૂરજ
ડૂબે.
અને આપણે છૂટા થઇએ ત્યાં
એકમેકની સામે
આપણા અશ્વ હણહણી ઊઠે !

## સ્વ. મોહનલાલ સૂચકને □ બાલમુકુન્દ દવે

તીખો તરવરાટ, તોર, બલ, જોમ, બુદ્ધિ-છટા-
થકી જીવનજોધ! તું સર કરંત મેદાન સૌ.
પલાણી પુરુષાર્થના હણહણંત , તોખારને,
સુતીક્ષ્ણ બરછીતણી અણી પરોવતો ખેલતો
ઉછાળી ફલસિદ્ધિની સહજ લીંબુલંગારને.
રહ્યાં સ્વજન સૌ પ્રસન્ન નયને નિહાળી જરી,
અચાનક કરાલ કાલ ત્યહીં રે ગયો છેતરી!
અજાણ મુલકે ગયો તું અસવાર ક્યાં ઊતરી?

ઊભો હું પડકારતો મરણ! આવ, ઉન્મૂલ તેં
કર્યો સુહૃદછોડ, જો, હૃદયમાં ધર્યો એ જ મેં.
અહીં, જીવનબાગના ગીચ વિષાદ-વાડોલિયે
રૂડો નવલ સખ્યનો ધવલ મોગરો મોરિયો;
રચી વિટપ રમ્ય નિત્ય નવલા પ્રરોહો ફૂટે,
જ્યહીં ન ચરવા ઢૂકી મહિષ કાલનોયે શકે!

## મિત્રની વિદાય લેતાં

□ રિહાકુ □ સુરેશ દલાલ
(ચાઇનીઝ)

ઉત્તરે ભૂરા ભૂરા પ્હાડ
ધોળી ધોળી નદી વળી વીંટળાઇ.
અહીં આપણે છૂટા પડવું પડશે
અને અહીંથી જવું પડશે
સૂકું સૂકું ઘાસ વટાવી હજાર જોજન.
તરતા પ્હોળા વાદળ જેવું મન
આથેના અંતરથી ઢાળે શિર
બીડેલા હાથે એવા
ચિરપરિચયની વિદાય જેવો સૂરજ
ડૂબે.
અને આપણે છૂટા થઇએ ત્યાં
એકમેકની સામે
આપણા અશ્વ હણહણી ઊઠે!

## હે, મિત્ર !

હું તને પ્રેમ કરું છું માત્ર એટલા માટે નહીં કે તું તું છે,
પણ તારી સાથે હોઉં ત્યારે હું જે હોઉં છું એટલા માટે પણ.

હું તને પ્રેમ કરું છું તેં તારી જાતને જે રીતે આકારી છે
એટલા માટે જ નહીં, પણ તું મને જેવો ઘડયા કરે છે
એટલા માટે પણ.

હું તને એટલા માટે પ્રેમ કરું છું કે મને એક અચ્છો જીવ બનાવવા માટે કોઈ પણ સંપ્રદાય જે કંઇ કરી શક્યો હોત એના કરતાં અને મને સુખી કરવા માટે કોઈ પણ વિધાતા જે કંઇ કરી શકી હોત એના કરતાં તેં મારે માટે વધારે કર્યું છે.

તું આ સાધે છે તે પોતાપણું જાળવીને જ.
અંતે તો,
મિત્ર બનવાનો મરમ જ કદાચ આ છે. [અનામી]

## મૈત્રીનું ઉપનિષદ

કોઈ અનામી કવિની મૂળ અંગ્રેજી પંક્તિઓ આપણને કેવી સ્પર્શી જાય છે ! કવિતામાં અવતરતી નિવેદનાત્મક પંક્તિઓ માટે ઘણા આધુનિકો વેદના અનુભવતા હોય છે ને દયા આવે એવી રીતે વ્યક્ત પણ કરતા હોય છે. કાવ્ય થવા માટે લાગણીએ પ્રતીકો અને પ્રતિરૂપોનાં અટપટાં જંગલોમાં અટવાયા કરવું એ શું અનિવાર્ય જ હોય છે ? આપણા યુગધર્મની શું એ જ ઇતિ ? બલ્કે, આ અને આવા અતિરેકથી તો આ બધું સંવિધાન કૃતક તો નથી બનતું ને ? ફૂલોને ફ્લાવર-વાઝમાં જ જોવાને આંખ ટેવાઇ ગઈ છે ? કંઇ વાંધો નહીં, હોય : પણ ફૂલને ડાળી ઉપર જોવાથી આંખ ભોંઠપ અનુભવે એ તે ક્યાંનો ન્યાય ?

મને તો આ કૃતિ નખશિખ ગમે છે કારણ કે એમાં સચ્ચાઇનો રણકો છે, સાદગીની શોભા છે અને વહાલની વેધકતા છે. એક જ વાક્યમાં કહીએ તો એ મૈત્રીનું ઉપનિષદ છે. friendshipનું Bible છે. હા, આમાં નિવેદન છે, પણ ઇતિહાસ-કથનનો નિર્વેદ નથી. જીવનના સૌંદર્યનો અવબોધ (discernment) જરૂર છે, પણ બોધ નથી. મિત્રની વ્યાખ્યા નથી, પણ મૈત્રીનું આખ્યાન છે. દરેક

પ્રજાના દરેક જમાનાના કવિએ ક્યાંક ને ક્યાંક- ભલે જુદી જુદી રીતે- સુદામાચરિત આલેખ્યું હશે અને મીરાંની સરળ અમીરાઈને- ગાઈ હશે.

મૈત્રીનો અનુભવ શું ? એ તો મિત્ર વિનાની ખાલી સાંજને પૂછો. અરસપરસ એકમેકને ઘડવાનો કે ઘટાડવાનો, ઢાળિયો કરવાનો કે પંપાળ્યા કરવાનો, દોહી લેવાનો કે ઉતારી પાડવાનો ચાળો કે ઉબાળો કર્યા વિના મૈત્રીને માણી-નાણી જોવા જેટલી ધીરજ ને ઉદાત્તતા હોય તો જ ખ્યાલ આવે કે પાણીપોચી લાગણીનું હાડ-કાઠું કેવી રીતે ઘડાતું જાય છે ! સમયની ધરતીમાં પોતાનાં મૂળ ઊંડાં અવતારતી મૈત્રી જ કહી શકે કે પ્રેમ કેવો પહાડ જેવો અવિચળ થઈને ટકી શકે છે. અર્થની કે સ્વાર્થની, શીલની કે વ્યસનની સમાનતા (કે સમાંતરતા)માં ઊભરાતી, ઊછરતી મોસમી મૈત્રીની આ વાત નથી. મૈત્રી એ મંત્ર છે, જંતરમંતર નહીં.

આ કાવ્યનો પ્રત્યેક શ્લોક 'હું'થી પ્રારંભ પામે છે અને અંતની ઋચાનો પહેલો શબ્દ છે 'તું'. (તમને વયં યૂયમ્ જેવું કંઈક સંભળાયું ?) ઉમાશંકર જોશી તો કહે છે : "સજ્જનો તો સાત ડગલાં સાથે ચાલે એટલે એકના પગમાં બીજાના હૃદયની આંટી પડી જ સમજવી. બંને મિત્રો થઈ ગયા સમજવા." મૈત્રી અંતે તો marriage of two noble mindsનો સ્વદેશ છે, ignoble mindsનો પ્રદેશ નથી.

મજા એકમેકના વ્યક્તિત્વને ગાળી, ચાળી કે ટાળી નાખવામાં નહીં, પણ એકમેકના વ્યક્તિત્વને જાણીને, જાળવીને એને ઉજાળવામાં છે. એકમેકનો નિસરણી તરીકે ઉપયોગ નહીં, પણ એકમેકના ઘડતરમાં જ મૈત્રીનો મહિમા છે. કોઈ સંપ્રદાય કે કોઈ નસીબ આપણી પર ન્યોછાવર કરી શકે એના કરતાં પણ મૈત્રી ઘણું બધું વધારે કરી છૂટે છે અને તે પણ પોતીકું વ્યક્તિત્વ જાળવીને. કોઈને 'આપણું કરી લેવા' કરતાં 'આ-પણું' મિટાવી દેવામાં કદાચ સાચું સામર્થ્ય છે. મૈત્રીનો ચમત્કાર 'અનુકૂળ' થવામાં કે છાયા-પડછાયા થવામાં નથી; પણ ખરો ચમત્કાર તો જુદાં મૂળિયાંવાળાં બે વૃક્ષોને એક જ આકાશનો પ્રકાશ પી-પીને બન્નેનો ઘટાટોપ વિકાસ થતો જોઈને આહ્લાદ અનુભવવામાં જ છે. આનંદ નિજ લીલાનો છે, નિર્જન લીલાનો નહીં. શું મિત્ર કે શું વૃક્ષ, પણ મૈત્રી એટલે વાદ કે વાડ નહીં પણ મૈત્રી એટલે સંવાદ.

મિત્ર મળે એ વિધિની દેણ છે. પણ મૈત્રી એ કલા છે. એને nurture કરવી પડે છે. વેલની નજાકત માણવા ઇચ્છનારે નાજુકાઈ કેળવવી પડે છે. પુરુષ હોય કે સ્ત્રી પણ લિંગના ભેદોને ઓગાળીને લીધેલું જીવનસટોસટનું આલિંગન છે. આ તો-મૈત્રી... અનુબંધના ઋણસ્વીકારનું એ તો મુક્તિનું બંધન છે.

□ જગદીશ જોષી

## મીર □ હરીન્દ્ર દવે

મિત્રો, ક્ષમા કરો કે હજી હું નશામાં છું,
આપો તો ખાલી જામ ફક્ત હું નશામાં છું.

મસ્તીમાં મારી ગોઠડી વિખરાઇ ગઈ બધે
ફાવે તે કહી શકો છો તમે હું નશામાં છું.

કાં તો સુરાનું પાત્ર ગ઼ણી હાથમાં ગ્રહો,
કાં થોડી વાર સાથે રહો, હું નશામાં છું.

લાચાર છું જો પાય પડે આમતેમ તો
નારાજ ના બનો કે હજી હું નશામાં છું.

જુમ્માની આ નમાઝ ક્યાં ભાગી જશે ભલા,
આવું છું, સ્હેજ રાહ જુઓ, હું નશામાં છું.

નાજુક મિજાજ આપ, કયામત છે મીરજી,
બોટલની જેમ મોંએ ન વળગો, નશામાં છું.

## 'મિત્ર'ને છરી પાછી આપતાં

□ એલ્ડર ઓલ્સન □ સુરેશ દલાલ
(અમેરિકન)

આ લ્યો તમારી છરી
જેની તમને ખોટ ન જ સાલવી જોઇએ
એવું તમારું ઓજાર
ચળકતું, ચોખ્ખું અને ધારદાર
લગભગ નવા જેવું જ,
મારી પીઠે એને જરીક પણ નુકસાન પહોંચાડયું નથી.

## મિત્ર □ માર્જ પીયર્સી □ હસમુખ દવે

અમે ટેબલને સામસામે છેડે બેઠાં
એણે કહ્યું, "તારો હાથ કાપી નાખ,
એ બધી ચીજોને લે-મૂક કરે છે.
મને પણ એ અડશે!"
મેં કહ્યું, "ભલે!"

ટેબલ પર ખાવાનું ઠંડું થઈ ગયું.
એણે કહ્યું, "તારું શરીર ભસમ કરી દે.
એ ચોખ્ખું નથી અને એમાંથી કામની બૂ આવે છે.
એ મારા મનમાં ઉઝરડા પાડે છે!"
મેં કહ્યું, "ભલે!"

"હું તને ચાહું છું!" મેં કહ્યું.
"ઘણું સરસ!" તેણે કહ્યું
"મને કોઈ પ્રેમ કરે એ વાત
મને આનંદિત કરી નાખે
પરંતુ તેં તારા હાથ
કાપી નાખ્યા નથી હજી સુધી?"

□ સુરેશ દલાલ

તું મારો મિત્ર
તારી કને મારો કામનો દિવસ
-રજા થઈ જાય
નર્યા જલસા થઈ જાય

## લઘુ કરુણપ્રશસ્તિ

□ સુરેશ દલાલ

એક વખત
બે મિત્રો હતા ને એક મૈત્રી હતી.
મૈત્રી ઝરી ગઈ, મૈત્રી સરી ગઈ,
મૈત્રી ખરી ગઈ,
મિત્રો જીવતા હતા,
હોઠ ખુલ્લા હતા ને હૈયું સીવતા હતા.

મિત્રો જીવતા રહ્યા : મૈત્રી મરી ગઈ :
શ્રીરામ... શ્રીરામ... શ્રીરામ...
ૐ શાંતિ: શાંતિ: શાંતિ:

## ☐ મનોજ ખંડેરિયા

શબ્દોની મિત્રતા અને કાગળની મિત્રતા
એકાંતે મ્હોરનારી આ હરપળની મિત્રતા

આ હાંફ – તરફડાટ – તૃષા – થાક આંખમાં–
કેવી રહી પૂછો નહીં મૃગજળની મિત્રતા

આંસુથી હોય કે પછી દરિયાથી હોય પણ–
ડૂબાડી દેશે કોઈ દિવસ જળની મિત્રતા

પ્હેરણથી માત્ર રાખ્યું ન સગપણ ઉપરછલું
માણી છે એની મેલી સળેસળની મિત્રતા

ચિરકાળ એની છાપ ફૂલો પર છપાઈ ગઈ
નહીં તો રહી'તી બે ઘડી ઝાકળની મિત્રતા
હર જન્મ બંધ દ્વારને ખખડાવતી સતત
રહી છે અતૂટ હાથ ને સાંકળની મિત્રતા

આદિલ – અનિલ – રમેશ કે લા.ઠા. ચિનુની સંગ
કાયમની લીલી ગૂંજતા કાગળની મિત્રતા.

## ☐ સુરેશ દલાલ

હોટલનો ખૂણો
જિમલેટનો ગ્લાસ
આ ધીમે ધીમે
ઊતરતો ઘૂંટડો
આ મારી સિગારેટ
એનો આકૃતિ રચતો
અને ભૂંસતો
અને વહી જતો ધુમાડો.

–આ બધાં મારાં મિત્રો
મને ખૂબ ગમે એવાં
અપેક્ષા ઊભી ન કરે
આશ્વાસન કે વચન ન આપે એવા.

જોકે હું હવે એટલો થાક્યો છું
કંટાળ્યો છું
કે મને સિગારેટ પીવાનો પણ
કંટાળો આવે છે.

## –દોસ્ત □ જગદીશ જોષી

કાંઠાના ખડકોથી બે જ ડગલાં દૂર
આ ધરતી પર ખુલ્લી પાનીઓ મૂકીને દોસ્ત!
તારી ચામડીને અનુભવ કરાવ:
મોજાંની થપાટોને આ ધરતી ધડકનમાં થડકાવે છે.

ઢાંકેલા એ ધબકારને
તારી ખુલ્લી પાનીઓથી એક વાર સાંભળી લે, દોસ્ત!

સાંભળી શકતી પાનીને
સ્પંદન
ક્યાં ક્યાં નથી સંભળાતાં?
ચાલતી ટ્રેઇનમાં, ઊભેલી સ્ટીમરમાં,
ઊડતા વિમાનમાં કે બસ-સ્ટૉપને છોડતી બસમાં–
બધે જ ધબકાર સંભળાય.
પગ પછાડવાથી એ ધબકાર કચડાતા નથી...

મોટી લક્ઝરી લાઈનરના લાબા પૅસેજ જેવી
આપણી મૈત્રીની
સ્વસ્થ સજજતા.
પૅસેજની બન્ને બાજુએ અનેક કૅબિનના દરવાજા.
(દરેક કૅબિન પોતે જ સુસજ્જ સ્ટેઇટરૂમ!)
અદબભર્યા અવાજ સાથે ઊઘડતા–બંધ થતા
દરવાજામાંથી
અનેક માણસોની આવનજાવન.
પણ, તું જરા કાળજીથી જો–,
આવનાર–જનાર પ્રત્યેકના પગમાં

સ્ટીમરના મંદમંદ ડોલનનો
મૂગો, મદીલો નશો છે.
સંબંધોના સાજમાંથી
સૂરીલા સંવાદના સાધક, હે સૂર !
તારા સંગીતનો શબ્દ પણ
એટલો જ નશીલો છે.

મધદરિયે અધરાતે મેં વિતાવેલી
એકલી પળો
મને યાદ છે.
આગળ સર્યે જતી સ્ટીમરના
પાછલા તૂતક ઉપર
હું સરકીને ઊભો ત્યારે
ચાંદનીનો દૂધિયો લીટો
બે ફાંટે
સમુદ્રને બાથ ભીડવા મથી રહ્યો હતો.
સમુદ્રમાં તો જાણે સ્પંદન હોય જ છે, એટલે
એ સ્પંદન ક....દા....ચ ચાંદનીનું જ હશે !
એ સમુદ્ર, એ રાત, એ મુખરિત એકાંત,
–એ દૃશ્ય
મારી આંખમાં દૃષ્ટિ થઈને હજી ભીનું ભીનું તરવરે છે.

પશુઓથી અન્યતર, ઊર્ધ્વતર
પશુજીવનના પદાર્થને
તેં જ્યારે ઊંચે ચડાવ્યો ત્યારે જ
મારી નજર પહોંચી આકાશમાં....

ત્યારે જ ખ્યાલ આવ્યો
કે અનેક અનામી શિખરો

કોઈનાં પગલાંની રાહ જોતાં જોતાં
ઓગણીસસો તોંતેરિયા આકાશને ઘેરી ઊભાં છે.
વણપાડેલાં પગલાંનો ધબકાર
એ ડુંગરો સાંભળતા હશે ?
'અહમ્‌ના હિમગિરિ' ઉપર જ્યારે
'કિરણ-કપોત' ઝૂકે ત્યારે
એમાં પીગળેલા પાણીનું 'રેશમ-પોત' ઝળકે.
'બારી' પાસે આવેલી ઝાડની ડાળ પર
'મલય-લય' ભર્યો 'રાતનો સમય' ઝૂલે
ત્યારે 'મત્ત પવનની આંગળીઓ' વિમાસે
કે
'નામ ઠામોઠામ લખી લઉં' કે 'નામ લખીને ભૂંસું' !

તારા જ નહીં, દોસ્ત,
તારા, મારા, અમારા
સૌના અંધકારની પાછળ
એક-એ 'ઝલમલ જ્યોત' વસી હોય છે.

દરેક પરોઢ
પંખીના ટહુકે ટહુકે
ઊઘડે છે.

જેણે એ જ્યોતની 'વહેતી યમુનાને'
પરોઢની 'ગાગર'માં ભરી
અહીં સુધી આણી
તેને
હવે
હવાનું વજન લાગ્યું ?

'નીરવની વાંસળી'માં જ્યારે
'સ્વરની રમણા' જંપે ત્યારે તો
'એકાંત' પણ ધબકતું લાગે-
જીન માંડેલા ઘોડાની ચામડીનો થથરાટ
જેમ અસવારના અંગેઅંગમાં વ્યાપી જાય તેમ.

પોતાના જ ધબકારના લયને ભૂલી
બીજાના ઢાંકેલા ધબકારને
તારી ખુલ્લી પાનીઓથી એક વાર સાંભળવાનું
ન ચૂકતો, દોસ્ત !

સાંભળી શકતી પાનીને
સ્પંદન
ક્યાં ક્યાં નથી સંભળાતાં ?

બજ્યા વગરનો તારો ત્રીજો ધબકાર
તારે સાંભળવો જ છે ?
તને ક્યાંથી સંભળાય....
એ તો અમારાં હૃદયમાં ધબક્....ધબક્ ખટકે છે !
'વિકસિત થતાં શૈલશિખર'*ની કેડીઓ પર
ગુલાબી પગલાં પાડનાર
કવિતાના બંદા !
કેટલીયે દુનિયામાં ડોકિયાં કરવાનું
હજીયે બાકી છે
અમારે
દોસ્ત, તારી આંખે !

* આ એક જ પંક્તિ 'કાન્ત'ની છે. બાકીનાં અવતરણ ચિહ્નો સુરેશ દલાલનાં કાવ્યોના સંદર્ભમાં છે.

## મૃત-મિત્રો □ મકરંદ દવે

મૃતજનો મારા ખરા છે સોબતી :
રોજ એની પાસ મળવા જાઉં છું,
ગીત એનાં રોજ ગરવાં ગાઉં છું,
પ્રેમના પ્યાલા છલોછલ પાઉં છું,
મૃતજનો મારા ખરા છે મ્હોબતી.

દેહહીણા દોસ્ત પણ શા જીવતા !
હાસ્યની એની લહર વિરમી નથી,
હાથમાં એના હવે ગરમી નથી,
નેનની જ્યોતિ છતાંય નમી નથી,
જીભ વિણ ચાલે જુગોની વારતા.

ગુર્જરી કુંજો ગજાવી એક દી :
રંગસંદેશા વસંત તણા દઈ,
વાંસળીમાં હેત હૈયાનાં વહી,
જેમ ઘૂમ્યો આપ ઉત્સવરૂપ થઈ,
આજ પણ ઊંચે પુકારે હે પથી !

કોણ ભાતીગળ રહ્યો ગૂંથી કથા ?
માનવી ને પ્રકૃતિની જોડલી,
શોભતી નવદર્શને જેને મળી,
શબ્દની જ્યાં કુસુમ-કોમળતા ફળી,
મધુરતા પણ આપતી એની વ્યથા.

જિંદગી એ વસ્લની આશા હતી :
પ્રેમનાં ધોળાં કપોત મરી ગયાં,
સ્વપ્નનાં ખદ્યોત સર્વે સરી ગયાં,

## હાઈકુ

□ નીતા રામૈયા

(૧)
ટપાલી આવે
ત્યારે હું, - અચાનક
બની જાઉં, - તું.

(૨)
મારી આજની
આકાશગંગાનો તું
છે ધૂમકેતુ.

(૩)
આ હાયકુના
સોગન, મારા હોઠે
તું વસે, બસ.

(૪)
તું ઊઘડતી
જતી મારી ભૂખમાં
ગરમ પિઝ્ઝા.

(૫)
મારા આંગણે
તારા વિના ઠગારી
લાગે દુનિયા.

(૬)
પાછાં મળશું
એક દિવસ તારા
મારા આકાશે.

હાય! અધખીલેલ ફૂલ ખરી ગયાં,
ભગ્ન તોય સિતાર એની વાગતી.

આંખ લાલ વિશાળ સ્વપ્નોથી ભરી:
લોકહૈયાની હવા ઊઠે નવી,
વંકડાં ઝુલ્ફાં તણી ઊડે છબી,
ભાઈ, દર્દીલા ગળાનો શો કવિ!
રોજ ગાતો હલકથી હૈયું હરી.

યાદ હું કોને કરું? કોને નહીં?
સ્વજન મારાં, રાહબર ને મિત્રનાં,
અબરખી આછાં રહેલાં ચિત્ર આ,
નીરખ્યાં નયણે સદાય અનિદ્ર આ;
પાય જેને પ્રેમની ઝરણી વહી

મૃતજનો કેરી જમાત મને જડી:
રોજ રહેતો મસ્ત એની સોબતે,
રોજ એની પાસ સરતો મ્હોબતે,
વાગતી પળ પળ હૃદયની નોબતે,
ગેબની ચાલે અમારી ગોઠડી.

## –આટલું જ □ સુરેશ દલાલ

હવે
જ્યારે ખારના રસ્તા પરથી
પસાર થાઉં છું
ત્યારે
એકાદ ક્ષણ
મુરલી ઠાકુર પવન થઈને વાય છે,
બસ આટલું જ!

## સ્વ. રાવજી પટેલ

### □ ચિનુ મોદી

તને થશે કે
આ લે
મારાથી તો
કૈં કેટલી ઝાઝી પળને
મારા વા'લા ચિનુએ પલાણી
પણ, ગાંડા ભાઈ
રણની વચ્ચે
તરસ બુઝાવવા
મારે જ
પલાણેલી કૈં કેટલી સાંઢણીઓને
ઝટકાવી પડી છે
આ સગ્ગા હાથે–
એ તું જાણે છે?

## ચાની દુકાનમાં □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

(બંગાળી)

લંડનમાં છે છેલ્લી બેંચનો ડરપોક પરિમલ,
રથિન હવે સાહિત્યક્ષેત્રે એક પરમહંસ.
સાંભળ્યું છે કે દીપુએ તો કાગળનું મોટું કારખાનું ખોલ્યું છે
અને પાંચ ચાના બગીચામાં દસ આની ભાગ છે.
એ ઉપરાંત સમય મળે ત્યારે થાય છે દેશસેવક;
અઢી ડઝન વાંદા છુટ્ટા મૂકી ક્લાસને વેરવિખેર કરી
નાખ્યો હતો ગાંડિયા અમલે
તે આજે થયો છે મજાનો અધ્યાપક.
કેવો ગોરો ગોરો હતો સત્યશરણ
એણે શું કામ પોતાનું ગળું કાપ્યું ચકચકિત છરાથી–
હજીયે એ દૃશ્ય યાદ આવતાં જ કમકમાં આવે છે
દૂર જતો રહેશે એ ખબર હતી, તોપણ આટલો બધો દૂર ?

ગલીની ચાની દુકાનમાં હવે બીજું કોઈ નથી
એક વખત અહીંયાં અમે બધાં સ્વપ્નોમાં જાગ્યા હતા
એક છોકરીના પ્રેમમાં ડૂબ્યા હતા એકસાથે મળી પાંચેય જણા
આજ તો એ છોકરીનું નામ સુદ્ધાં યાદ નથી.

### □ અજ્ઞાત □ જશવંતી દવે

(સંસ્કૃત)

સરખાં દુ:ખો ને શીલમાં જ સખ્ય.

### □ અજ્ઞાત □ જશવંતી દવે

(સંસ્કૃત)

પત્ની માનવનું અર્ધ
પત્ની ઉત્તમ છે સખા

## માણસજી □ અનિલ જોષી

ઓરાં આવો તો વાત કરીએ માણસજી,
આઘાંની વાત બધી ઓરી : લે બોલ!

અમે આવીને ગામને ઉતારે માણસજી,
હોંકારો નાનકડો માગીએ : લે બોલ!

અમે વીજળીને એક ઝબકારે માણસજી,
આખી રામાયણ વાંચીએ : લે બોલ!

અમે ડેલીએથી ઊતરતાં બેડાં માણસજી,
પાણિયારે પહોંચીને ફૂટતાં : લે બોલ!

અમે પાદરની ખાંભીએ જોયા માણસજી,
ધીંગાણાં ધણ થઈ છૂટતાં : લે બોલ!

અમે ડાયરા ભરીને ક્યાંક બેઠા માણસજી,
ડાયરાઓ તોય રહ્યા ખાલી : લે બોલ!

અમે ઉંબરે પેડલ સંજવારી માણસજી,
મે'લીને કોઈ ગયા ચાલી : લે બોલ!

અમે એકવાર ગામડે ગ્યા'તા માણસજી,
ખેતરે જરીક વાર અડકી : લે બોલ!

અમે બંધ જોઈ શેરી વટાવી માણસજી,
રાવજી પટેલની ખડકી : લે બોલ!

અમે આવીને વારંવાર જાતા માણસજી,
જાતરા હજીય છે અધૂરી : લે બોલ!

અમે જુગ જુગના વણઝારા માણસજી,
વાત હવે આટલેથી પૂરી : લે બોલ!

□ મુરલી ઠાકુર

મિત્રો !
જીવતાં તો મેં તમને
ઘણું બધું કરવાનું –
કહ્યાં જ કર્યું છે...
ને તમે – એ બધું કર્યું !
મને તમારા પર શ્રદ્ધા છે –
મારા પર તો ન્હોતી – નથી
પણ આ અંતઘડીએ,
ઘણું બધું ન કરવાનું
કહું તો ! –
મને નિરાશ નહીં કરો ને ?

તમારે હવે – કશું ન કરીને જ
મને રીઝવવાનો છે.
મરતા માનવીને રીઝવવાનું
મહાપુણ્ય ગણાય છે.
તો – મિત્રો !
કહી દઉં– ?...
મારી અંતઘડીએ –
મારી આગળ – ઘીનો દીવો
ના પ્રગટાવશો.
હું મારી વાટ ખોળી લઈશ.

અને – મને –
નનામીમાં જકડીને બાંધશો નહીં;
બંધન તો મને –
કદીય ગમ્યાં નથી·–
ને...
મારું મુખ...
દક્ષિણ તરફ નહીં –
પૂર્વ ભણી રાખજો –
મને ઊગતા સૂર્યને જોવાના
હજી કોડ છે.
ને –
ચિતા પર મૂકો ત્યારે – ત્યાં
મારી છાતી પર મસમોટાં
કાષ્ઠ ના મૂકશો
મારા હૈયામાં તમ સર્વ
માટેનો સ્નેહ કચરાઈ જશે
ક્યાંક ! એ ભારથી,

ને – આંચ મૂકવા –
મારા કોઈ સ્વજનને
ન ઢૂંઢશો :
આડે હાથે કોઈ પણ જરા
આંચ આપી દેજો–
આમેય હું ક્યાં બળ્યોઝળ્યો નથી !

ને
પછી : તમારે મારી ચિતા આગળ
તપવાની જરૂર નથી.
અગ્નિ મારી સંભાળ રાખશે
વાયુ એને સાથ દેશે
મારી ભેળાં બિચારાં
કાષ્ઠોની પણ રાખ
જોવા તમે ન રોકાશો–
ને – ચિતાનાં ફૂલ !

એને કોઈ વહેતા જળમાં
ન પધરાવશો –
માછલીઓ બિચારી –
એમને ગળામાં ક્યાંક...

પણ જવા દો એ વાત
માછલીઓ તરતું - તરવરતું
ચપળ જીવ એ એવી
ભૂલ નહીં કરે –
કોઈનાં અસ્થિ ગળવાની.

ને... આ બધી વાત :
મારી વિનંતિની વાત :
પણ કોઈને –
કહેશો ના –
ના – ના ... ...

## પત્ર □ મણિલાલ દેસાઇ

હે પ્રિય
મન્સૂરી આદિલ !
હું હવે આવી ગયો છું આ નપુંસક ગામમાં.
ને અહીં ગલીઓ મહીં રખડી રહ્યો છું:
ને અહીં હોટલમાં ખખડી રહ્યો છું.
આંખમાં આંજી
તૂટેલાં સ્વપ્નનું અંજન
અસ્તિત્વના આ વર્તમાની અંધકારે
હું ડૂબ્યો છું.
રસ્તો લઇ માથે હવે
અવકાશમાં પગ ફેરવું છું.
સૌ તરફથી આવતા લાખો અવાજો
હું અહીંયાં સોયના નાકાની અંદર
ગોપવું છું.
...ને હુંય તો છું સાવ જુઠ્ઠો.
લોકને ખોટું હસીને કહી રહ્યો છું :
છું મજામાં.

## મૈત્રી

□ ઑક્તાવિયો પાઝ
□ રાધેશ્યામ શર્મા

પ્રતીક્ષિત કલાક
મેજ પર પડે છે
અંતવિહીન
દીવો પ્રસરાવે કેશ
બારીને રાત્રિ વિશાળતામાં પલટે છે
અહીં કોઈ નથી
અનામ ઉપસ્થિતિ ઘેરી વળે મને

## વૃક્ષો □ જયન્ત પાઠક

વૃક્ષો મને ગમે છે.
અરણ્યમાં અડાબીડ ઊભેલાં
એકબીજાને ખભે હાથ નાખી
પવનના પ્રવચનને ડોક હલાવી ચગાવતાં વૃક્ષો.

નદી-કાંઠે
આપઘાત માટે
ઢીલે પગે ઊભેલાં એકાકી વૃક્ષો.

ખેતર-શેઢે ખડાં
શહીદ થવા
ધીરવીર રૂખડાં.
વૃક્ષો, મારાં વનવાસીનાં ભેરુ.

બા કહેતી :
ગયા જનમમાં ઝાડ હતો કે શું ?!
કદાચ આજેયે છું.
ન હોત તો-

પગ મારા ટટાર
પૃથ્વીરોપ્યા ક્યાંથી હોત ?!

હોત ક્યાંથી હાથ
શાખાઓ જેમ ભીડતા બાથ ?!
ઊડતાં ક્યાંથી હોત
મારી આંખોમાંથી પલકારાનાં પાન ?!
સૂર્યધારાને જટાઘટામાં ઝીલવાની
આંગળીઓને પાંખડીઓ થૈ ખીલવાની
વાસના ક્યાંથી હોત ?!

વૃક્ષો મને ગમે છે
વૃક્ષો મારાં ભેરુ
વૃક્ષો હું...

## પત્ર □ રાજેન્દ્ર શાહ

સુમિત્ર પિનુ !
કૃષ્ણપક્ષ તણી શર્વરી શ્યામલ;
વસંત ઋતુ, વાયુની લહર સ્પર્શતી કોમલ;
ઊંચે ગગન અસ્ત-માર્ગ પર શાન્તિને છંદ આ
સરંત મૃગશીર્ષ, કલાન્ત નયને જરા પાંપણ
ઢળે, તદપિ ઊંઘ-વિસ્મૃતિ નહીં, અહીં એકલ
(અસંખ્ય લખ લોક મધ્ય પણ સર્વદા એકલ)
રહેતું ઉર મારું આજ નિજ સંગ વાચાળ કૈં
બને, તવ પરોક્ષ સંસ્થિતિ મહીં. અહો અંતર
પુરા દશ કલાકનુંય નહિ, ટ્રેનની રાત્રિનું;
છતાંય કંઈ બાર વર્ષ થકી દૂર, કર્મણ્યનાં
અનેક વન, ક્ષેત્ર ને નગર કેરી મંડી વડે.
અચિંત જ મને અતીત શીદ યાદ આવી રહે ?
વસંત ઋતુ !
જ્યાં ન કોઈ ઋતુક્રાંતિ-જન્માંતર !
પરાગ વનપુષ્પની !
લવણ સ્પર્શ જ્યાં વજ્રશાં
ઘડેલ ગળી જાય હાડ, તન !
ભૃંગનું ગુંજન !
જ્યહીં સતત ચક્ર-ચાલ થકી
વ્યોમ છે ઘર્ઘર !
અહો સ્મૃતિ ! પલાશ ફૂલ સમ રુક્ષ આ ડાળની..
બહાર થકી સાદ કોઈ કરતું મને (શ્રાવ્ય જે
નહીં પણ), ઉરે લહું છું અનિરુદ્ધ આકર્ષણ.
લઉં નજર ફેરવી હું ચહુમેર બારી થકી,
સળંગ સહુ સદ્મની ઉપર કાળવાં ચોસલાં
તણો પ્રખર દાબ; સૂર નહિ, શ્રાન્તિની મૂર્છના !

પ્રકાશ પણ ઘોરતો ગલીની માંહી આસ્ફાલ્ટને
પથે, બહુ નશા વડે શિથિલકાય સંત્રી સમો.
ચહે ચરણ નિર્ઝરે મુખર કુંજ વીથી મહીં
વિહાર, જ્યહીં સીમ ભેદી ટહુકંત કો કોકિલ,
નિશીથ સમયે, હવા તરલ, પદ્મ કેરે દલ
પ્રસન્ન-મુખ ચંદ્રિકાનું જ્યહીં લાસ્ય સંનર્તન.
વિહાર ચહું,
આંહીં કિંતુ શત કોષનું પિંજર !
અહીંતહીં બધે દીવાલ ખરી ઈંટ કોંક્રીટની,
સુરક્ષિત વળી સમુદ્ર થકી, જે પડયા ચોગમ !
અહીં નયનને ન કોઈ દ્રુમડાળ હિલ્લોળતી,
સુકોમળ ન સ્પર્શ ભૂમિ પર છાઇ દુર્વા તણો.
અને કરતું સાદ કોઈ !
ચિરકાલની વિસ્મૃતિ
સકંપ બનતી, નવાંકુરની લાલ લીલા થકી
હવા શિશિર અંતની જ્યમ વિલોલ તેવી, અને
જરા શબ સમાન અંગ તણી ઊઘડી પાંપણ !
ત્યહીંની સ્મૃતિને પ્રકાશ લહું આંહીંની સંસૃતિ.
મહાલય, વિશાળ રાજપથ, હાટ નાનાવિધ,
અસંખ્ય જન, યાન, વેગવતી સર્વની આવજા;
હરીફ સહુ તૃપ્તિરંક નિધિ રિદ્ધિને કારણ.
અહીં સરલ ચિત્તના સહજ શાન્ત આનંદનું
સ્મશાન, અહીં નિત્યનો તમસ, જ્યાં લહું તાંત્રિક
જનોની કડી સાધના સુખસકામ, (ભૂતાવળ
ભમે છ અહીં અંતરીક્ષ મહીં, ભ્રાન્ત આ સર્વનાં
અમી-રુધિર કેરું પાન કરતી; અહો જેહને
નહીં ઉદર, ભૂખ એની પણ જોઉં ભૂંડી કશી !)
દયાર્દ્ર નવ નૅણ હો, ન ઉર ખિન્ન, નિ:શ્વાસ ના,
ભલે હૃદય સાનુકંપ;

પણ છાણનાં જંતુને
ન લેશ અનુકૂલ છે સ્ફટિક-સ્વચ્છ, શીળું સ્થલ !
મળ્યો સકલનો અબાધ સમુદાય આ સ્વેચ્છયા;
વિભિન્ન બહુ વેષ, રંગ બહુ; અંગ કેરી છટા
અનંત અહીં દેહદેહ તણી, ચાલમાં ચંચલ
પલેપલ નવીન વૃત્તિ પર ઠેક લેતી જતી.
અસંખ્ય પથ, છિન્ન ચિત્ત, વળી કિલન્ન તોયે ગતિ;
નિરાશ્રિત સહુ ચહે છ વલ્ખંત આધારને
અશક્ત કંઈ– તેમનેય ભય ભાવિનો– લૂંટથી
પરિગ્રહ તણું ધરંત નિજ કાજ પાથેય ને
રહ્યાં અવર એમને ન વિણ ભીખ કો આશ્રય !
અલમ્ !
જલ વિશે નિમજ્જન કરી સુદામે યથા
લહી'તી ક્ષણમાં ભવોભવ, પરંપરા સૃષ્ટિની.
અને પુનઃ આ પ્રકાશ મહીં દૃષ્ટિને ખોલતાં
ન ચિહ્ન કંઈ શૂન્ય માંહી અનુભૂતિનું વિસ્મય,
તથૈવ સ્થિતિ કૈંક મારી.
પદપંક માંહી ખૂપ્યાં,
અસીમ વળી નીલ નીર વીંટળાઈ ચોમેરથી
રહ્યાં, તદપિ પદ્મ જેમ શિર વ્યોમનાં તેજનાં
પ્રશાન્ત કિરણોનું વર્ષણ સહસ્રધારે ઝીલે !
અલમ્ !
અધિક શું હવે ?
મન પ્રસન્ન, આનંદથી.
નિરામય બધાંય તે સ્વજન કેરું વાંછી રહી
હવે વિરમતો,
ધરી સ્મરણ કોઈ રાજેન્દ્રનાં.

## પાનખર–તડકો

□ નાકામૂરા કુસાદો

□ નલિન રાવળ

મૃત મિત્રના મૃદુ હાથ જેવો
આ પાનખર-તડકો
ઢળ્યો મારા ખભે.

# અદ્‌ભુત મિત્રભાવ □ બેહરામજી મલબારી

કેમ અને ક્યારે મળ્યું મન્ન ત્હારું મ્હારી સાથ ?
દિલ સાથે દિલ મળ્યું ? હાથ મળ્યો હાથ શૂં ?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર ?
ત્હારામાં સમાવા પ્હેલાં મ્હારામાં સમાત તૂં ?
કોણથી કથાય એવો દૈવી એકતાસ્વભાવ ?
બેના એક થયા પ્હેલાં એકના બે થાત શૂં ?
હા, કશૂં અશક્ય નથી સર્વશક્તિમાન ! ત્હને,
એકના બે કરી બતલાવે જગતાત તૂં ! ૮

એક ધર્મ એક કર્મ એક અધિકાર બેને,
એક કિરતાર, તારનાર, એક જોઉં છૂં;
એક જ સંસાર, એક આચારવિચાર બને,
એક અહંકાર.–ત્હારામાં હું મ્હારો ખોઉં છૂં;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજૂં,
ઐક્ય–અવલોકનમાં ચિત્ત ચટ પ્રોઉં છૂં :
ઉમંગતરંગે ઉછળાઈ હું સમુદ્ર આંહિ
શાંત સુવદન તું શશી ઉપર મોહું છૂં. ૧૬

શી એ મિત્રતા જ ! જેમાં જોઇ ન જુદાઇ કાંઇ :
ભલી જ ભલાઈ ભાઈ ત્હારીથી તણાઉં છૂં;
ત્રાહિ ! ત્રાહિ ! જગતતવાઈથી પોકારતો હું
આવી ત્હારી શીતળ છાયા તળે ભરાઉં છૂં;
શાંતિ શીખવી તું નિવૃત્તિએ મન શુદ્ધ કરે,
એ ત્હારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છૂં;
મિત્રનું ચરિત્રચિત્ર અલ્પ આ ઉતારી અત્ર,
એકત્ર સંગથી તૂં બની પવિત્ર થાઉં છૂં

શા હું ત્હારા હૃદયવિસ્તારના વિચાર કરૂં
કેમ વર્ણવું, વીરા, ગામ્ભીર્ય મુખારવિન્દને

કેમ અને ક્યારે ત્હારે મ્હારે પ્રીતિપાસો પડયો ?
–હું ગુર્જર ગુંજકર, તૂં કમલ સિંધુનૂં !
ધન્ય મિત્રતા એ સગાભાઈથી સવાઈ એવી
દયારામ માંહિ દેખું દયા મધ્યબિન્દુ હૂં,
ના, ના, એ ભાટાઈથી સુગાઈ કાં ભરાઈ જાય ?
ત્હારામાં શમ્યો હું, તો તું પોતે પણ હૂં જ છૂં. ૩૨

## મિત્રોની તકરાર

☐ **એસ. ટી. કોલરીજ**

☐ **શકુંતલા મહેતા**

અરે, તેઓ યુવાનીમાં મિત્રો હતા;
પણ નિંદાખોર જીભ સત્યને ઝેરીલું બનાવે છે;
વફાદારી વસે છે ઉપર–સ્વર્ગમાં;
જીવન છે કાંટાળું અને યુવાની છે ગુમાની
અને ચાહતા હો તેની પર આવેલો ક્રોધ
મગજને બનાવી દે છે પાગલ
એમ જ બન્યું હશે મને લાગે છે
રૉનાલ્ડ અને લીઓલીન વચ્ચે !
દરેક બોલ્યું હશે ઊંચે સાદે શબ્દો તિરસ્કાર
અને અપમાનના, તેના હૃદયમાં વસેલ મિત્ર વિષે;
તેઓ છૂટા પડયા– કદીય ન મળવા માટે !
પણ બેમાંથી કોઈ અન્યને પામી શક્યું નહીં
ખાલી હૃદયના દુ:ખ દૂર કરવાને
તેઓ પરસ્પરથી દૂર થયા, ઘા તાજો રાખીને,
એક અલગ પડેલા ખડકની જેમ;
હવે એક શુલ્ક સાગર વહે છે તે બન્ને વચ્ચે
ન ઉષ્મા, ન ધુમ્મસ, નહીં ગડગડાટ
પૂરેપૂરું દૂર નહીં કરી શકે
એ કે જે હતું તેમની વચ્ચે એકવાર

☐ **સુરેશ દલાલ**

મિત્રોના બે કાંઠા વચ્ચે
મૈત્રી ડૂબી ગઈ.

☐

મૈત્રીના બે કાંઠા વચ્ચે
મિત્ર ડૂબી ગયો.

## અદ્‌ભુત મિત્રભાવ □ બેહરામજી મલબારી

કેમ અને ક્યારે મળ્યું મન્ન ત્હારું મ્હારી સાથ?
દિલ સાથે દિલ મળ્યું? હાથ મળ્યો હાથ શૂં?
બેના એક ક્યારે અને કેમ બન્યા નેક મિત્ર?
ત્હારામાં સમાવા પ્હેલાં મ્હારામાં સમાત તૂં?
કોણથી કથાય એવો દૈવી એકતાસ્વભાવ?
બેના એક થયા પ્હેલાં એકના બે થાત શૂં?
હા, કશૂં અશક્ય નથી સર્વશક્તિમાન! ત્હને,
એકના બે કરી બતલાવે જગતાત તૂં! ૮

એક ધર્મ એક કર્મ એક અધિકાર બેને,
એક કિરતાર, તારનાર, એક જોઉં છૂં;
એક જ સંસાર, એક આચારવિચાર બને,
એક અહંકાર,-ત્હારામાં હું મ્હારો ખોઉં છૂં;
આવેશ ઉદ્દેશ એક, વિશેષ કહું શું બીજૂં,
ઐક્ય-અવલોકનમાં ચિત્ત ચટ પ્રોઉં છૂં:
ઉમંગતરંગે ઉછળાઇ હું સમુદ્ર આંહિ
શાંત સુવદન તું શશી ઉપર મોહું છૂં. ૧૬

શી એ મિત્રતા જ! જેમાં જોઇ ન જુદાઇ કાંઇ:
ભલી જ ભલાઇ ભાઇ ત્હારીથી તણાઉં છૂં;
ત્રાહિ! ત્રાહિ! જગતતવાઇથી પોકારતો હું
આવી ત્હારી શીતળ છાયા તળે ભરાઉં છૂં;
શાંતિ શીખવી તું નિવૃત્તિએ મન શુદ્ધ કરે,
એ ત્હારા અપાર ઉપકાર નિત્ય ગાઉં છૂં;
મિત્રનું ચરિત્રચિત્ર અલ્પ આ ઉતારી અત્ર
એકત્ર સંગથી તૂં બની પવિત્ર થાઉં છૂં. ૨૪

શા હું ત્હારા હૃદયવિસ્તારના વિચાર કરું,
કેમ વર્ણવું, વીરા, ગામ્ભીર્ય મુખાર્વિન્દનૂં!

કેમ અને ક્યારે ત્હારે મ્હારે પ્રીતિપાસો પડયો ?
-હું ગુર્જર ગુંજકર, તૂં કમલ સિંધુનૂં !
ધન્ય મિત્રતા એ સગાભાઈથી સવાઈ એવી
દયારામ માંહિ દેખું દયા મધ્યબિન્દુ હૂં,
ના, ના, એ ભાટાઈથી સુગાઈ કાં ભરાઈ જાય ?
ત્હારામાં શમ્યો હું, તો તું પોતે પણ હૂં જ છૂં. ૩૨

## મિત્રોની તકરાર

□ **એસ. ટી. કોલરીજ**

□ **શકુંતલા મહેતા**

અરે, તેઓ યુવાનીમાં મિત્રો હતા;
પણ નિંદાખોર જીભ સત્યને ઝેરીલું બનાવે છે;
વફાદારી વસે છે ઉપર-સ્વર્ગમાં;
જીવન છે કાંટાળું અને યુવાની છે ગુમાની
અને ચાહતા હો તેની પર આવેલો ક્રોધ
મગજને બનાવી દે છે પાગલ
એમ જ બન્યું હશે મને લાગે છે
રૉનાલ્ડ અને લીઓલીન વચ્ચે !
દરેક બોલ્યું હશે ઊંચે સાદે શબ્દો તિરસ્કાર
અને અપમાનના, તેના હૃદયમાં વસેલ મિત્ર વિષે
તેઓ છૂટા પડયા- કદીય ન મળવા માટે !
પણ બેમાંથી કોઈ અન્યને પામી શક્યું નહીં
ખાલી હૃદયના દુ:ખ દૂર કરવાને
તેઓ પરસ્પરથી દૂર થયા, ઘા તાજો રાખીને,
એક અલગ પડેલા ખડકની જેમ;
હવે એક શુષ્ક સાગર વહે છે તે બન્ને વચ્ચે
ન ઉષ્મા, ન ધુમ્મસ, નહીં ગડગડાટ
પૂરેપૂરું દૂર નહીં કરી શકે
એ કે જં હતું તેમની વચ્ચે એકવાર

□ **સુરેશ દલાલ**

મિત્રોના બે કાંઠા વચ્ચે
મૈત્રી ડૂબી ગઈ.

□

મૈત્રીના બે કાંઠા વચ્ચે
મિત્ર ડૂબી ગયો.

## કાવ્યખંડ ૩૮ (આનાકતોરિઆને)

□ સાફો □ નિરંજન ભગત

કેટલાક કહે છે જગતમાં સુંદરમાં સુંદર વસ્તુ સૈન્ય છે, કેટલાક કહે છે અશ્વસૈન્ય છે, કેટલાક કહે છે નૌકાસૈન્ય છે. પણ હું કહું છું મનુષ્ય જે વસ્તુને ચાહે છે તે વસ્તુ જગતમાં સુંદરમાં સુંદર વસ્તુ છે.

પ્રત્યેક મનુષ્યને આ વાત સમજાવવી સાવ સહેલી છે. કારણ કે સુંદરતામાં જે સૌ મનુષ્યોમાં શ્રેષ્ઠ હતી તે હેલેનેએ એના ઉદાત્ત એવા પતિનો ત્યાગ કર્યો.

અને એની પુત્રીનો અને એનાં માતાપિતાનો સહેજ પણ વિચાર કર્યા વિના એ ત્રોયામાં વસી.

કિપ્રિસે પ્રથમ દૃષ્ટિએ જ એને આકર્ષી હતી. આનક્તોરિઆ, તું અત્યારે મારાથી દૂર છો, મને તારું સ્મરણ થાય છે.

લીડિયાની પ્રજાના રથો અને એમના સૈન્યથી મને તારી સુંદર ગતિ અને તારી તેજસ્વી મુખકાંતિ જોવાનું વિશેષ ગમે.

## મૈત્રી નામના આભાસી સંબંધો

□ મેઘનાદ હ. ભટ્ટ

આકાશેથી આભ ઝરે કે કરે મેઘ અમીદૃષ્ટિ
અભાવના સંબંધે સરજી આભાસી આ સૃષ્ટિ

અમથા અમથા હસ્તધૂનનને માની લીધી મૈત્રી
ઉષ્માની એ હૂંફ કહું કે કહું ભૂખ અળવિતરી?
□ વર્ષા હો કે તડકો હો નહીં ધરે હવે કો' છત્રી
બ્રૂટસ-સિઝર એક બને ક્યાં? કિલઓ* છે જ્યાં સંત્રી!

આઠ ચાર કે ચાર આઠ લ્યો ગુણ્યે થાયે બત્રી
રણના રણ તો બળ્યા કરે છો થાયે મુશળ વૃષ્ટિ

મૈત્રીના આભાસી દરિયે તરી શકે ના યષ્ટિ
અંબરના તારાએ મીંચી આંખો- કેવી તૃષ્ટિ ?!?!

* કિલઓ = કિલઓપેટ્રા

## મિત્રોને વિદાય □ નિકોલાઇ ઝાબોલોૅત્સ્કી □ જયા મહેતા
(રશિયન)

તમારી પહોળી કિનારવાળી હૅટ, તમારા લાંબા ડગલા,
હાથમાં પોતાની કવિતાની નોટબુકો ઝાલી રાખેલી,
તમે લાઇલનાં ખરેલાં જાંબુડિયાં ફૂલના છંટકાવની જેમ
ઘણા સમયથી માટીમાં મળી ગયા છો.

એ પ્રદેશમાં તૈયાર બીબાં નથી
ત્યાં બધું જ છે વેરવિખેર, ઝાંખુઝબ અને ભાંગ્યુંતૂટયું,
દફનની માટી જ ત્યાં તમારું આકાશ,
અને ચંદ્રની ભ્રમણકક્ષા સ્તબ્ધ છે.

ત્યાં મૂંગાં જીવડાંની સભા ગાય છે·
પોતાની વિચિત્ર અસ્પષ્ટ ભાષામાં.
હાથમાં ફાનસ લઈને
વાંદો-પુરુષ આવકારે છે પોતાના મિત્રોને.

વ્હાલા મિત્રો, તમને શાંતિ છે ?
તમને આરામ છે ? તમે બધું ભૂલી ગયા છો ?
કારણ કે હવે તમારા ભાઇઓ તો છે માત્ર મૂળિયાં, જીવડાં,
ઘાસની પત્તીઓ, નિસાસા અને ધૂળના ગોટા.

તમારી બહેનો છે કાર્નેશન્સનાં ફૂલ,
મરઘીનાં બચ્ચાં, લાઇલકની છિદ્રાળુ દાંડલીઓ, લાકડાનાં
છોડિયાં,
જમીનની સપાટી પર પાછળ રહી ગયેલો તમારો ભાઇ
તમારા અવાજ કેવા હતા તે યાદ રાખી શકતો નથી.
તમારી પહોળી કિનારવાળી હૅટ, તમારા લાંબા ડગલા,

કવિતાની તમારી નોટબુકો પકડી રાખતા.

પડછાયા જેવા હળવા તમે
જે પ્રદેશમાં અલોપ થયા છે
ત્યાં એને માટે જગા નથી.

## □ જિગર મુરાદાબાદી □ સુકન્યા ઝવેરી

હૃદયને શાંતિ, આત્માને આરામ મળી ગયો
મૃત્યુ આવ્યું તો જાણે પ્રિય મિત્રનો સંદેશ આવી ગયો

* * *

'જિગર' હવે મિત્રો મારી સાથે સંબંધ તોડી નાખે
જીવનનો સૂર્ય હવે ડૂબવાની તૈયારીમાં છે.

* * *

દિલ સંપૂર્ણ રીતે યોગ્ય ભોમિયો, અને કાતિલ લૂંટારો પણ છે
દિલ જેવો દોસ્ત કે દુશ્મન કોઈ નથી.

* * *

આ તારું સંપૂર્ણ-પરમ સૌંદર્ય, આ યૌવનનો સમય
દુશ્મનોનાં દિલ રક્ષિત છે, મિત્રોના દિલ જ લક્ષ્ય છે

* * *

પ્રેમમાં જે પણ મળી જાય એ જ પુરસ્કાર છે મિત્ર,
એ વંચનાનું દર્દ હોય, કે પરાજિત હૃદયની મસ્તી હોય.

* * *

અભિપ્રેત, એ એક ઇશ્વરનું, હૂ (અલ્લાહૂ)નું સ્થાન છે
જ્યાં હું નથી, અને દોસ્ત, તું પણ નથી.

## મિત્રો વિષે એક બોધકાવ્ય □ કે. સચ્ચિદાનંદ □ હસમુખ દવે

(મલયાલમ)

તમે પડતા હો અને તમને પાટુ મારે
એ તમારા મિત્રો તો ગુણીજન છે;
કારણ, આખરે એમણે જ તો
મુસીબતમાં તમને હલકા પાડ્યા છે.

બીજી બાજુ, તમારા શત્રુ
તમને હલકા પડવા નથી દેતા
તમારા પર ચોકી-પહેરો ભરે છે તેઓ સદાય!
તમારા દુશ્મનો સાથે તમે લડી શકો
પણ તમારા મિત્રોથી તો તમે હાર પામો, છટક્યા વિના.
મિત્રો તો તમને ભાળે કે ભેટે
શત્રુઓ તો નિર્દોષ ભ્રૂભંગ કરી રસ્તે પડે
તમને કશી ઇજા પહોંચાડયા વિના!

મિત્રો તમારી કવિતામાં લાગણી જુએ છે
શત્રુ તો સારવી લે છે તમારા કાવ્યનો અર્ક
મિત્રો તમારી કવિતા ચૂંથી ચીરી નાખે
અને ક્યાંય ન હોય એવું કંઇક એમાંથી શોધી કાઢે!
દુશ્મનો તો તમે શું કહેવા માગો છો
એની જરા પણ કરે નહિ પરવા!
આમ સલામત રહે તમારું કાવ્ય અકબંધ એમના હાથમાં!

દુશ્મનો તમારી લાગણીઓનું શોષણ નથી કરતા
કે નથી સેવતા તમારી વાહ-વાહની અપેક્ષાઓ
મીઠાં જાુઠાણાંથી એ તમને ખુશ નથી કરતા,
કે નથી ચાહતાં એમના પત્રોના જવાબ પણ!

ભૂતકાળની વાતોમાંથી તમે એમને મુક્ત કરો
એવી ખેવના પણ નથી હોતી એમને
અને સૌથી ઉત્તમ, તમારાં પૂઠાં વિનાનાં પુસ્તકો
અને મહેનતે કમાયેલા પૈસા કદી ઉધાર નથી માગતા એ!
તેથી માણસે તો મિત્રોનો સદંતર ત્યાગ કરવો.
અને શત્રુને જાણે એકજીવ હોય એમ વળગી રહેવું.
અને બન્યું એવું કે મારા એક દુશ્મને
શરૂ કર્યું અનશન-વ્રત અને થઈ ગયો એ દૂબળો-પાતળો
અને ગુમાવી એણે આંખો.
મારી સાથેની ખરાખરીની દુશ્મનાવટમાં મૃત્યુને પણ વર્યો!
કહેવાની જરૂર છે ખરી કે એક જ્ઞાની જેવું
વર્તન હતું એનું અને વળી હતી એનામાં કલાત્મક સૂઝ પણ!

મેં તો કદીય સાંભળ્યું નથી
સાચોસાચ તો શું એક અફવારૂપે પણ
મારો કોઈ મિત્ર મારે કાજે થઈ ગયો હોય શહીદ!
તેથી જ હું ઘૂંટણિયે પડીને
વારંવાર કરું છું પ્રાર્થના
'હે પ્રભુ તું મને મારા મિત્રોથી બચાવ,
કારણ, તું આ જગતમાં સમગ્ર પ્રાણીમાત્રનો
મિત્ર છે એમ મનાય છે!'
તેથી ઈશ્વરે ઘડયો માનવને એના પ્રતીકરૂપે.

### □ ગુલામ દસ્તગીર 'જહીર' કાશ્મીરી
(ઉર્દૂ)

મગર તુમ ભી તો ઇક બૂ-એ-ગુરેજાં[1] કી તરહ નિકલે
ગુજરને કો ગુજર જાતી બહારે-દોસ્તી અપની

(૧) કની કતરાકર ગુજરને વાલી સુગન્ધ.

## જૉર્જ લૅમિંગ માટે □ અર્લ બર્ની

□ શીરીન કુડચેડકર

(કેનેડિયન)

તારી સમક્ષ
હું શબ્દોનું જોખમ લઈ શકું છું
તેમના પર પ્રભુત્વ મેળવવાથી તું જાણે છે
કે તેઓ તો છે મૂઢ
નોકરો
જે આપણી લાગણી કરતાં
ઓછું
અને વાહિયાત બોલે છે
કિંગ્સ્ટનની તે મહેફિલમાં
આપણે ઊભાં હતાં
પાંચ (છ ?) યુગલો
સાથે સંકળાયેલાં ગાતાં
આપણું સુખ કેવળ શરાબી નહોતું
ઈચ્છિત એકાએક મૈત્રી
જેને માટે હું પાત્ર નહોતો
મારું માથું એનાથી ચકરાતું હતું
કાળા ફૂલ જેવા મખમલિયા ચહેરા
ઝૂલતા જાતને ભૂલીને
નૃત્યમાં હાસ્ય
એકાએક ભીંત પરના અરીસામાં
મારા ચહેરાએ મારા પર હુમલો કર્યો
પોતાને જોઈને તે સ્તબ્ધ બન્યો
નમણાં ઘેરાં પુષ્પો વચ્ચે
એક સફેદ ગોકળગાય

હવે હંમેશ હું ઋણી છું.
તમારા સૌનો
જેમણે મને બેફિકરાઈથી ફરવા દીધો
પડકાર વિના મહાલવા દીધો
તમારી ત્વચાઓના
કિલ્લાના
બાગમાં

જૉર્જ લેમિંગ : પ્રખ્યાત વેસ્ટ ઇન્ડિયન નવલકથાકાર, જેમની એક નવલકથાનું શીર્ષક છે In the Castle of my Skin (મારી ત્વચાના કિલ્લામાં)

સંબંધ □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ
(હિંદી)
કેટલો નિરાળો સંબંધ છે
ઝાડનો પક્ષી સાથે.

તે નથી જાણતું
તે એના પર ઊતરશે
અથવા તો અમસ્તું જ ચારે તરફ ફરીને ચાલ્યું જશે.
ઊતરશે તો કેટલા સમય માટે
કઇ ડાળી પર
તે નથી જાણતું.

તે અહીંયાં માળો બનાવશે
અથવા પાંદડામાં મોઢું છુપાવીને સૂઇ જશે
તે નથી જાણતું.
એની પાંખોનો રંગ
એના પાંદડાના રંગ
જેવો જ છે કે નથી
એ નથી જાણતું.

તે શા માટે આવે છે
કેમ ચાલ્યું જાય છે
કેમ કલરવે છે
શું કામ ખામોશ થાય છે
તે નથી જાણતું.

તે શું કામ ભયભીત થાય છે
શું કામ ડરે છે
: એને નિર્ભય ગ

શું કામ એનાં ફળ કોરે છે
શું કામ એના આત્મામાં ઊતરે છે
તે નથી જાણતું.

કાલે એ તૂટી જશે ત્યારે
તે ક્યાં હશે
તે નથી જાણતું.

કેટલો નિરાળો સંબંધ છે
વૃક્ષનો પક્ષી સાથે
જેને તે પોતાનું માને છે
અને જેના સહારે
દરેક વખતે પોતાને
નવી રીતે ઓળખે છે.

## મને ◻ વિપિન પરીખ

મને નિયતિ સામે કોઈ ફરિયાદ નથી.
કદાચ કોઈ માણસ પ્રત્યે મને નફરત હોય...!
આ શહેરમાં પીળી હવા હવસ થઈને ફરતી હોય તોપણ શું....?
શૈશવથી મારાં ફેફસાંમાં આકાશને ભરતો આવ્યો છું.
આ આંખો પર ચશ્માં ન હોય ત્યારે જગત ભલે ઝાંખું થઈને
સરી જતું લાગે.
પ્રેમની ભીની ભાષા બોલી શકે એવી બે આંખો મળી છે મને!
બે-ચાર દોસ્તનાં ગજવાંમાં ખંજર નીકળ્યાં તોપણ શું?
કેટકેટલી વાતોથી મારી રાતોને મઘમઘતી કરી છે મિત્રોએ!
એમ તો મારી ઇચ્છાઓને હિમાલય પણ ઓછો પડે.
સવારે આંખ ખોલું અને રાત્રે મારી દુનિયામાં પાછો વળું ત્યાં સુધીમાં
વૈભવનો કેટકેટલો ઝળહળતો ખજાનો ખુલ્લો મૂક્યો છે કુબેરે,-
મારે માટે?
થોડાક સોના-રૂપાના સિક્કા ઓછાવત્તા મળ્યા તોપણ શું?
એક ફૂલને જોઈને ઘણીયે વાર
આંખ પ્રભુનો અહેસાન માને છે.
અને ત્યારે
મને નિયતિ સામે કોઈ ફરિયાદ નથી રહેતી.
-કદાચ મને.......!

## ગુરુ □ વસંત બાપટ □ વસંત જોષી
(મરાઠી)

મારો મિત્ર શિલ્પકાર
છે એમ તો સીધોસાદો
ગણપતિની જ મૂર્તિઓ કરીશ
એવી એની નથી બાધા
કરે છે શું તો કોઈ વાર
વાંકોચૂંકો તાર લે
અને ફાવે ત્યાં લીંપી દે
થોડી માટી કાંકરા ચાર
અને કહે–

જુઓ આ બળદ...
...બળદ એટલે...બળદપણું !
આખોય બળદ વાગોળીને
રાખી માત્ર જનમનિશાની !!
તેમ જ મારો બીજો મિત્ર
છે એ એક પાગલ માળી
એની પોતાની જમીન નથી
અને નહિ હોય કોઈ દિવસ
કરે છે શું,
જેઠમાં
છાંયડો તડકો જોયા કરે છે
આમ તેમ આંખથી જ
માપ લે, ક્યારા બનાવે
અને પછી પાડે તાળી
અને કહે 'આમ–તેમ–બસ બસ !'
નથી વૃક્ષ નથી વેલા
તોય જુએ શાહી બાગ !
તેવો જ પેલો અમારો એ
રાજમાર્ગે ઓળંગે છે ત્યારે
સૂનમૂન ઘુમ્મટમાં
લેતો હોય છે મૂક તાન
ગાયન જન્મે ત્યાર પહેલાં
એને સ્પષ્ટ દેખાય છે સૂર
અહીં ત્યાં સૂર લગાવતો
ગોફ ગૂંફતો હસતો જાય
ગાય–
એટલે ગાય નહિ
ભૂખ્યો સૂર, મૂક તાલ
તેથી તો એનું ગાયન
જન્મ્યું જ ન હતું ગઈ કાલ !!
અરૂપને રૂપ આપીશ
એવી નથી એમની લગની
કલ્પનાનું કલ્પનાપણું
એટલું જ એમને છે પૂરતું
ન જોઈએ માટી, ન જોઈએ પત્તાં
નહિ જરૂર માઇકની
પોતાના મનમાં છેક ભીતરમાં
કરતા હોય બળદ–બાગ–તાનો
આ જ મારા ખરા સગા
આ જ બધા મારા ગુરુ
કારણ એમ કે–
એમની કલા
અંતથી જ થાય શરૂ !!

## તારા માટે રાકેશ, ખાલી હાથ

□ ધર્મવીર ભારતી
□ જગદીશ જોષી
(હિન્દી)

હું ખાલી હાથે આવ્યો છું
તારે માટે.
જે કંઇ લાવવા ઇચ્છતો'તો
તે બધું શિથિલ અંજલિની તરાડોમાંથી
નદીનાં પાણીની જેમ
ક્યાં સરી ગયું ?

અરેરે, આજ હું તને દઇ શકતો હોત.....
અલ્હાબાદની પેલી ઠંડી સવાર, જ્યાં
કંપતો તડકો કેટલે દૂર સુધી આપણી છાયા
ફેંકતો'તો !
અરેરે; હું તારા માટે લાવી શક્યો હોત...
મારી તૂટેલી સાયકલ પર લાદીને
પેલા છાપરાની બપોર, નિરુદ્દેશ રખડપાટ,
વિશ્વાસ સભર દિલનો પેલો નિષ્કપટ
થડકાટ.....

...વિશ્વાસ એ તો
મજબૂત દીવાલ પર ચીતરેલો
ભ્રામક દરવાજો જ માત્ર છે.
ભ્રમણાના એ દરવાજા સાથે
અનેક વાર તારું માથું ભટકાયું
અરેરે, હરેક વાર તારા માથા અને
દીવાલની

□ સુરેશ દલાલ

કોણ જાણે કેમ
હું હવે મારી જોડે જ
વાત કર્યા કરું છું
મારી વાત સાંભળે, સમજે
એવો કોઈ મિત્ર
મને શું કદીયે નહીં મળે !
રાત આખી સમુદ્ર.
એકલો એકલો આક્રંદે છે
એ પણ શું મારી જેમ
કોઇની તલાશમાં જ છે ?

વચ્ચે મારી હથેલી હોત... તો !
પણ કોની હથેલી ખાલી છે ?
દરેકની હથેલી પર
પોતાનું જ માથું નિરાશાથી ટેકવેલું હોય
છે !
હું ખાલી હાથે આવ્યો છું
તારે માટે દોસ્ત !
અને, જ્યારે હાથમાં હાથ ભિડાવીને
દિલ્હીના નિસ્તેજ રસ્તાઓ પર
આપણે ચૂપચાપ ઘૂમતા'તા
ત્યારે આપણી સાથે એક અશબ્દ ખાલીપણું પણ
ચૂપચાપ ચાલતું રહેતું-
આપણી હથેળીઓના ગૂંથનમાં છુપાઈને !

અને આપણે ઘેરથી નીકળતા'તા
ઘર સુધી આવવા માટે
અને વારંવાર અટકીને પૂછતા'તા
ઘર ક્યાં છે ?

આપણે સૌ ખાલી હાથે આવીએ છીએ
એકબીજાને માટે !

## સ્વ. પ્રિયકાન્ત મણિયાર

□ ચિનુ મોદી

બંગડીના ગાળા
સમયગાળા
જેમ જ
નોખા નોખા હોય છે
અને તેથી
તમારે
ક્યારેક સરસ્વતીને
કૃશ કલ્પવી પડી છે
તો ક્યારેક પુષ્ટ.
તમારી પાસેના પ્રત્યેક ગાળાની બંગડીને
સરસ્વતીએ સ્વીકૃત કરવી જ રહી.
પ્હેરવી જ રહી.

## વિવેચક મિત્રને □ રામનારાયણ પાઠક

કહી સંતે મૈત્રી; જન સહ જતાં સપ્ત પદની-
જતાં કિન્તુ, સાથે નિજશું ફરનારાં વિરલ છે.
ફરે તોયે શૂન્ય શ્રવણ નયનો ને હૃદયથી
વસંતાં ભેગાંયે
શ્વસંતાં ભેગાંયે દઇ નવ શકે સાથ ઘડીનો !

સખે ત્યાં તો, તું સુંદર જગપરિવ્રાજક સ્વયમ્
તજી તારાં સ્વેચ્છા ભ્રમણ રમણો કૈં વિષયનાં,
ફર્યો મારી સાથે વિકટ મુજ કેડી જીવનની,
મૂકી એકે એકે પગલું પગલે કૌશલ થકી,
ન ભૂંસાઇ રેખા, તૃણ પણ દબાયું નવ હલ્યું !
ઢળે બીબાની કોતરણી મહીં સોનું દ્રવ થઈ;
ચઢે જેવો ઉર્વીરસ તરુ મહીં, રુક્ષ થડમાં,
ફરે શાખા શાખા વિટપ વિટપે, પર્ણ કુસુમે;
ફરે જેવો પ્રાણે હૃદય ઊતરીને પ્રતિમસે;
ફર્યો એવી રીતે ફકત ફરવાના જ કુતુકે,
ફર્યો આખે માર્ગે નિજ મન ઉલાસે, મુજ જગે.
સદાનો એ મારો સહૃદય તું નિષ્કારણ સખા !
હવે તારે પંથે ફરીથી વળ તું પાંથ યુવક !
હજો તારે પંથે અધિકઅધિકાં દર્શન રૂડાં.
શકે ના આપી આ શ્રમિત ચરણો સાથ તુજને,
તને કિંતુ કોદી સહૃદય તણી ખોટ ન હજો !

□ અહમદ જફર 'જફર'
(ઉર્દૂ)

જિસકો મન કા મીત બનાયા, આખિર દુશ્મન ઠહરા
કિસ-કિસકો હમ મીત બનાયેં. કિસ-કિસસે હમ ઉલઝેં

## મણિલાલ દેસાઈને ◻ નલિન રાવળ

જ્યારે કાળા ઉનાળામાં સસડતું હતું શ્હેર
જ્યારે ખાલી અવાજોમાં ખખડતું હતું શ્હેર
ત્યારે આવી
કાવ્ય કર્યું એનું (મારા શ્હેરને તેં અર્થ દીધો) કવિ
વાંચ્યું પ્રથમ એ કાવ્ય પ્રિય મારી કને ફરી ફરી
આજ ફરી
કાળઝાળ ઉનાળામાં આવા
મારા શ્હેર મહીં સહુને (મનેય) મૂકી
કેમ કહે
મૃત્યુને
તેં
ધરી દીધી
છલકંત સ્વપ્નભર્યા જીવનની કાવ્યપોથી ?

## પહેરો ◻ ગ્યૂસેપ ઉન્ગારેતી
### ◻ મંગળ રાઠોડ

આખી રાત,
એક મિત્રની બાજુમાં વીતી.
જેની હત્યા કરવામાં આવી હતી.
પડયો પડયો,
તેનો હસતો ચહેરો
પૂનમના ચંદ્ર તરફ...
મારી શાંતિનો ભંગ કરતા,
તેના કઢંગા મરડાયેલા હાથ.
મેં પ્રેમભર્યા પત્રો લખ્યા છે.
પણ હું ક્યારેય,
જીવન સાથે આટલો સંબદ્ધ નથી રહ્યો !

# એકાંતની સભા

'એકાંતની સભા' જગદીશ જોષીનું છઠ્ઠું પુસ્તક છે. આ પહેલાં એમના ત્રણ કાવ્યસંગ્રહો 'આકાશ', 'વમળનાં વન' અને 'મોન્ટાકૉલાજ', બે અનૂદિત કાવ્યનાં પુસ્તકો 'મરાઠી કવિતા–ગ્રેસ' અને 'સૂર્યઘટિકાયંત્ર' (ઓકતાવિયો પાઝનું દીર્ઘકાવ્ય)– આ પાંચ પુસ્તકો પ્રગટ થયાં છે, તે ઉપરાંત જેમ્સ રીવ્ઝના 'અન્ડરસ્ટૅન્ડિંગ પોએટ્રી'ના અનુવાદનાં પ્રકરણો 'કવિતાની ગતાગમ' શીર્ષક નીચે ઓકટોબર ૧૯૭૩થી 'કવિતા'માં પ્રગટ' થયાં.

'આકાશ' સંગ્રહનાં કાવ્યોનો આરંભ ઈ. સ. ૧૯૬૮માં થયો અને ઈ. સ. ૧૯૭૮માં જગદીશ જોષીનું અવસાન થયું. આ દસ વર્ષના ગાળામાં એમની સાહિત્યલેખન પ્રવૃત્તિમાં ઉક્ત છ પુસ્તકો ઉપરાંત અનેક ભાષામાંથી કેટલાંયે કાવ્યોના અનુવાદો જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થયાં છે. ઉપરાંત, ઈ.સ. ૧૯૭૪–'૭૮નાં વર્ષોમાં કાવ્યોના રસાસ્વાદ 'જનશક્તિ'માં પ્રગટ થયા તેનું ગ્રંથસ્થ રૂપ તે જ આ 'એકાંતની સભા'. આ કવિનો કવનકાળ ફક્ત એક દાયકાનો અને પ્રકાશનો કુલ છ. તેમાં પણ તેમને 'વમળનાં વન' માટે મહાકવિ ન્હાનાલાલ પારિતોષિક અને ઉમા સ્નેહરશ્મિ પારિતોષિક (મરણોત્તર), તેમ જ સમગ્ર સાહિત્ય સેવા બદલ દિલ્હી સાહિત્ય અકાદમીએ પણ એવૉર્ડ એનાયત કર્યો.

'એકાંતની સભા' એ જગદીશ જોષીએ લખેલા ગુજરાતી તેમ જ અન્ય ભાષાનાં કાવ્યોના આસ્વાદનો ગ્રંથ છે. લગભગ બસો કાવ્યોનો આસ્વાદ આ પાંચસો બાવીસ પાનાંમાં ગ્રંથસ્થ થયો છે. કાવ્યાસ્વાદનાં પુસ્તકો ગુજરાતીમાં નથી થયાં એમ નહીં, પણ એક સાથે, અનેક ભાષાના અનેક કવિઓની રચનાઓનો આવો મોટો ગ્રંથ આ પ્રથમ છે.

આ સંગ્રહના અનુક્રમ પર નજર ફેરવીએ તો ગુલામ મોહમ્મદ શેખ, સુન્દરમ્, રાવજી પટેલ, નલિન રાવળ, મરીના સ્વેતાયેવા, રિચર્ડ મર્ફી, રેઇનર મારિયા રિલ્કે, બળવંતરાય ઠાકોર, નઝરુલ ઇસ્લામ, મિરોસ્લાફ હોલુબ, લ્યુસિલિયસ, ગ્રેસ, સુમિત્રાનંદન પંત... કેટકેટલી ભાષાના કવિઓ. પાનાં ફેરવવા માંડીએ તો ગીત, સોનેટ, ગદ્યકાવ્ય, ગઝલ, મુક્તક વગેરે વિવિધ કાવ્યસ્વરૂપો..... અને આસ્વાદ શરૂ થાય તે પહેલાં કાવ્ય અને કવિનું નામ જ નહીં, જેમાંથી લેવાયું હોય તે સંગ્રહ કે સામયિકનું નામ, અનુવાદ હોય તો અનુવાદકનું નામ બધી વિગતો છે, તે જોતાં પણ જણાય છે કે જગદીશભાઈનું વાચન કેટલું વિશાળ હશે. મૌલિક ને અનૂદિત ગુજરાતી કાવ્યસંગ્રહો ઉપરાંત 'પૅંગ્વિન્ મૉડર્ન પોએટ્સ', મરીના સ્વેતાયેવાનાં 'સિલેકટેડ પોએટ્સ', બર્ટન રાફેલનું સંપાદન વગેરે કેટલાંયે પરદેશી પુસ્તકો 'કવિતા' 'કુમાર', 'મિલાપ', 'કવિલોક', એ.પી.પી. પુસ્તિકા વગેરે સામયિકો ઉપરાંત 'લંડન મૅગેઝિન' જેવાં પરદેશી સામયિકોને જોઈને સાનંદાશ્ચર્ય થાય છે.

કાવ્યાસ્વાદની શૈલી જગદીશભાઈની પોતાની આગવી છે. કાવ્યવિવેચનની

# એકાંતની સભા

'એકાંતની સભા' જગદીશ જોષીનું છઠ્ઠું પુસ્તક છે. આ પહેલાં એમના ત્રણ કાવ્યસંગ્રહો 'આકાશ', 'વમળનાં વન' અને 'મોન્ટાકૉલાજ', બે અનૂદિત કાવ્યનાં પુસ્તકો 'મરાઠી કવિતા-ગ્રેસ' અને 'સૂર્યઘટિકાયંત્ર' (ઓકતાવિયો પાઝનું દીર્ઘકાવ્ય)- આ પાંચ પુસ્તકો પ્રગટ થયાં છે, તે ઉપરાંત જેમ્સ રીઝના 'અન્ડરસ્ટૅન્ડિંગ પોએટ્રી'ના અનુવાદનાં પ્રકરણો 'કવિતાની ગતાગમ' શીર્ષક નીચે ઓકટોબર ૧૯૭૩થી 'કવિતા'માં પ્રગટ થયાં.

'આકાશ' સંગ્રહનાં કાવ્યોનો આરંભ ઈ. સ. ૧૯૬૮માં થયો અને ઈ. સ. ૧૯૭૮માં જગદીશ જોષીનું અવસાન થયું. આ દસ વર્ષના ગાળામાં એમની સાહિત્યલેખન પ્રવૃત્તિમાં ઉક્ત છ પુસ્તકો ઉપરાંત અનેક ભાષામાંથી કેટલાંયે કાવ્યોના અનુવાદો જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થયાં છે. ઉપરાંત, ઈ.સ. ૧૯૭૪-'૭૮નાં વર્ષોમાં કાવ્યોના રસાસ્વાદ 'જનશક્તિ'માં પ્રગટ થયા તેનું ગ્રંથસ્થ રૂપ તે જ આ 'એકાંતની સભા'. આ કવિનો કવનકાળ ફક્ત એક દાયકાનો અને પ્રકાશનો કુલ છ. તેમાં પણ તેમને 'વમળનાં વન' માટે મહાકવિ ન્હાનાલાલ પારિતોષિક અને ઉમા સ્નેહરશ્મિ પારિતોષિક (મરણોત્તર), તેમ જ સમગ્ર સાહિત્ય સેવા બદલ દિલ્હી સાહિત્ય અકાદમીએ પણ એવૉર્ડ એનાયત કર્યો.

'એકાંતની સભા' એ જગદીશ જોષીએ લખેલા ગુજરાતી તેમ જ અન્ય ભાષાનાં કાવ્યોના આસ્વાદનો ગ્રંથ છે. લગભગ બસો કાવ્યોનો આસ્વાદ આ પાંચસો બાવીસ પાનાંમાં ગ્રંથસ્થ થયો છે. કાવ્યાસ્વાદનાં પુસ્તકો ગુજરાતીમાં નથી થયાં એમ નહીં, પણ એક સાથે, અનેક ભાષાના અનેક કવિઓની રચનાઓનો આવો મોટો ગ્રંથ આ પ્રથમ છે.

આ સંગ્રહના અનુક્રમ પર નજર ફેરવીએ તો ગુલામ મોહમ્મદ શેખ, સુન્દરમ્, રાવજી પટેલ, નલિન રાવળ, મરીના સ્વેતાયેવા, રિચર્ડ મર્ફી, રેઇનર મારિયા રિલ્કે, બળવંતરાય ઠાકોર, નઝરુલ ઇસ્લામ, મિરોસ્લાફ હોલુબ, લ્યુસિલિયસ, ગ્રેસ, સુમિત્રાનંદન પંત... કેટકેટલી ભાષાના કવિઓ. પાનાં ફેરવવા માંડીએ તો ગીત, સોનેટ, ગદ્યકાવ્ય, ગઝલ, મુંક્તક વગેરે વિવિધ કાવ્યસ્વરૂપો..... અને આસ્વાદ શરૂ થાય તે પહેલાં કાવ્ય અને કવિનું નામ જ નહીં, જેમાંથી લેવાયું હોય તે સંગ્રહ કે સામયિકનું નામ, અનુવાદ હોય તો અનુવાદકનું નામ બધી વિગતો છે, તે જોતાં પણ જણાય છે કે જગદીશભાઈનું વાચન કેટલું વિશાળ હશે. મૌલિક ને અનૂદિત ગુજરાતી કાવ્યસંગ્રહો ઉપરાંત 'પૅંગ્વિન્ મૉડર્ન પોએટ્સ', મરીના સ્વેતાયેવાનાં 'સિલેકટેડ પોએટ્સ', બર્ટન રાફેલનું સંપાદન વગેરે કેટલાંયે પરદેશી પુસ્તકો 'કવિતા' 'કુમાર', 'મિલાપ', 'કવિલોક', એ.પી.પી. પુસ્તિકા વગેરે સામયિકો ઉપરાંત 'લંડન મૅગેઝિન' જેવાં પરદેશી સામયિકોને જોઈને સાનંદાશ્ચર્ય થાય છે.

કાવ્યાસ્વાદની શૈલી જગદીશભાઈની પોતાની આગવી છે. કાવ્યવિવેચનની

પરિભાષાની જટાજંજાળમાં એ અટવાતા નથી. સમીક્ષાની કોઈ રૂઢ શૈલીએ કે ખાનાં પાડીને વાત કરતા નથી. સમગ્ર કૃતિને એની અખિલાઇમાં માણતાં જે અનુભૂતિ થાય, જે પ્રતિભાવ જાગે એને સરસતાથી વાચા આપી છે. એટલે એક કાવ્ય વાંચતાં- માણતાં સાહિત્યના ને અન્ય જે અનેક સંદર્ભો મનમાં જાગૃત થાય તેમાંથી કૃતિને અનુલક્ષીને અનિવાર્ય જણાય તે આસ્વાદમાં વણી લીધા છે.

દરેક આસ્વાદને લેખકે શીર્ષક આપ્યું છે; તે કૃતિના સંદર્ભમાં ને સૂચક હોય એ સ્વાભાવિક છે : 'માંદગી' કાવ્યના આસ્વાદનું શીર્ષક 'લાચાર સંહિતા છે 'વસંત આપી' કાવ્યના આસ્વાદનું શીર્ષક છે 'મિલનના સમુદ્રોને કાંઠે', બીજા કેટલાંક શીર્ષકો : 'પ્રત્યેક તારના ગુંજનની પાછળ', 'કવિતાનો અનોખો અવાજ', 'શબ્દાયન', 'નજાકતનો ચમત્કાર' વિસ્મૃતિની રઝળપાટ', તુમ્હેં યાદ હો કિ ન યાદ હો', 'માફ કર મોડો પડયો.' રહસ્યની કેડી પર; 'જોયા જોયામાં બહુ ફેર', 'લયસભર લકીર', 'કલ દુનિયા સે ઊઠ જાયેંગે', 'લીલા લ્હેરનો સામૂહિક ઉછાળ'...

સુરેશભાઇએ સંક્ષિપ્ત આમુખમાં આ ગ્રંથને જે સરસતાથી બિરદાવ્યો છે તેની પ્રતીતિ ગ્રંથ વાંચતાં થયા વગર રહેતી નથી : "એક વિરાટ, નકશીદાર મંદિરમાં હોઇએ, જેમાં મૂર્તિ પણ હોય અને અનેક સ્તંભો હોય તથા નીચે, એના વાતાવરણમાં આપણે આપણી જાતને એકત્ર કરી શકીએ એવી અનુભૂતિ થાય- એવી જ કંઇક અનુભૂતિ આ સંગ્રહના મંદિરના ગર્ભગૃહમાં થાય છે."

ગુજરાતને આ ગ્રંથ ઉપલબ્ધ કરી આપવા બદલ સહૃદય ભાવકોએ બે વ્યક્તિનો આભાર માનવો જોઇએ : ગ્રંથના પ્રકાશક શિવજીભાઇ આશર તથા આ ગ્રંથ પ્રગટ કરવા પાછળ પ્રેમપૂર્વક જહેમત ઉઠાવનાર સુરેશ દલાલ. વધતી જતી મોંઘવારીમાં પણ લોકો જીવનજરૂરિયાતની વસ્તુઓ ઉપરાંત મોજશોખની વસ્તુઓ પાછળ કેટલાય પૈસા ખરચતાં અચકાતા નથી, પણ પુસ્તક ખરીદવાની વાત આવે ત્યારે પાછા પડે છે પુસ્તકાલયમાંથી લઇને વાંચી લઇશું, અમુક-અમુક વ્યક્તિઓ પાસેથી મેળવીને વાંચી લઇશું ને છેવટે તો ખુદ લેખક-સંપાદક-પ્રકાશક પાસેથીય માગી લેવાની વૃત્તિ એ આપણી પ્રજાની તાસીર છે. આવા સંજોગો હોવા છતાં શિવજીભાઇએ ડેમી કદનાં પાંચસો પાનાંનો આ ગ્રંથ પ્રગટ કરવાનું સાહસ કર્યું એ અભિનંદનીય છે.

સુરેશભાઇનું તો આ કવિમૈત્રી કાર્ય છે. આ પહેલાં સુરેશભાઇએ જ 'સૂર્યઘટિકાયંત્ર'નું પ્રકાશન પણ કર્યું છે. એ ઘણી વાર કહે છે કે મિત્ર મૃત્યુ પામે પછી પણ મિત્ર વિનાની મૈત્રી રહે છે. જીવનમૂલ્યોથી ધબકતા માણસોનો જ આવો ભાવ હોય. મિત્ર ગયા પછી, એ મિત્ર પાસેથી કાંઇ લેવાનું- સીધા કે આડકતરા લાભ મેળવવાનું- રહેતું નથી. જ્યાં આવો સંબંધોના ગણિતરહિતનો સંબંધ હોય, મૈત્રીનું જીવનમૂલ્ય હોય ત્યાં જ માણસ મિત્રના અવસાન પછી, એની દશમી પુણ્યતિથિએ આવો ગ્રંથ પ્રગટ કરવા માટે ખાંખાખોળા કરીને, ખૂટતા લેખ પ્રાપ્ત

કરવા અનેક છાપાંઓની ઑફિસોને પણ ફંફોસીને ગ્રંથને શક્ય તેટલો પરિપૂર્ણ કરવા મથે, જેથી કોઈ લેખ અનાથ બાળકની જેમ બહાર ન રહી જાય. આ ઉપરાંત પણ એક નોંધપાત્ર ઉમેરો આ સંગ્રહમાં છે, તે "જગદીશ જોષીનાં કાવ્યોનો આસ્વાદ" 'જનશક્તિ'માં દર અઠવાડિયે 'એકાંતની સભા' શીર્ષક નીચે પ્રગટ થતા આસ્વાદમાં સ્વાભાવિક છે કે જગદીશભાઈએ પોતાનાં કાવ્યોનો આસ્વાદ ન લખ્યો હોય. અહીં જગદીશભાઇનાં કાવ્યોના મનસુખલાલ ઝવેરી, હરીન્દ્ર દવે અને સુરેશ દલાલે કરાવેલા આસ્વાદનો પણ સમાવેશ કરીને એ ખૂટતી કડી પણ મેળવી અપાઇ છે.

–જયા મહેતા

[જગદીશ જોષી, એકાંતની સભા, વોરા ઍન્ડ કંપની, અમદાવાદ, ૧૯૮૮, પૃ. ૫૨૪, કિં. ૧૭૫-૦૦.]

## ગઝલ □ હેમેન શાહ

આપણે મિત્રો નથી, થોડાઘણા પરિચિત છીએ,
બેઉ કાં સરખું વિચારે એ વિષે વિસ્મિત છીએ!

હોય છે સઘળી ક્ષિતિજો ખુશનુમા આભાસ બસ,
કોણ કહે છે કે અમે આ દેહમાં સીમિત છીએ?

આપણે સહચર અરણ્યોના પરંતુ હે સ્વજન!
કાં નિરંતર એકબીજાના વડે ભયભીત છીએ?

હું ને તું કયારે સમાનાર્થી બની શકશું? કહે!
વ્યાકરણ જો માંડીએ તો સર્વદા વિપરીત છીએ.

રથ ગરે, વીંટી સરે, ખીલા ખૂંપે, ગોળી ચલે,
હો અલગ રીતે છતાં પ્રત્યેક યુગે શાપિત છીએ.

# દોસ્તોં કી મેહરબાની ચાહિયે □ રમેશ પુરોહિત

કુંવર મહેન્દ્રસિંહ બેદી 'સહર'ના બે શાયરમિત્રો વચ્ચે ચકમક ઝર્યા કરતી હતી. એ બન્ને શાયરોનો અણબનાવ નાજુક પરિસ્થિતિ ધારણ કરવા માંડયો ત્યારે બેદી સાહેબે એક દોસ્તને પોતાના ઘરે બોલાવીને સમાધાનં કરવા માટે ખૂબ સમજાવ્યા પરંતુ એ શાયર આમ કરવા માટે રજામન્દ થયા નહીં અને કહેવા લાગ્યા કે "કુંવર સાહબ ! યહ મેરે ઉસૂલ કા સવાલ હૈ ઔર મૈ ઐસે આદમીસે સુલહ કરના અપને ઉસૂલ કે ખિલાફ્ સમઝતા હૂં." આમ કહીને એ શાયર તો ચાલ્યા ગયા. પછી ખૂબ જ ઉદાસ બનીને બેદી સાહેબે હાજર રહેલા દોસ્તોને કહ્યું કે "મૈ દોસ્ત કે લિએ એક હજાર ઉસૂલ છોડ સકતા હૂં, લેકિન લોગ એક ઉસૂલ કે ખાતિર એક હજાર દોસ્તોં કો છોડને કે લિયે તૈયાર હો જાતે હૈં." દોસ્તી શબ્દ આમ જેટલો પ્રખ્યાત છે એટલો જ બદનામ પણ છે. દોસ્તી નિભાવવી એ તલવારની ધાર પર ચાલવા જેવી મુશ્કેલ ચીજ છે. ઉર્દૂમાં મિત્રોને નાસેહ ન બનવાની ખાસ ભલામણ કરવામાં આવી છે. આપણાં મિત્રો ઉપદેશ બને કે નસીહત કરવા માંડે ત્યારે 'ગાલિબ'નો આ પ્રખ્યાત શેર જરૂર યાદ આવે :-

**યહ કહાં કી દોસ્તી હૈ કિ બને હૈં દોસ્ત નાસેહ**
**કોઈ ચારાસાજ હોતા, કોઈ ગમ-ગુસાર હોતા.**

દોસ્ત આપણી ઠેકડી ઉડાવે કે મશ્કરી કરે ત્યારે એ આપણા ગમનો ઇલાજ કરવાવાળો હોય તો કેવું સારું અને એમ ન કરી શકે તો કમ સે કમ સહાનુભૂતિ વ્યક્ત કરે તોપણ મોટો ઉપકાર એવી લાગણી થવી સ્વાભાવિક છે. વાસ્તવમાં વાત જુદી બને છે. ચારાસાજ કે ગમગુસાર બનવાની મહેરબાની કોઈ દોસ્ત દાખવે નહીં ત્યારે જનાબ અબદુલહમીદ 'અદમ'નો આ શેર સાચી પરિસ્થિતિનું ભાન કરાવે છે.:

**દિલ અભી પૂરી તરહ ટૂટા નહીં**
**દોસ્તોં કી મેહરબાની ચાહિએ.**

દિલ "પૂરી તરહ" તૂટે પછી ક્યાં કોઈ સાથી બને છે. દુ:ખનો પરિતાપ ભોગવવા માટે બહુ ઓછા મિત્રો સાથે રહે છે. જનાબ અહમદ હમદાનીએ એકલી અટૂલી અવસ્થાને વર્ણવતાં કહેલો આ મર્મવેધી શેર જોઈએ.

**પડી વો ધૂપ કિ યારોં ને સાથ છોડ દિયા**
**હવા ભી હો ગયી ખામોશ હમ જહાં ગુજરે**

દોસ્તીની ચમક આંખોમાં અંજાઈ જાય તે પહેલાં અંધારાને આંખોના લોહીનો પ્રસાદ ધરવો પડે છે. આ ચમક પછી ક્યારેય ઝાંખી પડે નહીં પરંતુ આ કામ સહેલું નથી. જનાબ સરશાર સિદ્દીકીનો શેર છે :

**જબ અંધેરે મેરી આંખો કા લહૂ ચાટ ગયે**
**તબ ઈન આંખો મેં રફ઼ાકત કી ચમક આયી હૈ.**

'રફ઼ાકત' એટલે મૈત્રી. મૈત્રીની સત્યતા માટે દિલને તરાશવું પડે છે.

દોસ્તીના સોગંદ ખાવાથી સાચો અંદાજ મળતો નથી. અહમદ ફરાજનો શેર છે :

**હાથ પર હાથ ન રખ, દિલ કી સદાકત કો પરખ**
**વરના પૈમાને - રફાકત સે ભી કયા હોતા હૈ.**

ઉર્દૂમાં દોસ્ત માટે ખૂબ જ પ્યારો શબ્દ છે "રફીક". અને પ્રતિસ્પર્ધી માટે "રકીબ" શબ્દ છે. આ બન્ને શબ્દોની સરસ વ્યાખ્યા માટે યાદ રાખવા જેવો શેર છે :-

**રફીકોં સે રકીબ અચ્છે જો જલકર નામ લેતે હૈં**
**ગુલોંસે ખાર બેહતર હૈં જો દામન થામ લેતે હૈં**

રફીક રંગ બદલે નહીં પરંતુ દોસ્તીની કસમ ખાઇને દિલની તબાહી લાવનારાઓની પણ કમી હોતી નથી. સઇદ રાહીનો આ શેર 'દોસ્તી'ના નકાબને ચીરી નાખવાની ક્ષમતા ધરાવે છે :

**દોસ્ત બન બન કે મિલે મુઝકોં મિટાનેવાલે**
**મૈંને દેખે હૈં કઇ રંગ બદલને વાલે.**

આત્મપ્રવંચનાનો અહેસાસ કરાવે એવા દોસ્તો મળે ત્યારે દુનિયામાં આપણું ખુદના સિવાય બીજું કોઇ નથી એવી લાગણી થાય. 'નાજબર' નજીબબાદીનો આ શેર જુઓ :

**દોસ્ત યા અજીજ હૈં ખુદફરેબિયોં કે નામ**
**આજ આપ કે સિવા કોઇ આપકા નહીં**

સાચી મૈત્રી સંભવી શકે છે પરંતુ સાચી હોવાનો આભાસ ટકી રહેવો જરૂરી છે પરંતુ કસોટીની એરણ પર ટીપાઇને કાંચન બને તે પહેલાં ઘણા રંગ-રૂપ બદલાઇ જતાં હોય છે. 'આતિશ'નો આ શેર દુશ્મનો સામે કોઇ ફરિયાદ રહેવા દેતો નથી :

**દોસ્તોં સે ઇસ કદર સદમે હુએ હૈં જાન પર**
**દિલ સે દુશ્મન કી અદાવત કા ગિલા જાતા રહા.**

દોસ્તી કયારેક મજબૂરન નિભાવાતી હોય છે. વિશ્વનાથ 'દર્દ'નો આ શેર આ વાત સચોટ રીતે રજૂ કરે છે :-

**હમ તુમ દોનોં દોસ્ત પુરાને, સદિયોંકી મજબૂરી કે**
**ઇસ સે બઢકર તુમ હી બોલો ઔર ભી કોઇ રિશ્તા હૈ.**

કસોટીના કપરા સમયમાં પીઠ પાછળ ખંજર મારનારાઓએ દોસ્તીના મહોરાંઓ પહેરવાં પડે છે. દોસ્તીની વાસ્તવિકતા છતી કરતો 'હફીજ' જાલંધરીનો આ શેર યાદ રાખવા જેવો છે :-

**દેખા જો તીર ખા કે કમીંગાહ કી તરફ**
**અપને હી દોસ્તોં કી કતા નજર પડી.**

શત્રુ જ્યાં છુપાઇને ઘા કરે તે જગ્યાને 'કમીંગાહ' કહેવાય છે. આ શેરમાં 'અપને હી' શબ્દો કાબિલે-ગૌર છે. દુનિયા કોને કહેવાય એ કોઇને સમજાવવું હોય તો કહેવાતા દોસ્તોને જ યાદ કરવા પડે. જનાબ 'બેખુદ' દેહલ્વીનો આ ચોટદાર

શેર જોઈએ :

**જમાને સે અદાવત કા સબબ થી દોસ્તી જિનકી**
**અબ ઉન કો દુશ્મની હૈ હમસે, દુનિયા ઇસકો કહતે હૈં.**

જેમની દોસ્તી માટે આખા જગત સાથે વેર બાંધી લેવા માટેનું સાહસ કર્યું હતું એ જ દોસ્તને આજે અમારાથી દુશ્મની છે, આનું નામ દુનિયા – આવી દોસ્તી તૂટે તોપણ ક્યારેક અભિમાન ઓગળે ત્યારે એ દોસ્તી યાદ આવતી હોય છે. સંબંધવિચ્છેદ-'તર્કે-તાલ્લુક' પછી પણ રહેતા સંબંધની વાત લઈને આવતો 'ગાલિબ'નો આ શેર જુઓ :

**ઐ દોસ્ત હમને તર્કે-એ-તઅલ્લુક કે બાવજુદ**
**મહસૂસ કી હૈ તેરી જરૂરત કભી કભી.**

દોસ્તી તૂટવાનાં કારણો મોટે ભાગે મામૂલી હોય છે પરંતુ તૂટયા પછી એક ફાયદો જરૂર થાય છે. 'હસન'-કમાલનો શેર છે :

**લો જરા સી બાત પર બરસોં કે યારાને ગએ**
**લેકિન ઇતના તો હુઆ કુછ દોસ્ત પહચાને ગએ.**

દોસ્તી જાણીતો શબ્દ છે પરંતુ એ અતિપરિચિત શબ્દના અનેક અર્થો છે, અનેક રંગ છે અને જુદી જુદી વિભાવના છે. જનાબ 'રેઝૂર' કહે છે આ વિષે મેં ખૂબ સંશોધન કર્યું પરંતુ આખરે સમજાયું ફક્ત આટલું જ :

**બહુત તહકીક કી લેકિન અગર પાયા તો યહ પાયા**
**વજૂદ-એ-દોસ્તી કુછ હૈ તો યારોં કી જુબાં તક હૈ.**

દોસ્તીનો અર્થ મિત્રોની જીભ સુધી હોય ત્યારે નથી હોતી કોઈ દોસ્તી કે નથી રહેતી ઔપચારિકતા. ''તકલ્લુફ', દિલબરી કે નિષ્કપટતા -ખુલૂસ-એમાંનું કાંઈ રહે નહીં ત્યારે 'જફર'નો આ શેર જરૂર યાદ આવે :

**ન દોસ્તી, ન તકલ્લુફ, ન દિલબરી, ન ખુલૂસ**
**કિસી કા કોઇ નહીં આજ સબ અકેલે હૈં**

આ અકેલાપનની પરિસ્થિતિમાં દોસ્તીની રેહગુજર પર શું શું વીત્યું છે એની દાસ્તાન કહેવા બેસીએ તો એ દોસ્તો પણ માને નહીં દોસ્તીના સિતમ કહેવાય નહીં અને કહીએ તો કોઈ માને નહીં. 'નિસાર'નો આ શેર દોસ્તીના તમામ આયામોનો સરવાળો કરીને આપણી સમક્ષ ધરી દે છે :

**જો સુનાતે દોસ્તોં કો તો ઉન્હેં યકીં ન આતા**
**વો સિતમ હમારે દિલ પર રહ-એ-દોસ્તી મેં ગુજરે.**

## રાતે મિત્ર વિશે વિચારતાં

**□ હરમાન હેસ □ જયા મહેતા**

(સપ્ટેમ્બર ૧૯૧૪) (જર્મન)

આ ખરાબ વર્ષમાં, પાનખર વહેલી આવે છે....
હું રાતે મેદાનમાં ચાલું છું, એકલો, વરસાદ ઝીંકાય છે
મારી હૅટ ઉપર પવન... અને તું ? અને તું, મારા મિત્ર ?

તું ઊભો છે- કદાચ- ચંદ્રના દાતરડાને
જંગલો ઉપરથી નાની કમાનમાં ફરતું જોતો અને
કાળી ખીણમાં પડાવનો લાલલાલ અગ્નિ.
તું પડયો છે- કદાચ-ધાન્યના ખેતરમાં અને ઊંઘે છે
અને તારા કપાળ પર ને બખ્તર પર ઠંડું ઝાકળ પડે છે.

શક્ય છે કે આજે રાતે તું ઘોડા પર બેઠેલો હોય,
દૂરદૂરના મોરચા પર મુઠ્ઠીમાં બંદુક ભીંસીને આગળ વધતો હોય
તારા થાકેલા ઘોડા પાસે હસતો, ગણગણતો,
કદાચ- હું કલ્પના કર્યે જાઉં છું- તું રાત પસાર કરે છે
બગીચાવાળા અજાણ્યા કિલ્લામાં મહેમાન તરીકે
મીણબત્તીના અજવાળામાં પત્ર લખતો અને આંગળીઓ ફેરવતો બારી
પાસેના પિયાનો પર,
અવાજ માટે ફાંફાં મારતો...
-અને કદાચ
તું ચૂપ પણ થઇ ગયો હોય, મૃત્યુ પામ્યો હોય
અને દિવસ
તારી પ્રિયતમાની ગંભીર આંખમાં ક્યારેય ચમકશે નહીં,
અને તારા પ્રિય ઘઉંવર્ણા હાથ લટકતા હશે ચીમળાયેલા
અને તારું સફેદ કપાળ ફાટી ગયું હશે- ઓહ, જો ફકત,
જો ફકત, કેવળ એક જ વાર, એ છેલ્લો દિવસ, મેં તને
દેખાડયું હોત, કહ્યું હોત

કંઈક મારા પ્રેમ વિશે, જે બોલતાં હું અચકાતો હતો !

પણ તું મને ઓળખે છે, તું ઓળખે છે.. અને હસતાં
હસતાં તું માથું હલાવે છે
આજે રાતે તારા અજાણ્યા કિલ્લા સામે,
અને તું માથું હલાવે છે ઊંઘમાં તારી બરછટ વેરવિખેર પરાળમાં,

અને વિચાર કરે છે મારે વિશે, અને સ્મિત કરે છે.

અને કદાચ

કદાચ એક દિવસ તું યુદ્ધમાંથી પાછો આવીશ,
અને એકાદ સાંજે મારી સાથે ફરવા આવીશ,
અને કોઈક વાતો કરશે, લોંગવી,. લુતીય,.
દામરકીર્કે વિશે,
અને ગંભીરપણે હસીશ, અને બધું પહેલાં જેવું થઈ જશે,
અને રાતે ખેતરમાં કોઈ એક શબ્દ પણ નહીં બોલે,
એની વ્યથા વિશે, એની ચિંતા વિશે અને મૃદુતા વિશે
અને પ્રેમ વિશે અને એક જ રમૂજથી
તું ચિંતાને, યુદ્ધને, બેચેન રાત્રિઓને,
શરમાળ માનવમૈત્રીના ઉનાળુ ઝળકાટને,
જે કદીયે પાછો નહીં આવે એવા ઠંડા અતીતમાં ભગાડી મૂકીશ.

☐ હેમેન શાહ

ઈસુ ઉપર ફેંકાયેલા પથ્થર તપાસ કર
લોહી વડે લખાયેલા અક્ષર તપાસ કર
ત્યાં મિત્રતાના અર્થને ચોખ્ખો લખ્યો હશે
જુલિયસ સીઝરની પીઠનું ખંજર તપાસ કર

## ભૂરી ગોળી □ વિજયા મુખોપાધ્યાય
□ નલિની માડગાંવકર

(બંગાળી)

"નારી કહો કે પછી પ્રકૃતિ કહો, એ કંઈ કરતાં કંઈ નથી
એના કરતાં તો એક સાંજે એક-બે મનગમતાં મિત્રો મળતાં
મુક્ત મને મારેલાં ગપ્પાંથી
બધી જ વ્યાધિ દૂર થાય છે.
મન તાજુંમાજું રહે છે
વીજળીવેગે લખાય છે
એક પછી એક સાત સાત કવિતા -"

એપ્રિલની એક સમીસાંજે એક જણે મને આમ કહ્યું
અને એની વાતોનું તળિયું દેખાતાં તે
વિનાસંકોચે ચાલ્યો ગયો.
હું ગુપચૂપ ફરતી રહી
સીધીસાદી વાત મગજમાં ઘુમરાતી રહી...
બધી વ્યાધિ દૂર થાય છે
  બધું જ દુ:ખ.... નર્યું સુખ!
મગજમાં બધું ગૂંચવાતું જાય છે
શાન્તિ ચાલી ગઈ -

દોસ્તનું સાન્નિધ્ય મળતાં બધું જ દુ:ખ શમી જાય છે.
તોયે દોસ્ત તો હજુયે મૂંગોમંતર!
'ખોટ્ટી વાત, કોઈ દોસ્ત નથી'-
આમ જોરથી બોલી પડાયું અને પછી
ભૂરી ગોળી, ઠંડુ પાણી અને ત્યાર બાદ અનિવાર્યપણે આવતી મપાયેલી ઊંઘ.

## દોસ્તો, સાંભળો ☐ રાજલક્ષ્મી દેવી
☐ નલિની માડગાંવકર

(બંગાળી)

જલસા સિવાયની રિયાઝને
ઘણા દિવસથી સાંભળી નથી કે
નથી કર્યો મૈત્રીના હૈયાબૂડ પાણીમાં આનંદપ્રમોદ -
પ્રેમમાં ગળાબૂડ - છેલ્લે ડૂબકી.
હું કેવી રીતે જીવતી રહી છું આ લાંબા પ્રવાસયુગમાં મિત્રોને છોડીને ?

રમા, રિક્તા, ગૌરી અને અય્યુબને પત્રો લખીને,
 સંસારમાં આમતેમ થોડીક હેરફેર કરીને.
મહાશ્વેતા, આપણે પચાસનાં થયાં.
 આ પતાવ્યું તે વસાવ્યું.... કેમ બરોબરને ?
મિત્રો બધા દૂર દૂર એ કલકત્તાની ક્ષિતિજે
 અને હું વ્યાકુળ નાવિક -

પિતાની ઊતરતી અવસ્થામાં જન્મેલી આ દીકરી
 જીવનથી વિમુખ
યોગ્ય વયે ન ચાલતાં શીખી,
 ન બોલતાં શીખી
શીખી નહીં કોઈ ઊંડાં સુખ-દુ:ખ
પણ જીવન ક્યાં કોઈને ક્યારેય છોડે છે ?
કોઈક વહેલું બે-ચાર ઘા ખાય છે, કોઈક મોડું
કોઈક પુખ્ત બનતાં બનતાં જ દાગીનાના ઘાટ
 ઘડે છે
અને કોઈક સોનું ફેંકી દઈને કાચને જડે છે

 એક વાર દૂરદૂર ચાલ્યા જવાની ઈચ્છા થાય છે
 પ્રેમ - ધિક્કારથી દૂર.
જ્યાં નિષ્પાપ ચાંદની છે,

મધરાતે જાગતી ફૂલોની સૌરભ છે.
અનેક પ્રેમનાં પગથિયાં વટાવ્યા પછી
સૌથી ઉપરનું પગથિયું આવે છે.
મૈત્રીનું.
શ્યામથીયે શ્યામ અને ભૂરાથીયે ભૂરું
એક ભીતરનું દ્વાર.
એક વાર દૂર દૂર ચાલ્યા જવું છે.
શ્રેષ્ઠ મૈત્રીનો
જ્યાં યોગ્ય અર્થ પામીશ
એવા પ્રેમના અંતિમ સોપાને.

□ સુરેશ દલાલ

જગદીશ
જોતજોતામાં પૂરો થયો એક દાયકો
તારા મૃત્યુનો
–જાણે તું ગઈ કાલ સુધી તો
મારી સાથે જ હતો.
C.C.I.માં તારી સાથે ગાળેલી સાંજ
હજી આકાશમાં પૂરેપૂરી આથમી પણ નથી
અને આમ જુઓ તો
દસ વરસ કઇ રીતે વીત્યાં છે
–માત્ર મન જાણે છે
સમય સરે છે છતાંયે સરતો નથી
દોસ્ત મરે છે છતાંયે મરતો નથી
મને આજ લગી સમજાઇ નથી
સમયની આ છલના.
મૃત્યુની પારના પ્રદેશમાં પણ
સમયને શું બે ચહેરા હોય છે ?
સ્થિતિ અને ગતિ
ગતિ અને સ્થિતિ
મારી તો મતિ
મૂઢ થઇ ગઈ છે.
તને ન પહોંચે એવો
આ પત્ર લખીને
હું રાહ જોયા કરું છું
તારા જવાબની.

## એક પત્ર □ નીતિન મહેતા

કાચીંડો તે જ આ શહેર. હું અહીં, તું ત્યાં, વચ્ચે રઝળે છે મારા, તારા કેટલાયે અવશેષો. બધું બદલાતું જાય છે– સુખની જેમ, આકાશની જેમ. સ્વપ્નની બોદી દીવાલોના રણકારને પીઉં છું આંખોથી અને ત્વચા પર ખખડે છે વર્તમાનની એક એક ક્ષણ. "પછી શું?"નું અવતરણ સતત પીડે છે મારી આ એક ક્ષણને. તડકો બારીના કાચ સાથે આજે સવારે જ. ફાટી ગયો. ત્વચા પર જે છિદ્રો છે તે કાચની ઝીણી કચ્ચરોની જેમ હાંફી રહ્યાં. આ અશબ્દ વિશ્વ મને પીડે છે તેથી તો હું તરડાઇ જાઉં છું દર્પણમાં અને મારી વાતો શ્વાસ થઇ પ્રતિબિંબાય છે મારી સામે. ત્યારા શહેરથી મારું શહેર જુદું, વચ્ચે લંબાઈને પડયો છે કાચીંડો. તું મારામાં જ ગોપિત રહી રચે છે મારી સાથે સંવાદ. હું તો ઘડું છું મારા મૌનને... ચિત્તને શબ્દાવું શી રીતે? મનને "એ અહીં નથી" કહી કેમે કરી મનાવવું? તું મારી બધી ઋતુ. તારા માટે થોડી ઉનાળાની સાંજ અને વરસાદી બપોરની થોડી ક્ષણો મેં સાચવી રાખી છે. હું શબ્દોથી વિશેષ કશું લંબાવી નથી શકતો તારી તરફ. તારો નીતિન પણ આ શહેરમાં બોલતો, કોલ્ડ કૉફી પીતો, Jazz સાંભળતો ઉદાસ હસે છે. Emotionally-ir-rational થઇ ગયો છે એ. વધુ પૂછીશ તો કહીશ ટ્રેન બની આવ-જા કરું છું અહીં-ત્યાં. તારે મને યાદ ન આવવું.

## અવિચલ સ્નેહ
### □ હરિવલ્લભ ભાયાણી

(અપભ્રંશ)

ક્યાં સાગર ને ક્યાં શશિયર
ક્યાં મોરલિયો, ક્યાં મેઘ
અંતર વચ્ચે અપાર ભલે
તોય અવિચલ સજ્જન - સ્નેહ

## પદ □ કબીર

ભાઈ મારો સાથીડો રિસાણો, તેને કોણ મનાવા જાય ?
કાચી માટીના ઘડયા ઘડૂલા, ઘાએ ફૂટી જાય,
પરદેશીની પ્રીતડી તે, પળમાં તૂટી જાય.–ભાઈ૦

પિંજરમાંથી પોપટ હાલ્યો, પિંજર ઝોલાં ખાય,
સરખી મળી સાહેલીઓ, કંઈ અવળાં મંગલ ગાય.–ભાઈ૦

પાંચ તત્ત્વનો પિયુ હમારો, તે છોડયો કેમ જાય ?
જ્ઞાન ગરીબી રાખું હૃદયમાં, થનાર વસ્તુ થાય.–ભાઈ૦

સદ્ગુરુનું સ્મરણ કરતાં; હૃદયકમળ ખૂલી જાય,
કહત કબીરા સુનો ભાઈ સાધુ, વૈકુંઠવાસી થાય.–ભાઈ૦

## વાતનો વખત □ રોબર્ટ ફ્રૉસ્ટ □ હર્ષિદા પંડિત

રસ્તા પરથી કોઈ મિત્ર બૂમ પાડે
અને એના ઘોડાની ચાલ ધીમી પાડે,
ત્યારે હું શાંત ઊભો રહીને મેં ન ખેડી
હોય
એવી ટેકરીઓની આજુબાજુ
જોતો નથી,
હું જ્યાં હોઉં ત્યાંથી બૂમ પાડું છું :
"શું છે ?"

વાત કરવાનો વખત નથી છતાંય
પાંચ ફૂટ ઊંચું ને ધાર ઉપર રહે તેમ
મારું ફળ પોચી જમીન પર ફેંકી દઉં
છું
અને મિત્રને મળવા માટે પથ્થરની
વાડ સુધી
ધીમે ધીમે ચાલીને જાઉં છું.

## □ ઑક્તાવિયો પાઝ, અજ્ઞેય, શ્રીકાંત વર્મા □ સુશી દલાલ

ઑક્તાવિયો પાઝને માટે અમે બધા ભેગા થયા, મારા ઘરે. અજ્ઞેયજીએ કહ્યું, ત્રણે કવિ મળીને એક કવિતા લખીએ. કવિતા લખવામાં આવી. અજ્ઞેય, ઓક્તાવિયો પાઝ અને હું, શરૂઆત પાઝે કરી હતી. પછી અજ્ઞેયજીએ લખ્યું, પછી મેં. પછી આ જ ક્રમમાં :

૧. "મૈત્રી નદી છે, મૈત્રી મુદ્રિકા છે."
(પાઝ)

૨. "નદી મુદ્રિકામાંથી વહે છે."
મુદ્રિકા નદીનો દ્વીપ છે."
(અજ્ઞેય)

૩. "નદીની પહેલાં નદી હોય છે, નદીની પછી
કેવળ નદી."
(શ્રીકાંત વર્મા)

૪. "પહેલાં અને પછી : આ ભેદને
મૈત્રી ભૂંસી નાખે છે."
(અજ્ઞેય)

૫. 'કેવી રીતે ભૂંસાશે ? મુદ્રિકા કાળના હાથે
લે છે આકાર."
(પાઝ)

૬. "મૈત્રી કાળને મિટાવે છે. મુક્ત કરે છે.
મૈત્રી નદી છે : વહે છે : કોતરો બનાવે છે."
(અજ્ઞેય)

૭. "આપણે સ્મૃતિ અને વિસ્મૃતિની વચ્ચે જીવીએ છીએ,
આ ક્ષણ સમય પર સતત
આક્રમણ કરતી દ્વીપ છે."
(પાઝ)

૮. 'રેતી પર શોધતા પોતાનાં પગલાં.
ચીસો પાડે છે લોકો, નદી, ઓ નદી,
નદી, તું ક્યાં છે ?" (શ્રીકાંત વર્મા)

## મિરે હમદમ, મિરે દોસ્ત ! □ ફૈઝ

ગર મુઝે ઈસકા યકીં હો, મિરે હમદમ, મિરે દોસ્ત !
ગર મુઝે ઈસકા યકીં હો કિ તેરે દિલ કી થકન
તેરી આંખોં કી ઉદાસી, તેરે સીને કી જલન
મેરી દિલજોઇ મિરે પ્યાર સે મિટ જાયેગી
ગર મિરા હર્ફે-તસલ્લી વહ દવા હો જિસસે
જી ઉઠે ફિર તિરા ઉજડા હુઆ બે-નૂર દિમાગ
તેરી પેશાની સે ધુલ જાયેં યે તજલીલ[1] કે દાગ
તેરી મદફૂક[2] જવાની કો શફા હો જાયે-
ગર મુઝે ઈસકા યકીં હો, મિરે હમદમ, મિરે દોસ્ત !

રોજ-ઓ-શબ, શામ-ઓ-સહર, મૈં તુઝે બહલાતા રહૂઁ
મૈં તુઝે ગીત સુનાતા રહૂઁ હલ્કે, શીરીં
આબશારોં કે, બહારોં કે, ચમનજારોં કે ગીત
આમદે-સુબ્હ કે, મહતાબ કે, સય્યારોં[3] કે ગીત

તુઝસે મૈં હુસ્ન-ઓ-મુહબ્બત કી હિકાયાત[4] કહૂઁ
કૈસે મગરુર હસીનાઓં કે બર્ફાબ[5] સે જિસ્મ
ગર્મ હાથોં કી હરારત મેં પિઘલ જાતે હૈં
કૈસે ઈક ચેહરે કે ઠહરે હુએ માનૂસ[6] નુકૂશ
દેખતે-દેખતે યકલખ્ત બદલ જાતે હૈં
કિસ તરહ આ'રિજે-મહબૂબ કા શફ્ફાફ ? બિલ્લૂર[7]
યકબયક બાદઃ-એ-અહમર[8] સે દહક જાતા હૈ
કૈસે ઝુકતી હૈ સરે-શાખ સે ખુદ બર્ગે-ગુલાબ[9]
કિસ તરહ રાત કા એવાન[10] મહક જાતા હૈ
યૂઁ હી ગાતા રહૂઁ, ગાતા રહૂઁ, તેરી ખાતિર
ગીત બુનતા રહૂઁ, બૈઠા રહૂઁ, તેરી ખાતિર

પર મિરે ગીત તિરે દુઃખ કા મદાવા[11] હી નહીં
નગ્મ : એ-જર્રાહ નહીં, મૂનિસ-ઓ-ગમખ્વાર[12] સહી
ગીત નશ્તર તો નહીં, મરહમે-આજાર[13] સહી
તેરે આજાર કા ચાર : નહીં નશ્તર કે સિવા
ઔર યહ સફ્ફાક[14]મસીહા મિરે કબ્જે મેં નહીં
ઈસ જહાઁ કે કિસી જી-રુહ[15] કે કબ્જે મેં નહીં
હા મગર તૈરે સિવા, તૈરે સિવા, તૈરે સિવા

(૧) અપમાન (૨) ક્ષયગ્રસ્ત (૩) સિતારોં (૪) કહાનિયાઁ (૫) ઠંડે (૬) પરિચિત (૭) સુરા-પાત્ર (૮) લાલ રંગ કી શરાબ (૯) ગુલાબ કી પંખડી (૧૦) મહલ (૧૧) ઇલાજ (૧૨) દોસ્ત ઔર દુઃખ બઁટાને વાલા (૧૩) કષ્ટ કો કમ કરનેવાલા મરહમ (૧૪) નિર્મમ (૧૫) પ્રાણી, જિસકે રુહ હો.

□ **શૈલેન્દ્ર**

દોસ્ત દોસ્ત ના રહા, પ્યાર પ્યાર ના રહા
જિન્દગી હમેં તેરા એતબાર ના રહા, એતબાર ના રહા.

અમાનતે મૈં પ્યારકી ગયા થા જિસ કો સૌંપ કર
વો મેરે દોસ્ત તુમ હી થે, તુમ્હીં તો થે
જો જિન્દગી કી રાહ મેં, બને થે મેરે હમસફ઼ર,
વો મેરે દોસ્ત તુમ હી થે, તુમ્હીં તો થે.
સારે ભેદ ખુલ ગએ, રાજદાર ના રહા,
જિન્દગી હમેં તેરા એતબાર ના રહા, એતબાર ના રહા.

ગલે લગી સહમ - સહમ ભરે ગલે સે બોલતી,
વો તુમ ન થી તો કૌન થા ? તુમ્હીં તો થી,
સફ઼ર કે વક્ત મેં પલક પે મોતિયોં કો તોલતી,
વો તુમ ન થી તો કૌન થા ? તુમ્હીં તો થી
નશે કી રાત ઢલ ગઈ, અબ ખુમાર ના રહા,
જિન્દગી હમેં તેરા એતબાર ના રહા, એતબાર ના રહા.
દોસ્ત - દોસ્ત ના રહા, પ્યાર પ્યાર ના રહા.

## અધ્યાય ૨

[3]

સંજય બોલ્યો

૧ આવો તે દીનતાભાવે નેત્રભીને વ્યથિત જે
વ્યગ્ર પાર્થ હતો તેને કહ્યાં આ વેણ માધવે

શ્રીભગવાન બોલ્યા

૨ કવેળાની તને કેમ સૂઝી આ વાત પાપની
ઘટે આવું ન શ્રેષ્ઠોને આથી દુષ્કીર્તિ દુર્ગતિ
3 નિર્વીર્ય મા થજે પાર્થ ! શોભે ના લેશ આ તને
ક્ષુદ્ર કાયરતા-વૃત્તિ છોડી ઊઠ પરંતપ ।।

અર્જુન બોલ્યો

૪ લડું કેમ વિરુદ્ધે હું ભીષ્મ-દ્રોણાદિથી રણે
મારું શે આમને બાણ અમારા પૂજનીયને ।
૫ હણ્યા વિના આ ગુરુઓ મહાન
ભિક્ષાય માગી જીવવું ભલું
હિતેચ્છુઓને હણી, રક્ત-મિશ્ર
ભંગુર ભોગો કયમ ભોગવાય
૬ થાઓ અમારો જય એમનો કે
કલ્યાણ શેમાં કશુંયે ન જાણું
જેને હણીને જીવવા ન ઇચ્છું
ઊભા જ તે સન્મુખ યુદ્ધ સારુ ।
૭ દૈન્યે હણાઇ ગઈ વૃત્તિ મારી
મોહે થયું નષ્ટ જ ધર્મજ્ઞાન
થાશે શી રીતે મુજ શ્રેય બોધો
હું શિષ્ય આવ્યો શરણે તમારે
૮ લાધે ભલે રાજ્ય વિના વિરોધે
પમાય ઇન્દ્રાસન દેવ-લોકે

તથાપિ તેથી શમશે ન શોક
બાળી રહ્યા જે મુજ ઇંદ્રિયોને ।

સંજય બોલ્યો

૯ આમ અર્જુન તે વીર હૃષીકેશ પ્રતિ વદી
હું ના ઝૂઝીશ એ શબ્દો બોલી અંતે રહ્યો ચુપ
૧૦ શોક જે કરતો બેઠો બન્ને સૈન્યની મધ્યમાં
પછી તેને હૃષીકેશ મલકી આમ બોધતા ।।

[૪]

શ્રીભગવાન બોલ્યા

૧૧ કરે અયોગ્ય તું શોક કરે છે વાત જ્ઞાનની
મર્યા જીવ્યા વિશે શોક જ્ઞાનીઓ જાણતા નથી
૧૨ હું તું ને આ નૃપો પ્હેલાં નહોતા એવું કૈં નથી
હોઇશું ના ભવિષ્યેયે આપણે સર્વ એવું ના
૧૩ આ દેહે બાલ્ય તારુણ્ય વા જરા જેમ આવતાં
મળે તેમ નવા દેહ ધીર તો ડગતા ન ત્યાં ।
૧૪ શીતોષ્ણ વિષય-સ્પર્શ નાખે છે સુખ-દુ:ખમાં
સહી લે પાર્થ ! તે સર્વ આવે જાય અનિત્ય તે
૧૫ એમની આણ ના વર્તે જે ધીર નરની પરે
સમ દેખે સુખો દુ:ખો યોગ્ય તે મોક્ષ-લાભને ।।
૧૬ અસત્યનું ન અસ્તિત્વ, નથી નાશેય સત્યનો
તારવ્યો તત્ત્વદર્શીએ સાર આ બેઉ વાતનો
૧૭ જેથી આ વ્યાપ્ત છે સર્વ જાણ તું અવિનાશ તે
નિત્ય તે તત્ત્વનો નાશ કોઇયે ના કરી શકે
૧૮ વિનાશી દેહ આ સર્વ કહ્યા તેમાં અનશ્વર
નિત્ય નિ:સીમ છે આત્મા તેથી અર્જુન ઝૂઝ તું ।
૧૯ માને જે આત્મને હન્તા અથવા માનતા હતા
બન્ને કશુંય ના જાણે તે હણે ના હણાય ના
૨૦ ન જન્મ પામે ન કદાપિ મૃત્યુ
ન્હોતો ન પ્હેલાં ન હશે ન આગે

આવ્યો ન જાતો સ્થિર આ પુરાણ
કાયા હણ્યે આત્મ નથી હણાતો
૨૧ નિર્વિકાર જ આ નિત્ય જન્મ-મૃત્યુ થકી પરે
જાણે આ તત્ત્વ તે કોને હણે કોને હણાવતો ।
૨૨ ત્યાગી દઇ જર્જર જીર્ણ વસ્ત્ર
મનુષ્ય બીજાં ધરતો નવીન
તે પેર છાંડી શરીરો પુરાણાં
આત્મા જુદાં અન્ય શરીર ધારે
૨૩ શસ્ત્રો છેદી શકે નહિ અગ્નિ એને ન બાળતો
પલાળી ના શકે પાણી વાયુ એને ન શોષતો
૨૪ છેદાયે કે બળે ના એ ભીંજાયે કે સુકાય ના
સ્થિર નિશ્ચલ એ નિત્ય સર્વ-વ્યાપી સનાતન
૨૫ દેખાયે ચિંતવાયે ના કે'વાયો નિર્વિકાર આ
જાણીને આમ આત્માનો શોક ના કરવો ઘટે ।
૨૬ અથવા દેખતો તું આ મરે જન્મે પ્રતિ-ક્ષણે
છતાંયે ના અહીં ક્યાંયે તારે શોકનું કારણ
૨૭ જન્મતાં નિશ્ચયે મૃત્યુ મરતાં જન્મ નિશ્ચયે
તેથી જે ના ટળે તેનો કરવો વ્યર્થ શોક ના
૨૮ ભૂતોનું મૂળ અવ્યક્તે મધ્યમાં વ્યક્ત ભાસતા
છેવટે ફરી અવ્યક્ત તેમાં તે શોક શીદનો ।
૨૯ આશ્ચર્ય એ કે નિરખે જ સાચે
આશ્ચર્ય એ કે નિરૂપે નિહાળ્યે
આશ્ચર્ય એ વર્ણન સાંભળે છે
સુણે છતાં શૂન્ય પિછાણવામાં ।
૩૦ વસે છે સર્વના દેહે આત્મા અમર નિત્ય આ
ના ભૂત-માત્રનો તેથી તને શોક ઘટે કદી ।।

[૫]

૩૧ સ્વધર્મ ઓળખીનેયે તારે ના ડગવું ઘટે
ધર્મ-યુદ્ધ થકી કાંઇ નથી ક્ષત્રિયનું ભલું

૩૨ અનાયાસે થયાં પ્રાપ્ત મોકળાં દ્વાર સ્વર્ગનાં
ક્ષત્રિયોને મહા-ભાગ્યે લાભતાં યુદ્ધ આ સમ
૩૩ ધર્મનું યુદ્ધ આ ટાળી જશે તું પાપમાં પડી
સ્વધર્મ સહ કીર્તિને ખોઇ બેસીશ હાથથી ।
૩૪ અખંડ લોકમાં તારી ગવાશે અપકીર્તિ ને
વીરો માટે અ-કીર્તિ તે મૃત્યુથી અધિકી બૂરી
૩૫. ડરીને યુદ્ધ ટાળ્યું તેં માનશે સૌ મહા-રથી
સન્માન્ય જેમનો. તેની સામે તુચ્છ બની જશે
૩૬ કાઢશે શત્રુઓ તારા હલકાં વેણ હૈં કંઇ
નિંદશે શૌર્યને તારા તેથી દુ:ખદ શું વધુ ।
૩૭ મૃત્યુથી પામશે સ્વર્ગ જીત્યે ભોગવશે મહી
માટે અર્જુન તું ઊઠ યુદ્ધનો કરી નિશ્ચય
૩૮ હાનિલાભ સુખોદુ:ખો હારજીત ગણી સમ
પછી યુદ્ધાર્થ થા સજ્જ લાગે ના પાપ તે તને ।।

[૬]

૩૯ કહી આ સાંખ્ય-બુદ્ધિ ને સૂણ તું યોગ-બુદ્ધિયે
જેથી તોડી શકે સારા જગમાં કર્મ-બંધનો
૪૦ વણસે નહિ આરંભ નડે વિઘ્ને ન કોઈયે
આચર્યે ધર્મ આ સ્વલ્પ બચાવે ભય ઘોરથી
૪૧ આમાં નિશ્ચય પામ્યાથી બુદ્ધિ એકાગ્ર થાય છે
વિના નિશ્ચય બુદ્ધિના ભેદો થાય સમાપ્ત ના ।
૪૨ અવિવેકી વૃથા વાણી બોલી શબ્દ સજાવતા
શાસ્ત્રોના વાદ માંડીને કહે : "અન્ય નથી કશું"
૪૩ જન્મીને આચરો કર્મો મેળવો ભોગ-વૈભવ
ભોગો કર્મ-ફળો મીઠાં, કહે છે સ્વર્ગ-કામુક
૪૪ તેથી બુદ્ધિ પડી ભૂલી ગુંતાઈ ભોગ-વૈભવે
તે નિશ્ચય ન પામ્યાથી સમાધિ-સ્થિર ના થતી ।
૪૫ ત્રણે ગુણો વદે વેદ રહે તેથી અલિપ્ત તું
છોડ ના સત્ત્વ, નિર્દ્વંદ્વ રહે નિશ્ચિંત સાવધ

૪૬ પ્રવર્ત્યે જળ સર્વત્ર કૂવાનો ખપ જેટલો
વિજ્ઞાની બ્રહ્મ-વેત્તાને વેદોનો ખપ તેટલો ।।
૪૭ કર્મમાં ભાગ છે તારો ફળમાં ન કદીય હો
ન થા કર્મ-ફલાર્થી તું ન વા કાંક્ષી અકર્મનો
૪૮ ફળલાભ મળે કે ના રહી નિ:સંગ ને સમ
યોગસ્થ કર તું કર્મો. યોગ-સાર સમત્વ છે ।
૪૯ સમત્વ-બુદ્ધિ છે શ્રેષ્ઠ કર્મ તેનાથી હીન જ
બુદ્ધિનો આશરો લે તું માંગતા ફળ દીન તે
૫૦ સમત્વ-બુદ્ધિથી આંહીં ટળે સુકૃત-દુષ્કૃત
તેથી સમત્વને જોડ કર્મમાં તે જ કૌશલ
૫૧ સમત્વ-બુદ્ધિથી જ્ઞાની ત્યજીને કર્મમાં ફળ
જન્મનાં બંધનો કાપે પામતા પ્રદ અચ્યુત ।
૫૨ મોહનો પંક આ જ્યારે બુદ્ધિ તારી વટાવશે
સુણ્યું કે સુણશે જે જે તેને તું જીરવી જશે
૫૩ શ્રવણે ભ્રમિતા બુદ્ધિ તારી નિશ્ચય પામતાં
થશે લીન સમાધિમાં ત્યારે તું યોગ સાધશે ।।

[૭]

અર્જુન બોલ્યો

૫૪ સમાધિમાં થયો સ્થિર કેવો છે સ્થિત-પ્રજ્ઞ તે
ઊઠે બેસે ફરે કેમ બોલે છે કૃષ્ણ કેમ તે ।

શ્રીભગવાન બોલ્યા

૫૫ કામના મન માંહેની છોડીને સર્વ જે સ્વયમ્
આત્મામાં જ રહે તુષ્ટ જાણવો સ્થિત-પ્રજ્ઞ તે ।
૫૬ નથી ઉદ્વેગ દુ:ખોમાં સુખોની લાલસા નથી
નથી તૃષ્ણા ભય ક્રોધ સંયમી સ્થિત-પ્રજ્ઞ તે
૫૭ સર્વત્ર જે અનાસક્ત મળ્યે સારું નઠારું કે
ન ઉલ્લાસે ન સંતાપે તેની પ્રજ્ઞા થઇ સ્થિર
૫૮ ખેંચી લે ઇન્દ્રિયો સર્વ વિષયોમાંથી અંદર
અંગોને કાચબો જેમ ત્યારે પ્રજ્ઞા થઇ સ્થિર ।

૫૯ નિરાહાર–બળે બાહ્ય ત્યજે વિષય સાધક
ટકેલો ભીતરી સ્વાદ સુકાયે આત્મદર્શને
૬૦ પ્રયત્નો કરવાવાળા જ્ઞાનીના મનનેય તે
ખેંચી જાય ઘણા વેગે ઈન્દ્રિયો બળવાન જે
૬૧ તેમને યુક્તિથી રોધી રહેવું મત્પરાયણ
જીતી છે ઈન્દ્રિયો જેણે તેની પ્રજ્ઞા થઇ સ્થિર ।
૬૨ વિષયોનું ધર્યે ધ્યાન લાગતો સંગ તેહનો
સંગથી જન્મતો કામ કામથી ક્રોધ નીપજે
૬૩ ક્રોધમાં મોહનાં મૂળ મોહથી સ્મૃતિ–લોપ છે
સ્મૃતિ–લોપે બુદ્ધિ–નાશ બુદ્ધિ–નાશે વિનાશ છે ।
૬૪ રાગ–દ્વેષ મટી જાતાં કાબૂમાં ઈન્દ્રિયો રહે
સ્વામીત્વે વિષયે વર્તે પામે છે તે પ્રસન્નતા
૬૫ એવી પ્રસન્નતા પામ્યે દુઃખો સર્વ ખરી જતાં
પ્રસન્નતા વડે શીઘ્ર સ્થિરતા બુદ્ધિની થતી
૬૬ અયોગીને નથી બુદ્ધિ વિના તે ભાવના જ ક્યાં
ભાવના વિણ શાંતિ ના વિના શાંતિ સુખય ક્યાં
૬૭ વર્તતી ઈન્દ્રિયો સ્વૈર તે પૂંઠે મન દોડતું
તેથી નાવ સમી પ્રજ્ઞા ખેંચાયે વાયુથી જલે
૬૮ તે માટે ઈન્દ્રિયો જેણે વિષયોમાંથી સર્વથા
ખેંચી લીધી હશે માંહ્ય તેની પ્રજ્ઞા થઇ સ્થિર ।
૬૯ રાત જે સર્વ ભૂતોની ત્યારે જાગ્રત સંયમી
જાગે ભૂતો બધા ત્યારે જ્ઞાની યોગી તણી નિશા
૭૦ છલી ન જાયે નિત જે ભરાતાં
સમુદ્ર લે સર્વ સમાવી પાણી
જેમાં સમાતા સહુ ભોગ તેમ
તે પામતો શાંતિ, ન ભોગ–લુબ્ધ
૭૧ છોડીને કામના સર્વ વર્તે જે થઇ નિસ્પૃહી
અહંતા મમતા મેલી થયો શાંતિ–સ્વરૂપ તે ।
૭૨ પાર્થ આ સ્થિતિ છે બ્રાહ્મી જે પામી ન ચળે ફરી
ટકીને અંત–કાળેય બ્રહ્મ–નિર્વાણ મેળવે ।।

કવિતા

## મિત્રતાની કલા □ ઉમાશંકર જોશી

કેટલાક માણસો એવા નથી હોતા, જેમની સંગતમાં કોઈ અપાર્થિવ સંગીતનો અનુભવ થાય છે ? ઘડી અધઘડી એમની પાસે બેસીને ઊઠીએ છીએ ત્યારે જાણે કોઈ સંગીતના ઉત્સવમાંથી બહાર આવતા હોઇએ એવું, કોઇ સ્વચ્છ પાણીના ધરામાંથી બહાર નીકળતા હોઈએ એવું જાણે આપણા મનને લાગે છે.

આવા માણસો પાસે આપણે જઇએ છીએ ત્યારે એ બોલ્યા જ કરે છે એવું નથી, ઘણી વાર તો આપણને આખો વખત બોલવા દે છે. તેમ એ સૂની આંખે આપણા શબ્દો પર ઉપલક ધ્યાન આપતા રહી, મોંએ મૌનનો તોબરો ચડાવી પોતાના વિચારોના ચણા જ ચાવ્યા કરતા હોય છે એમ પણ નહિ. કેટલીક વાર એમની વાગ્ધારા અસ્ખલિત આપણા હૃદયપટ ઉપર ધસમસતી વહી રહે છે અને વિસ્મયવિસ્ફારિત નયને આપણે જ મૌન રહી એમની સામે તાકી રહીએ છીએ. 'તમને જ કહું છું' એમ દરેકને કહેતી સસ્તી આત્મીયતા એ દાખવતા નથી, તેમ નથી એ આપણને એમની ને આપણી વચ્ચે વાર્તાલાપની વાડ રચી દઈ દૂર ને દૂર રાખતા. એમની વિદાય લઇએ છીએ ત્યારે આપણને પૂરો ખ્યાલ પણ આવે છે કે ધરાનાં પાણી કેવાં ચોમેરથી આપણને વીંટળાઇ વળ્યાં હતાં અને આપણા આંતરદેહનું એકેએક છિદ્ર કેવી નિર્-મળતા અનુભવી રહ્યું છે. શબ્દસુરાવટ દ્વારા વહી રહેલા એમના હૃદયસંગીતના ઉત્સવમાંથી નીકળીએ છીએ ત્યારે જ, આપણી શી વલે થઇ છે તેનો આપણને કાંઇક ખ્યાલ આવે છે : આપણું પોતાનું હૃદય ગાઈ રહ્યું હોય છે. પેલા માણસે જાણે શબ્દની અંગુલિ વડે આપણા હૃદયના તારેતારને ઝણઝણાવ્યા ન હોય ! આપણું હૃદય પણ ગાઇ શકે છે- એ ચમત્કાર અનુભવી આપણે એમની વિદાય લઇએ છીએ.

એ તાજગી, એ ગુંજન, આપણે એમની પાસેથી ચાલ્યા જઇએ તે પછી ઠીકઠીક સમય સુધી આપણા અંતરને વળગી રહે છે અને દિવસો પછી–વરસો પછી પણ એનું સ્મરણ અંતરને ભરી દે છે.

આવા માણસ માટે આપણને થાય છે કે મિત્રતાની કલા એને

સિદ્ધ છે.

હા, મિત્રતા એ કલા છે, જેમ લગ્ન એ કલા છે. લગ્ન એ કાંઈ કુદરતે નિર્મેલી વસ્તુ નથી, માણસની સરજત છે. કુદરતને તો માનવજાતિનો તંતુ ચાલ્યા કરે, તૂટે નહિ, એટલો જ સ્ત્રીપુરુષમાં રસ છે; પણ માણસે પોતાની તરફથી લગ્નસંસ્થાનું નિર્માણ કર્યું. એ જ રીતે, કુદરતને તો આટલું જ જોઈએ છે કે માણસ ટોળામાં રહે અને ટકી રહે; અંદરઅંદર સૂક્ષ્મ સંબંધોનું જાળ રચે, મિત્રતા વિકસાવે, એ એને માટે અનિવાર્ય જરૂરિયાત નથી. માણસની ટોળાવૃત્તિ હરીફ ટોળા સાથે યુદ્ધે ચડવામાં પણ પરિણમી છે, તેમ છતાં સાથે સાથે પોતાના ટોળામાં જેમની સાથે પોતે ચાલે છે તેમનામાંથી કેટલાક જોડે એ અસાધારણ સુકુમારતાથી વર્તતાં પણ શીખ્યો છે. એક બાજુ એની યુયુત્સા–યુદ્ધખોરી વધી છે, તો બીજી બાજુ એનો મૈત્રીભાવ પણ ખૂબ ખીલ્યો છે. આ મૈત્રીભાવ તે જીવનસંગ્રામમાં ટકી રહેવા માટેની લાભદાયી ગોઠવણ, હિતોપદેશ– પંચતંત્રમાં રાજનીતિના એક ભાગ રૂપે નિરૂપેલો 'મિત્રલાભ, જ નહિ, એક રાજ્યને પોતાના અસ્તિત્વ અર્થે અન્ય રાજ્યો સાથે બાંધવો પડે છે એવો મૈત્રીસંબંધ જ નહિ, પણ એક માણસના હૃદયનું અકારણે અને અનાયાસે બીજા માનવહૃદય પ્રત્યે અભિસરણ. આવો મૈત્રીભાવ એ માણસે કેળવેલી એક અનોખી કલા છે.

સતાં હિ સખ્યં સાપ્તપદીનમાહુ : । સજ્જનો તો સાત ડગલાં સાથે ચાલે એટલે એક પગમાં બીજાના હૃદયની આંટી પડી જ સમજવી, બંને મિત્રો થઈ ગયા સમજવા. લગ્ન વખતે સપ્તપદીનો–સાત ડગલાં વરવધૂ સાથે ચાલે એનો વિધિ હોય છે તે આ મૈત્રીના ઉદયના પ્રતીકરૂપે હોય છે. લગ્ન અને મિત્રતા–માણસે વિકસાવેલી એ બંને કલાઓ કેવી પાસેપાસેની છે, સરખી છે ! શેક્સ્પિયરે પણ અમસ્તું નથી કહ્યું કે મૈત્રી એ બે ઉદાત્ત માણસોનું લગ્ન છે ! આપણા મણિલાલ ન. દ્વિવેદી જેવા મૈત્રી માટે તલસતા આત્માએ તો મૈત્રી અને લગ્ન વચ્ચે અભેદ ઝંખ્યો છે. પોતાના આત્મવૃત્તાંતમાં એ કબૂલ કરે છે કે પોતાની શોધ મિત્ર મેળવવા માટે રહી છે, પોતાના હૃદયનું રસબિંદુ બની રહે એવો મિત્ર મળે અને તે પણ સ્ત્રી હોય અને તે વળી પોતાની પરણેલી સ્ત્રી હોય

તો કેવું– એ ઝંખના એમણે અત્યંત તીવ્રપણે અનુભવી છે. 'કમ્પેનિયનેટ મૅરેજ'માં પતિપત્ની એકમેકનાં સાથી હોય એવો ખ્યાલ છે, બંને વચ્ચે ગાઢ મિત્રતાનો સંબંધ હોવો જ જોઈએ એવું નથી. પણ કાલિદાસનો અજ ઇન્દુમતીને 'સખી મિથઃ' એકમેક સાથેના સંબંધમાં પત્ની મિત્ર સમી હતી એવું કહે છે ત્યારે પતિપત્ની વચ્ચે કેવા ગાઢ મૈત્રીભાવની અપેક્ષા રહે છે તેનો અણસારો મળે છે. આપણે ત્યાં સ્નેહલગ્ન અને લગ્નસ્નેહનું મનભર ગાન ગાનાર કવિવર ન્હાનાલાલે કવિતામાં પત્નીને માટે 'સખી !' એવું સંબોધન પ્રચારમાં મૂક્યું એમાં કેટલું બધું ઔચિત્ય છે !

પણ તમારા મિત્ર માટે તમારા પતિ કે પત્ની હોવું એ ફરજિયાત તો ન જ હોવું જોઈએ. તમારી જાતિના હોવું એ સામી વ્યક્તિનો શું એવડો મોટો ગુનો છે કે તમારા હૃદય સુધી એ પહોંચી શકે જ નહિ ? ઊલટું, તમે પુરુષ હો તો સ્ત્રીઓ તમારા હૃદય સુધી પહોંચે એમાં તમે કાંઈ પરાક્રમ કર્યું એમ ભાગ્યે જ કહેવાય; પણ પુરુષો પહોંચી શકે ત્યારે કાંઈક મોટી વાત બની એમ ગણાય. મને ઘણી વાર થાય છે કે કુદરતે બે જાતિની રચના કરી છે એ કેટલું બધું સારું થયું છે : માણસ દુનિયાની અર્ધી વસ્તી તરફ તો અનાયાસે ખેંચાણ અનુભવી શકે છે !

તો, પોતાની જાતિની વ્યક્તિઓ પ્રત્યે આકર્ષણ અનુભવવું એમાં જ કાંઈક કીમિયો કર્યા જેવું તો ગણાય કદાચ, મિત્રતાની કલા, એની પરાકાષ્ઠાએ પહોંચેલી, સજાતીય વ્યક્તિઓ વચ્ચે જ જોવા મળતી હશે. સ્ત્રીપુરુષસંબંધ અને મૈત્રીસંબંધ એ બંને પોતપોતાની રીતે માણસના વ્યક્તિત્વના વિકાસમાં કેવો વિશિષ્ટ ફાળો આપી રહે છે તે પણ કદાચ આવા દાખલામાં જ જોવા મળે. રોમેં રોલાંના 'જ્યાઁ ક્રિસ્તોફ'ની કથાના સ્થાપત્યમાંથી જે એક વાત તરત આગળ તરી આવતી મને ભાસી છે તે કહું ? ક્રિસ્તોફ એક પ્રાણના ઉદ્રેકથી તરવરતો પટુકરણ પ્રતિભાશાળી સંગીતી છે. કૌમારના ઉંબરમાં પગ મૂકતાંની સાથે અને પછી સારાય યૌવનકાળમાં અનેક અને વિવિધ સ્ત્રીઓના ઘનિષ્ઠ પરિચયમાં એ આવે છે. કેટલી સ્ત્રીઓ, અને કેવા મોહક વ્યક્તિત્વવાળી સ્ત્રીઓ ! બધી જ એને ઘડે છે, કહો કે પશુમાંથી માણસ બનાવે છે. પણ તદ્દન કિશોરાવસ્થાનો એક ગોઠિયો બાદ કરીએ તો. ક્રિસ્તોફને મિત્ર તો એક

જ છે. પેરિસમાં છેક ઉપરને મજલે કાતરિયામાં જે મેધાશાળી ફ્રેંચ યુવકની સાથે પોતે એકાદ દસકો રહ્યો તે, એન્તોઈનેતનો ભાઈ. ક્રિસ્તોફની ને એની વચ્ચે બુદ્ધિના અખાડામાં કેટલી કુસ્તી ખેલાઈ છે! બંનેની વચ્ચે એક સ્ત્રી આવીને ખડી રહે છે. ક્રિસ્તોફ ખસી જાય છે. ક્રિસ્તોફને માની આખર અવસ્થાની જાણ થતાં તે વતન જાય છે ને શોકમૂઢ બને છે ત્યારે પેલો મિત્ર પાછળ આવી પહોંચી એકાએક કેવો આશ્વાસનરૂપ બને છે! પોતાને કારણે ઠંડીથી દેહ છોડનાર પડોશી સ્ત્રી માટે અથવા તો જેને માટે અખૂટ અને અદમ્ય આકર્ષણ અનુભવેલું એ ઍનાન ગિરજાઘર પાસે સંચરતા જીવતા શબ માટે જેનું રૂંવાડું પણ ફરકતું નથી– અથવા કહો કે એ પ્રસંગોને જે પી જઈ શકે છે, તે ક્રિસ્તોફ પૅરિસના શેરીયુદ્ધમાં મિત્રનું મૃત્યુ થતાં રસ્તે ખેતરોની માટીમાં રગદોળાતો કેવું હૈયાફાટ આક્રંદ કરે છે! અનેક સ્ત્રીઓએ એમના હૃદયની ઉષ્માથી ક્રિસ્તોફને પશુમાંથી માણસ બનાવ્યો હતો, પણ આ મિત્રે પોતાના હૃદયના પ્રકાશથી એની ચેતનાને આલોકિત કરી એની અંદર ગોંધાઈ રહેલા કલાકારને બહાર કાઢયો હતો, એને બીજો જન્મ આપી (દ્વિજત્વ અર્પી) માણસમાંથી એને દેવ બનાવ્યો હતો. મારી નજર સામે એક ઈમારત ઉપસ્થિત થાય છે. અનેક સ્તંભોની હાર જેવી પેલી સ્ત્રીઓ ભાસે છે, જ્યારે પેલો મિત્ર એક કમાન જેવો છે. સજાતીય વ્યક્તિઓ વચ્ચેનો હૃદયભાવ વિજાતીય આકર્ષણનાં વમળોથી અસ્પૃષ્ટ હોઈ એવાઓની મિત્રતા વધુ ઉપકારક નીવડે એવી શક્યતા વધારે છે.

જેણે મિત્રતાની કલા કેળવવા થોડોક પણ પ્રયત્ન કર્યો હશે તેને સમજાયું હશે કે સમાનશીલવ્યસનેષુ સખ્યમ્– જેનું સરખું શીલ હોય કે જેને માથે સરખી આફત હોય તે બે વચ્ચે મૈત્રી ઉદ્‌ભવે– એ પૂરતું સત્ય નથી, બલકે એથી ઊલટું હોવાનો પૂરો સંભવ છે. માણસ પોતાનામાં ન હોય એવી વસ્તુઓ જેનામાં જુએ છે તેની તરફ– અસમાન તરફ– વધુ આકર્ષાય છે. મિત્રો ઘણી વાર એકમેકને પૂરક હોય છે. ઉપરનો જ દાખલો એ અભિપ્રાયને ટેકો આપે એવો છે. ક્રિસ્તોફ છે જન્મે જર્મન, પ્રાણોદ્રેકથી ઊછળતો, પણ જંગલી જેવો, અણઘડ. પૅરિસનો એનો ફ્રેન્ચ મિત્ર છે સુઘડ, પહેલ પાડેલા વ્યક્તિત્વવાળો, સંસ્કારિતાની સાક્ષાત્

મૂર્તિ. એની બુદ્ધિની નજાકત (finesse) મુગ્ધ કરે એવી છે, તો ક્રિસ્તોફની નરી સ્વયં ભૂપ્રેરણા આપણને આશ્ચર્યમાં ડુબાડી દે છે. આ બે તદ્દન જુદી જુદી શક્તિઓવાળા, તદ્દન જુદાં જુદાં વ્યક્તિત્વવાળા, યુવકો ભટકાય છે, બંને વચ્ચે મિત્રતાની ભૂમિકા રચાય છે અને બંને નવો ઘાટ પામે છે, વધુ સમૃદ્ધ બને છે.

એટલે મિત્રતાની કલાનો જો કોઈ વિરોધાભાસ (paradox) હોય તો તે એ છે કે બે અસમાન વૃત્તિવાળાઓએ સમાનતાની ભૂમિકા પર સાથે ઊભા રહેવાનું છે, સાથે ચાલવાનું છે. મેળ બરોબર જળવાતો નથી, તો મિત્રતામાં ઊણપ આવે છે; વિરોધ શમી ગયો હોય છે તો એવી મિત્રતાની ઝાઝી સાર્થકતા રહેતી નથી.

માણસો મિત્ર તરફ પોતાની ને એની વચ્ચેની મૂળભૂત અસમાનતાથી ખેંચાતા હોય છે એ વસ્તુ બરોબર જાણતા હોતા નથી એટલે પછી નાના નાના વિસંવાદો જોવા મળતાં અકળાઈ ઊઠે છે. પોતાને જે પુસ્તક ગમતું હોય, જે રંગ ગમતો હોય, અરે, જે છાપની સિગારેટ ગમતી હોય, તેથી મિત્રની પસંદગી જરીક જુદી પડે તો એમનો જીવ ચચણી ઊઠે છે. મને એ જ સમજાતું નથી કે જેઓ પોતાથી તદ્દન ભિન્ન, જાણે કે એક જુદા જ પ્રાણી જેવા, જીવનસાથી (પતિ કે પત્ની) સાથે પ્રેમ કરી શકે છે તેઓ પોતાના મિત્રોમાં જરીક ભિન્નતા કેમ સહન કરી શકતા નહિ હોય?

મિત્રો વચ્ચેના ભેદ હું જોઉં છું ત્યારે મને નવાઈ થાય છે કે માણસો એકમેકને આટલા પણ વળગેલા છે એ કેવી મોટી વાત છે! કદાચ એ ભેદોને સ્નેહથી ભૂંસવા એમાં જ મિત્રતાની કલા રહેલી હશે.

આપણા મિત્રને આપણને અણગમતા કોઈકની સાથે મિત્રતા હોય છે. આપણો જેની સાથે મિત્રતાનો નહિ પણ જુદો સંબંધ હોય છે તેવાની સાથે આપણા મિત્રને મિત્રતાનો સંબંધ હોઈ શકે છે: દા.ત. ત્રણ ભાઈઓ પરસ્પર મિત્ર કરતાં વિશેષ તો ભાઈ જ હોય, પણ કોઈ ચોથો માણસ એવો જોવા મળે છે કે જેને ત્રણે સાથે સ્વતંત્ર રીતે મિત્રતાનો સંબંધ હોય. સોળ વરસ થતાં પિતાએ પુત્ર પ્રત્યે મિત્રની જેમ વર્તવું એમ કહ્યું છે, પણ પિતા અને પુત્ર મિત્ર થઈ શકતા નથી. પરંતુ

કોઈ ત્રીજો માણસ એકી સાથે પિતા તેમ જ પુત્રનો મિત્ર હોય એવું કોઈ વાર જોવા મળે છે. આવા લોકોને મિત્રતાની કલા સહજ હોય છે. પાણી જે પાત્રમાં નાખો તેનો આકાર ધારણ કરે છે, તેમ તેઓ જેની સાથે હળે છે તેના વ્યકિતત્વને અનુરૂપ આકાર ધારણ કરી શકે છે.

મિત્રતાની કલાની એક મુખ્ય ચાવી સામાની શરતે પ્રેમ કરવાની તૈયારીમાં રહેલી છે. જો સ્પૃહા ન હોય તો એવું થઇ શકે છે. મિત્રતાનાં પક્ષપાતી હૃદયો શ્રદ્ધા પર ઝૂઝતાં હોય છે. સામા માણસ પર અવિશ્વાસ મૂકી મૈત્રીને આંચ આવે એવું કરવા કરતાં ગમે તેવું જોખમ પણ એ વહોરી બેસે છે. શેલી પોતે જેની સાથે દૂર ભાગી ગયો હતો અને પરણ્યો હતો તે પ્રિયતમાને મિત્ર હૉગ સાથે મૂકીને પાછો ઘેર જતાં ખંચકાતો નથી. આપણા બાળાશંકરે પણ, જરીક જુદી રીતે, મણિલાલ ન. દ્વિવેદી પર આ જાતનો પૂરો વિશ્વાસ મૂક્યો હતો. જે સાચવવા પડે એ સંબંધ જ નથી. આવા પ્રસંગો સંબંધોના સાચાપણાની કસોટીરૂપ હોય છે. હૉગના દિલમાં ચોર વસ્યો હોય તો તે આવે પ્રસંગે પ્રગટ થઇ જાય છે, અને પ્રિયતમા પણ જો હૉગમાં લપટાય તો એ પોતાની નથી, હૉગને માટે નિર્માઇ છે, એ પણ શેલીને સ્પષ્ટ થાય છે. કોઈને થશે કે માનવસ્વભાવ પર આટલો બધો બોજો મૂકવો એ ઠીક છે ? પણ સામો પ્રશ્ન એ છે કે આટલો બધો બોજો ઉઠાવી શકે એવી શ્રદ્ધા એ જ તો મિત્રતાનો પાયો નથી ? મિત્રતાનો કાચો રંગ હોય ને ઊપટી જાય એનો રંજ પણ રાખવાનો ન હોય. કેટલીક વાર તો મિત્રના ખોળામાં માથું મૂકીને સૂતેલા માણસને પણ મિત્રને જો જરીક ઝોકું આવે તો એનું ગળું દબાવી દેવાની લાલચ દબાવવી મુશ્કેલ થઇ પડે છે. મિત્રતા વસ્તુ જ એવી છે કે એમાં વૈમનસ્ય પણ ભર્યું પડયું હોય છે. એ વૈમનસ્યના પટ પર મિત્રતાની ભાત ઉપસાવવી એસ્તો કીમિયો છે. એ કીમિયો કરવા જતાં ઉપરનાં જેવાં જોખમો પણ ખેડવાં રહે.

કેટલાક મિત્રો મિત્રતાને આઘાત પહોંચાડીને નહિ પણ અપાર પ્રેમ દર્શાવીને પોતાની અંદરના વૈમનસ્યને વ્યક્ત કરી રહ્યા હોય છે. પહેલાં તો એકે એકે કરીને તમારા સૌ મિત્રોનો પગ કાઢે અને એ સૌ વીફરે ત્યારે એ પોતે અનેકગણા મમત્વથી તમારી પડખે રહે. આમ

કરવામાં એમને એ સંતોષ હોય છે કે એ પોતે એકલા જ કેવા તમારી પડખે ઊભા રહ્યા છે. પછી ધીરે ધીરે તમારા નિંદ્ય સ્વરૂપને પ્રસિદ્ધિ આપવી શરૂ કરે– એમાં પણ એમને ઊંડે ઊંડે સંતોષ એ હોય છે કે આવા માણસની પડખે તો પોતે જ ઊભા રહી શકે. આવું બધું ગણતરીથી થતું નથી હોતું, સ્વભાવવશાત્ થાય છે. પણ આવા દાખલામાં 'પ્રભુ, મને મારા મિત્રોથી બચાવ !' એ પ્રાર્થનાનો કાંઇક મર્મ સમજવા મળે છે.

મિત્રતાની કલાના રસિયાએ મિત્રો ગુમાવવાની કળા હસ્તગત કરવી જ રહી. સંસારની રચના જ એવી છે કે કળે કળે ઘણાખરા સંબંધો ખરી પડે છે, કરમાઇ તો જાય જ છે. સાચા મિત્રો કેટલા હોય ? એ ગણવા માટે વેઢા તો ઠીક, આંગળીઓ પણ ઘણી બધી વધારે છે. ક્યાંક ને ક્યાંક કોઈક રીતે આંટી પડતાં મિત્રો ખસી જાય છે.

કોઇક વાર મિત્ર આડે માર્ગે જતો હોય એમ ચોખ્ખું દેખાય ત્યારે મિત્રતાનો અંત આવશે એવા ડરથી મૂંગા રહેવા કરતાં છૂટા પડવાનું જોખમ વહોરવામાં ઔચિત્ય પણ હોય છે. તમે સામા માણસના દોષોના મિત્ર છો, કે એનામાં રહેલા સત્ તત્ત્વના ? મિત્ર માટે મિત્રતાનો ભોગ આપવા તમે તૈયાર ન હો તો તમે એના મિત્ર જ નથી.

પણ વિચારસરણીના ભેદ આગળ કરી મિત્રતાનો અંત લાવનારાઓની હૃદયશક્તિ માટે શંકા લાવવા જેવું છે. સત્તાલોલુપ લોકો જ એમ કરે છે. તેઓ 'જમણો હાથ' કાપી નાખવામાં ભારે શૂરા હોય છે. સ્તાલિન, હિટલર જેવા સરમુખત્યારોને મિત્રતા જેવી વસ્તુ જ રહેવા પામતી નથી.

પણ એક બીજા જ અર્થમાં વિકસિત આત્માઓને કોઇ મિત્ર ન હોય એવું જોવા મળે છે. ગાંધીજીએ એવા ભાવાર્થનું કહ્યું છે કે આધ્યાત્મિક જીવન જીવવામાં આગળ વધેલાને કોઇ અંગત મિત્રો ન હોય. મૈત્રઃ કરુણ એવ ચ । એનું કારુણ્ય એવું વિશ્વમાં ચોમેર પ્રસરતું હોય કે એના વહેણમાં પરિપ્લાવિત બનીને સૌ હૃદયો એની મૈત્રી અનુભવે. આખું વિશ્વ એની મિત્રતા માણી રહે છે, પોતાના સુકુમાર આચાર વડે મધુર વ્યક્તિત્વ ધરાવતા એવા સજ્જનને સૌ કોઈ વાંછે છે,

જેમ મધુર ધ્વનિએ ગુંજતી વેણુને વનનાં વનમૃગો.

પેશલાચારમધુરં સર્વે વાઞ્છન્તિ તં જના: ।
વેણું મધુરનિધ્વાનં વને વનમૃગા ઈવ ।।

અંગત મિત્રો ખંખેરીને આવા વિશ્વ-મિત્ર બની રહેવું એમાં મિત્રતાની કલાની ચરમ સીમા છે.

## મારો ગોઠિયો □ વિમળા ઠકાર

□ શકુંતલા મહેતા

(ભારતીય અંગ્રેજી)

મને ખલેલ પહોંચાડશો નહીં
હું મૃત્યુ સાથે રમું છું
મેં તેને મારી ચેતના સોંપી દીધી છે
તેણે મને બદલામાં આપી છે નીરવતા.
મેં તેને આપ્યાં છે વિચારોનાં મોતી;
તેણે મને આપી છે અનંત જાગૃતિ.
મેં તેને દીધો છે અણનમ અહમ્
તેણે મને દીધી છે પ્રેમની નમ્રતા.
મારી શાંતિમાં ભંગ પાડશો નહીં
હું મૃત્યુ સાથે રમું છું.
મેં તેને આપ્યો છે ત્રિકાળ
તેણે મને આપી છે સદાબહાર અનંતતા
હું રોકાયેલી છું મારી જાતને તેની પાસે ખાલી કરવામાં;
એ રોકાયેલો છે મારામાં નવજીવનનું આરોપણ કરવામાં.
મૃત્યુ એ મારો જૂનો ગોઠિયો છે
અને આમ અમે રમીએ છીએ... એકબીજા સાથે.

## મિત્રો વિષે એક બોધાત્મક કાવ્ય

□ કે. સચ્ચિદાનંદન્ □ શકુંતલા મહેતા

(મલયાલમ)

ખરેખર, સાચે જ, હું તમને કહું છું ને! જે મિત્રો
મુશ્કેલીમાં તમને છોડી દે છે તે સદ્દ્ગુણી છે
છેવટે તેમણે તમને તમારી મુશ્કેલીમાં જ છેહ દીધો છે ને?
□
જ્યારે બીજી બાજુ દુશ્મનો તમને કદી છોડતા નથી
તે હંમેશાં તમારું ધ્યાન રાખે છે. તમે લડી શકો છો
તમારા દુશ્મનો સાથે પણ તમે હંમેશાં હારી જાઓ છો
તમારા મિત્રોથી. મિત્રો તમને ભેટે છે ઓચિંતા મળે ત્યારે
જ્યારે દુશ્મનો પસાર થઈ જાય છે નિષ્કપટ અને
નિર્દોષ તિરસ્કારયુક્ત મુદ્રાથી.
□
મિત્રો ખોજે છે લાગણીના તંતુને તમારા કાવ્યમાંથી, દુશ્મન
ગ્રહે છે માત્ર તેનો સાર, મિત્રો સત્યાનાશ વાળે છે તમારી
કવિતાનું, શબચ્છેદન કરીને અને શોધવા મથે છે જે ત્યાં નથી
તે. જ્યારે દુશ્મનો તો જોતા નથી જે સ્પષ્ટ છે તે પણ.
તેઓ છોડે છે કવિતાને જેમની તેમ
દુશ્મનો નથી ગેરલાભ લેતા તમારી લાગણીઓનો
નથી ઇચ્છતા અભિનંદનો : તે તમને ખુશ કરવા નથી માગતા
મીઠાં જુઠ્ઠાણાંઓથી. નથી તેઓ ફરિયાદ કરતા અધૂરા પત્રો વિષે.
બીજું બધું તો ઠીક, તેઓ નથી માગતા તમારાં પુસ્તકો
કે પૈસા તેથી જ જો માણસ પોતાના મિત્રોને છોડી દે
અને તેના દુશ્મનમાં ભળી જાય તો તેઓમાં સમાનતા લાગે છે.
□
બન્યું એવું કે મારો એક દુશ્મન પાતળો થવા લાગ્યો,
ખાવાનું ત્યજી દીધું, દૃષ્ટિ ગુમાવી દીધી અને

તેની મારી સાથેની ખરેખરી દુશ્મનાવટમાં તે મરણ પામ્યો
કહેવાની જરૂર નથી કે તેણે આચારસંહિતા બરોબર પાળી બતાવી
કારણ તે મહાન ધર્મશાસ્ત્રી અને ઉત્તમ કળાત્મક રુચિવાળો હતો.
□
મારા સાંભળવામાં આવ્યું નથી કે મારો એકેય મિત્ર શહીદ
બન્યો હોય મારે માટે. અને તેથી હું ઘણી વાર
વિનવું છું ઇશ્વરને, તેને ચરણે પડું છું
મારા મિત્રોથી મને બચાવવા માટે.
એમ સાંભળવામાં આવ્યું છે આ ધરતી પર હાલતી ચાલતી તમામ
વસ્તુઓ
સાથે મૈત્રી કેળવવી આવશ્યક છે. તેથી ઇશ્વરે મનુષ્યને
સર્જ્યો એના પોતાના પ્રતિરૂપમાં.

## કારણ □ એસ્થર ડેવિડ

સુખડનાં લાકડાં ભેગાં કરી
તમે મને અગ્નિદાહ દીધો,
બધાંએ વાહ વાહ પણ કરી
સુખડની સુગંધ દૂર દૂર સુધી ફેલાઇ ગઇ,
.... પણ હું બળી કેમ ના ગઇ ?
મારાં હાડકાં ફૂટી ફૂટીને રાખ કેમ ના થઇ ગયાં ?
મારા જ્ઞાનતંતુ જાગૃત કેમ રહી ગયા ?
ને તોય –
તમે એવું તે શું કર્યું ?
કે શરીરમાંથી
ચોવીસે કલાક જ્વાળાઓ સળગતી રહે !
તમને દેખાય છે ?
ના, તમને તો નહીં જ દેખાય !
કારણ એટલું જ કે
તમે મિત્ર છો !

## □ વેદવ્યાસ □ જશવંતી દવે

વાયુ યમાગ્નિ વરુણ શશાંક
    તું બ્રહ્મદેવ પ્રપિતા ય તું જ
નમું તને છું હું હજાર વાર
    ફરીફરીને નમતો તને હું.

અગ્રે નમું છું, પછીતે નમું છું,
    સર્વત્ર સર્વેશ ! તને નમું છું
શક્તિ અમાપ, તવ વિક્રમો યે
    તેં વ્યાપ્યું સર્વ, તું જ સર્વરૂપ.

માની સખા ઉદ્ધત જે હું બોલ્યો
    હે કૃષ્ણ ! હે યાદવ ! ને સખા હે !
ન જાણી તારો મહિમા ખરો આ
    પ્રમાદમાં કે વળી પ્રેમમાં ય.

મજાકમાં મેં અવમાન કીધું
    ખાતાં, સૂતાં કે ફરવા જતાં તે
એકાંતમાં કે સહુની સમક્ષ
    યાચું ક્ષમા, અચ્યુત ! અપ્રમેય.

(શ્રીમદ્ ભગવદ્ ગીતા અધ્યાય ૧૧નો એક અંશ)

## વિદાય, સખે !

□ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)

ધીરે ધીરે
ગળતી જતી પૂનમ - નિશા :
ધીરે ધીરે
કથળી રહ્યા સાગર - તરંગે
ચંદ્ર કેરું તરલતર પ્રતિબિંબ કંપે
ઉદધિનું હૈયું અજંપે ?

## ન આવડયું □ હરીન્દ્ર દવે

દોસ્તો, તમારું મૂલ મૂલવતાં ન આવડયું,
ખીલી તો ના શક્યો મને ખરતાં ન આવડયું.

કહે છે કે થઈને વાદળી વરસ્યાં હતાં, તમે !
વેરાન રણ સમા અમે: ફળતાં ન આવડયું.

મંઝિલ તો રેહગુઝરમાં ગમે ત્યાં રહી હશે,
અમને ખરા મુકામે અટકતાં ન આવડયું.

કંટકની જિંદગી-ને છતાં એ ખુમાર છે,
ફૂલોની જેમ અમને ખટકતાં ન આવડયું.

એ ભોળા માણસો છે, ભલા, એનો રંજ શો ?
કહે છે, ગગનમાં બીજને વધતાં ન આવડયું.

જ્યાં જ્યાં હતી હવા, ત્યાં મહક વિસ્તરી ગઈ !
ફૂલોની વચ્ચે એને ઊછરતાં ન આવડયું.

એના સરળ અવાજે જગત ખળભળી ઊઠયું.
જેને થઈને ચીસ વિખરતાં ન આવડયું.

## મધુરીબહેન શાહને...
□ કલ્લોલિની હઝરત

તમે ગુરુ ને શિષ્યા હું ! ધીમે ધીમે અહો ! પછી
માધુર્ય મૈત્રીનું મારા રોમે, પ્રાણે રહ્યું વસી.

□ સગીર
**મિત્ર શત્રુના વિચારોથી હમેશાં પર રહી,**
**હું હૃદયથી પ્રેમને છલકાવતો ચાલ્યો ગયો.**

## ભભૂતને □ મનસુખલાલ ઝવેરી

(૧)

જીવને મમતા મીઠી પ્રેરતી ને પ્રબોધતી
આત્મમાં સૌમ્ય ને સ્વસ્થ લીલા લલિત સ્નેહની,
આર્દ્ર હૈયાતણા કૈં કૈં વ્રણોને જે રુઝાવતી,
સંજીવની સખા! તારી હરાતાં વિધિહસ્તથી,
હૈયે ઊંડો પડેલો આ વ્રણ કોણ રુઝાવશે?
કપાતાં પાંખ હૈયાનું પંખી રે કેમ ઊડશે?
તારી વિદ્યુત્ પ્રભાથી તેં ઉજાળી અંધકારને
નિરાશાનાં દળોમાંયે સ્વસ્તિકો ચારુ ચીતર્યા,
એ બધા આજ વીલાયા, આજ અન્ધારનાં દળો
ઊમટી ઊમટી મારાં નેત્ર ને હૈયું રૂંધતાં.

છે પ્રવાસ હજી બાકી, ઘેરે અન્ધાર પંથને,
નિરાલંબ ઉરે મારા શૂન્યતા ઘોર ઘૂઘવે.

નમેરા મૃત્યુમાતંગે તારી જીવનપોયણી
ઉચ્છેદી, આશઉત્સાહે સ્વપ્ન રમ્યે ભરી ભરી
મારા હૈયાની સૃષ્ટિને પણ સંગે લીધી હરી.

હવે આલંબવું તારી સ્મૃતિને સર્વદા રહ્યું,
ને સ્મરી સ્મરીને સૂના જીવને ઝૂરવું રહ્યું.
'અનન્ત' કો ધામ મહીં ફરીથી
મળીશું ક્યારેક, યદા ઝરી જશે
કાયાતણા કુમ્ભ થકી અશેષ સૌ
રહ્યાં સહ્યાં જીવનબિન્દુઓ સખા!'

શ્રદ્ધાની કથની એવી કર્ણદ્વારે પ્રવેશતી,
ધીરતા કિન્તુ હૈયાની એથી અધિક ડૂલતી.

દેહનાં બન્ધનો ભેદી, સંગમાં તુજ મ્હાલવા
અધીરું પ્રાણપંખીડું વ્યગ્રવ્યાકુળ થાય આ.

ને સખા! દિવસો વીતે, ક્ષીણાક્ષીણ શશિપ્રભા
ક્રમેથી થતી ચાલે; ને કાલનાં કાલકૂટ આ

ઘૂંટાતા અદકાં ચાલે; જીર્ણ યૌવન જીવન
સર્વ કાંઈ થતું ચાલે; પણ એક જ શોક આ

તારા વિરહનો વ્હાલા, ઉત્તરોત્તર વાધતો
જીવને મૃત્યુની મીઠી પિપાસાને જગાડતો.

(૨)

વીતે દિન પર દિન, રજની પર રજની જતી,
મનનું તો યે મીન, હજી યે તુંવણ તરફડે.
દિન વીતે, જોબન ઘટે, ઘટે સરિતનાં નીર,
એક ન તારો વીર, શોક ઘટે નિત વાધતો.

યાત્રી કૈંક હઝાર ભવસાગરમાં સેલતાં,
તેમાં ક્યાં રે પ્રાણ! મારો તારો નેહડો!

નહિ નાતો, ન પિછાન, ક્યાંનો તું? ક્યાંના અમે?
જાગી જોતાં વાર જનમાંતરની પ્રીતડી.

ઓચિંતા તુજ મેહ મુજ આભે ગોરંભિયો,
અન્તર નવલે નેહ છલક્યું મારું ભાઈલા!

કુંજે મુજ કુંજાર પ્રાણબપૈયો ગ્હેકિયો,
અમૃતની તુજ ધાર અગન શમાવે એહની.

તું સરવર, હું મીન, હું ચાતક, તું મેવલો,
તુજ મલ્લારે લીન મનડું મારું મોરલો.

*

અન્તરના ઉલ્લાસ તુંવણ મુજ થ્યા પાંગળા,
એને એક ઉચાટ, પોષણહાર ક્યાં પામવો ?

હાસ્યે હરખણહાર હજી યે જગમાં સાંપડે,
પણ શોક શમાવણહાર તુંવણ ક્યાં રે શોધવો ?

સહુ મશગુલ સંસાર નિજનિજની રમત્યું વિશે,
તેમાં એક ઉદાર ભાળ્યો તુંને ભભુતડા !

દિલ દુનિયામાં દોહ્યલું, ને દોહ્યલું ગુમાન વિનાનું ગન્યાન,
દિલ ને સાચું ગન્યાન દીઠાં તુંમાં, ભભુતડા !

જળમાં રે'વુ રોજ, પણ પળ યે ભીંજાવું નહીં,
અન્તરનો અવધૂત કમળ સમો તું, ઓલિયો.

રાગ નહીં, નહિ ખાર, ભાવ અભાવ ન ઓરતા,
હૈયું હેતઉદાર સાગર શું સમથળ રહ્યું.

નહિ કોંટો, નહિ કલેશ, નહિ મદ કે મચ્છર નહીં,
એકલરંગી હંમેશ હંમેશ દુલ્લો તું તો દિલનો.

'મોટા' દીઠા લોક કંઇ કંઇ હૈયે નાનડા,
નાને મોટપનો ય મે'રામણ તુંમાં છલ્યો !

પોપટ પઢે અનેક પોથાં પંડેતાઇનાં,
પણ કોક જ તું જ્યમ એહ જીવતરમાંહે જીરવે.

ડંખ વિનાનાં હાસ્ય કેરો તું તો હાથિયો
જીવતરના કંકાસ ઘોળી તું પચવી ગયો.

અનુભવનાં એંધાણ પગલે પગલે પામવાં,
નિર્મળ તોયે પ્રાણસરવર તુજ હેલે ચડયાં.
હૈયે ગૂઢ વિષાદ, મરકલડાં તોયે મુખે,
રસ ઊંડો ને વેરાગ જીવતરમાં તેં જોગવ્યાં.
પેટ થકી સૌ હેઠ, જગની જૂની રીત એ,
પણ પર કાજે તેં છેક પેટ ગણ્યું નિજ પારકું.

*

શમણાં સંભારું વ્રેદુ:ખ તારું વિસરવા.
પણ અદકાં નોંધારું કાળજ કોરી એ રહે.
વ્રેહાનલમાં આજ શમણાં તો સરપણ થયાં,
દિન દિન દિલના દાહ વીરા! મારા વાધતા.
હૈયાહીણાં લોક, હૈયું કોને દાખવું?
હૈયે માંડે કોક, તું જ્યમ અમિયલ આંખડી.
કમળે કાદવનાં ય રૂપો રઢિયાળાં હતાં.
કમળ જતાં કરમાઇ, કાદવ તો કાદવ રહ્યા.
વ્રેદુ:ખ દી ને રાત વધુ ને વધુ વસમું બને,
પણ એક જ એમાં આશ, કે આઘેરાં ઓરાં થતાં.
પળથી પ્રકટે દિન, દિનથી મહિના મ્હોરતા,
મજલ કપાતી વીર! આવું નિત નિત ઢૂકડો.

□ નલિની માડગાંવકર

સૂર્ય
અંધકારનો પરમમિત્ર.

## અમર દોસ્ત □ જે. કૃષ્ણ મૂર્તિ □ ભારતી પંડયા

ઓ દોસ્ત,
મને ઈશ્વર વિશે કહે,
તે ક્યાં છે, કઈ રીતે હું એને શોધું ?
ક્યા વિશિષ્ટ પ્રદેશમાં, ક્યા આવાસમાં ?
મને કહે, હું થાકેલો છું.

વેદો વાંચ
તપ કર, ધ્યાન ધર,
ધાર્મિક વિધિઓ અને ક્રિયાકાંડ કર,
આત્મસંયમ કેળવ અને પરિત્યાગ કર,
ફૂલ અને ધૂપથી સુગંધિત તેના મંદિરમાં પ્રાર્થના કર.

પવિત્ર નદીઓમાં સ્નાન કર,
પવિત્ર ધામોમાં યાત્રા કર
અનુયાયી બન અને નિર્મળ બુદ્ધિવાળો બન,
કૈલાસમાં એના નિવાસસ્થાને-
એ તને ત્યાં મળશે, ઘણાએ બૂમ પાડી.

નિયમોનુ પાલન કર,
આદેશનુ શરણ લે,
હિંસા ન કર, ચોરી ન કર, કોઈ પાપ ન કર,
તેના મઠમાં જા.
નિર્વાણને માર્ગે જા-
ત્યાં એ તને મળશે, ઘણાએ બૂમ પાડી.

બાઈબલ વાંચ,
તેના દેવળમાં પ્રાર્થના કર- દેવળો ઘણાં છે-

આ દેવળ તેની તરફ દોરશે પણ સાવધ રહેજે;
સેવા, સમર્પણ કર,
ન્યાય ન જોખ, દયાળુ બન,
સ્વર્ગમાં એનું સિંહાસન છે-
ત્યાં એ તને મળશે, ઘણાએ બૂમ પાડી.

ફક્ત કુરાન વાંચ
એક જ અલ્લાહનું
પૃથ્વી પરના તેના નિવાસે જા,
મસ્જિદમાં બંદગી કર,
સૂર્યાસ્તસમયે નમાજ પઢ,
બહિસ્ત તેનો નિવાસ છે-
ત્યાં એ તને મળશે, ઘણાએ બૂમ પાડી.

કાર્ય, માનવતા માટે કાર્ય કર,
સેવા, બાંધવોની સેવા કર,
આને અનુસર, પણ આ માર્ગથી સાવધ રહેજે;
ઈશ્વરેચ્છા મુજબ કર,
આંખો મીંચીને અનુસર, કારણ મારી પાસે
એના ઘરની ચાવી છે,
તે જે અર્પે છે તે તક ઝડપી લે,
દુ:ખ અને સુખ તેની તરફ દોરશે,
આટલું કરીશ તો, તારી શોધનો અંત આવશે-
પછી તને તે મળશે, ઘણાએ બૂમ પાડી.

હું થાકી ગયો છું, ઘણો સમય વીતી ચૂક્યો
કોઈ પણ માર્ગે ન જતાં, હું તારે શરણે આવ્યો છું.
તેં મને તારાં દર્શન આપ્યાં.

ઓ ! શાંત ગામમાં
ચોખાને દળતો ગોળ પથ્થર તું છે
ગીત અને હાસ્યની વચ્ચે તું છે.
તું ગંભીર મૂર્તિ છે
જેની મંદિરમાં માણસો પૂજા કરે છે,
મંત્રોચ્ચાર અને ભજનથી
તું ધુળિયા રસ્તા પર પડેલું તૂટેલું પીળું પાંદડું છે
જેને થાકેલા યાત્રીઓ કચડે છે.

તું છે એકાકી દેવદાર
ગૌરવથી ઊભેલું
એકલી ટેકરીએ.

તું લંગડો છે અને રોગિષ્ટ છે
જે મારે દરવાજે આવે છે, ભૂખી, ભૂતાવળી નજરે,
જેને માણસો તિરસ્કારે છે.
જાગીરદારોને લઈ જતો,
તું સમર્થ શણગારેલો હાથી છે.

તું છે નગ્ન ભિક્ષુક
ઘરે ઘરે ભટકતો
થાકીને ભીખ માટે રડતો.
પુસ્તકો અને ખજાનાથી સમૃદ્ધ
તુષ્ટ અને પુષ્ટ,
તું પૃથ્વીમાં મહાન છે.
તું સર્વ મંદિરોનો પુરોહિત છે
જે વિદ્વાન, અભિમાની અને ચોક્કસ છે.
તું છે વેશ્યા, પાપી, સાધુ અને પાખંડી.

મારી શોધનો અંત આવ્યો છે
આ સમગ્ર હું તારામાં જોઉં છું
હું પોતે જ ઈશ્વર છું.

## મિત્રો □ એસ્થર ડેવિડ

અજાણતાં જ,
તમે કોઈ ગુનો કરી બેસો –
ક્યારેક "સ્વબચાવમાં....."
તો,
કહેવાય છે કે, અદાલતમાંય માફી મળે છે....
પણ
અજાણતાં જ
તમે કોઈ ગુનો કરી બેસો તો
મિત્રો તમને
સજા વગર નહીં જીવવા દે –
તેઓ પ્રથમ તો
કાયદો જ પોતાના હાથમાં લેશે
ને પછી છરી –
ક્યારેક તો છરી એવી મારી દેશે –
હૃદય અને પાંસળી વચ્ચે
એક દોરાવા જગ્યા છોડીને.....
એટલે જીવવા તો દેશે :
એક દોરાવા જેટલી જગ્યા છોડીને –
પણ "જોઈએ છીએ કેવા જીવો છો ?"
એવા ભાવથી.....

## સદા સંમુખ
□ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)

મિત્ર તો તેવો કરવો જે ભીંત
પર આળેખેલા બાવલાની જેમ,
કોઈ પણ દેશકાળમાં તેમ સંકટમાં
પણ પરાઙ્.મુખ ન બને.

## પ્રિય દોસ્ત જગદીશને–માણસભૂખ્યા માણસને...

□ **સુરેશ દલાલ**

ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ;
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

જેની એક એક પાંદડીમાં પાતાળ પ્રકટયું હતું,
એવી બીજમાંથી ફૂટેલી ડાળને કોણે કાપી નાખી ?
મૃત્યુ એક મોટો કુહાડો લઈને લાલચોળ આંખથી
ક્યારનું ઊભું'તું અને કહ્યા કરતું'તું
કે ગુજરાતી કવિતાના આંગણમાં એક ગુલમહોરનું ઝાડ છે :
એને હું કાપીશ, કાપીશ ને કાપીશ.
ક્યારેક ઈશ્વર પર રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

તેં લખ્યું હતું કે
'અણગમતું આયખું લઈ લ્યોને, નાથ !
મને મનગમતી સાંજ એક આપો :
કે ક્યારનો મૃગજળમાં ઝૂરતો તરાપો...'+
૨૧મી સપ્ટેમ્બરની સાંજ :
એ શું તારી મનગમતી સાંજ હતી, જગદીશ ?
પગની ઠેસ ઝંખતા એકલા હીંચકાને જોઈને
હવે તને કોણ યાદ આવે છે, જગદીશ ?
ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

એકવીસ દિવસથી સિવાઈ ગયેલા તારા હોઠમાં
આપણા બધાની વેદનાને મુઠ્ઠીમાં લઈને,

+ જોષી જગદીશ, વમળનાં વન, ૧૯૭૬, પૃ. ૯૫.

મૃત્યુ તારી સોડમાં સૂતું'તું :
બધાએ ઝંખ્યું- એકાદ વાર પણ તારી વાચા ઊઘડે
આંખોમાં ઓળખ આવે
પણ મરણ તો
ડૉક્ટર્સના ઉપચારને, પ્રેમને, સેવાને, પ્રાર્થનાને કહ્યા જ કરતું
હું જીતીશ, હું જીતીશ : અંતે તો હું જીતીશ.
ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

તેં જીવતેજીવત તારી ઉત્તરક્રિયાનું કાવ્ય કર્યું :

"તળિયે નાવ ડૂબે એમ હું મારી શય્યામાં શમતો જાઉં છું.
હોઠ ખોલ્યા વિના ડૉકટરે કહેવું પડશે 'હવે... આમાં કાંઇ નથી.'
પછી- થોડાંક આંસુ, થોડાંક હીબકાં, થોડાક ફોન, થોડાક
માણસો,
મારે અહીંથી જવું નથી, પણ ગયા વિના છૂટકો નથી.
શરીર અને જીવનો આમ પણ ક્યાં મેળ મળ્યો'તો ?
પહેલાં હું શરીરનું કહ્યું માનતો ન'તો અને હવે શરીર...

શરીર હવે સાવ ઉદાસીન થઇ ગયું છે- આગથી ને આંસુથી...
ભડભડ બળતી ચિતા પાસે માણસો વાતો કરતા હશે,
પણ બહેરા કાનથી સંભળાશે નહીં. સ્મશાનમાં પ્રવેશતાં જ
મંદિર આવશે પણ મને દેખાશે નહીં અને હાથ જોડાશે નહીં.
સ્મશાનની બહાર વહી જતાં વાહનોની ભીડને કાયમને માટે
ક્રૉસ કરીને આવ્યો છું...
છાપામાં યુદ્ધના, ખૂનના વિમાન પડવાના, આગના સમાચાર
હશે :
પણ, એથી શું ? મારું પાંચ માળનું મકાન થોડીક જ વારમાં
ભસ્મીભૂત થઇ જશે.

અને એની નોંધ છાપામાં 'ન્યૂઝ વૅલ્યુ' વિનાની."*

અમને ક્યાં ખબર હતી
કે લાગણીની લીલીછમ વાડીને આમ એક જ ઝટકારે વેડીશ ?
હવે કેવળ
ખોબામાં રહ્યાં છે નહીં સારેલાં આંસુ,
અને હોઠ પર રહી છે નહીં પાડેલી ચીસ.
ક્યારેક રોષ ચડે છે, ક્યારેક ચડે છે રીસ :
આટલા વહેલા તારે અહીંથી નહોતું જવું, જગદીશ !

* જોષી જગદીશ, વમળનાં વન, ૧૯૭૬, પૃ. ૧૫૬.

પ્રિય સુરેશભાઇ,

મારા જેવા સામાન્ય માણસને 'કવિતામાંથી મને ગમેલી કૃતિનો નિર્ણય કરવાનું તમે કહ્યું ત્યારે હું ખૂબ દ્વિધામાં પડી ગયો. કામ ધારવા જેટલું સહેલું નથી. પણ વર્ષોથી કવિતા માણી છે અને ગયાં થોડાં વર્ષોમાં અનેક કવિઓ અને કવિતાના નિકટ પરિચયમાં આવ્યો છું એટલે થોડી હિંમત આવી અને આ અંકમાં છપાયેલી હરીન્દ્રભાઇની ગઝલની પંક્તિએ મદદ કરી :

"હું સરેરાશનો માણસ છું નીકળી જઇશ"

કામ અઘરું તો છે જ માણવું, જાણવું અને નાણવું થ્રી ઇન વન જેવું.
મને સહુથી વધુ ગમેલું કાવ્ય છે, રીના શર્માનું "જન્મ".
માતૃત્વના થીજી ગયેલા મૃગજળનું કાવ્ય છે.
"અધૂરાં રહી ગયેલાં મોજાંનું
બાકીનું ઊન ગૂંચવાઇ ગયું છે.
કદાચ
ચકલી ફરીથી માળો બાંધવા ખેંચી જશે એના તાંતણાં
અને
તારા મૃત્યુની તને ખબર નથી પડી
કારણ કે
તારું હોવું મેં જ અનુભવ્યું હતું
તારું હોવું પણ ફક્ત હું જ અનુભવી શકું છું."

કદાચ શબ્દોમાં આનાથી વધુ વેદના આલેખી ન શકાય. મારી નજરે 'કવિતા ૧૨૬'માં જો શ્રેષ્ઠ કાવ્ય પસંદ કરવું હોય તો તે 'જન્મ' છે.

–કિશોર શાહ

## ન જન્મેલા દોસ્તને □ નલિની માડગાંવકર

હું તારી રાહ જોઉં છું દોસ્ત...
ક્ષણોની ક્ષિતિજે...
પણ
તું નથી આવ્યો
એટલે કોઈનીય સાથે
દોસ્તીના સોગંદ ખાઈને હું વાત કરી શકતી નથી.

તારા ભણી મીટ માંડીને બેઠાં છે
મારી જિંદગીનાં મહામૂલાં વર્ષો

ક્યારેક
તને દૂરથી આવતો કલ્પું છું
ત્યાં જ
તને સંબોધવા ધારેલાં બધાં વિશેષણો
ઓગળી જાય છે

ભીની આંખને ખૂણે
અને
આંગળીને ટેરવે રમતા શૈશવને
હું ક્યાં સુધી સાચવી રાખું ?

મારે તો તારી સાથે..
કાવ્યપંક્તિના એક એક શબ્દની આગલા શબ્દ સુધી
દોડી જતી અધીરાઈને
અનુભવવી છે,
વરસી ચૂકેલી વાદળીનો ખાલીપો ભરવો છે,
સૂરજ માટે તરફડતી રાતનો
અજંપો હળવો કરવો છે

દોસ્ત !
કોઈ સાથે હવે હાથ મેળવું છું
ત્યારેય
બે હથેળી વચ્ચેના અવકાશમાં
હું તારું સ્થાન જાળવી રાખું છું

## મિત્રો □ ડેબ્રિઅન □ નરુ કજારિયા

(લિઝ કાયલ તથા હૅરી ફેઇનલાઇટ માટે)

હું તેમને મળતો
સુરાલયોમાં ને રેલ્વે સ્ટેશનો પર
ને ઝાકઝમાળ મહેફિલોમાં,
ને ઘણીયે વાર
ગેરસમજો અને શંકા-કુશંકાથી જ તેમને મળ્યો
તેમણે જે કંઇ કહ્યું
એ બધાના અવળા અર્થ કર્યા
કાં કંઇ સમજ્યો જ નહીં,
કાં તો એટલું બધું કળી ગયો
કે જરૂર ન લાગી કોઈ ખુલાસાની,

અને છતાં આ બધાને લીધે જ
હું તેમને ગુમાવતો રહ્યો.

ને પરિવર્તનો પાંગર્યાં
અસાધારણ ને અલભ્ય લાગતી ચીજો
જીવનમાં ઊડીને આંખે વળગે
એવું વરદાન બનીને વરસી
વિશ્વની ગતિમાં મંથરતા આવી ગઈ
ને તેમને મળવાનું ઓછું ને ઓછું
થતું ગયું.

પછી હું સમજ્યો કે
આ મુકામેથી પ્રસ્થાનનો કોઇ નિયત સમય નથી-

કેટલીયે વાર વૃદ્ધો કરતાં પહેલાં

યુવાનો ચાલ્યા જાય
ને વૃદ્ધો બેસી રહે
નસીબ ભણી મોં વકાસીને

અને હવે તો હૅરી,
તું પણ ફસાયો છે
તારા જ 'ઊર્ધ્વગતિ કરતા ચમત્કારિક ઝરણમાં'
ઝલાયો છે તેની સ્વર્ગોન્મુખ ગતિમાં
હવે તો તારા જીવનની વેરાન-ઉદાસ ઘટનાઓ જ
મારું સંભારણું.

ત્યજી ગયેલા મિત્રોનાં
સરનામાંઓની નોંધપોથી જોતાં જોતાં
અહેસાસ કરું છું હું
કે આજથી તો
તેઓ જ્યાં દેશવટો પામ્યા છે એ
કબરોને ગણવા મારી આંગળીઓ પૂરતી નથી.

## પાષાણ - રેખા □ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)

દુર્જન સાથે મૈત્રી થતામાં જ તે
પાણી પરની રેખાની જેમ નષ્ટ થાય છે.
પણ સજ્જન સાથે થયેલી મૈત્રી
પાષાણ પર પડેલી રેખાની જેમ
અચલ હોય છે.

# છેલ્લી વસંત

## □ રવીન્દ્રનાથ ઠાકુર □ ભોળાભાઈ પટેલ

**(બંગાળી)**

[ કવિ રવીન્દ્રનાથ ઠાકુર ૧૯૨૪ના નવેમ્બરમાં દક્ષિણ અમેરિકાના પેરુ દેશની સ્વાતંત્ર્યશતાબ્દીએ ત્યાંની સરકારના નિમંત્રણથી લિમા જવા નીકળ્યા હતા. આર્જેન્ટિનાના બુએનોસ એરિસમાં જહાજમાંથી કવિ ઊતર્યા ત્યારે બીમાર પડી ગયા હતા. દાકતરોએ આગળ યાત્રાની મના ફરમાવી. આ નગરમાં કવિનું આતિથ્ય કર્યું એક અજ્ઞાન મહીયસી મહિલા વિકટોરિયા ઓકામ્પોએ. આ ગર્ભશ્રીમંત યુવતી વિકટોરિયાના જીવનમાં કટોકટીની ક્ષણોમાં રવીન્દ્રનાથની ગીતાંજલિનાં કાવ્યો ભારે આશ્વાસન રૂપ થઈ પડ્યાં હતાં. વિકટોરિયાએ નગરપ્રાન્તે નદી તટે કવિ માટે ખાસ વિલા રાખ્યો. બે માસ કવિ ત્યાં રહ્યા દરમિયાન ૬૩ વર્ષના કવિ અને ૩૧ વર્ષની વયની વિકટોરિયા વચ્ચે પ્લેટોનિક મૈત્રી મ્હોરી ઊઠી. વિકટોરિયા બન્યાં વિજયા. આ મૈત્રી બંનેના જીવનમાં દેણગી રૂપ હતી. રવીન્દ્રનાથના 'પૂરબી' કાવ્યસંગ્રહનાં મોટા ભાગનાં કાવ્યોનો ઉત્સ વિકટોરિયાની મૈત્રી છે, અર્પણ પણ એ સંગ્રહ એમને થયો છે. વિકટોરિયાના પ્રેમે કવિના જીવનમાં એક નવી વસંત આણી હતી, ઉત્તર વયમાં પહોંચેલા કવિની આ છેલ્લી વસંત હતી – હા વસંત ! સાત સાત પંક્તિની કડીઓવાળા મૂળ કાવ્યની અદ્‌ભુત પ્રાસયોજના છે – AABBACC. અહીં તો માત્ર ગદ્યાનુવાદ છે.]

આજનો દિવસ પૂરો થાય એ પહેલાં
પૂરી કરવી પડશે મારી આ આશા –
માત્ર આ એક જ વાર
વસંતનાં બધાંય ફૂલ
આપણે બે જણ વીણવા જઈશું.

તારા કાનનમાં ફાગણ તો આવવાનો વારંવાર
એમાંથી એક ફાગણ તારે આંગણે માગું છું.

વખત બધો નકામો ગયો
આટલો વખત ભૂલમાં હતો એથી
એકાએક તારી આંખે
જોયું મેં સંધ્યાના પ્રકાશે
મારો વખત પૂરો થવા આવ્યો છે

એથી હું કંજુસની જેમ એક એક કરી ગણું છું
વ્યાકુળ સંકોચથી વસંતના મારા છેલ્લા દિવસ.

તું મનમાં બીક ના રાખીશ :
તારા ખીલેલા ફૂલવનમાં
હું ખોટું મોડું નહિ કરું
પાછું વળીને નહિ જોઉં
દિવસ આથમતાં વિદાયવેળાએ.

સ્મૃતિને કરુણારસથી હમેશ માટે ભરી રાખવા આવ્યાં હશે
આંખમાં આંસુ એવી આશાથી નહિ જોઉં તારી આંખમાં.

પાછી જા મા, સાંભળ સાંભળ
હજી સૂરજ આથમ્યો નથી.
હજી સમય છે
સમયને હાથતાળી આપવા
ચિંતા ના કરતી કશી મનમાં.

પાંદડાંની આડશેથી સાંજનું અજવાળું આવીને
થોડી વાર માટે ઝળહળો તારા કાળા કેશ પર.

મધુર અટ્ટહાસ્યે હસી
અકારણ નિર્મળ ઉલ્લાસે,
વન તળાવડીને તીરે
ભીરુ ખિસકોલીને
એકદમ ભયથી બીવડાવ

ભૂલી ગયેલી વાતો કાને કાને યાદ કરાવી
તારાં ચંચળ ચરણોને ધીમાં નહિ કરી દઉં.

એ પછી તું તારે જજે
ખરેલાં પાદડાં વેગથી કચડતી
માળે ફર્યાં પંખી જ્યારે
અસ્ફુટ કોલાહલથી
સાંજને વ્યાકુળ બનાવી દે

વાંસવનની છાયાવાળી ઘન સંધ્યાએ તારી છબી
ગોધૂલિ વાંસળીના છેલ્લા સૂરોમાં અલોપ થઇ જશે.

પછી રાતનું અંધારું ઊતરતાં
તારી બારીએ જઇ બેસજે
આગળને રસ્તે થઇ હું
બધું છોડીને જઇશ, પ્રિયે,
ફરી તો કંઇ આપણે મળવાનાં નથી.

ફેંકજે તું સવારે ગૂંથેલી મ્લાન મલ્લિકાની માળા
એ જ હશે તારો સ્પર્શ અને એ જ હશે વિદાયની વાણી.

## મિત્રને □ રમેશ પારેખ

ન હોત પ્રેમ તો શું હોત, છાલ જાડી
હોત
હું હોત વૃક્ષ ને હે મિત્ર, તું કુહાડી
હોત

થતું હે મિત્ર, તને ખિલ્યો ખિલ્યો
જોઈને
અરે, હું તારા વગર કેવી ફૂલવાડી
હોત !

તું આલ્બમોને સજીવન કરી ન
શકતો હોત
તો ફોટો હોત હું ને હું સ્વયં કબાડી
હોત

તેં મારી બૂમનો તરજૂમો
ગુલમહોરમાં કર્યો
થયું શું હોત, તને બૂમ મેં ન પાડી
હોત ?

આ જનમટીપની જો તું ન એક
ચાવી હોત
તો હયાતી મેં પછી કઇ રીતે ઉઘાડી
હોત ?

તું મારી મૂછનું લીંબુ, તને ઘણી
ખમ્મા !
ન હોત તું તો મેં એનેય ના[illegible]
હોત...

## એક કવિ ☐ નીના રામૈયા

-એક કવિ-
-ખાનગીમાં-
-પ્રશ્ન પૂછવા-
-જ્યોતિષી પાસે-
-જાય છે-
(-પૂછે છે-)
(-કવિતા સાથે-)
(-મારી દોસ્તી-)
(-નભશે-)
(-કે કેમ-)
(-?-)
-એટલે પછી-
-જ્યોતિષી-
-ચકલીને કાંઇક કાંઇક ખાનગીમાં કહે કહે કરે છે-
-ચકચકતા શબ્દો જેવું-
-શાણું કવિત લઇને-
-ચીં ચીંનુ ટાણું જોઇને-
-ચકલી કહે છે-
-કવિની હથેળીમાં-
-કૂદતાં કૂદતાં-
-મન મૂકીને-
-પેટછૂટી વાત-
તારી પાસે
કવિતાનું તરભાણું
ભરવા
શબ્દોનું નાણું
છે
હા

જરૂર છે
પણ
તારી સાચી દોસ્તી પાકી કરવા
બાકીની ઝિંદગાનીમાં
સાચેસાચી બાનીમાં
તેરી મેરી
ગમકી કહાની
હર દમ ભરીને
કવિતા સાથે- દિલબાજી- ખેલી લે
(-કંઇ નહીં તો એક વાર-)
(-કંઇ નહીં તો એક વાર-)

☐ સુરેશ દલાલ

દરિયા સાથે મારે દોસ્તી હતી
અને આકાશ સાથે મારો નાતો હતો
દૂર દૂર દૂર ક્યાંક જાતો હતો અને ગાતો હતો.

મને પર્વત સાથે ખૂબ માયા હતી
અને ઝરણાના કલરવની છાયા હતી
હું શૈશવના સરવરમાં નહાતો હતો
દરિયા સાથે મારે દોસ્તી હતી.
અને આકાશ સાથે મારો નાતો હતો.

હું તો ફૂલોની સાથે સદા ઝૂલતો હતો
અને થઈને સુગંધ હું તો ખૂલતો હતો
હું તો વહેતો પવન; છલકાતો હતો
અને મારામાં હું કદી માતો ન્હોતો
દરિયા સાથે મારે દોસ્તી હતી
અને આકાશ સાથે મારો નાતો હતો.

મારો તૂટયો સંબંધ; તૂટયો ઋણાનુબંધ
હું તો ઉઘાડી આંખે હવે થઈ ગયો અંધ
હું તો શહેરમાં રહી રહીને કેવો થયો
હું તો કારમાં અહીં તહીં અટવાતો રહ્યો
ને અથડાતો રહ્યો.
હું તો ધરતીની ધૂળને ચ્હાતો હતો
દરિયા સાથે મારે દોસ્તી હતી
અને આકાશ સાથે મારો નાતો હતો.

## મિત્રાયણ ☐ રમેશ પારેખ

મારા ચારપાંચ મિત્રો છે એવા-
કેવા ?
આમ લુચ્ચા પણ ચુંબનની ઢગલી
જેવા...

મારા ઉંબરાની રંગોળી માટે એ
પોતાની આંગળીઓ સૂકવે
મારી જીવલેણ છાતીને આકાશો,
વરસાદો, દરિયાઓ ચૂકવે

મારી મૂછના રખોપિયા છે એવા-
કેવા ?
આમ લીલાછમ આમ સાવ
જેવાતેવા...

કોઈ માણસને મારાથી ગુણી શકું
એવો હું ક્યાં કોઈ આંકડો ?
હું વતરાણું ને પાટી થઈ બેસું તો
થાય- હું જ કેવો છું સાંકડો !

પછી જળમાં તણાઈ જાય નેવાં
કેવાં ?
જેને ના હો દુષ્કાળથી લેવાદેવા...

□ સુરેશ દલાલ

તું વૃક્ષનો છાંયો છે, નદીનું જળ છે
ઊઘડતા આકાશનો ઉજાશ છે :
તું મૈત્રી છે.

તું થાક્યાનો વિસામો છે, રઝળપાટનો આનંદ છે
તું પ્રવાસ છે. સહવાસ છે :
તું મૈત્રી છે.

તું એકની એક વાત છે, દિવસ ને રાત છે
કાયમી સંગાથ છે :
તું મૈત્રી છે.

હું થાકું છું ત્યારે તારી પાસે આવું છું
હું છલકાઉં છું ત્યારે તને ગાઉં છું
હું તને ચાહું છું :
તું મૈત્રી છે.

તું બુદ્ધનું સ્મિત છે, તું મીરાંનું ગીત છે.
તું પુરાતન તોયે નૂતન અને નિત છે.
તું મૈત્રી છે.

તું વિરહમાં પત્ર છે, મિલનમાં છત્ર છે.
તું અહીં અને સર્વત્ર છે.
તું મૈત્રી છે.

તું સ્થળમાં છે : તું પળમાં છે :
તું સકળમાં છે અને તું અકળ છે
તું મૈત્રી છે.

# ઓડનની અંતિમ ક્રિયા □ સ્ટીવન સ્પેન્ડર
□ નીતા રામૈયા

(બ્રિટિશ)

૧.

તમારી ખોદેલી કબર પાસે ઊભા રહેલા મિત્રોમાંથી
મેં ત્યાં પડેલા ઢગલામાંથી માટીનું એક ઢેફું નાખ્યું
પિત્તળનાં કડાંવાળી ભવ્ય શબપેટીનાં ઢાકણાં ઉપર.
બારણાના કડા જેવો લાકડા ઉપર ખણખણાટ થયો
અને આ ધ્વનિથી સજજડ થતો તમારો ચહેરો
મેં જોયો ધરતી નીચે લંબગોળ પડછાયામાં.
ચરબી તરડાયેલી, આંખો બંધ, જડબું બહાર આવતું
અને મોઢા ઉપર એક દર્દીલું હાસ્ય : પોતાની મેદનીમાં જોડાવા
ગર્જના કરતાં જિંદગીભરનાં મિત્રો પાસેથી છટકતાં
માણસનો વિજય. તેઓ હજુયે આપણી સાથે છે
તરકટપૂર્વક જોયું ન જોયું કરતાં, છતાંયે જાણે છે કે પોતે
એવા ભોંયરામાં ઊતરી ગયા છે જ્યાં કોઈને તેમની ભાળ ન મળે,
એકાકી હોવા બદલ ખુશ, તેમનું અંતિમ કાર્ય પૂર્ણ કરીને,
દુનિયાથી શબ્દને મુક્ત કરીને, એક જુદી જ ઝાડીમાં.

૨.

અને અમે, ઘાસ ઉપર પગ રાખીને, ગાલમાં લોહીનો
શેરડો પાડતો પવન અનુભવતા, પાછા ચાલીએ છીએ
આજે અગાઉ ચડયા'તા તે ટેકરીની બાજુના રસ્તે
ગ્રામ્ય સમૂહ-વાદ્ય-સંગીતના રણકાર અને જનાજાની પાછળ પાછળ.
બગીચામાં ક્રિસેન્થિમમ્‌ના રંગો સાથે
સફેદ ઑકટોબર-સૂર્ય કિર્ચસ્ટેટન ફરતો ચકરાવો લે છે,
અને વાંકીચૂકી ડાળીઓ નીચે રતૂમડાં ને સોનેરી,
કેટલાંક છેલ્લાં સફરજન ઝવેરાત જેવાં ઝગમગે છે.
પાછળ ગામડાના પથિકાશ્રમમાં, અમે બાંકડા ઉપર બેસીએ છીએ

તમને છેવટનું સન્માન આપવા, સન્માનિત ભૂત-,
તેની ગેરહાજરીથી હવે અમારામાં મૂર્તિમંત થાય છે.
માંસની વાનગી ચાખતાં, તમે ગુજરી ગયા તે પહેલાંની રાતે
ચપ્પટ, સૌમ્ય, નિરપેક્ષ ભાવે તમે બોલતા હતા
તે અવાજનું અમે અનુકરણ કરીએ છીએ. ખીચોખીચ ભરાયેલા સભાગૃહમાં
તમે તમારા જ શબ્દો. તમારા શ્રોતાઓ જુએ છે
તમારા ચહેરા ઉપર લખાયેલી કવિતા સાંભળે છે
ઝાલની છાલમાં કોતરવામાં આવેલા અક્ષરો જેવી
અનેક નિર્જનતાના દૃશ્ય અને ધ્વનિ જીરવી લીધેલી.
અને એ બધાં ઉપર નજર કરતાં, તમે જુઓ છો
તમારી પ્રતિમા પડઘાતી બધાંની આંખમાં
પોતાની બની ગઈ હોય તે તમારી ભાષાથી મોહિત.
અને પછી, તમારો અંતિમ શબ્દ કહેવાઇ ગયા પછી, હાથ મિલાવતા હાથ
બધાંનાં માથા ઉપર ઊંચા થતાં તમારી વિદાયની કમાન.
પછી ઘણાં મંચ ઉપર ધસી જતાં, વિનવણી કરતાં
દરેક પોતાના સમૂહ માટે, તમારો હજુયે હૂંફાળો સહી કરતો હાથ.
પણ તમે છુપાઇ ગયા છો તમારી હોટલમાં
અને બારણે તાળું માર્યું છે અને પથારીમાં બિછાવેલા
અને બધાંની પ્રશંસાથી નીચે પડેલા, જમીન ઉપર મૃત.

૩.

ભૂતનુંયે ભૂત, તમે જુવાન હતા ત્યારનું, તમે જગાડો છો
મારામાં મારા ભૂતને જુવાન હતો ત્યારનું, ઑક્સફર્ડમાં આપણે બંને.
તમે, પાછળ ભેગાં થતાં વાળ ધરાવતા અન્ડરગ્રેજ્યુએટ
માથાનું ચપળતાપૂર્વક હલનચલન થતું.
આગળ તરફ એક બાજુ ઝૂકીને ફાંટ ભરતાં ઊતાવળાં પગલાં,
ઉલટતપાસ કરતી નજર,
બસ્ટર કીટન *ના ચહેરાનું ફિક્કું ગાંભીર્ય.
તમારી કવિતા મોટેથી બોલતાં તેના શબ્દો

મારી આંગળીમાં શાહી-ઊંડા જતા સસ્તા દરના
પ્રિન્ટિંગ પ્રેસમાં બેસાડતી વખતે :
'રંગીન ફોટોગ્રાફ જેવી એક સાંજ
પાણીના પટની આ પારથી પેલે પાર કુંઠિત થતું એક સંગીત
પૂર્ણ થતાં ઘાસની અણી ઉપર એડી.'

* બ્રિટનનો પ્રખ્યાત હાસ્યકાર

૪.

પાછા તમારા ખંડમાં સ્તબ્ધ હજુયે સ્મૃતિઓ ખીલ્યા કરતી-
હસ્તાક્ષર, અર્ધી પીધેલી બાટલીઓ, અને આપણે- નશામાં-
ચેસ્ટર, પ્રાર્થનામાં, હજુયે પ્રાર્થના કરતા તમારા 'ડિયર સી' માટે,
રિગોલેટોની જેમ ખૂંધા રહીને, ઉતાવળે ઉદ્‌ગારાતાં
પરમ આનંદનાં ડૂસકાં, તમારા તરફ
ત્રાંસાં વળેલાં, તેની આજથી-દસ-મહિના જૂની
આથેન્સમાં કબર- યાદ કરે છે
ઓપેરા, તમારું તંબૂ તાણેલું સ્વર્ગ, સૂરીલ સંવાદિતાની
તમારી હારમાળા નક્કી કરતા સૂરમાં
રોમાંચક યુગલગાન ગાતાં તમારા શરીરનું
સુગંધવિહીન પુનર્જીવન. યાદ આવે છે
તમારી કોઈક કરુણ-મસ્તીખોર ઈચ્છા અને મૂકે છે
'સીગફ્રીડ્ઝ ફ્યુનરલ માર્ચ' મશીન ઉપર.
દરેક વિચારને હંકારી કાઢતી પણ ફાડી નાખે તેવી
ઢોલની ધ્રબધ્રબાટી અને ઊથલપાથલ કરી નાખતાં ઝાંઝ
નશીલાં મોજાં ઉપર મહાલતાં દુનિયાના અંત જેવું વેગ્નરનું વાદ્યવૃંદ.
આ કવિના શબને શબપેટીમાં લઈ જતાં
ડુબાડી દેતી સમાપ્તિની પેલે પાર, તેની દુનિયા,
વાલ્હલા તરફ જ્યાં મરણોત્તર ક્રિયાના વ્યવસ્થાપકોની
કલ્પનાઓમાં તેઓનું જીવન રહેલું હોય છે.
આ સ્વપ્નદ્રષ્ટા સૂઈ ગયા છે કાયમને માટે સ્વપ્નાન્વિત.

૫.

પછી રાત. તમારા આંગણાની બહાર અમે આમતેમ હલચલ કરીએ છીએ
આવજો આવજોનો ગણગણાટ કરતાં, અનેક આવતી કાલનો વિચાર
કરતાં
ઉપરના તારા જેવા સાવ અલગ.
અમારી મિજબાનીમાંથી ચાલ્યું ગયેલું, તમારું જીવન તમારી કવિતામાં
પ્રવેશે છે
જોયેલી સૂર-નોંધમાંથી પરિવર્તન પામતા- સાંભળેલા સંગીતની જેમ.
તમારી અંતિમ ક્રિયા ક્ષીણ થઈને પરિણમે છે તમારી કબરની આસપાસ
ઊભાં રહેલાં મિત્રોના સફેદ અને કાળા ફોટોગ્રાફમાં.
આ અંધકાર બધું જ ભૂંસી નાખે છે. અલવિદા,
કિરણો જેવી બુદ્ધિમતા સાથેની ચેતનાનું
જાદુઈ સાધન અનેક જિંદગીને છતું કરતું આ સમયના
વર્તુળની કિનારીએ ફેંકાઈ જતું, અનેક જિંદગીનું ભભૂકી ઊઠવું : અરે,
પણ
પ્રેમની શાબ્દિક રૂપાવલીના નમૂના સર્જતાં કાવ્યો
અનેક જિંદગીને ખેંચીને પાછી લાવે છે,
તમને ભેટી પડતી નિર્જનતાના વર્તુળમાં.

□ **નલિની માડગાંવકર**

દોસ્તી
એ
ટ
લે શૈશવનો વિસ્તાર...
એટલે-

## અનુભૂતિ □ સુરેશ દલાલ

મારા દોસ્તના ઓશીકા પાસે
મરણ બેઠું છે.
મૃત્યુના ભિડાયેલા હોઠમાં
સંકલ્પની સખ્તાઈ છે.
પથારીની આસપાસ જિજીવિષાનાં વલખાં છે.
દોરાધાગા, માદળિયાં, તાવીજ,
બાધાઆખડી, માનતા,
સત્યનારાયણ, શ્રીનાથજી,
કોઈક ઉપાય...
મૃત્યુ આગળ ઈશ્વર પણ નિરુપાય ?
ક્યાં છે સાવિત્રી, ક્યાં છે સત્યવાન ?
પ્રત્યેકની પથારીમાં જીવનની આબરૂ,
મૃત્યુનું રૂ.
કયો પીંજારો લાગણીઓને પીંજી નાખે છે ?
લગ્નજીવનના મધુર દૃશ્યોને
પાગલ સ્ત્રી વાળને વીંખે એમ વીંખી નાખે છે...
–ક્યો પીંજારો ?

મારા દોસ્તના ઓશીકા પાસે
સ્વજનોની આંખનું તળાવ
વેદનાથી લીલુંલીલું થઈ ગયું છે.
ચશ્માંના કાચની જેમ ભાંગી જશે મારો દોસ્ત
અને આંખની કીકી ઓઢી લેશે સફેદ ચાદર.
મરણના રંગને હવે હું બરાબર ઓળખી ગયો છું.
હૉસ્પિટલની દીવાલો જેવું એ અડીખમ હોય છે
અને પથારીની ચાદર જેવું પથરાયેલું.
નર્સની સારવારને ભોંઠી પાડવા માટે

એ ખડેપગે ઊભું હોય છે
અને ડૉક્ટરોના પરાજયના પીળા રંગને
એ પિપરમીટની જેમ મમળાવે છે.
અમારી લાચારી પર એ
સુક્કી આંખે હસ્યા કરે છે.
ક્યો પીંજારો
અમારી લાચારીને પીંજ્યા કરે છે પળે પળે ?

મારા દોસ્તના ઓશીકા પાસે,
સપ્તપદીના સાત ફેરાઓ પ્રાર્થના કરતા,
કાકલૂદી કરતા ઊભા છે.
હજી તો એના સંતાનના ખભા પર
નિશાળનું દફ્તર લટકે છે.
સ્કૂલ-બસમાં જતો છોકરો
હાથમાં દોણી લઈને
સ્મશાને કઈ રીતે જઈ શકશે ?

દફ્તર ને દોણી
કોઈ પણ ટેકા વિનાની કોણી
ખૂટી જતો શ્વાસ
તૂટી જતો પ્રાસ
આખરે શું આ કવિતા નંદવાઈ જશે ?
દોસ્તના લગ્નમંડપમાં આવેલું સાજનમાજન
અંતે તો ડાઘુ....?

મારા દોસ્તના લગ્નના ફોટાઓ
આલ્બમમાં સૌભાગ્યને સાચવવાનો
પ્રયત્ન કરી રહ્યા છે.
મારા દોસ્તના ઓશીકા પાસે
લગ્નના ફોટાઓ
મૃત્યુ પાસે હાથ જોડીને ઊભા રહ્યા છે
પણ
મૃત્યુના ભિડાયેલા હોઠમાં
પોલાદી સંકલ્પની સખ્તાઈ છે.

## એક અજાણી વ્યક્તિને □ વોલ્ટ વ્હિટમન □ સુરેશ દલાલ

(અમેરિકન)

પસાર થતી હે અજાણી વ્યક્તિ
તું તો જાણતી નથી કે
કેટલી તીવ્રતાથી હું તારા તરફ જોઉં છું.

કદાચ તું એ જ પુરુષ હોય
અથવા તું એ જ સ્રી હોય
જેને હું શોધતો ફરું છું
(એ બધું આવે છે એક સ્વપ્નની જેમ.)
મને ખાતરી છે કે ક્યાંક હું તારી સાથે
આનંદભર્યું જીવન જીવ્યો છું.
બધુંયે યાદ આવે છે.
જેમ જેમ આપણે એકમેકની સોડમાં સરીએ છીએ એમ
તરલ, પ્રેમાળ, પવિત્ર અને પુખ્ત
તું મારી સાથે વિકસી છે
કાં તો છોકરાની જેમ અથવા છોકરીની જેમ.
મેં તારી સાથે ખાધું છે.

હું તારી સાથે સૂતો છું.
તારું શરીર એ કેવળ તારું નથી રહ્યું
અને મારું શરીર કેવળ મારું નહીં.
તેં મને આંખના, ચ્હેરાના, માંસલતાના
આનંદ-ઉત્સવો આપ્યા છે અને
જેમ જેમ આપણે વહેતા જઇએ છીએ
તેમ તેં મારી દાઢીને, સ્તનને, હાથને ગ્રહ્યા છે.
હું તારી સાથે વાત નથી કરવાનો
હું જ્યારે એકલો બેઠો હોઇશ
કે રાતે એકલો જાગી જઇશ
ત્યારે તારો ખ્યાલ કરવાનો છું.

હું તારી પ્રતીક્ષા કરીશ.
મને સ્હેજ પણ શંકા નથી
કે હું તને ફરી મળીશ.

## ઘડીક સંગ ☐ નિરંજન ભગત

કાળની કેડીએ ઘડીક સંગ,
રે ભાઇ, આપણો ઘડીક સંગ;
આતમને તોય જનમોજનમ લાગી જશે એનો રંગ!

ધરતીઆંગણ માનવીના આ ઘડીક મિલનમેળા,
વાટમાં વચ્ચે એક દિ નકી આવશે વિદાયવેળા,
તો કેમ કરીનેય કાળ ભૂલે ના એમ ભમીશું ભેળા!
હૈયાનો હિમાળો ગાળી ગાળીને વહશું હેતની ગંગ!

પગલે પગલે પાવક જાગે ત્યાં ઝરશું નેનની ઝારી,
કંટકપથે સ્મિત વેરીને મ્હોરશું ફૂલની ક્યારી,
એકબીજાને જીતશું, રે ભાઇ, જાતને જાશું હારી!
ક્યાંય ન માય રે એટલો આજ તો ઉરને થાય ઉમંગ!

'કવિતા - શબ્દની મૈત્રી'
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૭
વર્ષ : ૨૨ : અંક : ૧ : ઑક્ટોબર, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

કવિતા
(દ્વૈમાસિક)

અજ્ઞાત ૩, ૭૨, ૭૭, ૯૦
અજ્ઞેય ૧૨૬
અનામી ૪૨, ૭૯
અનિલ જોષી ૩૭, ૫૦, ૯૧
અમૃતા પ્રીતમ ૧૨
અર્લ બર્ની ૧૦૫
અલેકસાન્ડર વાટ ૫૪
અહમદ જફર ૧૧૧
અહમદ મુજતબા 'વામિક' જૌનપુરી ૨૩
અહમદ રિયાજ ૫૪
આલ માહમૂદ ૫૧
ઇ.ઇ. કમિંગ્સ ૬૪
ઉત્પલ ભાયાણી ૫૪, ૬૪
ઉમાશંકર જોષી ૯, ૧૩૫
ઉશનસ્ ૬૧
એઝરા પાઉન્ડ ૫૬
એલ્ડર એબ્સન ૮૧
એલ્ડર ઓલ્સન ૪૦, ૮૧
એસ. ટે. કોલરીજ ૯૯
એસ્થર ડેવિડ ૧૫૪
ઓકતાવિયો પાઝ ૯૩, ૧૨૬
કબીર ૧૨૫
કલ્લોલિની હઝરત ૧૪૬
કાન્ત ૧, ૬
કિશોર શાહ ૧૫૭
કિશોરલાલ મશરૂવાળા ૪૩
કે. સચ્ચિદાનંદ ૧૦૩, ૧૪૩
ખલિલ જિબ્રાન ૪૩
ગની દહીંવાલા ૭૫
ગુલામ દસ્તગીર ૧૦૪
ગેવિન એવર્ટ ૩૩
ગોકુલભાઇ ભટ્ટ ૧૨૯
ગોવર્ધનરામ ૩૭
ગ્યૂસેપ ઉન્ગારેત્તી ૧૧૨
ચન્દ્રકાન્ત શેઠ ૩૯
ચંદ્રવદન મહેતા ૫૭
ચાર્લ્સ વૉટ્સ ૪૫
ચિનુ મોદી ૮, ૨૯, ૫૫, ૫૯, ૬૦, ૭૩, ૭૬, ૮૯, ૧૧૦
ચુ યુન મિંગ ૬૩
જગદીશ જોષી ૧૧, ૭૪, ૭૯, ૮૪, ૧૦૯
જગન્નાથ ૭૩
જગન્નાથ 'આઝાદ' ૩૬
જયન્ત પાઠક ૬૪, ૯૪
જયા મહેતા ૧૦૧, ૧૧૩, ૧૧૯
જશવંતી દવે ૩, ૨૬, ૭૨, ૭૩, ૭૫, ૭૬, ૭૭, ૯૦, ૧૪૫
જિગર મુરાદાબાદી ૧૦૨
જે. કૃષ્ણમૂર્તિ ૧૫૧
જ્હોન બેરીમન ૧૬
ડેબ્રિઅન ૧૫૯
તરુ કજારિયા ૧૫૯
દલપતરામ ૩
ધર્મવીર ભારતી ૧૦૯
નટવર ગાંધી ૪૪
નર્મદ ૪
નલિન રાવળ ૬૧, ૯૭, ૧૧૨
નલિની માડગાંવકર ૬, ૧૨, ૧૪, ૧૬, ૨૮, ૫૧, ૯૦, ૧૨૧, ૧૨૨, ૧૫૦, ૧૫૮, ૧૭૦
નાકામૂરા કુસાદો ૯૭
નાથાલાલ જોશી ૩૪, ૪૮
નિકોલાઇ ઝોબોલોૅત્સ્કી-૧૦૧
નિરંજન ભગત ૭૨, ૭૩, ૧૦૦, ૧૭૪
નીતા રામૈયા ૪૫, ૪૯, ૮૮, ૧૬૪, ૧૬૭
નીતિન મહેતા ૩૦, ૧૨૪
પન્ના નાયક ૫૮, ૬૦
પ્રવીણકુમાર રાઠોડ ૧૩
પ્રેમાનંદ ૫
ફિલિપ્સ વેબ ૩૫
ફૈઝ ૭૨, ૧૨૭
બ.ક. ઠાકોર ૬૨
બરટોલ્ડ બ્રેખ્ત ૫૯
બાલમુકુન્દ દવે ૩૭, ૭૮
બેહરામજી મલબારી ૯૮
ભગવતીકુમાર શર્મા ૨૪, ૪૬
ભરત ભટ્ટ 'તરલ' ૨૫
ભર્તૃહરિ ૨૬, ૭૫, ૭૬
ભાનુપ્રસાદ પંડયા ૪૧
ભારતી પંડયા ૧૫૧
ભોળાભાઇ પટેલ ૧૬૧
મકરંદ દવે ૮૮
મણિલાલ દેસાઇ ૯૩
મનસુખલાલ ઝવેરી ૧૪૭
મનુ ૭૨

મનોજ ખંડેરિયા ૮૩
મરીઝ ૭૭
મંગળ રાઠોડ ૧૧૨
માર્જ પીયર્સી ૮૨
મીર ૮૧
મીરાં ૨
મુકુન્દરાય પારાશર્ય ૬૧
મુરલી ઠાકુર ૯૨
મેઘનાદ ભટ્ટ ૧૦૦
યોસેફ મેકવાન ૧૪
રમેશ પારેખ ૩૭, ૧૬૩, ૧૬૫
રમેશ પુરોહિત ૧૧૬
રવીન્દ્રનાથ ટાગોર ૧૬૧
રાજલક્ષ્મી દેવી ૧૨૨
રાજેન્દ્ર શાહ ૨૧, ૯૫
રાજેન્દ્ર શુક્લ ૬૦
રાધેશ્યામ શર્મા ૭૬, ૯૩
રામનારાયણ પાઠક ૭, ૧૦, ૧૧૧
રામપ્રસાદ શુક્લ ૪૦
રાવજી પટેલ ૭૧
રિહાકુ ૭૮
રીના શર્મા ૫૨
રોબર્ટ ફ્રોસ્ટ ૧૨૫
લાભશંકર ઠાકર ૪૮, ૬૫
વસંત જોષી ૧૦૮
વસંત બાપટ ૧૦૮
વિજયા મુખોપાધ્યાય ૧૨૧
વિનોબાજી ૧૨૯
વિપિન પરીખ ૩૦, ૩૧, ૩૮, ૭૪, ૧૦૭
વિમળા ઠકાર ૧૪૨
વેદવ્યાસ ૧૨૯, ૧૪૫
વૉલ્ટ વ્હિટમન ૧૭૩
વૉલ્ફ બાયરમેન ૨
શકુંતલા મહેતા- ૯૯, ૧૪૨, ૧૪૩
શીરીન કુડચેડકર ૩૫, ૧૦૫
શૈલેન્દ્ર ૧૨૮
શ્રીકાંત વર્મા ૧૨૬
સગીર ૧૪૬
સર્વેશ્વરદયાલ સકસેના ૧૦૬
સાફ્રો ૧૦૦
સિતાંશુ યશશ્ચંદ્ર ૨૭
સુકન્યા ઝવેરી ૧૦૨
સુજાતા ગાંધી ૩૩
સુનીલ ગંગોપાધ્યાય ૯૦
સુંદરમ્ ૧૫
સુરેશ દલાલ ૧૫, ૨૬, ૩૨, ૪૦, ૪૨, ૫૯, ૭૪, ૭૮, ૮૧, ૮૨, ૮૩, ૮૯, ૧૦૯, ૧૨૩, ૧૫૫, ૧૬૫, ૧૬૬, ૧૭૧, ૧૭૩
સુશી દલાલ ૧૨, ૬૩, ૧૦૬, ૧૨૬
સ્ટીવન સ્પેન્ડર ૧૬૭
હબીબ અહમદ ૫૦
હરમાન હેસ ૧૧૯
હરિવલ્લભ ભાયાણી ૧૨૪, ૧૪૫, ૧૫૪, ૧૬૦
હરીન્દ્ર દવે ૧૬, ૧૭, ૨૦, ૫૮, ૮૧, ૧૪૬
હર્ષિદા પંડિત ૧૨૫
હસન પાશા ૩૪
હસમુખ દવે ૨, ૫૬, ૫૯, ૮૨, ૧૦૩
હેમેન શાહ ૧૧૫, ૧૨૦

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૮૦/-, ઍર મેલ રૂા. ૧૫૦/-. આ અંકના છૂટક ૨૦ રૂપિયા**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

## શિયાળુ તાપણી ☐ ઉશનસ્
(ગઝલ)

આટલી આ ટૂંકી, તેયે આપણી છે ?
આ જિંદગી સૌની શિયાળુ તાપણી છે,

એક કુનબા જેમ કૂંડાળે વળો,
ઠંડી પાછી પાછલી મધરાતની છે,

અમથા જ જ્યાં લાળા રખેળાઈ જતા,
એવી જ તો હાલત ભીતરની આગની છે;

રાખને ફૂંકથી ઉડાડયે રાખજો,
અંગારની — જુઓ — બચી ક્યાંયે કણી છે ?

જાગતાં રહેજો હથેળી શેકતાં,
હસ્તરેખા તો તૂટેલી ભાગ્યની છે;

કોઈ કૂંડાળેથી ઊઠી જાય તો...
તૂટી જાણે મેખલાથી કિંકિણી છે;

એ કમી પૂરવા કૂંડાળું ટૂંકવો,
સરકો જરા નજદીક, હજી જગ્યા ઘણી છે.

## કટુ રમ્ય ☐ હરિવલ્લભ ભાયાણી
(સંસ્કૃત)

ગામ આ ઉજજડ,
ત્યહીં ખંડેર દેવળ,
વાવ પણ નિર્જળ,
અને આ વૃક્ષનું ઠૂંઠું —
અમેયે રઝળતા હતભાગ્ય પંથી :
સામ્યનો સંયોગ આ
અતિશે કટુ —
ને તોય કેવો મન મહીં મુજ
એ રમી રહેતો !

## એક ઉત્ખનન વિશે □ ઉશનસ્

(ગઝલ)

તું ખોદ, પાનખર ખોદ, લીલું પાત નીકળશે,
તું ગ્રેહ ઊંડો ખોદી જો, બારાત નીકળશે;
ચણી અંધારથી આ વાવ વણઝારી હજી કાચી,
હજી તારે તું તળિયે જા, ત્યહીં એક રાત નીકળશે;
તને મેં સેવી છે કો વારતા શી, વાયકા જેવી;
નીકળશે પ્હાડ માખણના ને સાયર સાત નીકળશે;
તુંયે ક્યાં માંસ મજ્જાથી, ત્વચાથી નિર્મી'તી ત્યારે ?
હતી મુજ સ્વપ્ન તું અણબોટ, ફૂલનાં ગાત નીકળશે,
ભલે હું તુચ્છ, તૃણભંગુર ક્ષણ, પણ તારી માટીમાં;
નીકળશે વાત તારી ત્યાં મહારી વાત નીકળશે.

## દરવાજો □ રૉબર્ટ ગ્રેવ્ઝ □ સુરેશ દલાલ

એ અચાનક અંદર આવી
ત્યારે લાગ્યું કે દરવાજો ફરીથી કદીયે બંધ નહીં થાય,
અને એણે પણ બંધ નહોતો કર્યો— એણે, એણે —
ખંડ ખુલ્લેઆમ પડયો'તો મળવા આવતા દરિયા માટે
જેને કોઈ દરવાજો રોકી ન શકે.

છતાં જ્યારે આખરે એણે સ્મિત કર્યું,
સ્હેજ ઝૂકેલું એનું માથું મારી રજા માટે
જ્યાં એ સ્મિત ઝર્યું હતું,
ત્યાં હતો કાળો દરવાજો અનંત કાળ માટે બંધ થતો,
મોજાંઓ ઓસરવાં લાગ્યાં
પાછાં વળવાં લાગ્યાં

## એક વીજળીના ચમકારે

□ **ચંદ્રકાંત** શેઠ

આંખ મીંચતાં અંદર ઊતરે,
ગગન વીંધતી વરસે,
એક વીજળીના ચમકારે
મનને રાધા સ્પર્શે !—

એક સૂરજ તે મૂળમાં ઊતરે
ત્યાંથી અદ્ધર ચડતો,
ડાળ ડાળ ને પાન પાનમાં
ફૂલે-ફળે ઊઘડતો,
એક તેજનું કમળ એવું જે
સવાર અંદર સર્જે.—

પાંપણ આડે ઝળહળ ઝળહળ,
તારક તગતગ વ્યોમે,
રોમરોમમાં લ્હેરે અમરત,
સરવર જેવું સોમે !
એક વાંસળી વાય એવી કે
મન નટવરમાં નર્તે !—

## જલમભોમકા ઉજ્જડ □

**પ્રવરરાજ** □ **હરિવલ્લભ ભાયાણી**

(પ્રાકૃત)

વીત્યું જોબન
રૂપનું યે ના રહ્યું અવ નામ કે નિશાન—
ચાલી ગઈ વસતી
કરી હા ! જલમભોમકા ઉજ્જડ.

કવિતા

## જળનો ગ્રહ ◻ ભાનુપ્રસાદ પંડ્યા

અહો, આ વેળા તો નવતર નિરાળાં જળતણાં
નિહાળ્યાં શાં રૂપો !— ગગન ખુદ જાણે ઉદધિ થૈ
પડયું તૂટી, સીમા સકલ અવકાશી અતિક્રમી
ફણાઓ ફેલાવી ફૂંફવી ઊઠિયો શેષ પડખે !

થપાટે પંજાળા વકરી વનરાજે ઘૂરકતા,
મહા ઝંઝાનિલે વનમહિષ યુદ્ધે ગરજતા,
ધરા કંપાવી દે સતત ઘૂઘવાટો સૂસવતા,
અવાજોએ આંક્યાં નયન સમીપે દૃશ્ય વસમાં !

અહીં ઊંચાઈનો અરથ 'છલકાવું' સમજવો !
અને વિસ્તારોને પૂરવમળ રૂપે પરખવા !
રહે સ્પર્શી તે તો લથપથ ભીના શો ધધકતી,
દિસે ઊંડાણોમાં જળચર સમી સર્વની ગતિ !

ન પૃથ્વીને કહેશો ગ્રહ સૂરજનો, ના 'તૃણ તણો !'
છલ્યા રેલ્યા ઊંડા જળભમરિયાંનો ગ્રહ ગણો !

## ચાર વ્યાખ્યા

◻ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)

સુખે વીત્યો જે
તે જ દિવસ,
પ્રિયસંગે વીતી
તે રાત,
દાનમાં દેવાયું
તે જ ધન,
જમ્યું તે જ,
જે કોકની સાથ.

ઘર પહુઁચે તો દેખકે વૈભવ ચકિત સુદામા હોય....
ના અનુસંધાને આગળ વધતું...

## આધુનિક સુદામાપુરાણ / ગીત □ પ્રવીણ ટાંક

છેક દ્વારિકાથી દોડતા આવી, સુદામાએ ઉઘાડી નાખેલી ડેલી..
ફાટેલી આંખોએ દંગ થઈ જોઈ, એના ફળિયામાં ફિયાટ પડેલી...

ફફડતા હૈયે જ્યાં પગ દીધો ફ્લૅટમાં; ત્યાં ફાગણની કોયલ સંભળાઈ
સોફાઓ દેખીને સુવા એ જાય; ત્યાં તાંદુલિયાં સ્વપ્નો વિસરાય..
ઓચિંતા ઝબકીને જાગી જુએ : સૂટ, બૂટ, સેટ, ટાઈ વીંટેલી... છેક...

પંખા, પલંગો, કબાટોને જોઈ પછી, ધીમેથી ફ્રિઝને એ ખોલે,
ફ્રિઝમાંયે કાનાને થીજેલો જોઈ, ફોન ઉપાડી મોટેથી બોલે,
હાવ આર યુ કાન ? જરા બીઝી છું યાર !
જો આ ઑફિસની ફાઈલો પડેલી..... છેક...

સનસેટ જોવાને બેઠા છે, સાંજે, એ ગાર્ડનના ઝૂલે કમ્પાઉન્ડમાં
ફેશનિયાં છોકરાં ને ટૉમીને લઈ; હવે નીકળે છે રોજરોજ રાઉન્ડમાં
એના ચહેરે ગૉગલ્સ, સહેજ દુખતા મસલ્સ
હોઠ વચ્ચે છે સિગરેટ નમેલી.... છેક....

ગે.ળગોળ ખુરશીમાં ફરતા રહી, ઓલ્યા કૃષ્ણની સમૃદ્ધિ તાગે,
વૈભવની વચ્ચે છે એવા ચકચૂર, એને દ્વારિકા દરિદ્ર સાવ લાગે,
પોતીકી સાહ્યબી તો દોમદોમ ફૂટી, ને દ્વારિકા તો દરિયે ડૂબેલી...
ફાટેલી આંખોએ દંગ થઈ જોઈ, એના ફળિયામાં ફિયાટ પડેલી...

હોય છે □ 'પ્રણય' જામનગરી

સમજી નહીં સમજાય એવી ચાલ હોય છે,
એ આપણા, આ મનને કદી ખ્યાલ હોય છે!

મૂંગા રહીને સાંભળે તેઓ સુખી રહે,
અહીં તો બધાના સ્કંધ પર વૈતાલ હોય છે.

માણી નથી શકતા કદી; એ સ્હેજ આજને,
ઘુમરાતી જેના મન મહીં ગઈ કાલ હોય છે.

વેરાનમાં ય વસ્તી એ ઊભી કરી શકે
આ શબ્દ પણ સાચે અહીં કમાલ હોય છે.

સહેલાઈથી એ પણ નથી ઉકલી જતો અહીં
ને સાવ નાનો આમ તો સવાલ હોય છે.

સહેલાઈથી ઓળંગવી મુશ્કેલ છે અહીં,
આ પંથમાં લાખો, 'પ્રણય' દીવાલ હોય છે.

□ નાથાલાલ જોશી

આશ્વિનનાં નવલાં પ્રભાતો,
નવલી ઉજ્જ્વલ રાતો,
અવસાદને વિદાય આપો,
નકારાત્મક - વૃત્તિને દૂર કરો.
જગન્માતાનાં ગીત-સ્તવન કરો,
શ્રદ્ધાપૂર્વકની સંનિધિ અનુભવો.
એ ઓજ-તેજ પૂરશે,
ભક્તિ-રસથી ભરશે,
રાસોત્સવ કરાવશે.

□ સુરેશ દલાલ

થૂ જેવી વાતોને ચૂંથવાની નહીં
અને મોટું મન રાખીને જીવવાનું નહીં
મૂગા મૂગા સહેવાનું : કહેવાનું કાંઈ નહીં :
ને પાણીની જેમ મારે વ્હેવાનું અહીં.

પાણી જેમ વ્હેવું કે પથ્થર જેમ રહેવું
કાંઈ કશી ગતાગમ પડતી નથી
બોલે છે એક અને કરતાં બીજું અને મનમાં ત્રીજું
આ લિપિ છે કઈ એ ઉકલતી નથી
આખો ને આખો આ ફાટી પડયો દરિયો
મોજાથી મન મારે સીવવાનું અહીં.

ફેંટો જુએ પણ માથું જુએ નહીં
એવા આ લોકને કહેવાનું શું ?
ચશ્માં જુએ પણ જે અવગણે આંખને
એવાની વચ્ચે કહો રહેવાનું શું ?

આપણે તે જીવ હવે જઈશું પણ ક્યાં ?
હવે જીવવાનું અહીં અને મરવાનું નહીં

□ સુરેશ દલાલ

હે પ્રભુ !
મારે તમને
પ્રાર્થનાના પિંજરમાં પૂરવા નથી
જો પ્રત્યેક પ્રાર્થના
યાચના જ હોય
તો
મારે બંદીવાન થઈને
તમને મુક્ત કરવા છે

## આઈ એમ આઈ □ ઇન્દુ પુવાર

I am I
હાથમાં પથરો લઈ જીવનને વાટવા બેઠો છે
ભાંગીને ભુક્કો કરી નાખવો છે
બરાબર લસોટી
એનો લેપ આખા શરીરે કરવો છે
અહો !
ઋષિની માટીમાંથી જન્મેલા
મારા વહાલા I am I
આવો વિચાર તને આવ્યો ક્યાંથી ?
જીવનને વાટવાનું ?
અલ્યા ગાંડિયા, જીવન છે તો સઘળું છે
ગોળ ગોળ લખોટા છે
પાડવા હોય તો તાબોટા છે
હાકોટા - સાકોટા, જે કરવું હોય તે —
ભાઈ !
I am I આવો saddist ક્યારથી થયો ?
ક્યા Metaphysical Problemમાં ગૂંચવાઈ ગયો, હેં ?
પરંતુ I am I પાસે જવાબ છે
તો ફુલની વાડીઓનો છે
ફુલની વાડીઓ એટલે ફુલની વાડીઓ
એમની આગળથી પસાર થાઓ
એટલે તમારાં આંખ-નાક રસ રસ થઈ જાય
પાવલો પા, મામાને ઘેર જા
એવું એવું ગાવું હોય, ગવાઈ જાય
એમનું જીવન એટલે આજ ખીલો
કાલે ખરી પડો !
લાંબી લેખણે કશું લખવાનું નહીં

નિયમ ફિયમની કોઈ રમત નહીં
ત્રીજી ચોથી પાંચમી કોઈ શક્યતાની સંભાવના નહીં
તો પછી અત્યાર સુધી આપણે ઈતિહાસો લખ્યા
ભૂગોળો લખી/ ગણિત ગણ્યાં
ભૂમિતિઓ દોરી/ સંસ્કૃતિઓ રચી/ સભ્યતાઓ—
**Shut up you pig !**
**stop this business**
**don't speak a single word now**
**I am I**ની દાઢો
એક પછી એક સડી સડીને પડવા માંડી છે
માથામાંથી વાળ એક પછી એક ખરવા માંડયા છે
મામીએ આપ્યો લાડવો
ખૂણે બેસી ખાધો, એવું ગવાવા માંડયું છે—
પ્રિય **I am I**
નદીનું વહેણ વહેતું હોય ત્યાં સુધી નદી જીવે છે
વાદળોમાં પાણી હોય ત્યાં સુધી વાદળ, વાદળ છે
રણમાં રેતીના કણ હોય ત્યાં સુધી રણ, રણ છે
હૃદય બંધ થઈ ગયા પછી
મગજ જીવતું હોય તો હૃદય ચાલુ કરી શકાય છે
શકાય છેની માની ફૂંક !
આનાથી આગળ **I am I**ની વાચા હણાઈ જાય છે
એનું જીવન વટાવા માંડે છે
જીવનનો અંશ અંશ ભંગાવા માંડે છે/ ભૂક્કો થવા માંડે છે
લેપ લેપ થઈ જાય છે એ.



હું શક્યતાઓના ભારામાંથી એક એક લાકડું ફેંકી
તને હોડીનું ફળ પ્રાપ્ત થાવ એમ બોલતો બોલતો
ખૂણે આવ્યો સાપ ને મામી તારો બાપનું ગીત

ગાતો નદીના છેલ્લા વહેણમાં ભળતો જાઉં છું
રણનો કણ થતો જાઉં છું
હે પવન, પાણી ને સૂર્ય !
તમને આંખ-નાક પ્રાપ્ત થાય તો મને ખબર આપજો
કાલના છાપામાં
સેન્સેશનલ ન્યૂઝ તરીકે એને છપાવીશું !

## બાળક ☐ રામદરશ મિશ્ર

☐ નૂતન જાની

(હિંદી)
આપણે બાળક સાથે રમીએ છીએ
આપણે બાળકની આંખોમાં તાકીએ છીએ
એ આપણી આંખોમાં તાકે છે
આપણી આંખોમાં
એની આંખોનો નિર્દોષ પડછાયો પડે છે
અને એની આંખોમાં
આપણી આંખોનું કાંટાદાર જંગલ.
એની આંખો,
ધીરે-ધીરે કાંટાનું વન બનતી જાય છે
અને આપણે ગર્વથી કહીએ છીએ—
બાળક મોટું થઈ રહ્યું છે.

## મારી કરડ નદી વિશે □ જયન્ત પાઠક

નદીઓ તો બહુ જોઈ, નદીમાં નદી એક તે કરડ
ગોઠગામ ઘેલું-ઘાયલ એની કાયાને મરડ !

પોઈતણા ડુંગરથી પડતું મેલે નીચે તળમાં
કાંઠે મેલી વનવસનો, જલકન્યા ખેલે જળમાં !

ઢોર ચારતી આદિવાસી કન્યાના જેવી ચંચલ
ખુલ્લી સાથળ ખળખળ, ઓઢ્યો ઊડે ઓઢણી-અંચલ !

પડખામાં એની પોઢ્યો છું, છેક ગયો છું તળિયે
ચોમાસું અંધારે છાની એય આવી છે ફળીએ !

નદી એટલે રુવાબ, અલ્લડ જોમ, વાંકડી ચાલ
પડકારે કાંઠે ઊભાને હોય હામ તો ઝાલ !

ઘણી વાર તાણ્યો છે એણે, તાર્યો છે, ડુબાડ્યો છે
ઘણું ખાનગી કહી શકું, પણ એની સોગન-આડ્યો છે !

નદીઓ તો બહુ જોઈ, નદીમાં નદી એક તે કરડ :
કંઠ વચોવચ આખું આયખું એક તરસની તરડ.

## The Bird
### □ Jayant Pathak

The Bird in the nest
looks at the sky;
The bird in the sky
looks at the nest.
Young ones with tiny wings
eagerly learn
How to fly with the nest
and with the sky return.

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

ઘણી વાર એક સુગંધ મારી પાસેથી પસાર થઈ જાય છે,
ઘણી વાર એક નદી મારી સામે ભરાઈ જાય છે
ઘણી વાર એક હોડી આવીને કિનારા સાથે ટકરાય છે
ઘણી વાર એક ચીલો દૂર સામે પારથી બોલાવે છે
હું જ્યાં હોઉં છું ત્યાં જ બેસી જાઉં છું
ઘણી વાર એક પ્રતિમા ધૂળમાં નિર્માણ થાય છે.

ઘણી વાર ચન્દ્ર ખિસ્સામાં પડેલો મળે છે,
સૂરજને ખિસકોલી ઝાડ પર બેસીને ખાય છે,
ઘણી વાર દુનિયા વટાણાનો દાણો થઈ જાય છે,
એક હથેળી પર આખી ને આખી વસી જાય છે
હું જ્યાં હોઉં છું ત્યાંથી ઊઠી જાઉં છું
ઘણી વાર રાત કીડીની જેમ ધીરે ધીરે આવે છે.

ઘણી વાર એક સ્મિત ઠંડી હવાની જેમ વહે છે
ઘણી વાર એક દૃષ્ટિ કાનટોપી પહેરી લે છે
ઘણી વાર એક વાત પર્વતની જેમ ઊભી થઈ જાય છે,
ઘણી વાર એક ખામોશી મને કપડાં પહેરાવે છે
હું જ્યાં હોઉં છું ત્યાંથી ચાલી નીકળું છું
ઘણી વાર એક વ્યથા યાત્રા બની જાય છે.

સર્વેશ્વરદયાલ સકસેના (અનુ. સુશી દલાલ)

સર્વેશ્વરદયાલ એ મારા પ્રિય કવિઓમાંના એક છે. મને અવારનવાર એવું લાગ્યું છે કે એમની કવિતાના વ્યક્તિત્વ સાથે મારો જાણે કે તાળો ન મળતો હોય ! પ્રતિરૂપો દ્વારા વાત કરવાની એમની પાસે એક કળા છે. એમનું આ કાવ્ય પ્રતિરૂપોનો ઢગલો કે સરવાળો નથી, પણ કવિ કલાકાર કસબીને સહજ હોય એ રીતે પ્રતિરૂપોનાં પારેવાં અહીં આ કાવ્યના આંગણમાં ઊભરાયાં છે અને એની એક સહજ રમ્ય રચના આકર્ષે છે અને આંગણાને જીવંત બનાવે છે.

ઘણી વાર ઘણું બધું બનતું હોય છે. એ જે કંઈ બને છે એની હકીકતની યાદી કરીએ તો Documentation – શુષ્ક અહેવાલ બની જાય. બનતી ઘટનાને પ્રતિરૂપો દ્વારા રજૂ કરીએ તો એ કાવ્ય

બને, જેમાં સ્પંદન અને કલ્પન એકાકાર થયેલાં હોય.

આપણે ઇચ્છીએ કે ન ઇચ્છીએ કશુંક અનુકૂળ, કશુંક પ્રતિકૂળ, કશુંક આ બેમાં વિભાગી ન શકાય એવું, પ્રકાર અને માત્રાફેરે મિશ્રિત બનતું આવે છે. આવું બધું બને છે ત્યારે આપણે દેખીતી રીતે ત્યાં ને ત્યાં જ હોઈએ છીએ અને અણદેખીતી રીતે ત્યાં ને ત્યાં નથી પણ હોતા. ગીતની ધ્રુવપંક્તિની જેમ અહીં બે શબ્દો સતત અર્થપૂર્ણ પુનરાવર્તન સાથે પ્રગટ થાય છે અને તે બે શબ્દો તે - 'ઘણી વાર.' કાવ્ય નિરાકારતત્ત્વથી પ્રારંભ થાય છે અને નિરાકારતત્ત્વથી અંત પામે છે. આ બંને સુખદ અને દુ:ખદ નિરાકારની વચ્ચે કેટલાયે આકારો સંબંધના, સંવેદનના અને સંસારના પડેલા છે. આ આકારો પણ સુખદ અને દુ:ખદ છે, અનુકૂળ અને પ્રતિકૂળ છે. એવા પણ આકાર છે જેની નામ પાડીને સ્પષ્ટ વાત ન થઈ શકે. ક્યારેક આ બધું વારાફરતી બને છે. ક્યારેક એક પછી એક પણ બને છે. ક્યારેક એવી પણ પરિસ્થિતિ બને છે કે આમાંનુ સાથે સાથે બનતું હોય અથવા આવું બધું બનતું ન પણ હોય. તે આપણા moods, આપણા મિજાજ, આપણા મનની છબીને, આપણા મનની વ્યવસ્થા અથવા આપણા મનની અવસ્થાને કારણે જ બનતું હોય.

આ કાવ્યને પામવા માટેની આટલી ભૂમિકા – આપણે ઊભા હોઈએ કે પલાંઠી વાળીને બેઠા હોઈએ કે શૂન્યમનસ્ક હોઈએ કે અન્યમનસ્ક હોઈએ ત્યારે એવું નથી બનતું કે કોઈ સુગંધ આપણી પાસેથી પસાર થઈ જાય છે ! કવિએ તો 'મારી' શબ્દ વાપર્યો છે પણ હું આપણી કહું છું. કારણ 'સ્વ'માંથી પ્રગટેલું કાવ્ય સર્વને આલિંગન આપે છે અને કોઈ પણ કવિની કવિતા વાંચીએ છીએ ત્યારે એ આપણા લોહીમાં ભળે છે, ત્યારે આપણી થાય છે. કાવ્યના જીવનના લયની સાથે આપણા લોહીનો લય એક સૂરમાં, એક તાલમાં રમ્યા કરે છે. કોઈક સુગંધ પસાર થઈ ગઈ પણ એક જ વાર ઓછી પસાર થવાની છે ? આવું બધું ઘણી વાર બનતું હોય છે અને બને છે, પણ આ ઘટનામાં પુનરાવર્તનની એકવિધતા નથી, પણ પ્રત્યેક આગમન અને પુનરાગમનની સાથે એનો રોમાંચ છે. સુખની પાછળ કે સુખની અડખેપડખે દુ:ખ તો હોય જ છે, જેમ દુ:ખની પાછળ કે અડખેપડખે સુખ નહીં તો સુખના અડછાયા - પડછાયા હોય જ છે. ઘણી વાર એક નદી આપણી સામે ઊભરાતી હોય છે. આ નદી કઈ, એની કવિએ ચોખવટ નથી કરી. ચોખવટ નથી કરી એટલા માટે તો એ કવિ છે. એ કદાચ ઊભરાતી આંખોની ગંગા-યમુના હોય, જેમ સુગંધ પણ કોઈ સંબંધની હોય એમ ક્યારેક કોઈ હોડી કિનારા સાથે ટકરાય છે. ટકરાય છે એટલું જ, ભાંગી પડતી નથી. આપણી આપણી સાથેની વાત કે અન્ય સાથેની વાત ક્યારેક તો ટકરાય જ ને !

ક્યારેક એવું નથી બનતું કે આપણે કેટલી બધી વ્યક્તિઓથી કેટલી બધી વસ્તુઓથી વીંટળાયેલા હોઈએ, ચમનમાં ખુશ-હાલ હોઈએ પણ કોઈક દૂરનો સાદ, કોઈક દૂરનો ચીલો, કોઈક દૂરની કેડી, કોઈક દૂરનું સ્વપ્ન, કોઈક ક્ષિતિજ આપણને કહ્યા કરે ઊઠ, ઊભો થા, નીકળ અહીંથી બહાર, ત્યાં પહોંચ અને આપણને પહોંચવાની ઇચ્છા હોય પણ પહોંચી ન શકીએ ! કદાચ એવું પણ બને કે ત્યાં પહોંચ્યા પછી રસ ન પણ પડે. દૂરથી જે આકર્ષે તે પાસે જઇએ પછી ન પણ આકર્ષે.

આવું બધું પણ કેટલીક વાર બને છે. આપણા મનમાં કોઈકની પ્રતિમા હોય, આપણે જ એને ઘડી હોય, આપણે જ એને મોટી કરી હોય, આપણે જ એને મનમાં ઉછેરી હોય, આપણે જ એને વિભૂતિ માનતા હોઈએ અને નજીક જઇએ ત્યારે વ્યક્તિ પણ ન હોય. એની પ્રતિમા ધૂળમાં ઢળી ગયેલી હોય, ત્યારે સૌથી વધારે દુ:ખ આપણને થાય છે. પેલી કહેવાતી વિભૂતિને ખબર પણ નથી હોતી કે કેટલા

...ક્રોડથી આપણે એની પ્રતિમા ઘડી હતી. મનમાં જે મૂર્તિખંડન થાય છે એનું દુ:ખ આપણે જ વેઠવાનું હોય છે. અહીં આવું મૂર્તિખંડન થતું હોય એની વાત નથી પણ ધૂળમાંથી મૂર્તિ નિર્માણ થવાની વાત છે. પછી પરિણામ જે આવે તે.

સુરેશ જોષીએ એક કાવ્યનો પ્રારંભ આ રીતે કર્યો હતો, 'હું ખુશ છું બેહદ આજ ખુશ છું. એટલો ખુશ છું કે ચંદ્રમુખીનો ડાઘ લૂછી નાખું, બને તો ઉર્વશીને નૃત્યની ચારુમુદ્રા શીખવી શકું, કુબ્જાને સૌંદર્ય આપું, તોપને હાલરડું ગવડાવું અને બૉમ્બને પુષ્પવૃષ્ટિ શીખવું.' પણ જીવનની કરુણતા એ છે કે આ ખુશીનો પટ પ્રલંબ નથી હોતો એ વાતને પણ સુરેશ જોષીએ સરસ રીતે છેડી છે.

અનેક વાર એવું નથી બનતું કે આપણે જાણે કે સારાય જગતના સ્વામી થયા હોઈએ એવું લાગે ! ચંદ્ર આપણા ખિસ્સામાં હોય, સૂરજ ઝાડ પરથી ઊતરી આવ્યો હોય, ખિસકોલી પણ સૂરજમુખી થઈ ગઈ હોય અને આનંદને આરોગતી હોય ! આટલી મોટી દુનિયા થઈ જાય વટાણાનો દાણો અને બેસી જાય આપણી હથેળીમાં. પણ આ અવસ્થા ઝાઝી ટકતી નથી. કવિએ ક્યાંય એવું કહ્યું નથી પણ સાંકેતિક રીતે વર્તન દ્વારા પ્રગટ કર્યું છે અને તે આ રીતે "હું જ્યાં હોઉં છું ત્યાંથી ઊઠી જાઉં છું." એક ક્ષણ એવી હતી કે દુનિયા હથેળીમાં હતી પણ સમય વીતતો નથી. રાત કીડીની જેમ આવે છે.

ક્યારેક કોઈ સ્મિત જાણે કે વહેતી ઠંડી હવા. આપણે જ્યારે ખૂબ આનંદમાં હોઈએ કે ખૂબ દુ:ખમાં હોઈએ ત્યારે સુખ કે દુ:ખ સહન ન થાય ત્યારે આપોઆપ આંખ મીંચાઈ જાય છે. કવિ આ વાતને સરસ રીતે કહે છે: 'ઘણી વાર એક દૃષ્ટિ કાનટોપી પહેરી લે છે.' સરસ રીતે કહે છે માટે તો કવિ છે. કેટલીક વાર વાતમાંથી વાત નીકળતાં બે માણસ વચ્ચે એક પર્વત ઊભો થાય છે. વાત પોતે જ પર્વત થઈ જાય છે. જગદીશ જોષીની પંક્તિ યાદ આવે છે :

"વાતે વાતે તને વાંકું પડયું :
ને મેં વાતોની કુંજગલી છોડી દીધી
શબ્દોને પંથ કોણ કોને નડયું
મેં તો વાતોની કુંજગલી છોડી દીધી."

આવી પરિસ્થિતિમાં ખામોશી આપણી માલિક થઈ જાય છે અને એ જ આપણને વસ્ત્રો પહેરાવે છે. આ ખામોશીની અવસ્થા પણ પંપાળવા જેવી નથી. એનાથી દૂર ચાલી જવા જેવી છે, પણ વ્યથા કોઈને છોડતી નથી. આપણી વ્યથા જ યાત્રા બની જાય છે. ખુશીના રસ્તા પર ખામોશી મળે છે અને વ્યથા જાત સાથેની જાત્રા બને છે. શબ્દ જ્યારે કવિની આંગળી પકડીને ચાલે છે ત્યારે એ પ્રવાસ નથી હોતો, પણ કાવ્યયાત્રા હોય છે.

## આવતી સદી માટે □ નિમાઇ મુખોપાધ્યાય
### □ નલિની માડગાંવકર

(બંગાળી)

એક માણસ જોયો
જેની જટા-દાઢી સત્તરમા સૈકાને પણ હરાવે તેવી.
મોઢામાં વીસમી સદીના છેલ્લા દાયકાની ભાષા.
મેં પૂછ્યું - 'શું કરો છો ?'
એમણે કહ્યું - 'સ્મિત વેચું છું.'
'કિમત - ડોલર, પાઉન્ડ કે રૂપિયા ?'
'બધું મળીને લગભગ મફતમાં'
'તો પછી ચાલે છે કેવી રીતે ?'
'દસ પૈસા આપોને !'
'દસ પૈસામાં શું ખાશો ?'
'જે ખાવાથી આ દેહમાંથી આત્મા ચાલ્યો ન જાય.'
હું ખડખડાટ હસી પડયો.
એ બોલ્યા - 'મારી દક્ષિણા ?'
મેં કહ્યું - 'શેની દક્ષિણા ?'
જવાબ મળ્યો - 'આ તમે જે કેટલા વરસ પછી હસ્યા, એની !'

## The Pool
### □ Jayant Pathak

The pool in front of my house
is dry and dead;
Fish and frog all for their
life have fled;
The green grass around
gradually ripens into hay;
And villagers forgetful
no longer go that way —
I slowly walk to the dried up pool
To see ripples in my eyes tearful.

પ્રિય આશ્ચરજી,

આપણે ફોન પર મળ્યા પછી તમારા તરફથી કંઇ ખબર નથી. કોક વાર લખો તો ખરા ?

હવે, આ સાથે A-B-C-Dના નંબર ધરાવતી સાત કૃતિઓ અનિવાર્ય જણાંતાં મોકલી છે. મારા વિશે ભાઇ સુરેશ માટે માહિતી શોધવા ધૂળધોયાનો ધંધો કરતાં આ સોનાની કણીઓ દટાઇ ગયેલી તે મળી આવી અને તમને મોકલી છે.

અનુક્રમણિકામાં "ગીતનું ગીત" નામનું કાવ્ય છે તેની પહેલાં આ એ- બી- સી- ડી- ઇ- એફ- જી એમ ક્રમવાર મૂકશો.

"ગરિયસી ગુજરાત" તો ગુજરાતને દસ વર્ષ થયાં ત્યારે નર્મદ પછી બીજું છપાયું હતું અને વિસરાઇ જ ગયું હતું. ઘરણ કાઢતાં તે મળી આવ્યું. "અસાંગરા" તો કવિતાના ગયા અંકમાં છપાયું અને તમને મોકલવાનું જ રહી ગયું...

તમને તકલીફ આપું છું એ જાણું છું. પણ આભારની ઔપચારિકતાથી દૂર રહું છું.

બીજું, જેમ ભાઇ સુરેશને તમે ફર્મા મોકલ્યા તેમ મને મોકલી શકાય ખરા ? જો વ્યવસ્થા થઇ શકે તો સારું કારણકે તમે સુરેશને મોકલેલા ફર્મા પણ મેં હજી સુધી જોયા નથી. સ્વાભાવિક રીતે જ કુતૂહલ થાય... તમારી દીકરી જે રાત્રે રવાના થઇ તે રાત્રે હું માંડમાંડ વખત કાઢીને સુરેશને ઘેર ગયો હતો. ત્યારે તે બધાં ટ્રેન પકડવાની ઉતાવળમાં હતાં તેથી પેલા ફર્મા જડયા નહિ ને જોઇ શકાયા નહિ.

અત્યારે તો સુરેશ મારી અને શ્રી બાલમુકુન્દની ચૂંટેલી કવિતાઓના સંગ્રહના કામમાં મશગૂલ છે. મને પણ મારા વિશેની વિગતો વગેરે માટે તેણે કામે લગાડી દીધો છે. શ્રી બાલમુકુન્દનું પણ મારે અહીં બેઠાં બેઠાં સંભાળવું પડે છે અને પત્રવ્યવહાર ચલાવું છું.

ત્યાં સૌ. પ્રભાબેનને અમારું સ્મરણ આપશો. તમારી દીકરીનું નામ નથી ખબર, નિયતિ-મિતાલી (તિનાલી)ને અમારા આશિષ. તમારા પાટવી કુંવરનેય આશિષ... અને તમને દિવાળી મુબારક... લિ. વેણીભાઇના વં. મા.

## A

## ગરિયસી ગુજરાત

નમન હો નંદન ગુર્જરભોમ,
અમારાં પુલકિત રોમેરોમ:
અમારાં વંદન ગુર્જરભોમ.

નવા નયનમાં નવાં કિરણની કનકધજા લહેરાય,
નવાં કલેવર, નવલી કરવટ, નવા પંથ અંકાય:
સદા સિદ્ધિનો સૂરજ ઊગે, સદા રિદ્ધિનો સોમ –
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ.

સરસ્વતીનું વીણાવાદન, વર લક્ષ્મી વરદાન,
ખનિજ ખજાનો વહેતું સોનું, ઉદ્યમનાં ઉદ્યાન :
નવરચનાના યજ્ઞકૂંડમાં પુરશ્ચરણને હોમ –
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ,

ગરિયસી ગુજરાત ! અમે સહુ શિલ્પી અને સલાટ,
દ્વારપાલ, દિક્‌પાલ અમે તુજ લાડકવાયા લાટ :
અસુરોની ઉદ્ધારક અંબા, નવરાત્રીની નોમ –
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ.

સંકલ્પોનાં તુંગ તપોવન, પરમારથ પયપાન,
ઋતુઋતુના તડકા-છાંયામાં પાંગરતાં દિનમાન :
માટી તણા મનોરથ માગે કંઇ હેલી : કંઇ ધોમ –
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ.

પાવાગઢ ને પુરી દ્વારિકા, સોમનાથ, ગિરનાર,
ભાગ્યનર્મદાનું તું તીરથ, અલકાનો અવતાર :
સરિતાતટની અમિયલધારા, સાગરતટનું જોમ –
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ.

કામધેનુ છે ધરતી તારી, કલ્પવૃક્ષ આકાશ,
કર્મયોગના આરસ-પારસ, ધર્મયોગ ઉલ્લાસ :
અરિહન્તા, અલ્લા, જરથોસ્તિ, ઇસાઇ ને હરિઓમ
અમારાં વંદન ગુર્જરભોમ,
અમારું નંદન ગુર્જરભોમ.

B

## અસાંગરો

છેલાજી અમને
અલબેલો લાગે રે અસાંગરો :
મારુજી અમને
ઘેલોઘેલો લાગે રે અસાંગરો.

સૂરજમુખીનાં ફૂલ રાતડીમાં ખીલ્યાં,
આંખડીનાં મૃગલાં આ ઝાંઝવામાં ઝીલ્યાં,
કાળજાના કાવામાં જોબનિયાં ડૂલ્યાં :
ઘેન છે ગુલાબી
ને પ્રીતડી છે ચાબી -
-કે મારો ચાંદલિયો ચૂંચો ને સૂરજ છે માંજરો :
છેલાજી અમને અલબેલો લાગ્યો રે અસાંગરો.

દરિયાના કાંઠાને મોજાંની માયા,
નદિયુંનાં નયણાંને તરુવરની છાયા,
ઝરણાંમાં પર્વતના પડછાયા નાહ્યા :
સપનાં આ સામટાં,
ને ભરમાવે ભામટાં -
-કે મારા પાણીના પંથકને કેમ કરું પાંસરો ?
મારુજી અમને ઘેલોઘેલો લાગે રે અસાંગરો

ચૂંદલડી ઓઢું ને રૂપ મારું ઢાંકું,
આશાના તોરણમાં તારલિયા ટાંકું,
દર્પણમાં જોઇ લેતી સ્હેજ/વાંકુંવાંકું :
વાંકો અંબોડલો
ને વાંકો છે ટોડલો -
-કે મારા આયખાના ઓરસિયે વાટ્યો છે ભાંગરો :
છેલાજી અમને અલબેલો લાગ્યો રે અસાંગરો

૮

## ઝંખનાનાં ઝાંઝવાં

જિન્દગી આ છે મિલન ને જિન્દગી જુદાઇ છે,
ખામીઓ છે ખલ્કની ને ખૂબીઓ ખુદાઇ છે.
ટાંકણું ધ્રૂજી ગયું તો પણ અદલ છે આકૃતિ,
ભૂલમાં ને ભૂલમાં સચવાઇ ગઇ સો-સો સ્મૃતિ
કયાંક એ છુપાઇ છે ને કયાંક એ છવાઇ છે :
જિન્દગી આ છે મિલન ને જિન્દગી જુદાઇ છે.

એકલો પ્રવાસ છે ને સંઘનો પ્રસંગ છે,
તલ વિનાનું તત્ત્વ છે ને જલ વિના તરંગ છે,
આવવા-જવાની કંઇક ગૂઢ કારવાઇ છે :
જિન્દગી આ છે મિલન ને જિન્દગી જુદાઇ છે.

જીવવાની વાતમાંય જીવને સબર નથી,
ચાલવાની ચોંપ છે, પણ કયાં જવું ખબર નથી.
ઝંખનાનાં ઝાંઝવાંની પ્યાલીઓ પિવાઇ છે :
જિન્દગી આ છે મિલન ને જિન્દગી જુદાઇ છે

D

## ક્યાંક હોય છે

સૂર કયાંક હોય છે, સિતાર કયાંક હોય છે,
વાત કયાંક હોય છે, વિચાર કયાંક હોય છે.

ફૂલ જેવો થઇ શકે તે ફૂલને પામી શકે,
ફૂલ કયાંક હોય, ગુલબજાર કયાંક હોય છે.

હકીમનું શું કામ છે ? ફકીરને શું પૂછવું ?
રોગ કયાંક હોય છે, બીમાર કયાંક હોય છે.

લાગણીનું હિમ પડે છે લાગણીના પહાડ પર,
ખ્યાલ કયાંક હોય છે, ખુમાર કયાંક હોય છે.

આભમાં દેખાય છે તે તો અજબ મકાન છે,
મોભ કયાંક હોય છે, મદાર કયાંક હોય છે.

ચાલી જવાના જોશમાં ભૂલા પડી જવાય છે,
મોત કયાંક હોય છે, મજાર કયાંક હોય છે.

આ રમત તો રાહમાં હું રોજ રોજ જોઉં છું,
રૂપ કયાંક હોય છે. દીદાર કયાંક હોય છે.

**E**

## લાગણીની લંક છે

જિન્દગીની ચાંદનીમાં કયાંક તો કલંક છે,
કયાંક છે કમલ કમલ ને કયાંક પંકપંક છે.
આપણું આ સત્ય છે કે આપણું આ સ્વપ્ન છે ?
આ સવાલ છે ધનિક ને આ સવાલ રંક છે.
શોખ છે સમંદરી ને ખ્વાબ છે તવંગરી,
ડગમગાતી દડમજલમાં આયખું અટંક છે.
જ્યાં સમય છે બંધિયાર એવું એક છે ફલક,
આમ એ અનંત છે ને આમ એક અંક છે.
જિન્દગીના મર્મ કે મરોડને તે શું કહું ?
કયાંક નગ્ન શિલ્પ છે ને કયાંક પાનીઢંક છે
જિન્દગી આદાબઅર્ઝ : જિન્દગી છે અલવિદા,
લાગણીનો મેઘ છે તે લાગણીની લંક છે

**F**

## વીજળી નાચી નહિ

વાદળ સંગે વાદળ નાચ્યાં, વીજળી નાચી નહિ !
કે વ્હાલમ, વીજળી નાચી નહિ :
કે સાજન, વીજળી નાચી નહિ.
કંઇ અજવાળે, કંઇ અંધારે, જાદુઇ ઝટકો,

ઈંદરરાજા રથ હંકારે... તાતો ફટકો :
ઘોડા ભડકયા તો ય સડકની છાતી કાચી નહિ !
કે સાજન, વીજળી નાચી નહિ.

મેઘધનુષની રંગછટાઓ... અચકોમચકો,
ડુંગર પર ઘનશ્યામ ઘટાઓ... લટકોમટકો,
ફોરમ ભીની ફણગાવેલી... અચકોમચકો,
આશા મારી સણગટ ઘેલી... લટકોમટકો,
દીઠી તારી વ્હાલવિનવણી, તો ય હું રાચી નહિ !
કે સાજન, વીજળી નાચી નહિ.

લાખ કરી આંખોએ વાતો, એક્કે વાંચી નહિ,
તારી કોરી જિગર-કિતાબે એકકે ટાંચી નહિ :
મારા આ અબોલા અડિયલ, રીસ જ સાચી નહિ!
કે વહાલમ, કે સાજન, વીજળી નાચી નહિ

G

## ઝાંખી

મેં તને સ્વપ્નમાં દીઠી છે
આ આંખો હવે અજીઠી છે
મન કહ્યા કરે છે મનમાં કે –
આ અંબરઅલકા મીઠી છે.

ઓ પૃથ્વીલોકની ગગન પરી,
તું રૂપ ધરી લે નવું ફરી :

તું સુંદરતાનું સર્જન છે,
તું નવીનતાનું નર્તન છે,
તું પલટાતી છે પરંપરા,
દઈ દે અણસારા અરાપરા :
વનવનમાં ચેતન નવુંનવું
મોસમના હોઠ મજીઠી છે
મેં તને સ્વપ્નમાં દીઠી છે

આ આંખો હવે અજીઠી છે
ઓ પૃથ્વીલોકની ગગનપરી,
તું રૂપ ધરી લે નવું ફરી.
તું તૃષ્ણાતુરોની અમર તૃષા
તું નિશાચરોની અલસ ઉષા,
આ ધુમ્મસમાં ઢાંકેલ છબી
શું જોઈ હતી : શું જોઈ અબી.
તું હરિચંદન, હિમબાલા છે,
તું આશાની અંગીઠી છે :
મેં તને સ્વપ્નમાં દીઠી છે
આ આંખો હવે અજીઠી છે

## કાવ્ય □ હરિહર જોશી

શિયાળો સૂસવે
ખરે પગરવ
તડકે ધૂંધવાય જંગલ
ઝગે ટેકરીઓ
બુઝાય સૂરજ
એકલદોકલ
વાદળી
ઠેકે પહાડ
પથ્થરો ભુંજાય
ઝમે
મશરૂ અંધાર
ફોરે તારોડિયું આભ
રાત,

ધબ્બ કાળું બાકોરું.
મંદ મંદ
પ્રસરે
કસ્તુરી ગંધ
વનકેડી
કિરમજી આથમે
કલરવે નક્ષત્રો
ચાંદની
રેલે
ગાંધાર
દ્રવે
આગિયા !

## શોભનાબાઈનો સનેપાત □ મેઘનાદ હ. ભટ્ટ

["એકે બિન્દુ પણ રસતણું કેમ હાવાં પડે ના ?"]

"ઊગે છે સુરખીભરી રવિમૃદુ હેમન્તનો પૂર્વમાં" –
– ને,
પશ્ચિમી સાંજના ધુસર સૂર્યને
ઠીઠુરતી ઠંડીએ હવે થીજવી દીધો છે
એ આથમી ગયેલા સૂર્યની અંતરિયાળ ઉષ્મા
સંઘરી રાખી છે, ભરી રાખી છે, ઊભરાવી રાખી છે
રસ્તાના વળાંકે વિહરતી શોભનાબાઈએ.
શોભનાબાઈ,
કેટકેટલાં સૂર્યાસ્તોના સવિતાસ્રોતો
ઢબૂરાઈ ગયા છે તારા ફાટયાતૂટયા સાબુઓની સોળોમાં ?
શોભનાબાઈ,
ક્યાં સુધી બન્યા કરશે તું સાકીબાલે ?
શોભનાબાઈ,
ક્યા ક્યા, કોના કોના પરવાનાના શમણાંઓને
સળગાવી દેશે તારી આ શમા ?
– ક્ષમા, શોભનાબાઈ ક્ષમા –
તું ક્યાં છે કોની રમા ? કોને છે તારી તમા ?
ને તોય
આકાશનો અગનગોળોય
જેને આપી શક્યો નથી બાષ્પિભૂત વાયરો
એવાં કેટકેટલાં અમથાલાલોનેય
આપ્યો છે તેં સુંવાળો, સુંવાળો સ્હાયરો ?
શાર્દુલના વેષમાં આવેલા કેટકેટલાં શૃગાલો –
– એ રમાડયાં છે
દિનરાત - રાતદિન તારા લિસ્સા, લસરતા ગાલો !
તારા સ્તનધડકની સગડીમાં કેટકેટલાં અમથાલાલોએ

માણ્યું છે, અનુભવ્યું છે
પાછલી છાપરીની ભઠ્ઠીનું ધબ્બ કરી દેતું દોલી સવારનું શિયાળાપણું !
દાઝણું થઇ ગયું છે હવે તો એ તાપણું
શોભનાબાઇ,
આજે તો
ઠરીને ઠાંગરુ થઇ ગયું છે એ ખાપણું.
શોભનાબાઇ,
આવ્યો છે, આવ્યો છે અમથો આજે ફરી પાછો
આપશેને એને તારા હૂંફાળા સ્પર્શનો સહવાસ આછો ?
આજે એ કશુંય લેવા નથી આવ્યો, શોભનાબાઇ.
શોભનાબાઇ, એ કશુંક દેવા આવ્યો છે આજે.
શું જોઇએ છે બોલ, શોભનાબાઇ, બોલ.
શું છે તારી આખરી એષણા ? બોલ, શોભનાબાઇ બોલ.

*

"અહો કેવું સુખી જોડું કર્તાએ નિર્મ્યું દીસે !" ? ? ?

*

અમથાઆઆ...
    તને અમથો અમથો ય જે મળ્યો ના
તે
અમથાનુભવી અનુભવ આપ મને
આપ. મને આપ.
અમથાઆઆ...
    આપ મને તારી અમથાનુભવી અનુભૂતિ.
નહીં જન્મી શકનાર મારા બાળકના બાપ
આપ... મને. આપ
પ્રીતિ વિહોણી  થોડી રતિ
તારી સંસક્ત થોડી સંસૃતિ
અમથાઆઆ...
મારા શિથિલ ગાત્રોની ગરમી અને ગરિમા

આજે તો "ગરીબ" થઇ ગઇ છે મારા રાજ....
....મારા અમથાઆઆ
આજે હવે કશુંય આપવા લેવાનું બાકી નથી રહ્યું આપણી બંને વચ્ચે !
અમથાઆઆ...
હું તો આજે લઉં છું
    ચિર્‌વિદાયનો મારો છેલ્લો, છેવટનો શ્વાસ.
મૃતપ્રાય મારા કાનોને સંભળાવે તારી તું પ્રાણપોક
તે પ્હેલાં
    રોક અમથા રોક
આસું તો કાલેય વહાવી શકશે તું
આજે તો
ખપ લાગે તો
ધરું છું તને "ડીપ ફ્રીઝ"માં ગળી ગયેલાં મારા ગાત્રો
અમથાઆઆ...
ચિર્‌શૈયાની આગ મારા અંગોનો અસ્થિપુંજ હરી લે
તે પ્હેલાં
ભલે થતો એકાદો અમથો અમથો સંભોગભોગ
ભલે થતો
    વિતેલાં વર્ષોની સ્મૃતિમાં
    અણધાર્યો આજે સંયોગયોગ
ને, પછી તો અમથાઆઆ...
ભલે ભળી જતાં
ઠેરઠેર પથરાયેલાં સ્મશાનોની વિરહદગ્ધ રાખોમાં
ઠરી ગયેલાં મારાં આ રસહીન ગાત્રો
– અમથાઆઆ...
રસહીન ધરા થઇ છે, હવે તો
        અમથાઆઆ રસહીન...

## શૂળી ઉપર સેજ □ જયંત પાઠક

જયંત પાઠકનો આ આઠમો કાવ્યસંગ્રહ છે. કવિતા ઉપરાંત એમણે વિવેચન, સંસ્મરણો, તેમ જ અનુવાદ ને સંપાદનનાં પુસ્તકો આપ્યાં છે.

આ સંગ્રહમાં જયંત પાઠકે છેલ્લાં ચારેક વર્ષમાં રચાયેલી કૃતિઓમાંથી કેટલીક સંચિત કરી છે. દુ:ખ - વ્યથા - વેદના, મૃત્યુ, પરમતત્ત્વ, કવિતા, પ્રકૃતિ, માતા, સ્થળ વગેરે વિષયનાં કાવ્યો આ સંગ્રહમાં છે. છંદ, અછાંદસ, ગીત, સૉનેટ, લઘુરચનાઓ, દૂહા વગેરેનું અહીં ઠીકઠીક વૈવિધ્ય જળવાયું છે. એમને ગીત અને છંદોબદ્ધ કાવ્યો સહજ છે. ગીતમાં પરંપરાનો સ્પર્શ છે, પણ એનું કોઇ વળગણ નથી.

જયંત પાઠક હોય ને વતનપ્રેમનાં કાવ્યો ન હોય એ તો બની જ ન શકે, ને વતનપ્રેમ શૈશવ સાથે સંકલિત છે કહે છે :

"મેં તમને શૈશવમાં આંખો ભરીનિ જોયા છે" (વતન પહાડોમાં). "ગાડીમાં ગામની નદી પાર કરતાં" કાવ્ય પણ કવિના વતનપ્રેમની વાત કહી જાય છે. કવિની પરિપક્વતાનો સ્પર્શ આ કાવ્યોમાં જોઇ શકાય છે. જીવનની નિરર્થકતાને કવિ આમ આલેખે છે :

"જીવ હવે મેલો આ ફોલવાનું ફોતરા !" (નોતરાં) મૃત્યુનું ભારણ પણ અહીં દેખાયા કરે છે :

> આવ્યો આવ્યો રે અસવાર –
> કાળે ઘોડે કાળે લૂગડે પેઠો ગઢમોઝાર ! (અસવાર)

અને છતાં જીવન માટેનો પ્રેમ પણ અહીં આંખે વળગે છે.

પહેલા કાવ્યમાં, આમ તો કશુંયે સામ્ય નથી, છતાંયે એની પ્રાસરચના વેણીભાઇના 'ઉનાં રે પાણીનાં અદ્ભુત માછલાં'ની યાદ આપે છે :

> ભાઇ, આપણે ભલા ને આપણાં દુ:ખ ભલાં !
> – અહીંતહીં કહેતાં ફરે તે વેવલાં (આપણે ભલાને...)

જયંત પાઠકે 'ભલાજી'નુ એક પાત્ર સર્જ્યું છે, એ તો પોતાના સંવેદનો વ્યક્ત કરવાનું એક નિમિત્ત છે. જયંત પાઠકની કવિતા સરળતા તરફ ગતિ કરી રહી છે. એક કાવ્યનો આરંભ ઉદાહરણરૂપે જોઇએ :

> એક આંબે કોયલ બોલે છે
> કાચા-તૂરા કાળજડાને ચાંચે ચાંચે ઠોલે છે ! (મોસમનું ગીત)

એક જ કાવ્યથી આ કવિની પ્રતિભાનો પરિચય પામવો હોય તો 'પ્રેમની હર કથા –' કાવ્ય જોઇએ :

> પ્રેમની હર કથા કરુણાન્ત હોય છે :
> જે પંખીની પાછળ

વન - ઉપવનો ભમ્યા
તેને છેવટે
અભ્યાસખંડમાં બેઠા બેઠા
સલીમઅલીની ચોપડીમાં શોધવાનું !

જે પંખીની સાથે
ચાંચમાં ચાંચ – પાંખમાં પાંખ રમ્યા
તેનો છેવટે
કોઈની આગળ આરામથી
આંખે દેખ્યો હેવાલ કહેવાનો !

જે પિંજરમાં હોંસે હોંસે
બેઉ પૂરાયાં ને ઝૂલ્યા
તેને છેવટે
પલંગમાં પડયાં પડયાં
ખાલી ઝૂલ્યા કરતું જોવાનું !

પ્રેમની હર કથા કરુણાન્ત હોય છે.

–જયા મહેતા

[જયંત પાઠક, શૂળી ઉપર સેજ, પ્ર. આ. ૧૯૮૮, કૃતિ પ્રકાશન, વીરમગામ, પૃ. ૧૦૪+૮, કિ. રૂ. ૨૧.]

## સજા □ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

કાતરના એક પાનાએ
બીજા પાનાને કહ્યું -
ટેરવાંની મર્યાદા
ઓળંગનાર નખને
કપાવું પડયું !

□ વિપિન પરીખ

ધીમે ધીમે દૂર થતી જાય છે
પોતાની જ દીકરી
પતિની સાથે ફરવું દેશભરમાં - મુગ્ધ, નવી નવી ક્ષિતિજો
"પપ્પા, અમે એક મહિના માટે બેંગલોર-ઊટી જઈએ છીએ.
પપ્પા, હમણાં ઘરમાંથી નીકળી શકાય એવું નથી
સાસુને બ્લડપ્રેશર રહે છે.
આવતી કાલથી મુન્નાની યુનિટ ટેસ્ટ શરૂ થાય છે.
મારા વગર વાંચવા જ નથી બેસતો. શું કરું પપ્પા !"
પહેલાં પત્રો ઓછા થતા જાય છે
પછી ફોનની ઘંટડીઓ...
દૂર..... ધીમી.....
ક્યારેક મહિને - બે મહિને - કવચિત જ...!
પપ્પાએ દૂર થતાં શીખવું જોઈએ.
તેના જન્મથી જ,
પારણામાં ફૂલની જેમ પોઢી હતી તે ક્ષણથી જ
કે પછી
સપ્તપદીનું પ્રથમ પગલું તેણે મૂક્યું ત્યારથી,
પણ તેવું થયું નહીં.
તેને વંચાવવા માટે રાખી મૂકેલી
કવિતાઓનો ઢગલો થયો છે.
આરામખુરશીમાં બેઠાં બેઠાં ઝોકું આવી જાય છે.
બે પોચી ગુલાબી હથેળી
પાંપણને ઢાંકી દે છે. પૂછે છે :
"બોલો કોણ છે ? ઓળખી કાઢો... જલદી !"
અવાજ પરિચિત છે, ક્યાંક સાંભળ્યો હતો....
પણ કેટલો દૂર.....?

## વિશ્વાસ □ નેલ્લૈ સુ. મુત્તુ □ જયા મહેતા

(તમિળ)

બુઝુર્ગો પાસેથી સાંભળ્યું'તું,
કે
ગાદીતકિયા ઉપર બેસવાથી,
છતના પાટડા પર લટકવાથી
અને ખુરસી પર બેઠાંબેઠાં પગ હલાવવાથી
ઘર ડૂબી જાય છે કરજમાં !
પણ,
અમારા ઘરની છત પર
ન તો પાટડા છે
નથી ખુરશીયે અમારા નસીબમાં !
અમે તો
આંખ વીંચીને
મોઢું ને કાન બંધ રાખીને
ફૂટપાથ પર બેઠા છીએ
ઊઠીએ છીએ તો
પગ કાંપવા લાગે છે
સાચું તો એ છે,
કે એમને અમે જાણી-જોઈને નથી હલાવતા.
આંતરડાં પર ગોઠણ વાળીને
કોણીઓના તકિયા કરીને
અમે પડયા છીએ ફૂટપાથ પર,
હવે તમે જ કહો,
આ ઘર કરજમાં ડૂબે પણ
કેવી રીતે ?

## તારું ઘડિયાળ □ લુઈ હડસન □ સુરેશ દલાલ

તારું ઘડિયાળ મને યાદ આપે છે
આપણને પ્રેમ માટે
ફુરસદ નથી.

## જીવતા રહેલાઓ □ કે. સચ્ચિદાનંદન
(મલયાલમ) □ શકુંતલા મહેતા

આ ઘરનો મને ખરેખર ભય લાગે છે
જમણના ખંડનાં વાસણોમાંથી
હું ઓળખી ગયો તે પ્યાલો,
જેમાં અપાયું હતું ઝેર સૉક્રેટીસને.

હું ઓળખી ગયો બેડી
જે પહેરાવવામાં આવતી રોમના ગુલામોને
જ્યારે તેઓ હલેસાં મારતા માલિકોનાં વહાણોને
કુહાડી જેણે કાપી નાખ્યા થાકેલા હાથ
લઈ જતા પિરામિડો માટે.

આ રહી તે દેગડી
જે જમીનમાલિકો ચીનના વાપરતા
ઉકાળવા જીવતા ગેરહાજર રહેતા ગણોતિયાઓને.
આ રહ્યું દોરડું જેના વડે તપાસ-અધિકારીઓ સ્પેનના
બાંધતા, ધર્મ-સુધારકોને જીવતા શેકવા માટે.
આ છે ઘંટ
જે ઘસડી જતો જ્યુ બાળકોને બુચનવાલ્ડની
માનવ-ભઠ્ઠી તરફ.
અહીં રહ્યો ગોરાઓનો સાણસો
જે પુરુષત્વહીન કરી નાખતો કાળા ગુલામોને.
અહીં છે ડૂચો ચીંથરાનો,
જે ઠાંસી દેવામાં આવતો મોઢામાં
સામનો કરતી સાંતાલ કન્યાઓના.
પેલી છે લોહી નીગળતી છરી
જેણે પકડીને ખેંચી નાખી,
વિરોધ કરતી યુવાન આંખો

દેરક ભારતીય ગામડામાં

અહીં પણ
બરોબર ઘરની બહાર છે
એ માણસ જે ખેડે છે વણખેડાયેલી જમીન
જીવતો રહેલો દસ હજાર વર્ષોના જુલમો બાદ પણ
તેનું શીશ છે ઊંચું ઘણી યાતનાઓ છતાં
હંમેશાં ઝઝુમતો
હંમશાં આગળ ધપતો.

## મને ફાંસી મળી

□ નિમાઇ મુખોપાધ્યાય

□ નલિની માડગાંવકર

(બંગાળી)

મારો ગુનો એટલો જ કે મેં કલકત્તામાં
ડૂબતા સૂર્યને જોયો.
મને ફાંસી મળી.

મારો ગુનો એટલો જ કે મેં માણસને ચાહ્યા,
ફૂલ વીણ્યા ઇડન ગાર્ડનની છાતી પરથી
ઘાસમાં પગ ડુબાડયા.
મને ફાંસી મળી.

પવનનું રુદન મેં સાંભળ્યું,
માણસનું દુઃખ મેં જોયું,
પૂર્વની બારી ખોલી નાખી
તો પણ સૂર્ય ખોવાંઇ ગયો.

મારો ગુનો એટલો જ કે મેં કલકત્તામાં
ડૂબતા સૂર્યને જોયો.
મને ફાંસી મળી.

# બાનો અંતિમ દિન □ પન્ના નાયક

'એ' હવે આવવા જ જોઈએ-ની
પ્રતીતિમાં
ઉઘાડબંધ થઈ કશુંક શોધતી
ઝાંખું ઝાંખું જોતી
પાંપણો;
બાપુના હાથમાં હાથ હોવા છતાંય
ઓઢેલા શામળા કામળામાં
ઠંડા થતા જતા હાથ;
મૂળમાંથી ઊખડવા આવેલા
પડું પડું થતા વૃક્ષની
ત્વચા જેવા
તૂટક તૂટક વિચારો;
વિસ્તરેલી ચાર પેઢીની
હેલ્લાં દર્શનાર્થેની
સતત અવરજવર વચ્ચેય
દસ હજાર માઈલ દૂર
સાસરે ગયેલી
દીકરીની આંખોમાં
છેલ્લી નજર મેળવવાની
રહીસહી ઝંખનાની તરસ;
ઘૂંટાતા શ્વાસમાં
દૂર થયેલી દીકરીના સુખ માટે
કશુંક પ્રાર્થતા
કશુંક ગણગણતા
સૂકા સૂકા હોઠ;
મનની શાંતિ અર્થે
થતા મંત્રોચ્ચાર વચ્ચે
કાન સુધી પહોંચવા મથતાં
નજીક આવતાં જતાં લાગતાં
દીકરીનાં પગલાં ?
ના, ના, દીકરી તો સાસરે જ શોભે !
સાસરાને સાચવતી અને શોભાવતી દીકરી
હવે આવી નહીં શકે તેની
મનોમન ખાતરી થતાં
સાત સાગરને
ન ઓળંગી શકતી
એમની આંખોને
એમણે
બારી બહારના
ખુલ્લા ભૂરા
જમ્બો જેટ વિનાના
આકાશ તરફ
મીટ માંડી
સ્થિર કરી દીધી –
સદાય માટે !

પ્રિય સુરેશભાઇ,

કોઇ પણ વ્યક્તિની બુદ્ધિનું 'પ્રદર્શન' કરાવવું હોય તો તેને કાવ્ય-પસંદગીનું કામ સોંપવું ! અમારી નાટકની ભાષા પ્રમાણે મેં ક્યારેક અજાણતાં આપની સોગઠી મારી હશે, એટલે આપે મારો વજીર મારવા આ કામ મને સોંપ્યું !

કાવ્ય પસંદગી કરનાર હું કોણ ? અને એ પણ મૈત્રી-કાવ્યોમાંથી આજે ક્રિસમસના દિવસે મીરાંથી લઈને નલિની માડગાંવકર અને પ્રેમાનંદથી માંડીને ઓકતાવિયો પાઝ સુધીના મહાનુભાવોની કૃતિઓમાંથી.

મારી સમજ કેટલી ? બહુ બહુ તો એક ભાવક તરીકે કાવ્યો માણી શકું ! (એમાંય લા. ઠા. જ્યારે પોતાની અછાંદસ કૃતિઓ સંભળાવે છે ત્યારે મારી અણસમજને ધ્યાનમાં રાખી દયાભાવથી સમજાવે પણ છે ! અને ત્યારે જ થોડું ઘણું સમજાય છે !)

નાનપણથી એક્ટિંગનો શોખ ! એટલે નાટ્યકારે (કવિએ) લખેલાં સંવાદો એક્ટર અભિનય સાથે બોલે ખરો; પણ સમજે પણ છે એવું માની લેવાની ભૂલ તમે ક્યાં કરી બેઠા ?

મારા કાવ્ય-પ્રેમની વાત કરું તો શાળામાં કવિતાઓ શીખતા-ભણતા, પણ પાસ થવા માટે. પછી કાન્ત હોય,કલાપી હોય કે નર્મદ હોય ! અત્યારે જો એમાંથી કંઇ પણ સૌથી વધુ યાદ હોય, અસર કરી ગયાં હોય, તો શ્રી ચં. ચી. મહેતાનાં 'ઇલાકાવ્યો' ! એટલે કે બાળકાવ્યો ! એટલે કે આજે પણ બુદ્ધિ બાળક જેટલી ! જોકે બાળક જેટલી નિર્દોષ તો નહિ જ !

કૉલેજમાં દાખલ થયા ત્યારે બેકારી ટાળવા હું અને પ્રવીણ જોષી ઑલ ઇન્ડિયા રેડિયો પર નોકરીએ લાગ્યા. સવારમાં છ વાગ્યામાં શ્રી પ્રવીણચંદ્ર રૂપારેલ સાથે 'નમસ્તે ગુરુજી' કરીએ અને પછી આખો દિવસ રખડયા કરીએ. એમાં એક દિવસ રેડિયો સ્ટેશન પર શ્રી બરકત વીરાણી 'બેફામ' ઝડપાઇ ગયા. અને પછી તો રોજ, એમનું ગળું બેસી જાય ત્યાં સુધી, ગઝલો સાંભળ્યા કરીએ ! ધીરે ધીરે એવો તો ચસ્કો લાગ્યો કે પછી દરેકે દરેક મુશાયરા કે કવિ-સંમેલનમાં ઘૂસ્યા જ હોઇએ !

આજે એ વાતનો આનંદ છે કે આ ચસ્કાને કારણે કેટકેટલા કવિઓના પરિચયમાં આવ્યો છું. પરોક્ષ અને પ્રત્યક્ષ રીતે ! ઘણાં ઘણાં સાથે મૈત્રીનો પણ દાવો કરી શકું છું. હરીન્દ્ર દવે પર 'દાદાગીરી' કરી શકું છું. ભૂગર્ભવાસી લાભશંકર ઠાકરને ઘરે વિના આમંત્રણે ઘૂસી શકું છું, ચિનુ મોદી સાથે 'તું તા' 'કરી શકું છું અને પરમસારસ્વત ઉમાશંકર જોશીને મુખેથી "કાંતિ, તું ક્યાં છે ?" નો ઉદ્‌ગાર-ગૌરવ પામી શક્યો છું !

અને આજે જ દુ:ખ એ વાતનું થયું છે કે હમણાં જ એક છાપામાં એક ચર્ચાપત્રીએ ઉમાશંકરભાઇને અંજલી આપતાં લખ્યું છે કે ગુજરાતની રજેરજમાં ભળી ગયેલા શ્રી ઉમાશંકર જોશીનો 'નિશીથ' કાવ્યસંગ્રહ કેટલા ગુજરાતીઓએ વાંચ્યો છે ? પ્રામાણિકપણે કબૂલ કરું છું કે મેં નથી વાંચ્યો ! તો હું મારી જાતને કઇ રીતે ગુજરાતી કાવ્ય-પ્રેમી ગણાવી શકું ? શ્રી ઉમાશંકર જોશીના ઉદ્‌ગાર સંબોધનનું ગૌરવ અનુભવવાનો મને કયો અધિકાર ? કઇ હેસિયત ?

અને એટલે જ કોઇ પણ જાતના અધિકાર કે આવડત વિના, નવી અપ્રગટ

કૃતિઓમાંથી, નીચેની ત્રણ કૃતિઓ પસંદ કરવાની ધૃષ્ટતા કરું છું.

**અભિશાપ અને પાપ : શ્રી ભગવતીકુમાર શર્મા**

**"ઉંમર વધવાનો અભિશાપ**
**અને પ્રતિષ્ઠા વધવાનું પાપ"–**

સામાન્ય જનથી માંડીને જાહેર જીવનમાં પડેલાં (એટલે કે Popularity પામેલાં) દરેકે દરેકને વળગેલાં જ હોય છે; અને એટલે જ

"કદાચ ને સ્મશાન જવું પડે તો
માત્ર ખોળિયાભેર પાછા આવી શકો એવા મિત્રો"–ની જરૂરિયાત વધતી જ જાય છે! અને એવે વખતે

**"ક્વચિત અપવાદ સર્જાય છે**
**ઝાકળ શો પારદર્શક**
**(આજની નહીં) સદીઓ પૂર્વેની**
**ગંગાનાં પાણી જેવો પવિત્ર,**
**દરિયા જેવો અસીમ, ખડકશો બરછટ પણ નક્કર**
**ત્યારે તમારે માથેથી ઊતરી જાય છે**
**ઉંમર વધવાનો અભિશાપ,**
**ધોવાઇ જાય છે**
**પ્રતિષ્ઠા વધવાનું પાપ :"......**

ત્યારે આનંદ 'આનંદ'

**મિત્રાયણ : શ્રી રમેશ પારેખ**

**"મારા ચારપાંચ મિત્રો છે એવા–**
**કેવા ?**
**આમ લુચ્ચા પણ ચુંબનની ઠગલી**
**જેવા...."**

આવી મીઠી દોસ્તી દરેક વ્યક્તિ ઝંખતી જ હોય છે! પણ જ્યારે એ જ વ્યક્તિ 'વહેવારું' બની મૈત્રીનું માપ કાઢવા બેસે ત્યારે ?

**"કોઇ માણસને મારાથી ગુણી શકું**
**એવો હું કયાં કોઇ આંકડો ?**
**હું વતરણુંને પાટી થઇ બેસું તો**
**થાય– હું જ કેવો છું સાંકડો"**

અને એટલે જ, મિત્રો માટે માત્ર નિર્દોષ ભાવ જ વધુ સારો કે જેથી

**"પછી જળમાં તણાઇ જાય નેવાં**
**કેવા ?"**
**જેને ના હો દુષ્કાળથી લેવાદેવા"...**

**એવા મિત્રો મળે !**

**અને છતાં, ઘણીવાર–**

**મિત્રો : એસ્થર ડૅવિડ**

"અજાણતાં જ
તમે કોઇ ગુનો કરી બેસો તો
મિત્રો તમને
સજા વગર નહિ જીવવા દે –
તેઓ પ્રથમ તો
કાયદો જ પોતાના હાથમાં લેશે
ને પછી છરી –
ક્યારેક તો છરી એવી મારી દેશે–
હૃદય અને પાંસળી વચ્ચે
એક દોરાવા જગ્યા છોડીને...
એટલે જીવવા તો દેશે; એક દોરાવા જેટલી જગ્યા છોડીને–
પણ "જોઇએ છીએ કેવા જીવો છે"
એવા ભાવથી..."

પણ જીવનમાં બનતું જ હોય છે
મેં, તમે આપણે સૌએ આવું કર્યું જ હોય છે

હું તો કદી કવિતા (એક જોડકણું સુદ્ધાં) લખી શક્યો નથી; તદન જડ છું. માત્ર પ્રવીણના અકાળ અવસાન સમયે, આજથી દસ વર્ષ પહેલાં, એ જડતામાં થોડું સંવેદન જાગ્યું હતું. અને માત્રામેળ વિનાનું કંઇક નીકળી પડેલું–

સ્વજનને શોભે મૌન, લાગણીભર્યાં બે આંસુનું,
લુખ્ખાં, ફિક્કા, છીછરા શબ્દોના સાથિયા નહિ.

એ પછી થોડાં વર્ષે, એટલા જ અંગત મિત્ર ભરત દવેના મૃત્યુ પ્રસંગે તો એ સળવળેલું સંવેદન પણ મરી પરવાર્યું.

ઉપરના આખ્ખાય લખાણમાં કયાંય દાંભિક નમ્રતા દેખાય તો આખ્ખું લખાણ ફાડીને ફેંકી દેજો, નિખાલસતા દેખાય તો જ રાખજો.

કાંતિ મડિયા

તા. ક. મારા જેવા જડ ભાવકને ફરીથી આવી સજા નહિ કરો–એવી અપેક્ષા

**પ્રથમ પારિતોષિક : રૂા. ૫૦૦/-**
**દ્વિતીય પારિતોષિક : રૂા. ૨૦૦/-**
**તૃતિય પારિતોષિક : રૂા. ૧૦૦/-**

## મૈત્રી □ સુન્દરમ્

ગોવિંદે માંડી ગોઠડી, તને સાંભરે રે,
હાજી બાળપણાની પેર, મને કેમ વીસરે રે
-પ્રેમાનંદ

****

"ફર્યો ત્હારી સાથે, પ્રિયતમ સખે, સૌમ્ય વયનાં
સહવારોને જોતો વિકસિત થતાં શૈલ શિખરે,

........

ગમે તો સ્વીકારે ગત સમયકેરા સ્મરણમાં."
કાન્ત

****

'ગમે તો સ્વીકારે', વચન નહિ આવાં જ વદ તું,
તને ભૂલું એ તો સમય અવળાનો જ અવધિ.
બ. ક. ઠાકોર (સ્મૃતિમાંથી)

****

आरम्भगुर्वी क्षयिणीक्रमेण लघ्वीपुरा वृद्धिमतीक्रमेण।
दिनस्य पूर्वार्ध परार्धभिन्ना छायैव मैत्री खलसज्जनानाम्॥

समः शत्रौ च मित्रे च...
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमच्छेति॥
(ગીતા)

આજકાલનાં મિત્રયુગલ કૈં
સ્મરી શકાતાં સહજ મહીં પણ,
એનું હમણાં નહીં રટણ કંઈ
મૈત્રી ભાવનું સ્મરણ કરી લઈ,
ઈશ તણે ચરણે ઢળીએ જઈ.

## એક પ્રશ્ન
□ જતીન્દ્ર આચાર્ય

ફૂલાવરવાઝમાં
ફૂલ ગોઠવીને
આપણે ખુશ !
પણ
ફૂલનું શું ?

## ઘેરાતી રાતની કવિતા □ પ્રાર્થપ્રતિમ કાંજીલાલ
(બંગાળી) □ સુશી દલાલ

વાંસવનને એક તરફ છોડીને
ટ્રક અને ગાડીઓ ચાલી જાય છે તારાઓ તરફ

ડ્રાઇવર બારીમાંથી જુએ છે,
ક્યાં છે આકાશગંગા

એનું ધીમું હાસ્ય
વર્ષોની નોકરી માંજી રાજીનામું આપીને
જેવી રીતે સ્મિત કરે છે માણસ
યાદ આવ્યું, પાણી જોઇએ
આસપાસ
તળાવ તો છે જ

વાંસવનને એક તરફ છોડીને,
ટ્રક અને ગાડીઓ ચાલી જાય છે તારાઓ તરફ
તળાવમાંથી તારાઓની છાયા
ક્યાંય નહીં જાય !

□ પન્ના નાયક

ફૂલોના ઝૂમખાથી ઝૂકેલી ડાળીઓથી
મઢ્યો મઢ્યો
આકાશનો એક ભૂરો ભૂરો ટુકડો
ચોખ્ખી બારીમાંથી
પ્રતિબિંબિત થઈ
સમાયો
મારી આંખની
નાનકડી હથેલીમાં –
કેદ થયેલા સિક્કા જેવો
એ
કેવળ મારો !

## ગંગોત્રી □ પ્રીતિ સેનગુપ્તા

આકાશે વાદળ નહીં, ના કોઈ પંખી ઊડે,
તીક્ષ્ણ-તીવ્ર પાષાણ શૃંગો કાળકર્કશ;
ભીષણ, ભયાનક, ભૈરવ-વરણ
લાગે બિભત્સ ધવલ-ચારુ હિમ-આલિંગને.
શીત-સ્તબ્ધ લઘુનદીઓ મલિન, ધૂલિગ્રસ્ત જે
થઈ રણકઝણક ઝરણ વહી આવે નીચે –
ધૂલિગ્રસ્ત પર્વતીય પ્રાચિરો વિષે.
ના ઝાડ, ઘાસ કે ઝાંખરાં,
ના જીવ કે જીવન કશું.
બસ, એક મસ્ત મહાસરિત
ધસમસી રહે, આરંભના ઉન્માદમાં,
એની ગતિ, એની ગીતિ,
ગર્જનમુખર રવ-મોહિની.
દૃશ્ય, શ્રાવ્ય, આસ્વાદ્ય ને
મનને કરે મંજુલ, સભર.
આ જ જીવિત પૂર્ણ, આમાં
અર્થ જીવનનો બધો.

## □ નલિની માડગાંવકર

એક કવિએ,
વરસતી મોસમ જેવી
એક છોકરીને કહ્યું,
'તું કવિતા લખને !'

એ મલકી...
અને
કવિઓની મહેફિલમાં
અટવાતી વસંત
દોડી આવી.

પગલું ઊંચક્યું ના ઊંચક્યું
ત્યાં તો
કૃષ્ણના પગરવથી સભર
આખું વૃંદાવન તેના ચરણોમાં.

ઈતિહાસ પણ
જેની પ્રતીક્ષા કરે એવી ક્ષણ
ઘૂમી રહી એની
પાંપણ વચ્ચે.

અને

આવતી કાલના સૂરજ માટે
એણે કલમ પકડી.

કલા અનંત છે નદીની જેમ વહેતી
પસાર થતી, છતાંયે રહેતી, એના એ જ
અસંબદ્ધ હેરાકલીટ્સ * ને માટે દર્પણ જેવી જ એની એ જ છે
અને છતાંય બીજી અને જુદી, નદીની જેમ વહેતી.

* ગ્રીક ફિલોસોફર જાણીતો હતો રડતા ફિલોસોફર તરીકે. એનાં મંતવ્યો ઉદાસ હતાં અને એ અશાશ્વતીમાં માનતો. અગ્નિને એ વિશ્વનું મૂળભૂત તત્ત્વ માનતો.

## બાણશય્યા □ પ્રીતિ સેનગુપ્તા

વાદળાં ભેગાં થાય છે ને ગાજતાં નથી.
દરિયાને તળે કોઈ મોતી
ફરી એક ટીપું થવા ઝંખી રહે છે.
તગતગ થતું ટીપું
જેમાં ઊભા થાય સ્મિતના શીશમહેલ.
કોઈ કિનારો છોડે છે,
પણ મઝધારથી દૂર રહી જાય છે.
કોઈ તળેટી મૂકી છે,
પણ શિખર સુધી પહોંચતું નથી.
શ્વાસોના હાંફથી જ
અંતર મપાતું નથી.
જે ઉકેલ છે તેને કોયડો થવું છે.
પ્રવાસ ચાલુ રહે છે, રસ્તો કપાતો નથી.
ભીષ્મની પીડા મને સમજાય છે.
લોહી ઝમ્યા કરે છે, તીર વાગતાં નથી.
પાણી ટોળે મળે છે, પૂર આવતાં નથી.

## પત્ની □ પરમાનંદ શ્રીવાસ્તવ (હિન્દી) □ સુશી દલાલ

તે ઘરનાં તમામ જાળાં
સાફ કરી રહી છે
એ ભેદ
કોઈને
કહ્યા વગર
કે એના મનમાં
ક્યાંક
જાળાં પણ
છે

## (૧) રિશ્તા ▫ ચિનુ મોદી

(હિન્દીમાં ગીત)

કલ કા રિશ્તા આજ નહીં હૈ, આજ કા રિશ્તા કલ નહીં હોગા !
મછલી કા તાલાબ રહેગા, લેકિન ઉસ મેં જલ નહીં હોગા !
કલ કા.

મૈ સમજોતા કર સકતા હૂં,
બન કર પૈડ, મૈ કટ સકતા હૂં;
હરી-હરી ચિડિયા હોને પર
સ્વયં પિંજરા બન સકતા હૂં.

આજ પ્રવાસી સાંસ હૂં લેકિન, કલ ચલને કા બલ નહીં હોગા !
મછલી કા તાલાબ રહેગા, લેકિન ઉસ મેં જલ નહીં હોગા !

દીવાર મેં વાતાયન જૈસા
ચલિત દૃશ્ય, ચંચલ મન જૈસા;
એક પુરાને ઘર કે ભીતર
દબે હુએ ગોપિત ધન જૈસા;

દર્પન મેં મૈ કૈદ પડા હૂં, પ્રશ્ન મૌત કા હલ નહીં હોગા !
મછલી કા તાલાબ રહેગા, લેકિન ઉસ મેં જલ નહીં હોગા !

## (૨) બિખરી માટી

(હિન્દીમાં ગીત)

અભી આપ કે પીછે પીછે ચલતા હૈ સન્નાટા !
પેટ સે ચલકર સાંપ કી ભાંતિ, સબ કો જિસને કાટા !
અભી આપ કે.

નીર નહીં, અબ નદી નહીં
ઔર નાંવ લિયે મૈ તટ પર,

કહા કિસીને રખ લો ભરોસા
આંખોં કે પનઘટ પર;
બર્બર સૂરજ, દાહક રેતી, વાયુ લગાયે ચાંટા!
અભી આપ કે પીછે પીછે ચલતા હૈ સન્નાટા!
પંખ ગંવાકર ચૂપ રહે
આકાશ પંખેરુ જૈસે,
મૈ ખણ્ડહર કી બિખરી માટી
નામ બતાઉં કૈસે ?
કલ તક હમ થે, આજ રહા મૈ, પલ પ્રતિ પલ કા ઘાટા!
અભી આપ કે પીછે પીછે ચલતા હૈ સન્નાટા!

## (૩) ઝાકળ પર

ઝાકળ પર મેં ગોબો જોયો, વાત પછીથી બગડી,
ફરી મને ખવરાવો, દાદા, શ્રીનાથજીની સખડી;
ઝાકળ.

અંધારામાં જોઈ શકું ને
અજવાળામાં અંધ,
બંધ બારણે ખુલ્લંખુલ્લો
ખુલ્યા બારણે બંધ;
તગતગતા મેં તાંદુલ ઢાંક્યા, બાંધીને ચીંદરડી;
ઝાકળ પર મેં ગોબો જોયો, વાત પછીથી બગડી.
જળમાં જોયું, જોયું અરીસે
વાત વિપદની ભારી,
નથી ઝિલાતી છબી પવનની
એમ જ હાલત મારી,
રણની વચ્ચે જાળ બિછાવી, એક માછલી પકડી
ઝાકળ પર મેં ગોબો જોયો, વાત પછીથી બગડી.

## (૪) હડે, હડે....*

હડે, હડે, હડકાયા કૂતરાં, હડે હડે,
ડાયલમાં સંતાયા કૂતરા, હડે, હડે.

તું કહે ત્યારે જાગી જાઉં, તું કહે ત્યારે ઊંઘું ?
તું કહે ત્યારે પુષ્પો વાવું ? તું કહે ત્યારે સૂંઘું ?
તનમનમાં ફેલાયા કૂતરા, હડે, હડે,
ડાયલમાં સંતાયા કૂતરા, હડે, હડે.
બાર દાંત જળમાં સ્થળમાં શું ખૂંતે સચરાચરમાં,
જન્મ્યા એ ક્ષણના ડંકાથી કોલાહલના ઘરમાં;
કોલાહલના જાયા ! કૂતરા, હડે, હડે,
ડાયલમાં સંતાયા કૂતરા, હડે, હડે.

* છાજિયાનો લય છે.

## (૫) બારી –

ખુલતાં ખુલતાં શ્વાસ ચડે છે, ઓસડિયાં મંગાવો જી,
કશું ફકાડો, કશું ચટાડો, બારીને ઉઘડાવો જી;
ખુલતાં ખુલતાં.

તડકાની ગૂંથેલી ટોપી - કોને હું પહેરાવું ? રે,
રાત જાગીને ભરી ચાંદની - કોને હું ભીંજાવું ? રે;

સુગંધની સોંસરવી ગત છે, એને ઝટ તેડાવો જી,
ખુલતાં ખુલતાં શ્વાસ ચડે છે, ઓસડિયાં મંગાવો જી.

રણઝણતા વાયુના રથમાં - કોણ ફરકતું આછું ? રે,
બંધ જોઈને મારી બારી - કોઈ વળે છે પાછું, રે;

ઘૂમરી લેતી મુંઝારીને, મારગ કોઈ બતાવો જી,
ખુલતાં ખુલતાં શ્વાસ ચડે છે, ઓસડિયાં મંગાવો જી.

## (૬) વહીવંચાને –

આંખ ઉપરનાં ચશ્માં લસરક ઊતરી પડતાં નાકે
વહીવંચા ! તું પીળાં પાને, હજીય શાને તાકે ?
આંખ ઉપરનાં.

અટકળથી ના કશું ઊકલશે
વાંચ્યા વિણ નહિ ચાલે,

એક ઘડીના છઠ્ઠા ભાગે
ઝાલણહારો ઝાલે;

હવે હાંફળા શ્વાસ કરીને, નાહક શીદને થાકે ?
વહીવંચા ! તું પીળા પાને, હજીય શાને તાકે ?

અવાજને ઢાંચામાં ઢાળ્યો
એવો કાઢી દોષ;
તડીપાર કીધા છે એણે
સાર્થ જોડણી-કોશ;

ઝાંખપ વળતી બે આંખોને, કાન રિબાતા ધાકે
વહીવંચા ! તું પીળા પાને, હજીય શાને તાકે ?

## (૭) સાવ અચાનક

ખડિયામાં હોલ્ડર બોળ્યું ને લખતાં પહેલાં ડબકું રે
સાવ અચાનક વિસ્તરતું આ
કાળું કાળું ટપકું રે.
પડછાયો સૂંઘીને ચાલે, કતારમાં જે ઘેટાં રે
ગળું ફાડીને ઉન માંગતાં, લુચ્ચાં મારાં બેટા રે,
મને ભેળવે એ ટોળામાં, હું વરસોથી ભટકું રે
સાવ અચાનક વિસ્તરતું આ, કાળું કાળું ટપકું રે.
દેહદૂબલા નદી ઉપર છે, જરી-પુરાણો સેતુ રે
પાર કરું ટોળા ભેળો, પણ કશો ન સમજું હેતુ રે,
કશું ન જોયું કયાંય કશેયે,
ભલે ન માર્યું મટકું રે
સાવ અચાનક વિસ્તરતું આ
કાળું કાળું ટપકું રે,

## (૮) ફરી લખેલું ગીત

લાગણીઓની રાખી લાજ, અચકો-મચકો કારેલી
અહો, કહો શું કરશો રાજ ? અચકો-મચકો કારેલી.

બાવીસ બગલાં ઊડી ગયાં ને જળની ઘટે સપાટી
સાત સરોવર ખાલીખમ ને એક નદી છલકાતી;
છાલક-છલ્લક શાને કાજ ? અચકો-મચકો કારેલી
અહો, કહો, શું કરશો રાજ ? અચકો-મચકો કારેલી
મૂળ વગરનું એક ઝાડ ને નભમાં એની શાખા,
આંગળીઓ અકબંધ રહે ને હાથ કપાતા આખા;
કાલ કપાતા, ઉગે આજ, અચકો-મચકો કારલી
અહો, કહો, શું કરશો રાજ ? અચકો-મચકો કારેલી
એક અરીસો ભરી ભીડમાં, સૂરજ ઉગ્યે મ્હાલે,
રાત પડે ને બહુ ગભરાતો, એકલતાના ખ્યાલે;
એકલતા કાંટાળો તાજ, અચકો-મચકો કારેલી
અહો, કહો, શું કરશો રાજ ? અચકો-મચકો કારેલી

## (૯) સોના વાટકડીમાં

હાથમાં લખેલું તો ભૂંસાતું જાય, પણ,
હૈયે લખેલ નામ રાખીએ
સોના વાટકડીમાં ઝેર ઘૂંટી મોકલ્યા
પણ, મીરાંએ મોકલ્યાં તો ચાખીએ
હાથમાં લખેલું.
શમણાં સમજાય એમ આંખોમાં આવતાં
આપીને સમજણને માપતાં,
સમજણ તો સૂતરનો કાચો છે તાંતણો
તાંતણાને તોય નથી કાપતા;
દરિયો તો હોય હોય સાહ્યબીનું નામ
એની સાહ્યબીને નદીઓમાં નાંખીએ
હાથમાં લખેલું.
છાતીમાં છૂંદાવો મોરલાની ગ્હેક
એવો સાદ પડે વાદળિયે ગામ;
ફૂલમાં સમાય નહીં એવી સુગંધને

વાયુની પાલખીનું કામ;
વાયુ તો વણદીઠા પારધીનો હાથ
એમાં કલરવ છે, કેમ કરી ભાખીએ ?

હાથમાં લખેલું.

## (૧૦) વિજુ ગણાત્રાને *

માંડ વ્હેંતની જાર ન ખચખચ દાતરડું ? હો ખચખચ દાતરડું
નીંદર માટે ગાય તું જાતે હાલરડું ? હો ગાયું હાલરડું.
ડંખીલી બહુ જાત આ મખમલ મોજડિયું, હો મખમલ મોજડિયું,
ડંખ્યા પગ ફેંકાય કે મખમલ મોજડિયું ? હો જોડી વેલડિયું.
અડવાણો આ હાથ કે પડતો ખસિયાણો, હો પડતો ખસિયાણો
અડધી ચાનો કપ, અચાનક નંદવાણો, હો નાહક નંદવાણો,
માંડ વ્હેંતની જાર ને ખચખચ દાતરડું ? હો ખચખચ દાતરડું
નીંદર માટે ગાય તું જાતે હાલરડું ? હો ગાયું હાલરડું !

---

* અતિશય આશાસ્પદ કવયિત્રી કુ. વિજુ ગણાત્રાના આપઘાત પ્રસંગે....

□ પન્ના નાયક

"દૂર દીસતું
એ શું હશે
ગુલમહોરનું ઉપવન ?"
"ના, ના,
એ તો
પ્રિયાના રોષને તણખે
પ્રજ્વલિત થઈ
ભડકે બળતું વન !"

## Returning a Knife to a 'friend' □ Elder Olson

Returning a Knife to a 'friend'.
Here: this thing belongs to you
A favourite tool you must not lack—
Sharp, bright, and clean, as good as new,
Quite undamaged by my back.

## 'मित्राय' छुरिकां प्रत्यर्पयन्

## □ एल्डर ओल्सन □ जशवंती दवे

'मित्राय' छुरिकां प्रत्यर्पयन्
(आंग्लकाव्यम्)

इदं ते वस्तु
–अभीष्टं उपकरणं येन त्वं विरहितः न स्याः
निशितं, भासुरं, निर्मलं, ननु नवं एव।
मम पृष्ठदेशेन मनाग् अपि न क्षतम्।

□ હિતોમારો □ સુરેશ દલાલ
(જાપાનીસ)

શિખર પરનું ઘાસ કાપતા ઓ છોકરા,
તું આ રીતે કાપ નહીં !
રહેવા દે એને એમ ને એમ
મારા ગર્વીલા અશ્વ માટે
હું ઘાસને રાખવા માગું છું
કારણકે એના પર અસ્વાર થઈને મારો પતિ
કરતો આવશે.

કવિતા - મંદિર મૌનનું
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૮
વર્ષ : ૨૨, અંક : ૨ : ડિસેમ્બર, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

ઇન્દુ પુવાર ૯
ઉમાશંકર જોશી ૧
ઉશનસ્ ૨, ૩
એલ્ડર ઓલ્સન ૪૩.
કાન્તિ મડિયા ૩૪
કે. સચ્ચિદાનંદન ૩૧
ચંદ્રકાંત શેઠ ૪
ચિનુ મોદી ૪૧
જતીન્દ્ર આચાર્ય ૩૩
જયન્ત પાઠક ૧૨, ૧૬, ૨૩
જયા મહેતા ૨૩, ૩૦
જશવંતી દવે ૪૩
નલિની માડગાંવકર ૧૬, ૩૨, ૩૯
નાથાલાલ જોશી ૩
નિમાઇ મુખોપાધ્યાય ૧૬, ૩૨
નૂતન જાની ૧૧
નેલ્લૈ સુ. મુત્તુ ૩૦
પન્ના નાયક ૩૩, ૩૮, ૪૬
પરમાનંદ શ્રીવાસ્તવ ૪૦
પાર્થપ્રતિમ કાંજીલાલ ૩૮
'પ્રાણ' જામનગરી ૩
પ્રવરરાજ ૪
પ્રવીણ ટાંક ૬
પ્રીતિ સેનગુપ્તા ૩૯, ૪૦
ભાનુપ્રસાદ પંડ્યા ૫
મદનકુમાર અંજારિયા 'ખ્વાબ' ૨૮
મેઘનાદ હ. ભટ્ટ ૨૪
રામદરશ મિશ્ર ૧૧
રોબર્ટ ગ્રેવ્ઝ ૩
લુઇ હડસન ૩૦
વિપિન પરીખ ૨૯
વેણીભાઇ પુરોહિત ૧૩
શકુન્તલા મહેતા ૩૧
સુન્દરમ્ ૩૩
સુરેશ દલાલ ૩, ૮, ૧૩, ૩૦, ૪૩
સુશી દલાલ ૩૮, ૪૦
હરિવલ્લભ ભાયાણી ૨, ૪, ૫
હરિહર જોશી ૨૩
હિતોમારો ૪૩

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** **દેશમાં ૪૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૮૦/-, ઍર મેલ રૂા. ૧૫૦/-. આ અંકના છૂટક ૬ રૂપિયા.**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨,

-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

## ગાંધીગિરા

સદા સૌમ્ય શી વૈભવે ઊભરાતી,
મળી માતૃભાષા મને ગૂજરાતી.

રમે અન્ય સખીઓ થકી દેઈ તાળી,
સુધા કર્ણે સીંચે ગુણાળી રસાળી.
કરે બોલતા જે, ભર્યાં ભાવ છાતી,
રમો માતૃભાષા મુખે ગૂજરાતી.

મળી હેમઆશિષ, નરસિંહ-મીરાં,
થયા પ્રેમભટ ને અખો ભક્ત ધીરા.
પૂજી નર્મદે કાન્ત ગોવર્ધને જે,
સજી ન્હાનલે કલ્પનાભવ્ય તેજે.
ધ્રુવા સત્ય-સાથી અહિંસા-સુહાતી.
નમો ધન્ય ગાંધીગિરા ગૂજરાતી.

અમદાવાદ, ૩૦-૩-૧૯૫૫

## વિશ્વશાંતિ –એક ખંડ

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી :
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ

વીંધાય છે પુષ્પ અનેક બાગનાં !
પીંખાય છે પાંખ સુરમ્ય પંખીની !
જીવો તણી કાય મૂંગી કપાય છે !
કલેવરો કાનનનાં ધવાય છે !

રડે છે પ્રકૃતિમાતા, દૂઝે છે દિલદુ:ખડાં;
અમી પી ન ધરાતાં, ને કપૂતો રક્ત રેલતાં !

છે પત્ર ને પુષ્પની પાંખડીએ
પ્રભુ તણાં પ્રેમપરાગપોઢણાં.
કલ્લોલતાં પંખીની આંખડીએ
ગીતો અનેરાં ચમકે પ્રભુ તણાં !

પ્રકૃતિમાં રમંતા એ દુભાશે લેશ જો દિલે,
શાંતિની સ્વપ્નછાયાયે કદી માનવને મળે ?

સૌ જીવ આજે ઉરથી વહાવીએ
કારુણ્યની મંગલ પ્રેમધારા.
વસુંધરાનાં સહુ બાળકો મળી
બજાવીએ અંતરએકતારા.
હૈયેહૈયાં પ્રેમગાને જગાવી,
પ્રજાપ્રજા હાથમાં હાથ ગૂંથી,
ને સ્કંધે સ્કંધ સંપે મિલાવી,
ગજાવીએ સૌ જગઉંબરે ઊભી :
"માનવી પ્રકૃતિ, સૌને વસુધૈવ કુટુંબકમ્ !

કવિના

ને એ જશે શબ્દ અનંત વીંધી
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાંતિના રાસ ચગે રસાળા,

યત્ર વિશ્વં ભવત્યેકનીડમ્ ।

## ભોમિયા વિના

ભોમિયા વિના મારે ભમવા'તા ડુંગરા.
જંગલની કુંજ કુંજ જોવી હતી;
જોવી'તી કોતરો ને જોવી'તી કંદરા,
રોતાં ઝરણાંની આંખ લ્હોવી હતી.

સૂના સરવરિયાની સોનેરી પાળે
હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝૂલંત કોક કોકિલાને માળે
અંતરની વેદના વણવી હતી.

એકલા આકાશ તળે ઊભીને એકલો
પડઘા ઉરબોલના ઝીલવા ગયો;
વેરાયા બોલ મારા, ફેલાયા આભમાં,
એકલો અટૂલો ઝાંખો પડયો.

આખો અવતાર મારે ભમવા ડુંગરિયા
જંગલની કુંજ કુંજ જોવી ફરી;
ભોમિયા ભૂલે એવી ભમવી રે કંદરા,
અંતરની આંખડી લ્હોવી જરી.

ઑગસ્ટ ૧૯૩૨

# પીંછું

જેવો કો નભતારલો ગરી જતો અંધારમાં પાથરી
ઝીણી પાતળી તેજપિચ્છ-કલગી, દ્રષ્ટિ પડે ના પડે,
ઓચિંતો નહીં જાય ડૂબી તિમિરે; જેવું લીલા વિસ્તરી
સોણું નીંદરમાં ઠરી ક્ષણ, સરે, જોવા પછી ના જડે;
ને જેવી કવિતા અખંડ ઉરની આરાધના તર્પવા
એકાએક છતી થઇ હૃદયમાં કો કલ્પના ખેરવી
ઊડી જાય, ન દે સમો શબદની શ્રદ્ધાંજલિ અર્પવા-
ક્યાંથી ક્યાં ગઇ ના લહે નજર એ, ર્‌હે માત્ર હૈયે છવી.

એવું એક મીઠા પ્રભાત સમયે કો પંખી આવ્યું ઊડી,
જોયું ને અણદીઠ એક પળમાં તો ક્યાંક ચાલ્યું ડૂબી;
એને તારકતેજરેખ સરખું, કે સ્વપ્નલીલા સમું,
કે મોંઘી કવિતાકુમાશ ઝરતું ના ગીત ગાવું ગમ્યું.
કૈં અસ્પર્શ્ય ન એવી પાછળ સ્મૃતિ રાખી જવાને રૂડી
પીંછું ખેરવીને ગયું, ઊડી ગયું.

ના ગીત મૂકી ગયું :
પોતે ના કંઇ ગાયું, કિંતુ મુજને ગાતો કરીને ગયું.

બામણા, ૪-૧-૧૯૩૩

## બળતાં પાણી

નદી દોડે, સોડે ભડભડ બળે ડુંગરવનો;
પડે ઓળા પાણી મહીં, સરિત હૈયે સળગતી.
ઘણું દાઝે દેહે, તપી તપી ઊડે બિંદુ જળનાં.
વરાળો હૈયાની પણ મદદ કંઈ ના દઈ શકે.
જરી થંભી જૈને ઉછળી, દઈ છોળો તટ પરે
પહાડોને છાંટી શીતળ કરવાનું નવ બને.
અરે! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર દે બુંદ ન શકે.
કિનારાની આંકી જડ કઠણ માઝા કયમ કરી
ઉથાપી-લોપીને સ્વજનદુખને શાંત કરવું?
નદીને પાસેનાં સળગી મરતાંને અવગણી
જવું સિંધુ કેરા અદીઠ વડવાગ્નિ બૂઝવવા!
પછી ત્યાંથી કો દી જળભર ભલે વાદળ બની,
વહી આવી આંહીં ગિરિદવ શમાવાનું થઈ રહે!
અરે! એ તે ક્યારે? ભસમ સહુ થૈ જાય પછીથી?

સિંહગઢ, ૭-૫-૧૯૩૩

## એક બાળકીને સ્મશાન લઈ જતાં

તને નાનીશીને કશું રડવું ને શું કકળવું ?
છતાં સૌયે રોયાં ! રડી જ વડમા લોકશરમે,
હસી જોકે હૈયે નિજ ઘર થકી કાશ ટળતાં.
બિચારી બાનાં બે ગુપત ચખબિંદુય વચમાં
ખર્યાં, સ્પર્શ્યાં તુંને નહિ. યમ સમા ડાઘુજન તે
નિચોવે શા કાજે નયન અમથાં અન્ય ઘર ? ને
વિચાર્યું હું જેવે, મરણ કૂણું તે શીદ રડવું ?
–છતાં સૌયે રોયાં રૂઢિસર, દઈ હાથ લમણે.

ખભે લૈને ચાલ્યા, જરી જઈ, વળાંકે વળી ગયા,
તહીં ઓટે તારી સરખી વયની ગોઠણ દીઠી.
રહી'તી તાકી એ, શિર પર ચઢીને અવરને
સૂઈ રહેવાની આ રમત તુજ દેખી અવનવી,
અને પોતે ઊંચા કર કરી મથી કયાંક ચઢવા;
–અમે આગે ચાલ્યા–રમત પરખી જૈ જ કપરી,
ગળા પૂંઠે નાખી કર, પગ પછાડી, સ્વર ઊંચે
ગઈ મંડી રોવા. તુજ મરણથી ખોટ વસમી
અકેલીએ આખા જગત મહીં એણે જ વરતી.
અને રોવું ન્હોતું પણ મુજથી રોવાઈ જ ગયું !

બામણા, ડિસેમ્બર ૧૯૩૩

## ગીત ગોત્યું ગોત્યું

અમે સૂતા ઝરણાને જગાડયું,
ઉછીનું ગીત માગ્યું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે વન વનનાં પારણાંની દોરે,
શોધ્યું ફૂલોની ફોરે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ગોત્યું વસંતની પાંખે,
ને વીજળીની આંખે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે શોધ્યું સાગરની છોળે,
વાદળને હિંડોળે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ગોત્યું કંઈ સેંથીની વાટે,
લોચનને ઘાટે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે ખોળ્યું શૈશવને ગાલે,
કે નેહ-નમી ચાલે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે જોયું જ્યાં સ્વર્ગંગા ઘૂમે,
ને તારલાની લૂમે,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
અમે જોઈ વળ્યાં દિશ દિશની બારી,
વિરાટની અટારી,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.
ઉરે આંસુ પછવાડે હીંચતું,
ને સપનાં સીંચતું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.

મુંબઈ, ડિસેમ્બર ૧૯૩૪

## સખી મેં કલ્પી'તી—

સખી મેં કલ્પી'તી પ્રથમ કવિતાના ઉદય શી,
અજાણી ક્યાંથીયે ઊતરી અણધારી રચી જતી
ઉરે ઊર્મિમાલા, લયમધુર ને મંજુલરવ,
જતી તોયે હૈયે ચિર મૂકી જતી મોદમદિરા.

સખી મેં ઝંખી'તી જલધરધનુષ્યેથી ઝૂલતી,
અદીઠી શી મીઠી અવનવલ રંગોની લટ શી.
પ્રતિબિંબે હૈયે અણુ અણુ મહીં અંકિત થતી,
સ્ફુરંતી આત્મામાં દિનભર શકે સ્વપ્નસુરભિ.

સખી મેં વાંછી'તી વિરલ રસલીલાની પ્રતિમા,
સ્વયંભૂ ભાવોના નિલય સરખી કોમલતમ,
અસેવ્યાં સ્વપ્નોના સુમદલ-રચ્યા સંપુટ સમી,
જગે મર્દાનીમાં બઢવતી જ ચિત્તે તડિત શી.

મળી ત્યારે જાણ્યું : મનુજ મુજ શી, પૂર્ણ પણ ના.
છતાં કલ્પ્યાથીયે મધુરતર હૈયાંની રચના.

૧-૧૨-૧૯૩૭

## માનવીનું હૈયું

માનવીના હૈયાને નંદવામાં વાર શી ?
અધબોલ્યા બોલડે,
થોડે અબોલડે,
પોચાશા હૈયાને પીંજવામાં વાર શી ?

સ્મિતની જ્યાં વીજળી,
જરીશી ફરી વળી,
એના એ હૈયાને રંજવામાં વાર શી ?
એવા તે હૈયાને નંદવામાં વાર શી ?

માનવીના હૈયાને રંજવામાં વાર શી ?
એના એ હૈયાને નંદવામાં વાર શી ?

મુંબઈ, ૨૮-૧૦-૧૯૩૭

કવિતા

# પિતાનાં ફૂલ

અમે જેની ખાંધે વજન ફિકરોનું થઈ ફર્યા
બધે આયુમાર્ગે, જગની ગલીકૂચી વિવિધમાં;
ચડાણે, ઊંડાણે, શિરવિટમણાઓ થઈ ભમ્યા;
અમે લાવ્યા એ રે શરીર નિજ ખાંધે ઊંચકીને,
અહીં લાવ્યા એ રે શરીર નિજ ખાંધે જનકનું.

અને જેનાં હાડે પૂરવજદીધી પ્રાણસરણી
પુરાણી પોષાઇ વહી અમ મહીં કૌતુકવતી,
અમે આવ્યા એ રે નિજ જનકના હાડઢગની
પડી સાનીમાંથી અગનબચિયાં ફૂલ વીણવા.

ભરી વાળી સાની ધખ ધખ થતી ટોપલી મહીં,
અને પાસે વ્હેળો ખળળ વહતો ત્યાં જઇ જળે
ડબોળી, ટાઢોળી, જરીક હલવી, ને દૂધ સમા
પ્રવાહે સ્વર્ગંગાજલ થકી શકે તારક વીણ્યા!

વીણ્યા તારા, ફૂલો, જગનું બધું યે સુંદર વીણ્યું,
ન લાધે સ્હેજે જે, શિવ સકલ આજે મળી ગયું;
શમ્યા મૃત્યુશોકો, અમર ફરકંતી નીરખીને
પિતાનાં ફલોમાં ધવલ કલગી વિશ્વક્રમની...

બામણા, એપ્રિલ ૧૯૩૪

## નખી સરોવર ઉપર શરત્પૂર્ણિમા

પેલી આછા ધૂમસ મહીંથી શૃંગમાલા જણાય,
નામી નીચાં તટતરુ ચૂમે મંદ વારિતરંગ,
વ્યોમે ખીલ્યા જલઉર ઝીલે અભ્રના શુભ્ર રંગ;
સૂતું તોયે સરઉદરમાં ચિત્ર કાંઈ વણાય.
વીચીમાલા સુભગ હસતી જ્યાં લસે પૂર્ણ ચંદ;
શીળી મીઠી અનિલલહરી વૃક્ષની વલ્લરીમાં
સૂતી'તી તે ઢળતી જલસેજે મૂકે ગાત્ર ધીમાં,
સંકોરીને પરિમલ મૃદુ પલ્લવપ્રાન્ત મંદ.

ત્યાં તો જાણે જલવિધુ તણા ચારુ સંયોગમાંથી
હૃત્તંત્રીને કુસુમકુમળી સ્પર્શતી અંગુલિ કો.
અર્ધાં મીંચ્યાં નયન નેમતાં ગાન આ આવ્યું ક્યાંથી?
એકાન્તોમાં પ્રકૃતિ કવતી મંજુ શબ્દાવલિ કો.
એવે અંતઃશ્રુતિપટ પરે ધન્ય એ મંત્ર રેલે :
સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે.

માઉન્ટ આબુ, ઑક્ટોબર ૧૯૨૮

## યથાર્થ જ સુપથ્ય એક

ન રાવ, ફરિયાદ ના, ફિકર ના, અજંપાય ના,
ન કે પ્રબલ કોઇ સત્ત્વ થકી શક્તિની યાચના.
ન ઘેલી લગનીય વા ગગનચુંબી આદર્શની
ભમાવતી અસત્યચક્ર રચી રમ્ય ભ્રાન્તિ તણાં.
જગે દુરિતલોપની ઉર અશક્ય ના વાંછના,
ન વા ધગશ સૃષ્ટિના સકલ તત્ત્વસંમર્શની;
ડગેડગ વધારતી વજન શૃંખલા કાલની,
દમેદમ પધારતી નિકટ શાશ્વતી યામિની.

ન શાંતિ-ચિતસૌખ્ય-કાજ જગ ડ્હોળવાં મંથને,
ભરી યદિ અશાંતિ ચોગમ સમુલ્લસંતી જ તો.
મને અસુખ ના દમે વિતથ સૌખ્ય જેવાં કઠે;
સુખો ન રુચતાં, યથા સમજ માંહી ઊતર્યાં દુખો.
યથાર્થ જ સુપથ્ય એક, સમજ્યાં જવું શક્ય જે.
અજાણ રમવું કશું! સમજવું રિબાઇય તે.

મુંબઈ, ૯-૯-૧૯૩૫

## જીર્ણ જગત

મને મુર્દાંની વાસ આવે !
સભામાં સમિતિમાં ઘણાં પંચમાં, જ્યાં
નવા નિર્માણની વાતો કરે જુનવાણી જેડબાં,
એક હા-ની પૂંઠે જ્યાં ચાલી વણજારમાં હો,
– મળે ક્યાંક જ અરે મર્દાનગીની ના, –
પરંતુ એહને ધુત્કારથી થથરાવવા કરતાં,
વિચરતાં મંદ નિત્યે,
શ્વાસ લેતાં અર્ધસત્યે ને અસત્યે,
જરઠ હો ક્યાંક – ક્યાંક જુવાન ખાસાં,
નિહાળી ભાવિને ખાતાં બગાસાં,
દઈ ભરડો મડાનો સત્યને ગૂંગળાવવા કરતાં
મને નિશદિન બુઝાયેલાં દિલોની વાસ આવે !
મને મુર્દાંની બૂ સતાવે !
ભલેને ફૂલથી ઢંકાયલાં રૂપે વિહરતાં,
શબો સમાજના શિખરેથી શિખરે વિચરતાં !
જંગલોમાં કાષ્ઠ તો ખૂટ્યાં નથી,
ખુરશીઓ ઘડાયે જાય છે કૈં અણકથી.
બાગમાં પુષ્પોય ખીલ્યે જાય છે,
ને ડોક શણગારાય છે,
અચેતનની આરતીમાં ચેતના હોમાય છે.

હે રુદ્ર, હે શિવ ! સદ્ય ઊઠો
હાથ ડમરુ લઈ જગ આ જીર્ણની ઉપર ત્રુઠો !
જે સડ્યું, મરવા પડ્યું તે સર્વનું ખાતર કરી,
નવા રોપે નવા મોલે કરો ભોમ હરીભરી,
ભૂતના આ મૃત્યુપુંજેથી નવા મર્દો જગાવો.
ચૈતન્યવંતા અટ્ટહાસે જગ હસાવો !

દાવાદ, ૨૩-૧૦-૧૯૪૮

## ગયાં વર્ષો —

ગયાં વર્ષો તે તો ખબર ન રહી કેમ જ ગયાં !
ગયાં સ્વપ્નોલ્લાસે, મૃદુ કરુણહાસે વિરમિયાં !
ગ્રહ્યો આયુર્માર્ગે સ્મિતમય, કદી તો ભયભર્યો;
બધે જાણે નિદ્રા મહીં ડગ ભરું એમ જ સર્યો !
ઉરે ભારેલો જે પ્રણયભર, ના જંપ ક્ષણ દે,
સ્ફુર્યો કાર્યે કાવ્યે, જગમધુરપો પી પદપદે
રચી સૌહાર્દોનો મધુપુટ અવિશ્રાંત વિલસ્યો.
અહો હૈયું ! જેણે જીવતર તણો પંથ જ રસ્યો.

ન કે નીવ્યાં માર્ગે વિષ, વિષમ ઓથાર, અદયા
અસત્-સંયોગોની; પણ સહુય સંજીવન થયાં.
બન્યા કો સંકેતે કુસુમ સમ તે કંટક ઘણા,
તિરસ્કારોમાંયે કહીંથી પ્રગટી ગૂઢ કરુણા.
પડે દૃષ્ટે, ડૂબે કદીક શિવનાં શૃંગ અરુણાં:
રહ્યો ઝંખી, ને ના ખબર વરસો કેમ જ ગયાં !

અમદાવાદ, ૨૧-૭-૧૯૫૨/૫૩

## રહ્યાં વર્ષો તેમાં —

રહ્યાં વર્ષો તેમાં હૃદયભર સૌન્દર્ય જગનું
ભલા પી લે; વીલે મુખ ફર રખે, સાત ડગનું
કદી લાધે જે જે મધુર રચી લે સખ્ય અહીંયાં;
નથી તારે માટે થઈ જ નિરમી 'દુષ્ટ' દુનિયા.
– અહો નાનારંગી અજબ દુનિયા ! શે સમજવી ?
તને ભોળા ભાવે કરું પલટવા, જાઉં પલટી;
અહંગર્તામાં હા પગ, ઉપરથી, જાય લપટી !
વિસારી હુંને જો વરતું વરતે તું મધુરવી. –
મને આમંત્રે ઓ મૃદુલ તડકો, દક્ષિણ હવા,
દિશાઓનાં હાસો, ગિરિવર તણાં શૃંગ ગરવાં;
નિશાખૂણે હૈયે શશિકિરણનો આસવ ઝમે;
જનોત્કર્ષ-હ્રાસે પરમ ઋતલીલા અભિરમે:
– બધો પી આકંઠ પ્રણય ભુવનોને કહીશ હું :
સળ્યાં વર્ષો તેમાં અમૃત લઈ આવ્યો અવનિનું.

અમદાવાદ, ૨૧-૭-૧૯૫૨/૫૩

## રાજસ્થાનમાં પસાર થતાં

બારી બહાર છૂટી ધસી દૃષ્ટિ.
અહો મોકળાશ !
...ભાઈ, બેસો જગા છે   ગાડી છે બધાની.
હાશ !
ગડડ ગડડ ! ગડડ ગડડ ! ગડે ગાડી.

દૃષ્ટિ મારી બારી બહાર નાસી છૂટી ધસી.
મનડું આ અખૂટ વેરાન બની જાય.
સંકલ્પવિકલ્પ બધા છૂટાં ઘેટાં સમા
હેઠા શ્વાસે ધરતીનાં હોન્નહો તે તૃણ
ખેંચી કાઢે, ચર્યાં કરે.
ઓહો ! પેલો દૂર ડોકાયો ડુંગર.
ચિત્ત અઢેલીને એને થયું જીવ-ભર
ધારે ધારે ચઢી જઇ ઊંચેરા શિખર પર
મંદિર-ધ્વજાએ થરકી રહ્યું ફરફર
        ફરકી રહ્યું થરથર–

...પાણી ઢળ્યું ! લઇ લો સામાન ઊંચો.
ડળી ગયો કાચો કૂજો !
રણમાં પાણીનાં ભલા દર્શન કરાવી ગયો.
ગડડ ગડડ ! ગડડ ગડડ ! ગડે ગાડી.

પાણી ? પાણી તો અહીં પાતાળકૂવે, અથવા તો
ઓ પણે અંકાશે, જ્યાં
કાળમીંઢ ખડકોની ભીંતો
માથે ગઢ, જાણે
ઉગામેલી મુક્કી આ ભેંકાર ધરાએ.
પાણીની અચૂક દીપે એ એંધાણી.

  જો પેલા બુરજે

## એક પંખીને કંઈક–

એક પંખીને કંઈક કહેવું હતું,
માનવીની પાસે આવતાં ખમચાતું હતું;
ઊડી ગયું દૂર, ટેકરી પર, ઊંચા વૃક્ષની ટગડાળે,
આગળપાછળ જોયા વિના, ભૂખ-થાક-વિરહ-ઑથાર નીચે
કંઈક બબડી નાખ્યું એણે. સરતી સરિતાએ
સાંભળી લીધું, 'હું એને પહોંચાડી દઈશ, રસ્તે
મળી જશે કદાચને !' ગબડતી, મેદાનોમાં રસળતી,
લોથપોથ સમંદરમાં ઢબૂરાઇ ગઇ બુદ્‌બુદરવે કંઈક
કહેવા કરતી. 'કાંઇ નહિ, દુનિયાના ચોગમ કિનારાઓ પર
પહોંચાડીશ' કહેતોક સમુદ્ર ઊપડ્યો,
દિનરાત અનવરત ખડકો પર મસ્તક અફાળતાં
સંદેશાના મૂળાક્ષર પણ ભૂલી બેઠો.
એક પંખીને કંઈક કહેવું હતું...

નવી દિલ્હી, ૨૭-૮-૧૯૭૯

## સ્વપ્નોનું એક નગર–

સ્વપ્નોનું એક નગર હતું
ઝૂંપડપટ્ટીમાં રહેનારાઓનું.

સડકથી ઉપાડેલ સળગતું સીગરેટ-ઠૂંઠું,
તેની બેએક  ફૂંકે ફૂપેરી એ દીપી ઊઠ્યું,
ચૂસીને પાછા ફેંકી દીધેલ ઠૂંઠાની સાથે એ સળગી રહ્યું...
મહેલવાસીઓ ત્યારથી વસે છે સ્વપ્નાંની ઝૂંપડપટ્ટીમાં.

સ્વપ્નોનું એક નગર નવેસર વસવાનું
ઝૂંપડપટ્ટીની ખાકમાંથી.

દિલ્હી, ૧૨-૧૧-૧૯૭૯

## શોધ

પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહિ.
પુષ્પો, પૃથ્વીની ભીતરની સ્વર્ગીલી ગર્વીલી ઉત્કંઠા;
તેજના ટાપુઓ, સંસ્થાનો માનવીઅરમાનનાં;
પુષ્પો, મારી કવિતાના તાજ-બ-તાજ શબ્દો.

ગર્ભમાં રહેલા બાળકની બીડેલી આંખો
માતાના ચહેરામાં ટમકે,
મારા અસ્તિત્વમાં એમ કાવ્ય ચમકતું તમે
જોયું છે ?

કવિતા, આત્માની માતૃભાષા;
મૌનનો દેહ મૂર્ત, આસવ અસ્તિત્વનો;
સ્વપ્નની ચિર છવિ. ક્યાં છે કવિતા ?

જોઉં છું હું, દુર્ગમ છે, દુર્લભ છે
પૃથ્વીના સૌ પદાર્થોમાં એ પદાર્થ.
ક્યારેક તો શબ્દમાં જ સરસ્વતી લુપ્ત થતી.
ક્યારેક હોલવાયેલા હૈયાની વાસ અકળાવી રહે,
ક્યારેક વળી અર્ધદગ્ધ ખયાલોનો ધૂંવા ગૂંગળાવી રહે.
ખરે જ છે દુર્વાપ કવિતાપદાર્થ.

ઘરની સામેનો પેલો છોડ વધી વૃક્ષ થયો.
ટીકીને જોયાં કર્યા છે મેં વારંવાર એને.
એને જાંબુ આવ્યાં, ને મને આંસુ;
વધ્યો ને ફળ્યો એ, હું વધ્યો ફાંસુ.
ખાઉં છું, પીઉં છું, ખેલું છું, કૂદું છું.
બહોળો ધરતી માતાનો ખોળો આ ખૂંદું છું.
ક્યાં છે કવિતા ?

પ્રભુએ મને પકડ્યો'તો એક વાર.

સંધ્યાના તડકાથી એ વૃક્ષનાં થડ રંગતો'તો,
ત્યાં હુંયે મારી આંખ વડે ચડાવતો ઓપ હતો,
બીજી વાર, ગાડીમાં હું જતો હતો, એકલો જ
અડધિયા ડબ્બામાં, ત્યાં નમતા પહોરના
નવું નવું યુગલ કો પ્રવેશ્યું. પ્રભુએ તાજાં
નવવધૂના ચહેરામાં ગુલો છલકાવ્યાં હતાં.
ખસી ગયો બીજે ત્યાંથી હું, એ ગુલાબી છોળોમાં
શરમના શેરડાની છાયા આછી ઉઠાવીને.

પ્રભુને સૌ આવું બધું પસંદ બહુ, હોય એવું
લાગે પણ છેય તે.
શાSS માટે નહિ તો દુનિયાની ભારે મોટી
કામગીરી હોય એમ, જાણે એ વિના બધું
અટકી પડવાનું ન હોય એમ, વારે વારે
સંડોવે છે કંઈક ને કંઈક આવામાં મને એ ?

રસ્તે ચાલ્યો જતો હોઉં અને કોઈ દૂર દૂર
સહસ્ર જોજન થકી આવેલા પંખીની સાથે
મુલાકાત ગોઠવી બેસે છે મારી, પૂછયા વિના
મને, કોઈ વાડ પાસે. લક્ષાવધિ
પ્રકાશવર્ષોથી વ્યોમે ટમટમતા તારા પાસે
આંખ મિચકારાવે છે એ આ હું જે
'અન્-રોમૅન્ટિક' તેની સામે.
શેરીમાંના પેલા બાલુડિયાને મારી સામે
ખિલખિલ હસાવી દે છે, અયુત વર્ષોને અંતે
પ્રગટેલા માનવની આજ લગીની આખીય
યાત્રાની-ભાવી આકાંક્ષાની પતાકા લહેરાવી
દે છે એ નાજુક કલહાસ્યમાં વિજયભેર.
રે રે શિશુઓનું કલહાસ્ય માણવાનો સમય રહ્યો નહિ.
શિશુઓનું હાસ્ય, મારી કવિતાનો શુભ્ર છંદ.

શબ્દ છે! છે છંદ પણ! ક્યાં છે તો કવિતા?

શિખરો પર ઊર્ધ્વબાહુ આરડે મહાનુભાવો,
શતાબ્દીથી શતાબ્દી સુધી પહોંચતો બુલંદ સ્વર,
ઊતરે ના અંતરમાં, ઝમે ના પર્યાપ્ત ચિત્તે.
ખીણો ભરી ગોરંભાતો ભૂતકાળનો એ ધ્વનિ,
પડયા કરે છે પડછંદા નિરંતર અવિરત.
પડઘાનો દેશ આ; શબ્દ નહિ, પ્રતિશબ્દ પૂજાતો જ્યાં..
પ્રતિધ્વનિથી બધિર બની ગયા કાન કંઇ
એકમેકનું ન કેમે સુણવા પામે, કદીક
બોલવા કરે જરી તો.

—નથી માર્ગે અન્ય, વહી.

જાય પણે ઉરોગામી સરિતા ધીરિથી, નિજ
કલકલ્લોલધૂને મસ્ત, તેમ સરી જવું.
મળી જાય યાત્રી તેને અર્પવું હૃદયગીત—

કયારે વળી અહમ્ નડે-કનડે છે. હૈયું કહે:
શીદ ગાઉં? સુખના ઓડકાર આના,
પેલાનો પ્રેમ, અને અન્યના ઉલ્લાસકેફ!
મારે બસ ગાવાનું જ? ઉચ્છિષ્ટ જે બીજાઓના
જીવનનું, શબ્દોમાં સંચય કરીને તેનો
કૃતાર્થ થવાનું મારે?
કવિજીવન અરેરે, શું ઉપ-જીવન?

અરે! અરે!
અહંના ભરડામાં આવ્યું એ જ કૈં ઓછું જીવન છે?
જીવન તો તે, જે કૈં થયું આત્મસાત્, આત્મરૂપ.
આ આંખો જે જુએ એટલું જ શું એ જુએ છે?
તો તો તે કશું જ નથી જોતી. આંખો આંધળી છે.
પેલા વૃક્ષો, છુટ્ટાં, લીલાં પલ્લવે ઘેઘૂર ડોલે,

કેવાં છે મજાનાં ! ગમી જાય એવાં છે ! પરંતુ
એક વેળા અહીં આ એક સ્થળેથી જોવાઇ જતાં
એ બધાં અનોખી કોઇ એક-રચનામાં ગોઠવાઇ ગયાં.
વૃક્ષો ન રહ્યાં, કશુંક લોકોત્તર સત્ત્વ,
માત્ર ત્યાં ફેલાઇ રહ્યું- એ જ તો સૌન્દર્ય.-
આંખ, તેં એ જોયું ? આજ સુધી કાં ન જોયું તેં એ ?
આંખ દ્વારા કોઈકે એ જોયું.
આંખમાં એ કોઇક હતું અને તે આ પળે બહાર
કૂદી શું રેલાઇ રહ્યું ?
એ ક્ષણાર્ધ તો હું નર્યો વૃક્ષ-રચના-મય હતો.
તદાત્મ હું એમ સર્વ વિશ્વના પદાર્થ થકી
થઇ તો શકું જ. કિંતુ શી રીતે એ હશે સાધ્ય ?
સૌન્દર્યાનુભૂતિ દ્વારા,
કવિતા દ્વારા અમોઘ.
સૌન્દર્યની સેર છંદ-શબ્દ-માં હું ઊપસેલી
જોવા કરું, પુષ્પો અને શિશુકલહાસ્ય તણા
પરિચયે કૈંક;
દેખાતી ન-દેખાતી તે હાથતાળી દઇ, મારા
ખેલ્યા કરે અહો સંતાકૂકડી ચૈતન્ય સાથે
અહોરાત.
રાતે રસ્તાના વળાંકે મોટરની રોશનીએ
અજવાળી દીધું એક ઝુંડ નાની ગૌરીઓનું,
ઉત્સવથી વળતું જે, વર્ષાભીંજી મોડી સાંજે;
પડખેના વૃદ્ધ જોઇ રહ્યા વિસ્ફારિત નેત્રે
ભવિષ્યનું તે નિર્મલ સકલ આશા રહસ્ય
ફેલાયેલું મુગ્ધ નિજ દૃષ્ટિની સમક્ષ તહીં.
કન્યાઓનાં આશાઉલ્લાસ વધાવવાનો સમય રહ્યો નહીં.
કન્યાઓની આશા, મારી કવિતાની નસોનું રુધિર.
કયાં ?- કયાં છે કવિતા ? અમદાવાદ, ૭-૨-૧૯૫૯

## મૃત્યુ-ક્ષણ

મૃત્યુ સાથે મેં હાથ મિલાવ્યાં છે.
માનવીને. હાથ મિલાવતાં ઝાઝું ફાવ્યું છે કદીયે ?
પોતાનો જ હાથ એ પોતાના હાથમાં આપી
ભીંસભેર, રીસભેર, મસળી નાખવા કરે છે દુનિયાને,
નિચોવવા કરે છે બિચારી ક્ષણને.

અને છતાંય ભીતર તો ભરપૂર જાણે છે જ :
લંબાવેલો હાથ, તો તે વ્યકિતત્વનું અભિસરણ
પ્રત્યક્ષ હાજરાહજૂર; અને પેલા અગણ્ય પ્રકાશવર્ષ
દૂરના તારાનું વહાલપ-વરસાવતું દૃષ્ટિને પસવારતું
મૃદુ કિરણ :- આ પૃથ્વી પરના, આ વિશ્વમાંના
જીવનનો આસ્વાદ તો કાંઇક આવામાં જ.

છતાં કયારેક એકાએક અસ્થિઆંગળાં કડાક કરતાંક
મેળવેલા હાથની આરપાર જવા કરે;
એક કાળો ઓછાયો બ્રહ્માંડની ધરીને વાઢતો
નક્ષત્રોનો કોળિયો કરે- આકાશગંગાને ગળી જાય.

    આજના કુંભમાં ભાવિ ભરેલું મેં ભોળાએ
    ઢોળાઇ ગયું એ કારમા ઓળાની ઠેસથી.

પગ નિરાધાર ઊભવાની ભોં શોધે. શોષ ઊંડો
પ્રાણને લગભગ ધડકરહિત કરી મૂકે.

હું શબ્દ બોલતો હતો ? પોતે સાંભળતો ન હતો.
કીકીથી જોતો હતો, હું દેખતો ન હતો.
હું શ્વાસ લેતો હતો; જીવતો હતો ઓછો જ ?

પછી તો અવારનવાર, ક્યારેક તો સુક... થ હોય
હાથમાં ને પેલો કારમો ટચાક અવા...
બાથમાં પ્રિયજન, હાથમાં ધબક...

આંખ જ્યાં જ્યાં શોધે, શોધે જીવનને નિમિત્તે મૃત્યુ.
આ માનવીય કાલ પર ભીષણ આક્રમણ મૃત્યુનું
જીવનનાં ક્ષણક્ષણકુસુમને મુરઝાવી કચડી દે.
મૃત્યુ-અમિશ્ર જીવનની શોધ હૈયું કર્યા કરે.
સરી જાય અંગુલિઓ વચ્ચેથી પળ પછી પળ.
અરે - અરે આ જીવનની અસ્વીકૃતિ એય તો મૃત્યુ !
જે ક્ષણ જીવવાની શક્તિને ધાર ન આપી ગઇ,
ભીતિ, સંદેહ, અનાસ્થા, વાસના....
આ અધમૃત્યુઓ જીવન તો નથી જ
અને પ્રાણવંત વિલયને- મૃત્યુને નિઃસત્ત્વ કરી જાય છે.

મૃતવત્, જડ ભલે, જરીકે ન લીલાપણું
દેખાય કયાંયે ભલેને, એ સ્થિતિમાંયે જો મળે
દટાઇ જવાનું, ઉપર કંઇ પડો પર પડો જામે,
એ જો પાસો નાખી શકું- સર્વનાશનો કયારેક
વર્ષાસ્પર્શે અંકુરિત થઇ ઊઠું નવ-જન્મે
મરે છે મરે છે મરે છે રાતદિન,
પૂરતું મરતાં નથી આવડતું માનવીને.
મૃત્યુ, ભીરુ મૃત્યુ, કોઇની પર વિજયી તો થઇ ન શકે.
સ્વજનોને વીણી વીણી લઇ લે-- એ એનો વિજય !
તે તે સ્વજનની ઉપર, પણ, વિજયી એ ભલે ન હો.
મૃત્યુભર્યોભર્યો આ આંખોનો ખાલીપો.
મૃત્યુ-કણસતો આ હૈયાનો અજંપો.
મૃત્યુ-તબકતો આ જીવનનો અંધાપો.

મૃત્યુ, તડકો તેં આછોઆછો ભૂંસી નાખ્યો,
વાતચીત બધી બોદી જાણે કરી દીધી
માનવરૂપો આ સૌ છાયા સમાં બનાવી મૂકયાં.
એક એક વસ્તુની આરપાર મારો હાથ ચાલ્યો જાય
એવી જાણે થઇ ગઇ.

## મૃત્યુ-ક્ષણ

મૃત્યુ સાથે મેં હાથ મિલાવ્યાં છે.
માનવીને. હાથ મિલાવતાં ઝાઝું ફાવ્યું છે કદીયે ?
પોતાનો જ હાથ એ પોતાના હાથમાં આપી
ભીંસભેર, રીસભેર, મસળી નાખવા કરે છે દુનિયાને,
નિચોવવા કરે છે બિચારી ક્ષણને.

અને છતાંય ભીતર તો ભરપૂર જાણે છે જ :
લંબાવેલો હાથ, તો તે વ્યક્તિત્વનું અભિસરણ
પ્રત્યક્ષ હાજરાહજૂર; અને પેલા અગણ્ય પ્રકાશવર્ષ
દૂરના તારાનું વહાલપ-વરસાવતું દૃષ્ટિને પસવારતું
મૃદુ કિરણ :- આ પૃથ્વી પરના, આ વિશ્વમાંના
જીવનનો આસ્વાદ તો કાંઇક આવામાં જ.

છતાં ક્યારેક એકાએક અસ્થિઆંગળાં કડાક કરતાંક
મેળવેલા હાથની આરપાર જવા કરે;
એક કાળો ઓછાયો બ્રહ્માંડની ધરીને વાઢતો
નક્ષત્રોનો કોળિયો કરે- આકાશગંગાને ગળી જાય.
        આજના કુંભમાં ભાવિ ભરેલું મેં ભોળાએ
        ઢોળાઇ ગયું એ કારમા ઓળાની ઠેસથી.
પગ નિરાધાર ઊભવાની ભોં શોધે. શોષ ઊંડો
પ્રાણને લગભગ ધડકરહિત કરી મૂકે.

હું શબ્દ બોલતો હતો ? પોતે સાંભળતો ન હતો.
કીકીથી જોતો હતો, હું દેખતો ન હતો.
હું શ્વાસ લેતો હતો; જીવતો હતો ઓછો જ ?

પછી તો અવારનવાર, ક્યારેક તો સુકુમાર હાથ હોય
હાથમાં ને પેલો કારમો ટચાક અવાજ આવે;
બાથમાં પ્રિયજન, હાથમાં ધબકતું મસ્તક કે કંકાલ-ખોપરી ?

આંખ જ્યાં જ્યાં શોધે, શોધે જીવનને નિમિત્તે મૃત્યુ.
આ માનવીય કાલ પર ભીષણ આક્રમણ મૃત્યુનું
જીવનનાં ક્ષણક્ષણકુસુમને મુરઝાવી કચડી દે.
મૃત્યુ-અમિશ્ર જીવનની શોધ હૈયું કર્યા કરે.
સરી જાય અંગુલિઓ વચ્ચેથી પળ પછી પળ.
અરે - અરે આ જીવનની અસ્વીકૃતિ એય તો મૃત્યુ !
જે ક્ષણ જીવવાની શક્તિને ધાર ન આપી ગઇ,
ભીતિ, સંદેહ, અનાસ્થા, વાસના....
આ અધમૃત્યુઓ જીવન તો નથી જ
અને પ્રાણવંત વિલયને- મૃત્યુને નિઃસત્ત્વ કરી જાય છે.

મૃતવત્, જડ ભલે, જરીકે ન લીલાપણું
દેખાય ક્યાંયે ભલેને, એ સ્થિતિમાંયે જો મળે
દટાઇ જવાનું, ઉપર કંઇ પડો પર પડો જામે,
એ જો પાસો નાખી શકું- સર્વનાશનો કયારેક
વર્ષાસ્પર્શે અંકુરિત થઇ ઊઠું નવ-જન્મે
મરે છે મરે છે મરે છે રાતદિન,
પૂરતું મરતાં નથી આવડતું માનવીને.
મૃત્યુ, ભીરુ મૃત્યુ, કોઇની પર વિજયી તો થઇ ન શકે.
સ્વજનોને વીણી વીણી લઇ લે-- એ એનો વિજય !
તે તે સ્વજનની ઉપર, પણ, વિજયી એ ભલે ન હો.
મૃત્યુભર્યોભર્યો આ આંખોનો ખાલીપો.
મૃત્યુ-કણસતો આ હૈયાનો અજંપો.
મૃત્યુ-તબકતો આ જીવનનો અંધાપો.

મૃત્યુ, તડકો તેં આછોઆછો ભૂંસી નાખ્યો,
વાતચીત બધી બોદી જાણે કરી દીધી
માનવરૂપો આ સૌ છાયા સમાં બનાવી મૂકયાં.
એક એક વસ્તુની આરપાર મારો હાથ ચાલ્યો જાય
એવી જાણે થઇ ગઇ.

મૃત્યુ, તારો સમાસ કરવા જતાં જીવનમાં
વિસ્તરતી જતી વિભુ ભીતરતા.
એક એક કરતાં આખી પૃથ્વી જાણે ખાલી ખાલી થતી જતી,
ઊઘડતી જતી કોઈ બ્રહ્માંડઝાઝેરી ભીતર સૃષ્ટિ.
એક ત્યાં ઝબકે અજવાળું
એક ત્યાં ગુંજે સ્વર
એક ત્યાં દીપે રૂપ
એક વસ્તુમાત્રમાંથી જરી જરીક ડોકિયું કરી જતી વસ્તુ : પ્રેમ.
મૃત્યુ, તારા વિનાનું જીવન જીવન ન હતું.
પ્રેમ વિનાનું તે જીવન. હવે મૃત્યુજીવન પ્રેમજીવન.

સાવિત્રી, અમર જીવન સર્જયિત્રી,
મૃત્યુ પર પ્રીતિ તારી,
મૃત્યુપાર પ્રીતિ તારી,
તારો એ જ કીમિયો : અ-મૃત પ્રેમ, પ્રેમ-અમૃત.

ધીમે ધીમે પાસેના ઓરડામાં બધાં ભેગાં થતાં ગયાં જાણે.
મનમાં થતું અહીંથી ઊઠીને ત્યાં જાઉં.

પૃથ્વી, હવે તારી પ્રત્યે મારી પ્રત્યેક નજર હજો
છેલવેલ્લી હોય એવી, તૃષાભરી, મુદાભરી.

જન્મદિને કાળને ખંડિત કર્યો હતો.
મૃત્યુ, અખંડ કાળમાં પુનઃ પ્રવેશ ?
જગજનો, લો, આ મારા અહં-ખંડનો અર્ધ્ય
સુખદુઃખ અશ્રુહાસ માનાપમાન-મિશ્રિત.
જીવન,-કાળનો સ્વાદ, ક્ષણક્ષણનો ઘૂંટ;
મૃત્યુ, અનંત સાથે એકરસ અસ્મિતા ?

કોઈ એક ક્ષણની જવનિકા હટાવી મૃત્યુ સ્વયં બોલી રહેશે :
લે, પ્રભુની સાથે તારે હાથ મિલાવવા હતા ને ?

અમદાવાદ, ૧૯૭૨ : ૧૫-૩-૧૯૮૧

## સાસણ ગીરમાં સિંહમય રાત્રિ □ ઉમાશંકર જોશી

ગીરની નદીઓનાં નામ જાણે છે કોઈ ?
ટીંબે-ટેકરે મંગરે-ડુંગરે અટવાતી લજવાતી
સરતી અભિસરતીનાં નામ જાણ્યાં છે કોઈએ ?

ગીરનો પૃથ્વીથી વધી માનસલોકે
જે અવનવો વિસ્તાર, તેમાં
કલકલ વહેતી નદીઓ બધી જોઈ છે કોણે ?

ઝાંઝરી, ઝાંખરી, જીથરી, ખિલખિલ, સોનકંકરી...
ઓ પેલી ? સદાલીલી. આ ? નિત્યજલા ને નિર્મલનીરા.
એ ? સતતવાહિની. આ નવી આવી તે ?
બહુપર્ણા. આ વળી ? સિંહ-બોટી ને સાવજ-ચાખી.
અને પણે ઓ ? પંખીપ્રિયા....

જીપ, ભલા, અમથા કોઈ એક જ હેલારે
ચઢી ગઈ માનસલોકને મારગ ?
ત્યાં અનામી કોઈ નદીને તીર
હશે વિસામા –
કવિઓના ધામા.

કવિને કેવો જંપ ? ઊઠો, ચલો અહીંથી,
ઊતરો હિંમતભેર સાસણ.

ઘોર અંધારું, ત્રમત્રમ તમરાં ત્રમકે,
સૂનો હૈયા-ઊંડો સોપો.
રોપો ડગમગતી તમારી જાતનો ધ્વજ ત્યાં.

ભરજંગલમાં ભર્યો પિયાવો પશુપંખીનો.
કૂઢી ભેંશો પાણી પીને થાતી તરપત
ચાલી, જાણે જતી ડોલતી ખુદ ધરપત ધીરિધીરિ;
અંધકારનાં ગચ્ચાં જાણે કાળા ડિબાંગ અંધકારમાં
ભળી ગળી વિલીન થયાં.

ઉપર આકાશે ચઢતો તરતો માલધારીનો સૂર
ઘેરો, શબ્દવિહીન, ઘૂંટેલો, અંદર ડૂંટીમાંથી ઊગતો
લોહીમજ્જા મહીં ઊછળતી હસ્તીના કેવળ અર્ક સમો.
માનવ, પશુની સંગતમાં, પૃથ્વીના પટ પર
વિચરે યુગોયુગોથી,
ગાય જે અતૂટ સંગાથની સંગીતિ
તેની લકીર અર્ધીક ગઈ આકાશે ફરકી.

પિયાવો ફરી સળવળતો. ફરી ભીડ
ચારપાંચ મસ્તાનાં સિંહશિશુઓની.
એને કોણ શીખવે પાણી પીતાં ? લાંબી
જીભ કાઢીને પીએ ! જીભ વાળીને પીએ !
રાશ-વા દૂર-જીપ લાઈટને કરી જાગતી
જોઈ લો – તરુરાજ નીચે ત્યાં સિંહણ લંબાયમાન,
– શો એનો કટિનો લાંક !
બચ્ચાંને પાણી પીતાં ટગરટગર એ જુએ.
જીપ પાસે આંગળીએ વળગી ઊભેલી
કિશોરી કન્યા ન એ સિંહણથી અસ્વસ્થ,
ન કે સિંહણ એનાથી.

ક્યાં છે સિંહ ?

રાજેન્દ્રબાબુ – રાષ્ટ્રપતિ – ને કાજે નિર્મ્યો
મચાન ઓ ઊંચે, ત્યાં પહોંચી

કરવી છે. શું પ્રતીક્ષા ?
ચલો, ભલો : હવે વનચોકી નિવાસ ઢૂકડો.
રોટી ટુકડો ગળે ઉતારી હશે ત્યાં સહુ વિશ્રામ.

વિશ્રામ ? અધ-મધરાતે ભરનિદ્રાએ આ શું ધીંગાણું !
એક નહીં, બબ્બે સિંહ – એક વૃદ્ધ અતિક્રુદ્ધ,
બીજો તાતો, તીખો, તરવરિયો –
એક એક પે ગર્જના – તરાપો મારે.
અવકાશ બધો ચીતરાયે જતો અંધકારમાં ગર્જના-રવે.
બરાડો રમખાણે ચડ્યા બે સિંહોની
ફેંકે આકાશે ગિરનાર – ઊંચી કરાડો.
આસપાસની સૃષ્ટિ સમસ્ત નગણ્ય સમાણી.

કવિની ક્યાંઈ કશી એંધાણી ?
ગીરની અકલિત સરિતાઓમાં હળુહળુ સળવળતાં પાણી.

ક્યાં ઓગળી ગયા છો, કવિ ? સાસણચોકીએ નિદ્રામાં ગાઢ
ગિરા નદીને આરે અથવા
અગાધસમાધિ ગુહામાં ?

૨૩-૧૦-૧૯૮૮ ('અથથી ઈતિ'ના સૌજન્યથી)

## ડબલ્યુ. બી. યેટ્સની સ્મૃતિમાં

□ ડબલ્યુ. એચ. ઑડન
□ અનુ. ઉમાશંકર જોશી

(અવસાન : જાન્યુઆરી ૧૯૩૯)

ભરશિયાળે એ અદૃશ્ય થયા
ઝરા થીજી ગયેલા, વિમાનઘરો લગભગ સૂમસામ,
અને, જાહેર બાવલાં ખરડાયેલાં બરફથી.
મરતા દિન-મુખે પારો નીચે ઊતરેલો.
અરે, જે કાંઇ સાધન આપણી કને, તે બધાંય એક વાતે સંમત -
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.
એમની બીમારીથી દૂર
નિત લીલાં વનોમાં વરુઓ દોડાદોડ કરતાં.
કૃષિકન્યાશી સરિતા વણ-લોભાઈ રહી ભદ્ર-ટાપટીપિયા ઓવારાઓથી.
મૃત્યુવિલાપ કરતી જિહ્વાઓએ
કવિના મૃત્યુને એમનાં કાવ્યોથી છૂપું રાખ્યું.
પણ તેમને સારુ તો છેલ્લી બપોર હતી પોતા તરીકે,
આયાઓ અને અફવાઓની બપોર.
એમના શરીરના પ્રાન્તોએ બળવો પોકાર્યો,
એમના ચિત્તના ચોક ખાલીખમ થયા,
મૌને પરાંઓમાં આક્રમણ કર્યું.
એમની લાગણીનો વિદ્યુત્પ્રવાહ થંભી ગયો. એ બની ગયા પોતાનો
પ્રશંસક-ગણ.

શત શત શહેરોમાં એ હવે વિખેરાઇ ગયા છે.
અને આખો વખત રહ્યું એમને અપરિચિત હેત માણવાનું,
અન્ય પ્રકારના વનમાં સુખ શોધવાનું,
અંતરાત્માની અન્યદેશીય આચારસંહિતા નીચે સજા પામવાનું.
મરેલાં માનવીના શબ્દો
જીવતાંનાં આંતરડાંમાં બદલાતા હોય છે.
પણ આવતી કાલની અગત્યમાં-કોલાહલમાં-

બુર્સ શેરબજારની ફરસબંધી પર શેરદલાલો પશુશા ચિત્કાર કરે,
અને ગરીબો એમને ઠીકઠીક કોઠે પડી ગયેલી યાતનાઓ વેઠયાં કરે,
અને દરેકને સ્વ-ના કોચલામાં પોતાની સ્વતંત્રતાની લગભગ પ્રતીતિ થાય,
થોડાંક સહસ્ર માનવી વિચાર કરશે આ દિવસનો,
જેમ કોઈને વિચાર આવે તે દિવસનો, જ્યારે જરીક અનોખું કંઇ કર્યું હોય પોતે.
અરે, જે કાંઇ સાધન આપણી કને, તે બધાંય એકે વાતે સંમત-
એમના અવસાનનો દિવસ, ધૂંધળો ઠંડો દિવસ.

૨

તમે મૂરખ હતા, અમારી જેમ, તમારી બક્ષિશ ટકી રહી
-તાલેવાન બાનુઓનો લત્તો, શારીરિક અવનતિ, પોતાની .જાત-એ બધાંયની પાર.
પાગલ આયર્લેન્ડે તમને ઘાયલ કરી કવિતા ગાતા કર્યા.
હવે આયર્લેન્ડને છે .એનું ગાંડપણ અને એની આબોહવા,
કેમકે કવિતાથી કશી ઘટના ઘટતી નથી: પોતાના કથનની
ખીણમાં એ જીવતી રહે છે, જ્યાં કાર્યવાહકો
ડખલ કરવાનું કદી ઇચ્છે નહીં, દક્ષિણ સમુદ્ર ભણી એ વહ્યે જાય છે
અલગતાની ગમાણોથી, કામઢા શોકાવેગથી,
કાચાં શહેરોથી- જેમાં આપણી શ્રદ્ધા છે ને જેમાં આપણે મરીએ
છીએ-જીવંત રહે છે એ,

ઘટનાઘટનનો એક પ્રકાર, એક મોં.
ધરા, સ્વીકાર કર માનવંતા અતિથિનો,
વિલિયમ યેટ્સને પોઢાડીએ છીએ અમે.
આયર્લેન્ડનું પાત્ર હવે ખાલી ખાલી,
કવિતા એની બધીય નિતારી લીધી.

અંધારના ઓથારમાં
યુરોપના ભસે છે સઘળાય શ્વાન.
અને જીવંત રાષ્ટ્રો રાહ જોઇ રહ્યાં છે

સૌ કોઇ નિજ નિજના દ્વેષમાં વિખૂટાં બની.
બૌદ્ધિક નાલેશી
તાકી રહે છે એકોએક માનવચહેરામાંથી.
અને દયાના સમંદરો સૂતા છે
પ્રત્યેક ચક્ષુમાં જકડાયેલા, થીજેલા.

અનુસરો કવિ, અનુસરો છેક
રાત્રિના તળિયા લગણ.
તમારા અવરોધરહિત સ્વરથી
હજીય તે સમજાવો અમોને આનંદવા:
કાવ્યકડીના કૃષિકર્મ દ્વારા
શાપમાંથી દ્રાક્ષલતામંડપ વિરચી દો,
માનવી-અસફળતાનું ગાન ગાઓ
વ્યથાના આનંદઉન્માદમાં:
હૃદયની મરુભૂમિઓમાં
રૂઝવતા ઝરાનો આરંભ કરો.
નિજના દિવસોના કારાવાસમાં
શીખવો મુકત માનવને પ્રશંસા કરતાં.

('ઑડનનાં કાવ્યો'
અનુ : નિરંજન ભગત અને અન્ય. -માંથી સાભાર)



ડાહ્યાભાઇ પટેલ, પેટલીકર, બ્રોકર, ઉમાશંકર, બેટાઇ, યશવંત શુક્લ

ઉમાશંકર જોશી અને હિંમતલાલ અંજારિયા

કનૈયાલાલ મુનશી અને ઉમાશંકર જોશી



# આત્માની માતૃભાષા

આજકાલ કરતાં પચાસ વરસ થઇ ગયાં, પ્રથમ કાવ્યપુસ્તક 'વિશ્વશાંતિ' પ્રગટ થયાને. પ્રથમ પહેલી રચના 'સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે'- એ સૉનેટ આબુથી ઊતરતાં અને અમારા ઇડરમુલક સુધી પગપાળા આવતાં મનમાં આકારિત કરતો, લીટીઓ ભાંગતોઘડતો, ચાલતો હતો તેને તો ત્રેપન વરસ થશે. હજી જાણે એ ડુંગરોમાં ડગ ભરતો ન હોઉં એવું લાગ્યાં કરે છે.

એ ડુંગરો, એ જંગલો, એ મેળા... ....

એ બધાં ધીમે ધીમે પ્રતીક સમાં થઇ ગયાં : જૂના અને જાણીતા મુસીબતો (જેના વગર જીવન અલૂણું જ)ના ડુંગરો, શહેરોનાં એકાદ પરિચિત કેડી પણ વિનાનાં મજાનાં જંગલો, માનવ-મેળા-અનેક રંગરંગી (પેલાં પ્રકૃતિબાળ કરતાં જુદા જ) સમુદાયોના મેળા.

પણ બાળપણ એ સર્જક માટે ખાસ્સી સોનાની ખાણ છે. કદી એ ખૂટતી નથી, નથી ખૂટલ નીવડતી. એ બે-ત્રણ વીશી-પચીશી પછી પણ ન્યારા અનુભૂતિઅંશો સર્જકની તહેનાતમાં લાવીને મૂકીદે છે.સૌથી ન્યારી સંપત બાળપણ ડગલે ને પગલે સર્જક આગળ ધરી રહે છે તે છે ભાષા અંગેની. બાળપણમાં એક એક શબ્દ, જીવવાનું શીખતાં શીખતાં, પહેલવહેલો ગ્રહણ થયો હશે- આકૃતિ સાથે સંબદ્ધ, કોઇ ગંધ કે અવાજ સાથે સંબદ્ધ, તે કશી ખબર આપ્યા વગર પચાસ-સાઠ વરસે પણ તેવા જ રૂપ ચેતનામાં પ્રતિબુદ્ધ થઇ ઊઠે છે, કોશ કે શિષ્ટ સાહિત્યના અર્થસંદર્ભ કરતાં જુદા જ ઇન્દ્રિયગ્રાહ્યતાના સંદર્ભ સાથે, અને સર્જકનું આખું કલેવર ચમત્કારિક આવેશથી સભર ભરાઇ જાય- એ છે જાદુ બાળપણના પ્રથમ ભાષા સંસ્કારનું.

શબ્દ પોતે જન્મ્યો છે જ પ્રકલ્પન રૂપે, એટલે સૌન્દર્યપ્રવૃત્તિનો પાસ તો એને લાગેલો જ છે. શબ્દોના મૂળ અર્થ તપાસવા જતાં કોઇ ને કોઇ ચિત્ર, કલ્પન મળી પણ આવે. પણ પછી વ્યવહારમાં એ પ્રકલ્પન હોવાની વાત ભૂંસાઇ જાય છે. નદી (નદ ઉપરથી) - 'નાદ કરનારી' એ વ્યવહારમાં હમેશાં વીસરી જ જવાય છે. ચિત્રાત્મક ઉક્તિઓ કહેવતનું પદ પામ્યા પછી આપણે મોંએ વારંવાર ઉચ્ચારાયે જાય છે પણ ચિત્ત સમક્ષ કોઇ ચિત્ર જવલ્લે જ ઊભું થવા પામતું હોય છે. કવિ જ એક એવો છે, જેનો કહો કે બાળપણનો ઇન્દ્રિયગ્રાહ્યતાના પરિવેશ સાથેનો શબ્દ એવો ને એવો તાજો રહે છે. સતેજ રહે છે, સમૃદ્ધતર બનતો જાય છે. કોશનો એક શબ્દ બે કવિ એક અર્થમાં ભાગ્યો જ વાપરે છે, ભાગ્યે જ એક કવિ પણ બેવાર એક અર્થમાં યોજે છે. કવિતા શબ્દો વગર સંભવિત નથી, પણ કાવ્યકૃતિએ પ્રત્યેક શબ્દને સમગ્ર સંદર્ભની સહાયથી પોતીકો શબ્દ બનાવી લેવો રહે છે, એમાં કવિએ બાળપણમાં ભાષા કેવી રીતે મેળવી છે ને બાળપણનો એનો ભાષાસ્વાદ (ભાષાનો સ્વાદ અને આસ્વાદ પણ), ભાગ ભજવે છે. એ ભાષાસ્વાદ, કવિને લાગેવળગે છે ત્યાં સુધી, વિશ્વના પદાર્થોને વાસી થવા દેતો નથી, નામનો સ્વાદ રૂપને નિત્યકૌતુકમય બનાવી રહે છે.

મારે અંગે એક-બે વસ્તુ મારા જોવામાં આવી છે. દૂરથી ગીત સાંભળું તો

લયમાં એટલો બધો ખોવાઈ જાઉં કે કાન શબ્દોને અલગ બરોબર પકડી-સમજી ન શકે. અમારાં ગામડાંની ભાષાના કાબેલ જાણકાર મારા એક મિત્ર, હું લખતો થયો તેવામાં, મને ચીડવે : તું શહેરી થઇ ગયો ! ગામડાના શબ્દો શી રીતે સમજે ? અને તેમ છતાં 'સાપનાભારા'નાં એકાંકી ગામડે હતો ને લખતો તે અમે સાથે વાંચીએ ત્યારે તે કહે કે અમુક શબ્દ અમારાં ગામડાંની ભાષાનો નથી, પણ પછી બીજે દિવસે મળીએ ત્યારે નિખાલસ ભાવે સ્વીકારે કે ગયા ચોવીસ કલાકમાં એ શબ્દ એમને બે વાર સાંભળવા મળ્યો હતો. અમારી બોલી મારા કરતાં એ વધુ જાણે તે કાંઇ હું નમ્રતાથી નથી કહેતો. પણ સવાલ છે સર્જકના અભિગમનો. સર્જકનો કાન જે સાંભળવા સરખું છે તેની ઉપર ઠરે છે. એ સતત ભાષાનું પૂરું સત્ત્વ, સ્વત્વ ઉત્સુકપણે પીતો રહે છે.

એક સર્જક કલાકાર તરીકે મને હમેશ લાગ્યાં કર્યું છે કે કવિતા પોતાનું ઘણું કામ લય દ્વારા કાઢી લેતી હોય છે. શબ્દના અર્થ-અંશ કરતાં નાદ-અંશનું મહત્ત્વ ઓછું નથી. એ નાદ-અંશ, કવિના કાનની કળા હોઇ, અર્થ-અંશનો આધાર તો છે જ, પણ અર્થ-અંશને પ્રસ્તુત કરીને એ વિદાય લેતો નથી, કૃતિના સમગ્ર પિંડનો સ્વયં આવશ્યક ભાગ બની રહે છે. કવિતામાં શબ્દનો નાદ-અંશ અનુપ્રાસ, કાકુ, શબ્દક્રમ આદિની - મદદથી અર્થના આરોહ-અવરોહમાં અનુપ્રવેશ સાધતો સમગ્ર સંદર્ભના - આખી કલાકૃતિના અવયવવિન્યાસના જ નહીં, અર્થવિન્યાસના બલકે રહસ્યવિન્યાસના હિલ્લોલ રૂપે, લય રૂપે, પ્રતીત થાય છે. લય અંગેની આ વાત જેટલી ગીત અને છંદ અંગે સાચી છે તેટલી જ ગીત અને છંદ કરતાં વધુ મુશ્કેલ (કેમ કે ગીત અને છંદની પહોંચમાં ન આવી શકતા કશાકને પકડવા મથનાર) 'અછાન્દસ' માટે સાચી છે.

મને મેળાઓ, ઉત્સવો પાસેથી ગીતલય મળ્યા. છંદો, પ્રવાહી બનાવાઇ ચૂકેલા, નવાવતારે મળ્યા. પણ દરેક સર્જકે પોતાની જરૂરિયાતો પ્રમાણે લય ખીલવવાના રહે છે. નવી ચેતના, નવો લય. જેમ પ્રચલિત ઢાળામાં પુરાઇ રહેવું એ આત્મઘાતક, તેમ પોતે ખીલવેલા કશાકનું પુનરાવર્તન કર્યા કરવું પણ આત્મઘાતક. સર્જકે પોતાની તે તે સમયની અભિવ્યક્તિની જરૂરિયાતોને પહોંચી શકે એવા લયની ખોજ સતત કરવી રહે છે. 'વિશ્વશાંતિ' સમયથી વૈદિક લઢણોનો પ્રવાહી ઉપજાતિ ખેડવા તરફ રુચિ વળી હતી. 'નિશીથ' અંગે એવું બન્યું કે મુંબઇથી પરાં તરફ રાતે પાછા વળતાં લોકલમાં મેઘાણીભાઇનો કાગળ ગજવામાં હતો તેની કોરી જગામાં પંક્તિઓ ટપકાવી. વૈદિક છંદોઘોષમાં વીજળીગાડીના યંત્રધબકાર પણ ભળ્યા. બોલચાલની નજીક આવતું પદ્ય ખેડતાં, નાટયોર્મિકાવ્યો અને ક્યારેક 'ત્રીજો અવાજ' રજૂ કરતી રચનાઓ સુધી પહોંચવું શક્ય બન્યું. ૧૯૫૬માં કશુંક નવતર વ્યક્ત થવા મથતું હતું તેણે ગુજરાતી છંદોરચનાના ચારે પ્રકારોનો અને સાથે સાથે ગદ્યનો લાભ લઇને પોતાનો માર્ગ કર્યો, 'છિન્નભિન્ન' છું અને 'શોધ'નું પ્રથમ પ્રકાશન, તેથી તો, અવાજ દ્વારા (આકાશવાણી પર કવિ સંમેલનો પ્રસંગે) કરવાની મેં ખાસ તક લીધી હતી.

ગામથી શબ્દ લઇને નીકળ્યો હતો. શબ્દ કયાં કયાં લઇ ગયો ? સત્યાગ્રહ

છાવણીઓમાં, જેલોમાં, વિશ્વવિદ્યાલયમાં, સંસદમાં, દેશના મૂર્ધન્ય સાહિત્યમંડળમાં, રવીન્દ્રનાથની વિશ્વભારતીમાં, વિદેશના સાંસ્કૃતિક સમાજોમાં - એટલે કે વિશાળ કાવ્યલોકમાં, માનવ હોવાના અપરંપાર આશ્ચર્યલોકમાં, તો કયારેક માનવમૂલ્યોના સમકાલીન સંઘર્ષોની ધાર પર, કોઈક પળે બે ડગલાં એ સંઘર્ષોના કેન્દ્ર તરફ પણ. એક બાજુ ઋણ વધતું જ જાય, બીજી બાજુ યત્કિંચિત્ ઋણ અદા કરવાની તક પણ કયારેક સાંપડે. શબ્દના ઋણનું શું ? શબ્દને વીસર્યો છું ? પ્રામાણિકપણે કહી શકું કે શબ્દનો વિસારો વેઠયો નથી. શબ્દનો સથવારો એ ખુશીનો સોદો છે, કહો કે સ્વયંભૂ છે. શબ્દને વીસરવો શકય નથી. વરસમાં એક જ કૃતિ (જેવી 'અમે ઇડરિયા પથ્થરો' છે) રચાઇ હશે ત્યારે પણ નહીં, બલકે ત્યારે તો નહીં જ.

કવિતા એ આત્માની માતૃભાષા છે. એ વ્યકત થાય છે એ ઇચ્છે ત્યારે, આપણે ઇચ્છીએ-ત્યારે નહીં. જગતના, ભલેને ગમે તેવા મહત્ત્વના, પ્રત્યક્ષ અનુભવો સાથે એનો કાર્યકારણસંબંધ જોડી દેવામાં જોખમ છે. મારા અંગત દાખલામાં રચના અંગે બે લાક્ષણિકતાઓ નોંધવા જેવી છે. અધ્યયન સંશોધન, સંપાદનનું, બૌદ્ધિક-વિદ્યાકીય, માનસિક, પરસેવો પડાવે એવું, કાંઇ ને કાંઇ કામ સમાંતર ઘણુંખરું ચાલતું હોય. 'આત્માના ખંડેર' ભારતીય બૅન્કિંગના સખત અભ્યાસપરિશ્રમ દરમ્યાન મુખ્યત્વે રચાયું. બીજું, સ્વાતંત્ર્ય, સામાજિક ન્યાય, માનવીય ગૌરવ જેવાં મૂલ્યોની સ્થાપનાના કંઇ ને કંઇ સંઘર્ષમાં ઓછેવત્તે અંશે ગૂંથાયેલા હોવું એ જાણે કે કાવ્યરચનાની પૂર્વશરત નહીં તોપણ ભૂમિકા જેવું રહ્યું છે. આ બંને વસ્તુઓ સર્જનકાર્યની વિરોધી જેવી લેખાતી હોય છે, મને એવી લાગી નથી- કહો કે મારે માટે એ બાબતમાં પસંદગીને અવકાશ જ નથી.

શબ્દને સૌન્દર્ય, આનંદ માટે યોજવા પ્રેરનારું બળ શું હશે ? આપણે સાંભળ્યું હતું - જેમ જેમ સભ્યતા પ્રસરશે, કવિતા ઓસરશે- આ સદીમાં - ખાસ કરીને ઉત્તરાર્ધમાં યંત્રોદ્યોગ-સભ્યતાની ભીંસ વચ્ચે માણસના અસ્તિત્વના લીરા ઊડી રહ્યા હોય એવું ભાસ્યું. કવિતાને આંચ આવી લાગતી નથી. અસ્તિત્વની 'નિઃસારતા'એ પણ સંગીન કલાકૃતિઓના સર્જન દ્વારા સ-સારતા દાખવી. એવી સફળ સબળ રચનાઓના એક સર્જક, કહે છે કે, સ્વયં સંપ્રસાદયુકત નિરાકુલ (serrne) જીવન જીવે છે. તત્ત્વનો સવાલ એ છે કે માનવજાતિની યાત્રામાં અનિવાર્ય એવું માર્ગદર્શન આપતી બુદ્ધિશીલતા અને મોંઘામૂલી મૂડી સમું વિજ્ઞાન- એ બંનેની આધુનિક યુગની ઉત્કટતર સાધનાઓની જોડાજોડ, એ બંનેથી મૂળભૂત રીતે અલગ પ્રકારની આનંદાર્થે ભાષાલીલામાં રમમાણ રહેનારાઓની સાધના કઇ હિમ્મતના જોર પર ચાલી શકતી હશે ? અંદરના, રોકયા રોકી ન શકાય એવા, ધક્કાના જોર પર, - એવો કોઇ જવાબ શોધવાનો રહે. વધુ નવાઇની વાત એ છે કે એમની રચનાઓ નદીપ્રવાહોમાં વાંસભૂંગળીમાં તરતી મુકાતી નથી, કાલસંદૂકમાં ભંડારી રાખવામાં પણ આવતી નથી. સમકાલીનો એને સ્વીકારવા, આત્મસાત્ કરવા પ્રેરાય છે. જિવાતા જીવનમાં કાવ્યની અનુભૂતિ, કવિસંવિદ સાથેની તદાત્મતા, પોતાની રીતે અગત્યની હોવી જોઇએ. માનવજાતિને પોતાની યાત્રામાં ટગુમગુ આગળ વધવાને માટે બુદ્ધિ અને વિજ્ઞાનના

સ્થિર પ્રકાશ વિના ઘડી પણ ન ચાલે એ ખરું, પણ સાથે સાથે જેમ શરીર, પ્રાણ, સર્વસ્વ આત્માને (એટલે જ પરમાત્માને) અર્થે ક્ષણાર્ધ પણ ખંચકાયા વગર ન્યોછાવર કરી દેનાર ધર્મપ્રવણ અધ્યાત્મવીરોના હૈયા-આતશની ગરજ છે તેવી જ પોતાના યાત્રાપથ પર કલાકૃતિઓના સર્જકોનો સૌન્દર્યનો, નરી આનંદમયતાનો આન્તર આલોક પણ પથરાય એનો ખપ છે. કલાને, સાહિત્યને આગલી ત્રણે વસ્તુઓનો વિરોધ નથી, ત્રણેને પોતાની બાથમાં, સકલસંદર્ભમાં,એ કોઈ ને કોઈ રીતે સમાવી લઈ શકે છે, ધર્મના તો કયારેક પર્યાય તરીકે લગભગ સ્વીકારાઈ જાય છે. આવતા યુગોમાં વિજ્ઞાનની શોધોના ઉપયોગ પર કાબૂ સ્થાપવાનું કામ બુદ્ધિએ જ કરવાનું છે. એ સ્થિતિમાં એને લાવવામાં- માત્ર ટકી રહેવું નથી, જીવવું છે, માનવી તરીકેનું ભર્યું ભર્યું જીવન જીવવું છે, એમાં મદદરૂપ થવામાં- જેમ ધર્મની તેમ કલા-સાહિત્યની ગુંજાયશ ઘણી છે અને તે વધુ ને વધુ ખપમાં લેવાતી રહેશે એવો સંભવ વધારે છે.

દરેક આખી કાવ્યકૃતિનો સૂર, એટલે કે કાવ્યનો સમસ્ત અભિગમ, જાડી ભાષામાં કહીએ તો 'જીવનદૃષ્ટિ'એ કવિ તરીકેની આયુષ્યભરની કમાણી ઉપર આધારિત છે, એક માણસ તરીકેની અને એક સર્જક તરીકેની કમાણી પર,- 'માણસ તરીકેની' એ અર્થમાં કે ભલે પોતે વ્યવહારમાં ઊણો ઊતરતો હોય છતાં વિશ્વનાં સકલ માધુર્ય, કરુણા, ઉલ્લાસ એની સંવિત્તિમાં, કવિસંવિદમાં પ્રવેશવા પૂરતાં પણ, હાજર ન હોય તો એની રચનાને તે વસ્તુઓના અભાવમાંથી કશું બચાવી શકે નહીં. કાવ્યમાં તેમની ઉપસ્થિતિ અંગે સીધાં કવિવચનોનો ન કરું તેટલો વિશ્વાસ હું લયનો કરું. લય જૂઠું બોલે નહીં, લય એ કવિની શિરાઓમાં વહેતા લોહીની વસ્તુ છે. તેથી તો વારંવાર હું માગું છું કે કવિતા લોહીથી વાંચવાની છે.

ચલો મન, 'વિશ્વશાંતિ'ના એ નિરંતર આકર્ષતા 'પ્રકાશના ધોધ અમોઘ ઝીલતી/ ધપે ધરા...' એ રોમહર્ષણ કલ્પનાચિત્રને સાક્ષાત્કરવા.

અમદાવાદ

૨૮-૬-૧૯૮૧

ઉમાશંકર જોશી

('સમગ્ર કવિતા' ઉમાશંકર જોશીમાંથી સાભાર)

WILLIAM WORDSWORTH
Painted by B. R. Haydon 1818.

## વર્ડ્ઝવર્થનું ગ્રાસમિયર

લડકો સહી વધુ લડકીલો,
વર્ષા વધુ વર્ષીલી;
લીલા વધુ હરિત, વ્યોમ વધુ નીલું,
લહરી વધુ લહરીલી.
પાંખિયાં-ફૂલનું નવ ફૂલો,
હૃદય એથ વધુ હૃદય;
કવિશબ્દમધ્યકથી અનુભવાય સહી
ઈશ્વર અદકેરો ઈશ્વર.

[illegible signature]

ગ્રાસમિયર
૨૮-૩૦ ૭ ૧૯૭૩

શ્રી સુરેશ દલાલ
Dr. Suresh Dalal
Editor: 'Kavita'
Janmabhoomi House
Ghogha Street
BOMBAY-1

— INDIA —

પ્રિય ભાઈશ્રી હરિશ્ચંદ્ર તથા સૌ. હરવિલાસબેન,

ચિ. મેઘનાદના યજ્ઞોપવીતની અને ચિ. બેન હસમુખનાં શુભ લગ્નની કુંકુમપત્રિકા મળતાં અમને બધાંને બહુ જ આનંદ થયો. તે પહેલાં સૌ. હરવિલાસબેનના પત્રથી સમાચાર તો મળ્યા જ હતા. અને આ મંગળપ્રસંગે ત્યાં આવવાની ધારણા પણ રાખી હતી. પણ આવી શકાયું નથી. આ પ્રસંગોએ ઓલપાડ જોવું એવું [illegible] હતું, પણ અત્યારના સંજોગમાં મુંબઈમાં જ વાસ્યું એ સારું કર્યું. ચિ. બેન હસમુખને સારું ઠેકાણું મળ્યું છે એ જાણી અમને બહુ જ ખુશાલી થઈ. માવતરને માટે આથી મોટું કોઈ ધનભાગ્ય નથી. અમારા ભાઈ કવિ છે, પણ એમનું સંભાળનાર ભગવાન છે અને તમે સૌ છો એટલે બધું રૂડું જ થશે. ખરેખર હાજર નહિ રહી શકાયાનું અમને બંનેને લાગે છે, પણ ચિ. મેઘનાદના લગ્નની તિથિ ક્યાં દૂર છે એમ મનમાં થોડા વધીએ છીએ. આ બંને પ્રસંગો પ્રભુ સારી રીતે પાર પાડે! ચિ. મેઘનાદ, સાચા અર્થમાં 'દ્વિજ' બને અને ચિ. બેન હસમુખનું લગ્નજીવન ઊજળું અને સુખાકારીભર્યું નીવડે એવી અમારા બંનેની પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ઉમાશંકર જોશીનાં વંદન
જ્યોત્સ્નાબહેનનાં વંદન

તા.ક.
આ સાથે ચિ. મેઘનાદને રૂ. પાંચ અને ચિ. હસમુખને રૂ. અગિયારનો ચાંલ્લો મોકલ્યો છે તે શુકનનો ગણી કૃપયા સ્વીકારી આભારી કરશો.
— ઉ.

## નમો નમો હે માનસ રાજહંસ ! □ હરીશ વ્યાસ

વ્યષ્ટિ-સમષ્ટિ ને પ્રકૃતિ કેરાં,
      સૌન્દર્ય પીને, વળી આપ મેળે,
ક્ષણેક્ષણે, ઉરઝરણ ગાય જાણે,
શું તુંગઉત્તુંગ હિમાલયેથી, ઓ 'ગંગોત્રી' પ્રગટી !!
ને દૂરથી મંગલ શબ્દ આવતો, ગજાવતો ચેતનમંત્ર સુણીને,
વિશાળે જગવિસ્તારે, 'વિશ્વશાન્તિ' ફરી વળી.
'આતિથ્ય' કરતાં મજૂરો-કિસાનો, સન્તો-મહન્તો,
દલિતો-પીડિતો, ને ત્રસ્તો-પછાતોની,
દરિદ્ર-નારાયણની, વેદના-યાતનાને, વાચા દઈને,
ખોવાયા ધરતીને પ્રાંગણ 'નિશીથે'
વેદોપનિષદો અને શાસ્ત્રો-પુરાણોમાં,
      ઘૂમી ઘૂમીને, રસઘૂંટ પીને,
સંવેદનાથી સત્યો નિહાળ્યાં.
ને 'પ્રાચીના' તીરે,
      અનંત પ્રત્યે, કિલ્લોલતાં પદ્યરૂપકો વહાવ્યાં.
ક્ષણેક્ષણે, ચિરયૌવનથી મ્હોરતા,
      કટોકટીમાં પ્રગલ્ભ-નિર્ભય,
પલાશવપુષ્પખચિત કેસૂડા શા, ઈડર ડુંગરેથી,
ખીલવ્યાં પુષ્પો 'વસંત-વર્ષા' તણાં નવરસીલાં.
ને મુક્ત મનથી, વળી મુક્ત છન્દે ને મુક્ત પ્રાણે.
કીધું 'મહાપ્રસ્થાન', ઊર્જિત ઊર્ધ્વ પ્રત્યે !
મહાકાવ્યોનાં ગિરિગહ્વરોમાં, એકલા આકાશ તળે, એકલા ઊભીને,
પડઘા ઉરબોલના ઝીલી ઝીલીને,
સત્ય શિવ સુંદર, 'અભિજ્ઞા' કરીને,
પુનિત 'ધારાવસ્ત્રે' ભીંજાતાં ભીંજાતાં, માનવતાનો શિરમોર રચવા,
ગુલમોર ગવને 'સપ્તપદી' સજીને, સદા સુખ-દુખે સમત્વ ધરીને,
'સમગ્ર કવિતા'માં, મૂર્ત થયા અખંડ,

નિ:શેષમાં યે વળી સવિશેષ જેવા,
'વાગર્થાવિવ સંપૃક્ત :, વાગર્થ પ્રતિપત્તયે !'
કાવ્ય-સંસારે મૂર્ધન્ય, તમને શત શત વંદન !
નમો નમો હે માનસ રાજહંસ !
'જ્યોતિષામ્ અપિ જ્યોતિ :' હે ઉમાશંકર !
ભૂયો ભૂયોડપિ નમોં નમસ્તે !
પ્રેરો સૌને ઉદય સર્વ પ્રત્યે !

## ઉમાશંકર જોશી □ પ્રબોધ પરીખ

તમે અમને બબ્બે આંખો આપી,
અને એ ભીની પણ કરી,
તમે બન્ને હાથોથી પૃથ્વી છલકાવી દીધી,
તમે શીખવ્યું અમને ચાલતાં જંગલમાં, જંગલની પાર,
તમે કર્યા અમારા કાનોમાં મંત્રોચ્ચાર
અંતરના અજવાળાને ટકોરતા,

તમે રચ્યો પુલ અહીંથી ત્યાં સુધીનો.

તમે અમને બબ્બે આંખો આપી,
અને
એ ભીની પણ કરી-

('પરબ'ના સૌજન્યથી)

## શ્રી ઉમાશંકર જતાં ☐ ઉશનસ્

તમારે આ રીતે ન'તું જવું ઉમાશંકર કવિ!
તમે જે રીતે સૌ સ્વજન વચમાંથી ખસી ગયા
બધાંને આંસુમાં અધવચ જ મૂકી; વસી રહ્યા
હતા શું સૌ વચ્ચે જલકમલ રીતે જ હળવી?
તમે તો પૃથ્વીને ચહી હતી, ચહે કો કવિ યથા,
રહ્યા પાંચે ભૂતો ચશચશી જ પંચામૃત સમાં,
રહ્યો પાંચે ભૂતે સમવિષમ શો માણસ - ખમા -
અહો, એ વૈચિત્ર્યોસભર જીવ! વેંઢારી જ વ્યથા.
તમે નાનું 'મસ્તું વનઝરણું થૈ પંથ નીકળ્યા,
મળ્યા વાટેઘાટે બૃહદ નદ, તે શું ભળી ગયા,
મનુના તે મત્સ્યક્રમથી કદમાં વિસરી રહ્યા,
પ્રવાસે પલ્ટાયા, પદપદ વધુ પ્રીતિથી ભર્યા,
હતા અંતે થોડા રમણીય પરિણામ - રતિથી,
તમારે આ રીતે નીકળી જવું ન્હોતું ચુપકીથી.

૨

તમારે આ રીતે નીકળી જવું ન્હોતું જલદીથી:
હજી પૂરેપૂરું કશુંય સમજાયું પણ કયહીં?
પમાઇ ક્યાં પૂરી પ્રકૃતિ મનુના વંશની અહીં?
પમાયું ક્યાં સિંધુ અતલનું રહસ્યેય નદીથી?
તમે - હું જાણું છું - કવિજન! પડ્યા નીકળી હતા
ઝરા નાનારૂપે ગિરિવિવરથી સિંધુ મળવા,
મળ્યું જે જે કાંઇ પથ, સઘળું તે તે સમજવા
મથ્યા છો, જાણું છું: મનુજમનના જાતરી હતા.
તમે ચાહી - જાણ્યું પ્રકૃતિ પ્રથમીયે ભમીભમી,
વળ્યા'તા અંતે તો મનુપ્રકૃતિની ભીતર ભણી,
ખરી તો એ રામાયણ - સમજવી દોહ્યલી ઘણી;

નિઃશેષમાં યે વળી સવિશેષ જેવા,
'વાગર્થાવિવ સંપૃક્ત :, વાગર્થ પ્રતિપત્તયે !'
કાવ્ય-સંસારે મૂર્ધન્ય, તમને શત શત વંદન !
નમો નમો હે માનસ રાજહંસ !
'જ્યોતિષામ્ અપિ જ્યોતિ :' હે ઉમાશંકર !
ભૂયો ભૂયોઽપિ નમો નમસ્તે !
પ્રેરો સૌને ઉદય સર્વ પ્રત્યે !



## ઉમાશંકર જોશી □ પ્રબોધ પરીખ

તમે અમને બબ્બે આંખો આપી,
અને એ ભીની પણ કરી,
તમે બન્ને હાથોથી પૃથ્વી છલકાવી દીધી,
તમે શીખવ્યું અમને ચાલતાં જંગલમાં, જંગલની પાર,
તમે કર્યા અમારા કાનોમાં મંત્રોચ્ચાર
અંતરના અજવાળાને ટકોરતા,

તમે રચ્યો પુલ અહીંથી ત્યાં સુધીનો.

તમે અમને બબ્બે આંખો આપી,
અને
એ ભીની પણ કરી-

('પરબ'ના સૌજન્યથી)

## શ્રી ઉમાશંકર જતાં □ ઉશનસ્

તમારે આ રીતે ન'તું જવું ઉમાશંકર કવિ!
તમે જે રીતે સૌ સ્વજન વચમાંથી ખસી ગયા
બધાંને આંસુમાં અધવચ જ મૂકી; વસી રહ્યા
હતા શું સૌ વચ્ચે જલકમલ રીતે જ હળવી?
તમે તો પૃથ્વીને ચહી હતી, ચહે કો કવિ યથા,
રહ્યા પાંચે ભૂતો ચશચશી જ પંચામૃત સમાં,
રહ્યો પાંચે ભૂતે સમવિષમ શો માણસ - ખમા -
અહો, એ વૈચિત્ર્યોસભર જીવ! વેંઢારી જ વ્યથા.
તમે નાનું 'મસ્તું વનઝરણું થૈ પંથ નીકળ્યા,
મળ્યા વાટેઘાટે બૃહદ નદ, તે શું ભળી ગયા,
મનુના તે મત્સ્યક્રમથી કદમાં વિસરી રહ્યા,
પ્રવાસે પલ્ટાયા, પદપદ વધુ પ્રીતિથી ભર્યા,
હતા અંતે થોડા રમણીય પરિણામ - રતિથી,
તમારે આ રીતે નીકળી જવું ન્હોતું ચુપકીથી.

૨

તમારે આ રીતે નીકળી જવું ન્હોતું જલદીથી:
હજી પૂરેપૂરું કશુંય સમજાયું પણ કયહીં?
પમાઇ કયાં પૂરી પ્રકૃતિ મનુના વંશની અહીં?
પમાયું કયાં સિંધુ અતલનું રહસ્યેય નદીથી?
તમે - હું જાણું છું - કવિજન! પડયા નીકળી હતા
ઝરા નાનારૂપે ગિરિવિવરથી સિંધુ મળવા,
મળ્યું જે જે કાંઇ પથ, સઘળું તે તે સમજવા
મથ્યા છો, જાણું છું: મનુજમનના જાતરી હતા.
તમે ચાહી - જાણ્યું પ્રકૃતિ પ્રથમીયે ભમીભમી,
વળ્યા'તા અંતે તો મનુપ્રકૃતિની ભીતર ભણી,
ખરી તો એ રામાયણ - સમજવી દોહ્યલી ઘણી;

ન જાણે શું પામ્યા ? પણ છવિ તમારી ગઇ નમી.
રહ્યો નિત્યે પ્રીતિકલહ જગશું, પણ કે ગૂંચ ઊકલી ?
ગયા હોતે કહેતા સમજનું કંઇ, મ્હોં શે કરચલી ?

૩

અશી તે શી પામ્યા સમજ, કવિ ! કે મોં કરચલી
પડી અંતે ભાલે ? નયન્ અરધાં બંધ જ રહ્યાં.
સદાયે ચિંતામાં ? વળીવળી વળી ભીતર ગયા,
અને ગૈ વાણીયે ગહન થતી ગંભીર નીતરી ?
તમારા ગાળાનો સમય પણ એવો જ જગતે
હતોસ્તો; ચૈતન્યે હતું અખિલ આ ઉપરતળે,
પ્રજાઓ ને મૂલ્યો : નવું જૂનું બધુંયે, રગ પરે,
તમારા આત્મામાં અનુભવ્યું તમે ચિત્તવ્યથિતે.

બધું અંકાતું'તું તમ મુખે, - પ્રજાનું મુખ કવિ -
લડાતાં યુદ્ધો તે, અમીવિષવલોણાં, ભીતર જે
તમે વેઠી લીધાં કરચલી કહી દે ઉપર તે,
સહે વિશ્વાત્મા જે, તમ મુખછબી આંકતી હવી.

તમારી વાણી (ને વદન પણ) કો કેન્દ્ર ઢૂંઢવા
વિસંવાદે જાણે મથત, નકશીમાં સુગ્રથવા.

૪

ગયાં વર્ષો તેમાં સમસમયી સૌ આપણ હતા
અમારે સદ્‌ભાગ્યે, કથમપિહિ પુણ્યે જ; ગણતા
અમે, ક્રાન્તિકાળે તરુણ વયના; ને હણહણતા
તમે ઘોડા જેવા તરવર થતા રણૂઝણ હતા.

તમારો ચૈતન્યે સભર પ્રગટયો શબ્દ પ્રથમો
અહો, તેયે વૈશ્વી ! અખિલ જગની નિસ્બતભર્યો,
હજારો વર્ષોની અહીંની ભૂમિની આરતઝર્યો,
કલાટાંકયો, પાકયો સમજથી - ન કે થાકથી - નમ્યો.

રહ્યાં વર્ષો તેમાં - અવ નહીં તમે પાછળ અમે
રહ્યા તે આશ્ચર્યે ગરક થઇ જોયા જ કરીશું :
કશો નાનો 'મસ્તો ઇડરવગડાનો દ્વિજ શિશુ
અહીં શબ્દાધારે વિકસિત થયો જીવનક્રમે.

કશો ધીમે ધીમે ગુરજરગિરા શબ્દ અદનો
તમો સંગે સંગે વિકસિત થયો વિશ્વકદનો.

૫

તમારો ગાળોયે કવિ, અવર મહાભારત સમો,
હતોસ્તો;' ભારે શી મચી ઉથલ ને પાથલ હતી,
કશા મોટા પ્રશ્નો ઉપર તરી આવેલ ! ભરતી

ચઢી'તી હેલારે, નવજીવનમૂલ્યેય વિભ્રમો.
હતા ગાંધી કૃષ્ણોપમ સમરમાં સંગ કરમી;
તમોને – જોયા મેં – રણબિચ – કહું ? – અર્જુન નહીં
પ્રબોધ્યું કૃષ્ણે કે ધનુષ ફરી લીધું કર મહીં,–

વધુ તો સત્યાત્મા સ્વરૂપ જ યુધિષ્ઠિર – ધરમી.
કશી આનાકાની – નર અગર તો કુંજર – જશી
અરે, સામાંસામાં સત – અસત – મૂલ્યોની ભ્રમણા
તમે વેઠી. જેવી મન હિ મન શું એવી રમણા
હશે વેઠી કોએ ? કરચલીની વચાય નકશી.

કંઇ ગાંધારીની; સહુથી વધુ તો વ્યાસની વ્યથા,
તમે વેઠયું જે 'ભારત'મથન; તે એવી જ કથા.

૬

ગયા કહેતા હોતે કશી સમય પામ્યા કવિ, તમે ?
અહીં આયુષ્યાન્તે જીવનસરિતાતીર પ્રવહે
પછી જે પેઢીઓ પળતી તમ પૂંઠે કંઇ ગ્રહે ?
હું પૂછું : કહેવા શું કશું હતું ખરું અંતિમ ક્રમે ?
તમારા ઉદ્‌ગારો અમૃતમય, તે ના કંઇ કહે

તમારા આત્માની ભીતર તણી રીબામણી કથા,
તમે ગાળી પીધું અવની અમી, ઓગાળી જ વ્યથા,
પીધેલાં સૌન્દર્યે ઉરઝરણ મેળે પછી વહે,

પરંતુ જાણું હું: જીવનનું કશું છેવટતણું
રહસ્યે ઢાંકેલું મનવચનની પાર જ રહ્યું,
ન આવે વાણીમાં અમૃતમય છંદોથીય ગ્રહ્યું,

તમે અંતે બેઠા અરવ થઈ તે, તેથી જ ગણું,
તમે અંતે ભાષામહીં ભળી જતાં, મૌન બંમાણું;
હશે આ મૌનસ્તો ખરું સ્વરૂપ છેલ્લી સમજનું.

('પરબ'ના સૌજન્યથી)

## કવિવર શ્રી ઉમાશંકર જોષીના મૃત્યુની અસરમાં

## કોણ ચાલ્યું ગયું છે

□ અજય પુરોહિત

સળગતા શબ્દનો સંબંધ આપી કોણ ચાલ્યું ગયું છે;
અકળ પીડા પ્રતીક્ષા અંધ આપી કોણ ચાલ્યું ગયું છે.

અગોચર નાભિથી એ સાત જન્મોના ધુમાડા સુધી છે.
અભૂત ક્ષણના કમળની ગંધ આપી કોણ ચાલ્યું ગયું છે.

બધે ચર્ચાતી લકવાગ્રસ્ત નામે વિષાદી ક્ષણોની-
અસંભાવિત કથા અકબંધ આપી કોણ ચાલ્યું ગયું છે.

બુઝાતી સાંજની ઇચ્છા જ અંતરિયાળ ઘેરી વળી છે-
દિલાસાને ઉદાસીન સ્કંધ આપી કોણ ચાલ્યું ગયું છે.

નિમીષિત શ્વાસમાં પીડા નિબિડ રૂપે તદાકારમાં છું-
પ્રબળવેગી પ્રલય નિર્બંધ આપી કોણ ચાલ્યું ગયું છે.

## ઉમાશંકરને □ રઘુવીર ચૌધરી

પુરા, નક્ષત્રોને સુરભિત ધરાના મિલનથી
તમે સર્જાર્યા છો; અમર રસની લૈ ગળથૂથી;
દિશાની દીવાલો છત-વિયત, તે વિશ્વસદને
થયા મોટા; આજે ક્ષિતિજ નિજનો ઉંબર બને.

તમે સૌન્દર્યોની ભ્રમર સરખા ઇન્દ્રધનુ પે
ચઢી, સંતર્પો શાં ક્ષણ, કણ, હવાને મૂક મને!
અધીરા હૈયેથી લઘુ મુકુલના તંતુ રચતા
છબી, ત્યાં પુરાવા નિખિલ નિજ સંગે લઇ જતા!

વસન્તો મ્હેકન્તી ગગન પર, પૃથ્વી મલકતી,
અનોખા સંસ્પર્શે પ્રમુદિત બને વ્યગ્રરજની.
વહે છે હોઠો પે સુરખી કવિતાની નિત નવી.
તમારાં કાવ્યોનાં નયનમહીં દીપ્તિ જીવનની.

મને આકર્ષે જે: યુગ વિગત, તાજા દિવસને
ભવિષ્યે મ્હોરેલાં મનુજમન: પામું તવ કને.

('કવિનો શબ્દ'માંથી સાભાર)

## ઉમાશંકર:
□ રાધેશ્યામ શર્મા

એક વાક્યમાં આખ્યાયિકા

બામણાના બામણ
બૃહદ બ્રહ્માંડના
બ્રાહ્મણ બની, ગયા...!

## ઉમાશંકરને □ નિરંજન ભગત

(સાઠ વર્ષ પૂરાં કર્યાં ત્યારે)

આયુષ્યની અર્ધી સદી હજુ વટાવી ન હતી
ત્યારે આઘીપાછી નજર તો, કવિ, તમે નાખી હતી;
ત્યારે તમે કહ્યું હતું, 'ગયાં વર્ષો -
ખબર ન રહી કેમ ગયાં !'
રહ્યાં વર્ષો તેમાં અવનિનું અમૃત જે
પ્રણય આકંઠ પીવો હતો.
સમુદ્રમંથન સમે ચૌદ રત્નો વિશે
પ્રેય જે કૈં હતું, અન્ય સૌએ વ્હેંચી લીધું;
વિષ રહ્યું કોઈકે તો પીવું -
નામ તમે સાર્થક શું કરી રહ્યા !
વિષ હો કે અમૃત હો, યથાર્થ જ સુપથ્ય હો !
સમજવું, સદા બસ સમજવું;
જે કૈં, જેટલું કૈં શક્ય હોય સમજ્યાં જ જવું,
અમૃત એ.
આજ અહીં તમારા સૌ મિત્રો તમારા જ ઘરમહીં
તમારું સ્વાગત કરે,
એવા તમે ચિરઅતિથિ શા નિજ ગૃહે, પૃથ્વી પરે,
નિજ-પર સૌના ય અહમ્‌ની સામે
નિજ-પર કેટલાય સંસારના જીવો વચ્ચે
સતત જે યુદ્ધે મચ્યો,
યુદ્ધની યે વચ્ચે સદા 'શાંતિ, શાંતિ' રટી રહ્યો
તમારો આ આત્મા
તેને આજ અભિનંદે, અભિવંદે.
'વિશ્વશાંતિ'થી 'અભિજ્ઞા'
તમારી એ કાવ્યયાત્રા, આયુર્યાત્રા -
વિશ્વશાંતિ ? ક્યાં છે શાંતિ ? નથી. સૌને અભિજ્ઞા છે.
છતાં આજ આટલું તો કહીશું જ :
તમારાં આ સાઠ વર્ષો વ્યર્થ નથી ગયાં

## કવિ ઉમાશંકર □ સુરેશ દલાલ

'સૂતેલાં ઝરણાં'ને જગાડી
પોતીકું ગીત માગી
જે
'રોતાં ઝરણાંની આંખ' લૂછે :
'દેશ તો આઝાદ થતાં થઈ ગયો
તેં શું કર્યું ?'
– એમ પોતે પોતાને પૂછે :
ને સદા ઝંખ્યા કરે :
'વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી
માથે ધરું ધૂળ વસુંધરાની.'
– એ છે કવિ,
– કવિ ઉમાશંકર.
'વિશ્વશાંતિ'...
કાન્તિ...ક્લાન્તિ...ભ્રાન્તિ...
પાછા વળતાં 'છિન્નભિન્ન છું'નાં પગલાં મળે
કેવી અશાન્તિ...
એ એકરાર કર્યા પછી જ કોઈક કરાર વળે,
એથી કહે :
'પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહીં'
('ગયાં વર્ષો તે તો ખબર ન રહી કેમ જ ગયાં')
એની વ્યથામાં ગળે, ઓગળે.
'– અહો નાનારંગી અજબ દુનિયા ! શે સમજવી !'
સમજવા જે મચ્યા કરે
એ છે કવિ,
– કવિ ઉમાશંકર.
'ગળે વીંટાળ્યા જે કર અરર તેના જ નખથી
વલૂરાયાં હૈયાં,–'

-હૈયાં -
'માનવીના હૈયાને નંદવામાં વાર શી ?
પોચા શા હૈયાને પીંજવામાં વાર શી ?
એના એ હૈયાને રંજવામાં વાર શી ?'
એ ગીત ગાતાં ગાતાં
'ગાડીએ ઘણા ગાઉ કાપ્યા'
'ચોખૂણિયા ખેતર'માં ફૂલ અને 'તારાની ફસલ'-
વાત એક અસલ
'વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી :
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ !'
સાબરમતીથી યમુના લગી, એટલેન્ટિકની પાર
રટ્યા કરે છે એક ધૂન : એક જ છે ઉદ્‌ગાર
બધાં જ દુ:ખનું શમન : સમજણ અપાર
સમજણ એ તો
'શ્રાવણની સાંજે ઊઘડેલો ભીનો તડકો'
વિશ્વનાગરિક કવિના હૃદયનો ઊમળકો,
એ જ 'આત્માની માતૃભાષા' એ જ કાવ્ય,
સમજ એ જ 'આસવ અસ્તિત્વનો'
સમજ એ જ 'સ્વપ્નની ચિરછવિ'
'ઉરઝરણ ગાશે પછી આપમેળે,' પહેલાં 'સૌંદર્યો પી.'
વિશાળ 'તીર્થધામ' જેવી આ પૃથ્વી,-
હૃદયની પ્રતીતિ :
એવા આ પૃથ્વીના કવિ,
- કવિ ઉમાશંકર.

## (બે સંવેદન)

□ રાજેશ પંડ્યા

(૧)

કોઇ ચાલ્યું ગયું
અને અચાનક
આ માર્ગ પૂરો થઇ ગયો.
એના કાંઠા પરનાં વૃક્ષોમાં
એક ટહુકો હતો
જે રાતના પવને
અંધારની પોઠ ભરી ખરી પડયો.
કહો કવિ,
હવે હું
ક્યા રસ્તે કદમ ઉઠાવું ?

(૨)

વૃક્ષોને વળગેલી લીલપ
માટીને વળગેલી ભીનપ
સાથે ને સાથે છે છેવટ સુધી.
સાંજ પડતાં જ દરિયો
અકળાય,
વેરાય કરચ કરચ થઇ
સ્થિર. પૂર્વવત્ ખડક
અને
ધુમ્મસના પડ વિસ્તરી
કશુંયે સ્પષ્ટ દેખાવા દેતા નથી.
એ ધુમ્મસની આડશમાં
તમે કશું બોલ્યાં ?
ધુમ્મસની પાછળનું બધું જ
ધુમ્મસ ઓગળ્યે ઓગળી જશે
પછી શ્વાસમાં ભળી જશે
વૃક્ષોની લીલપ
માટીની ભીનપ.

## ઉમાશંકરને– □ ધીરુ મોદી

વહેલી સવારે
બુલબુલને ગાતું સાંભળ્યું.
ને ઉમાશંકર યાદ આવી ગયા.
મારા પથ્થરિયા ગઢમાં વહેતા પાણીએ
છાલક મારીને કહ્યું :
"ચાલો ને આપણે
પેલો પુલ બાંધવાનું શરૂ કરી દઇએ."
જોયું તો બહાર
બધાં ફૂલ હસી રહ્યાં હતાં.

## એક વૃક્ષ □ જગદીશ ત્રિવેદી

[મુ. શ્રી ઉમાશંકર જોશીની સ્મૃતિમાં]

ગઈ કાલ સાંજના જ તો હજી
મળ્યો હતો મારા માનીતા એ વૃક્ષને-
-પસવાર્યાં હતાં મારી નજરે
થોડાંક ખરેલાં એનાં પાંદડાં-
ડાળ હલાવી આંજી હતી મારી આંખ
તાજાં પ્રગટેલાં પાંદડાંથી,
હવાની હળવી આંગળીઓના સ્પર્શે
પ્રફુલ્લી ઊઠયા હતા પર્ણહૃદયના તારેતાર-
મંજુલ મર્મર હૃદયમાં સંભરી
લીધી હતી વિદાય મેં એ વૃક્ષની.

આજે સંધ્યાસમયે આવીને જોઉં તો
પલકારામાં
ધરાર ગાયબ આખું ને આખું
છમ્મલીલું ઘટાગૂંથ્યું વૃક્ષ !
પાતાળોનાં પાતાળ સુધી વિસ્તરેલાં જેનાં મૂળ
એવું એ અડીખમ વૃક્ષ
પલકારામાં ખોવાયું હશે આમ અચાનક કયાં ?
મારી નજર
કયાંક રહી ગયેલું એનું સ્મરણચિહ્ન શોધવા
ચકળવકળ ચકળવકળ-
માથે ચકરાવા લેતી પંખીઓની હાર
કશુંક ટહુકયા કરે મને !

## ઉમાશંકરભાઈને □ રમેશ પારેખ

બધી વ્યંજનાઓ ઊભી હશે નતમસ્તક
તમારી પથારી પાસે
તમને શૂન્યનજરે જોતી,
હે વૈખરીની આંખના મોતી...

તમે વિશ્વને નાનું કરવા મથ્યા
અને કર્યું
ઝીણીઝીણી બે આંખથી ને હૃદયથી...

ક્યાં જાય છે તમારો રથ સડસડાટ ?

આ પહોંચ્યા છે તમારા હાથ ક્ષિતિજપાર
આકાશગંગાઓને સૂકીભઠ સાબરમતીમાં વાળવા ?

મારી રંક ભાષાને ટોડલે
ટાંગ્યા પાંચસાત સૂર્ય
તમે ટાંગ્યા પાંચસાત ચંદ્રો
શબ્દને આકાશનો
અને આકાશને આંખનો દરજ્જો આપવા મથ્યા,
ઝૂઝયા ખોબોએક દેહથી
તેનો થાક પથારીમાં પડી રહ્યો ને તમે...

ક્યાં જાય છે તમારો રથ આમ સડસડાટ ?

સૉરી, અમારાં મસ્ટરોમાં
બહુ બહુ તો તમારી 'કેઝ્યુઅલ લીવ' ભરીશું,
પાછા આવવું પડશે, તરત જ.

અમારી વાત કહેજો
મારગે મળતા દેવોને-
આખું માનવકુળ ભોળું છે
ક્ષમાપાત્ર છે,
પોતાના ખમીસની ચાળ ચાવી ખાય એવું

તે પોતાનાં આંસુથી પવિત્ર...
થોડું અભણ પરંતુ વહાલુંડું...
પાછા આવો ત્યારે શું શું લાવશો
આ તમારા માનવકુળ માટે ?
તમે અહીંથી લઇ ગયા તે સ્વપ્નદાબડો ?
પાદરે ઊભા રહીને વાટ જોઈશું રોજ સાંજે..
અને હા,
તમે આવો ત્યાં સુધીમાં
અમે વિશ્વને વધુ સુંદર કરી રાખશું, કવિ..
(કવિશ્રીના દેહવિલયના ખબર વાંચીને...)

## કવિ કુલગુરુ શ્રી ઉમાશંકર જોશીને...

□ હરિહર જોશી

ઊભા તમે પ્રાંગણમાં કુતૂહલે
રહ્યા વિલોકી પરિતૃપ્ત હૈયે
કૉળેલ આજે મધુપૂર્ણિમા સમ
શબ્દો તમારા કવિ ! વ્યોમ ફોર્યા
કૂજે બિહાગે અભિરામ મંજરી
પ્રપૂર્ણ ઝૂલે નભ વા ધરા આ !?
ને આવતો મંત્ર વિહંગ સમ ત્યાં :
પ્રફુલ્લ સંવેદન આ તમારું
ગુંજે નિશીથે સહસા અચાનક
બજી રહે ઝાલર મંદિરે જ્યાં
ચોમેર થાતી પર્જન્ય વૃષ્ટિ, શબ્દો
તણી. - નિકુંજે ઋષિ ! શાશ્વતીના
ને દૂ...ર-આજે;-
સર્યા તમે જ્યાં, ચખ સેર મોતી
થૈને ઝળુંબ્યા અમ વેદનાગ્રસ્ત
શબ્દો નિમાણા પરિદેવના ના !

## સ્ફૂર્તિ-સેતુ – ઉમાશંકર ☐ રાધેશ્યામ શર્મા

૧૯-૧૨-૧૯૮૮
શંકરનો વાર સોમવાર
માગશર સુદ ૧૧
પંચાંગ, તારીખિયા મુજબ મોક્ષદા એકાદશી
ગીતા જયન્તી-જૈન મૌન એકાદશી
સમય સુમારે રાત્રે ૮-૧૦ આસપાસનો.
મુંબઇ, તાતા કેન્સર હૉસ્પિટલમાં એક પાતળી દેહદૃષ્ટિ
ધરાવતી' શુભ્ર વિપ્ર વ્યકિતની આંખ મીચાતાં જ-
હૃદયસ્થ 'ગોવર્ધનભવન' હચમચી ઊઠે છે,
'સંસ્કૃતિ'નો 'સા' સ્તંભિત થઇ ઊડે છે,
ન્હાનાલાલના નકશા ઉપર
આનંદશંકરી આયના પર
આડી ઊભી ત્રાંસી તિરાડો પડે છે,
વિષ્ણુપ્રસાદ, સ્નેહરશ્મિ, સુંદરમ્, 'ચં.ચી.'
વિચિત્ર સરિતાતટે સંસ્થિત
અને એક મોટું જહાજ
મહાર્ણવ ભણી ધસી ગયું...
વાલ્મીકિ વ્યાસ
ભાસ કાલિદાસ
ટાગોર તૉલ્સ્તૉય
કાલેલકર કિશોરીલાલ
પ્રેમમૂર્તિ ગુરુદયાલ અને કરુણાપ્રતિમા
ગાંધી મોહનદાસનાં દિવ્ય જીવંત માધ્યમોની મદદથી
'પ્રભુ સાથે હાથ મિલાવવા'
તે પહોંચી ગયા.
આ 'તે' એ ઉમાશંકર

જે આ નથી તે નથી,
આમ નથી તેમ નથી માત્ર.
આપણા સૌના,
ગુર્જરીના જગત-નાગરિક
આધુનિક ભારતના વિશ્વમાનવ.

ઉમાશંકર !
ભલે તમે કવ્યું :
'નામ મારું ભાષામાં ઓગળી ગયું છે.'
બાકી હકીકતે તમારું નામ તો
'સંસ્કૃતિ'ના 'સેતુ' રચવામાં
ક્યારનુંયે પાંગરી પળ્યું છે...

કવન દ્વારા દર્શન પ્રગટયું
કે દર્શન દ્વારા કવન ?
એ મીમાંસાનો સનાતન રસવિષય રહેવાનો

સાતમા ધોરણમાં જ
'સરસ્વતીચંદ્ર ભાગ પહેલો'
વાંચીને ગોવર્ધનરામની
પ્રશિષ્ટ રસિક સૌન્દર્યદૃષ્ટિ
કા.કા.ની રમ્યરખડુ પ્રવાસસૃષ્ટિ
અને વૈષ્ણવજન 'બાપુ'ની આત્મચર્યાનાં
સૌન્દર્યો પી ઉરઝરણને પછી
મુક્ત કંઠે ગાવા દીધું...

હિસાબી પાકા એવા કે
ક્ષણેક્ષણનો હિસાબ રાખ્યો
કરકસરમાં એક્કા કેવા કે
જાતને પ્રદર્શનવસ, ના બનવા દેતા !
સાંભળ્યું છે તેમ
ગાંધીજીનું રાજીનામું માગવાની

હિંમતના પ્રસંગને ખાસ વારેવારે વર્ણવતા નહિ.
હરિજનોના કૂવા ઊંડા કરવા
સોળ હજાર આપે કે
મદદો ખાનગીમાં પહોંચાડે
તેય ગુપચુપ.
'મહાત્મા'ના મહાકાવ્યમાંથી
'સેલ્ફ-ઈફેસમેન્ટ'ની ઉત્તમ શિક્ષા પામ્યા.

મોટા માણસોનો સમય ના બગાડવાનું વ્રત
પણ અવર લોક તેમનો સમય લે
તો લખવાનું મૂકી દઈ 'ગોષ્ઠી'માં ઊતરતા.
પોતાનો જ કાવ્યસંગ્રહ પાઠયપુસ્તકરૂપે
ભણવાનો આવતાં કે
'ભૂખ્યા જનોનો જઠરાગ્નિ જાગશે
ખંડેરની ભસ્મકણી ન લાધશે'
પંક્તિઓ સાથે યુનિ. પટાવાળાઓનું
સરઘસ તેમની સામે જ નીકળ્યું
ત્યારે પણ 'યથાર્થ'ને પથ્ય
લેખવાનું તજ્યું નહિ !

આ સકલ સાક્ષરને
કોઇ મેજર પોએટ ગણાવે
કોઇક શ્રેષ્ઠ નાટયકાર જણાવે
કો'ક ઉત્તમ વિવેચક લેખાવે
કોઇ નોંધપાત્ર નિબંધકાર મનાવે
કોઇ કોઇ ગણનાપાત્ર નવલ-વાર્તાકાર જતાવે
કો'ક સંમાન્ય સમ્પાદક- અનુવાદક દર્શાવે
દિલ્હી સાહિત્ય અકાદમીના પ્રમુખ
પ્રિય કવિ ટાગોરની 'વિશ્વભારતી'ના કુલપતિ
ગુજરાત યુનિવર્સિટીના ઉપ-કુલપતિ

રણજિતરામ- નર્મદ- ઉમાસ્નેહરશ્મિ
જેવાં પારિતોષિકો સમેત
ભારતીય જ્ઞાનપીઠ પારિતોષિકના
જીતનારા ઉમાશંકર આ ભૂમિના
પ્રતિબદ્ધ અદ્વિતીય 'વિજેતા' બની રહ્યા...
'જૅક ઑફ ઑલ, માસ્ટર ઑફ નન'
ઉક્તિને 'માસ્ટર ઑફ ઑલ'માં
પલટી પ્રત્યક્ષ પ્રસ્તુત કરી.
શિક્ષણ, સાહિત્ય, ધર્મ અને સંસ્કૃતિ
એ ચતુર્વિધને પરમ પુરુષાર્થથી સાધ્યા.
ઊર્મિ, કથન, નાટ્યના ત્રિવિધ
ધ્વનિલયને લોહીમાં ગૂંથી દેખાડયા.
છ વરસ રાજ્યસભાના માનદ સભ્ય લેખે
રહ્યા ત્યારે 'પ્રજાનો આત્મા તાળાકૂંચીમાં'
જોઈ 'જનમત ન જાણવો આત્મઘાતક'
એમ ઈન્દિરા-કાળની કટોકટીમાંયે બોલી ઊઠયા.
મિત્રોને મળવા માઈલો ચાલી જતા ઉમાશંકર દૂર
ચીન રશિયા અમેરિકા યુરોપના પણ ખેડે પ્રવાસો...
...કવિતાયાત્રામાં ઑડનની 'સૉનેટ સરખા કબ્રસ્તાન'માંની
સાદી કબરની મુલાકાત લેવાનું ચૂકતા નથી
તો ફોર્સ્ટર સાથે ઝરમર વરસાદમાં
'ફ્લોઝ બાગ'માં જવાનું માન પણ મેળવી લે છે...
નહેરુની હાજરીમાં જ ક્રુશ્ચેવને
'રૉકેટ્સ ટુ રીચ ધ હ્યુમન હાર્ટ'ની
પોતાની ખોજને ધારદાર અભિવ્યક્તિ અર્પે છે.
રજનીશજી તેમને ઘરે જમવા જાય
તો 'કૃષ્ણજી' સાથે કાશીમાં જમણ હોય.
ઉદાત્ત ઉમાશંકરની

કાવ્યવિવેચના 'છંદોલય' પૂર્ણ નિરંજનની પેઢી સુધી
આવી અ-ટકી, પણ પરંપરિત છંદમુક્ત
સર્જક સુરેશ જોષી કે સુરેશોત્તર સમયમાં
વિશેષ પ્ર-વર્તી... હોત તો ?

અવશિષ્ટ પદ્યનાટકનો
રહસ્યમઢ્યો વિષય ખરો આ ?
પુણ્યાત્માનાં ઊંડાણ
સર્જકાત્માની ઊંચાઇ
જેટલાં જ અગાધ રહેશે

આનંત્યને ઉમાશંકર જ વિનમ્રતા સાચવી
કહી શકશે વિશદ ધ્વનિપૂર્વક-
'અવનિનું અમૃત લઇ આવ્યો હું.'
તે જાણતા હશે
અમૃતનું શાશ્વત સરનામું :
ઈશાવાસ્યમિદં...
– જેમાં 'દૂરથી મંગલ શબ્દ આવતો'
એ સર્જકહૃદય એક ધ્રુવ
સત્યને તો પામી જ ચૂક્યું હતું
કે
'છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે' ...

(ફાર્બસ ગુજરાતી સભા- ત્રૈમાસિકના સૌજન્યથી)

## છેલ્લો શબ્દ □ જયન્ત પાઠક

તમે અજાણ્યું ઝરણું ગભરુ

સલિલસભરું

પહાડોના હૈયામાંથી ગળતું
પીતું સૌન્દર્ય, બન્ને કાંઠાનાં વૃક્ષોનું
આકાશની આંખોનું, પૃથ્વીનાં વૃક્ષોનું
માર્ગે ખડકાળ
ઊર્મિ ઉછાળથી પખાળતું
વાંકવળાંકોમાં વ્હેતું

દૂરના સિન્ધુની રટણામાં-

તમે પંખી
ગગનમાં ઊડતા ગરુડ
ઘડી અજવાળે, ઘડી અંધારે ઝબોળાય પાંખ;
ઝીણી બે આંખ
શોધવા મથે સદાય
નભ-પૃથ્વી વચ્ચેનો સળંગ પંથ

આવરણબંધ-

તમે કવિ
એકાદ ઊડતા પંખીપીછાના રંગને આંખોમાં ઝીલતા
વર્ષા પછીના તડકા જેવા ખીલતા
વનકડીઓમાં વિચરતા

પતંગિયાંની પાંખો પ્હેરી

આગિયા શા ઊડી ઊડી અંધારને લેતા ઘેરી,
ઋષિઓની દેવવાણી સાંભળતા, ને
એકં સત્‌ને બહુધા વદતા
વાટે ઘાટે ભોળાં જન સાથે વાતે વળગતા, ને
ચિત્ત- ચપલાથી નગરના ગગને ચમકાવતા;

તમારું જીવન એક શબ્દ-યાત્રા
આદિ-અંત વચાળે અખંડ,
કવિ, કવ્યું બહુ તમે અહીં
શબ્દ મહીં
નિરંતર સાચવીને પણ, સાચી સમજ કે
છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે–
(શ્રી ઉમાશંકર જોશીની સ્મૃતિમાં)

## હે ધ્રુવતારક ! □ યોસેફ મેકવાન

કાગળના ચોખૂણ ખેતર પર
મોલ લણ્યો શો મબલખ,
વિના ભોમિયે બન્યા ભોમિયા
માનવ ચાહ્યાં અઢળક અઢળક !
નેહ નજરની ટપલી દો ત્યાં
થાય ચેતના નિર્ઝર નિર્ઝર,
તમે કવિગુરુ તમે ગુરુકવિ
છવિ તમારી અંતર અંતર !
વસંત-વર્ષા માણી પ્રમાણી
ભર શિયાળે હળવક હળવક,
સરી ગયા કયાં આમ અચાનક ?
જોતાં રહ્યાં સૌ ટગરક ટગરક !
ક્ષર કાયામાં શબ્દો પ્રગટ્યા
શબદ થયા એ અક્ષર અક્ષર,
અમ ભાષાના હે ધ્રુવતારક !
ધ્રુવતારક નિત ઝળહળ... ઝળહળ...

# સગુણ સાકાર આંતરભારતી : ઉમાશંકર જોશી

## □ વસંત બાપટ □ જશવંતી દવે

કલ્પના અને વિભાવના હંમેશાં અમૂર્ત જ હોય છે ! તેમને અધિષ્ઠાન મળે નહિ ત્યાં સુધી તે આપણી બુદ્ધિની પકડમાં આવતી નથી. આ જ ન્યાય ગુણોને પણ લાગુ પડે છે. ઉદારતા, સહિષ્ણુતા, મમતા વગેરે ગુણોનો અર્થ, આપણે એ ગુણો કોઈ વ્યક્તિમાં જોઈએ છીએ ત્યારે જ સમજાય છે એટલે જ તો જ્ઞાનેશ્વરે, જ્ઞાની પુરુષના અંતરાત્મામાં રહેલા જ્ઞાનની કલ્પના આપવા માટે તેમના આચરણનાં દર્શન કરવા, એમ આપણને કહ્યું છે. એ જ બાબત બધા ગુણદોષોને લાગુ પડે છે. અમાનિત્વ, અદંભીત્વ, અહિંસા, શાંતિ, ઋજુતા આ બધા ગુણવિશેષ એટલે શું તે સમજવા માટે આ ગુણોના અધિષ્ઠાતા પુરુષનાં જ દર્શન થવાં જોઈએ એમ જ્ઞાનદેવ કહે છે. કાચના બારણાની પાછળ એક પ્રકાશમાન દીવો છે એ તેના બહાર પ્રસરેલા પ્રકાશ પરથી જણાય છે. કેળના મૂળમાં કપૂર નાખીએ તો ફળમાંથી એની સુગંધ પ્રગટ થાય છે. તે જ પ્રમાણે ગુણની પણ ગુણી પુરુષના બોલવા-ચાલવા પરથી આપણને પ્રતીતિ થાય છે.

ઉમાશંકર જોશીની આંતરભારતી પરની સહજ-નિષ્ઠાનું ભાન તેમના આચરણ પરથી અને સાહિત્યિક વ્યવહાર પરથી તરત જ થતું. ઉમાશંકરભાઈ એટલે સદેહ આંતરભારતી, સાને ગુરુજીની આંતરભારતીની વિભાવના સમજવી હોય તો, ઉમાશંકરભાઈનું બોલવું કેવું, લખવું કેવું, મળવું-હળવું અને સ્નેહનું આદાનપ્રદાન કેવું એ બધું જોવું, અનુભવવું - એટલે કામ થઈ જાય. એમનું ચરિત્ર અને ચારિત્ર્ય એટલે અખિલ ભારતીય વૃત્તિનો ચાલતો-બોલતો સાક્ષાત્કાર ! એક અખિલ ભારતીય સાહિત્યિક મિલનમાં દરેક લેખક પોતાની ઓળખાણ કરાવતા હતા. 'હું બંગાળી નાટકકાર - અમુક અમુક', 'હું કન્નડ નવલકથાકાર : ય-પ-જ્ઞ' વગેરે. છેવટે ઉમાશંકરભાઈએ પોતાની ઓળખાણ કરાવી. એ બોલ્યા, 'હું એક ભારતીય લેખક છું. હું ગુજરાતી ભાષામાં લખું છું.' એમણે પોતાનો કરાવેલો આ પરિચય મેં સાંભળ્યો અને મને મારી પોતાની જ શરમ લાગી. અમે બધા મરાઠી કે ગુજરાતી કે કાનડી કે બંગાળી વગેરે હોઈએ છીએ. તેથી 'ભારતીય' છીએ એ ભૂલી જઈએ છીએ. ઉમાશંકરભાઈએ એક વાર કહ્યું હતું, – 'આ મુંબઈ શહેરમાં કોઈ મરાઠી હોય છે, કોઈ સિંધી, કોઈ ગુજરાતી હોય છે. કોઈ તમિલ કે આંધ્ર હોય છે. 'ઇન્ડિયન' કોઈ મળતું જ નથી !' આનો ધ્વનિ ધ્યાનમાં લઈને આપણે બધાએ જ ઉમાશંકરભાઈનું અનુકરણ કરવું જોઈએ એમ મને લાગે છે.

આ ઉદ્‌ગાર ફક્ત માંડવાની શોભા પૂરતા નહોતા, કોઈને ચકિત કરી દેવા માટે નહોતા કે બીજાઓને મેણું મારવા માટે નહોતા. ઉમાશંકરભાઈનું અંતઃકરણ જ એ દ્વારા પ્રગટ થયું હતું. પોતાનાં અનેક ભાષણોમાં અને સાહિત્યમિલનોનાં સમાપનમાં તેઓ જે ઉદાહરણો અને અવતરણો આપતા તે ગુજરાતીની સાથે સાથે બીજી ભારતીય ભાષાઓનાં પણ રહેતાં. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાંના સાહિત્યનો અને

સાહિત્યિકોનો સમજપૂર્વક પરિચય કરી લીધા પછી જ જતા. આ બહુભાષાપટુત્વ નહોતું; પ્રસિદ્ધિ માટેની ચાલાકી નહોતી, આ તો એમની સ્વાભાવિક આચારસરણી હતી. છેલ્લાં ચાળીસ વર્ષોમાં આ અનુભવ મેં ચાળીસ વખત તો નક્કી કર્યો જ છે.

૧૯૪૯ની સાલમાં આચાર્ય જાવડેકરની અધ્યક્ષતા હેઠળ પુનામાં સાહિત્ય સંમેલન ભરાયું. આ સંમેલનમાં - મોટે ભાગે પહેલી જ વાર - અન્ય ભાષિક સાહિત્યિકોને માનભર્યું આમંત્રણ આપવું એવો વિચાર સંયોજકોને આવ્યો. આ માટે જે પેલા બે સાહિત્યિકોને આમંત્રિત કરવામાં આવ્યા તે હતા ઉમાશંકર જોશી અને ઝીણાભાઈ દેસાઇ - 'સ્નેહરશ્મિ'. આ બે ગુજરાતી ભાષામાં લખતા ભારતીય કવિ ! આ નિમિત્તે ઉમાશંકર પુના આવ્યા. અમે તેમને જોયા અને તેમણે અમને જીતી લીધા. મોટે ભાગે આ ઘટનાનું શ્રેય વિઠ્ઠલરાવ ઘાટેને આપવું જોઇએ. વિઠ્ઠલરાવ કહેતા, 'મરાઠી મારી મા છે અને ગુજરાતી મારી માસી' આવું કંઇક સાંભળીને ઉમાશંકર જે મંદ સ્મિત કરતા, તે સ્મિત જ સહૃદયોને કહેતું, 'ગુજરાતી મારી મા છે અને મરાઠી મારી માસી !' આપણે અનેક વખત 'ભાષાભગિની' એવો શબ્દપ્રયોગ કરીએ છીએ, પરંતુ પ્રામાણિકપણે આવું સગપણ માનનારા અને સાચવનારા વિરલ છે. બધા ભારતીયોએ પોતાની ભાષા ઉપરાંત બીજી ભાષા પણ શીખવાનો પ્રયત્ન કરવો જોઇએ એવા મતનો પ્રચાર કરવા માટે ઉમાશંકરભાઈએ કરેલો આ પ્રયત્ન નહોતો : તેમને ભારતીય ભાષાઓની સહસ્રવીણા માટે ખરેખર જ વિસ્મય થતું અને તેથી આ સહસ્રવીણા પર ઉમટેલા સુંદર સ્વરબંધ તેમને મોહિત કરતા. એમાં ચિકિત્સકપણું ખૂબ હશે પણ પોતાના જ પંથના સાહિત્યિકની વાહવાહ કરવાની વૃત્તિ બિલકુલ જણાતી નહોતી. તેમની સાહિત્યની સમજ બહુ ઊંચા દરજ્જાની હતી. તેથી જે મળી જાય તેની ભલામણ તેઓ જરા પણ કરતા નહોતા. ફક્ત એટલું જ કે કોઇને દુભવતા પણ નહોતા. તેમને જ્યાં જ્યાં પ્રતિભાનું દર્શન થતું ત્યાં ત્યાં એમનું મન રમમાણ થઇ જતું. સંસ્કૃત, અંગ્રેજી, હિન્દી અને ગુજરાતી ભાષાઓના અનેક ઉત્તમ ગ્રંથોનો તેમણે મૂળમાં જ આસ્વાદ લીધો હતો. કવિતા અને અન્ય લલિત સાહિત્યના તો તેઓ ભોક્તા હતા જ, પણ સાથે સાથે તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, ધર્મવિચાર અને સંસ્કૃતિ પણ તેમની જિજ્ઞાસાના વિષય હતા. પણ મજા એ છે કે શ્રીમંત માણસે દશ આંગળીમાં પહેરેલી વીંટીઓની જેમ તેઓ પોતાની વિદ્વતાનું પ્રદર્શન કરે છે એવું કોઇને પણ ક્યારે ય લાગ્યું નથી.

અઢાર વર્ષની ઉંમરે તેમણે લખેલી 'વિશ્વશાંતિ' નામે દીર્ઘ-કવિતાએ ગુજરાતના કાવ્યરસિકોને જીતી લીધા. ત્યારથી માંડી સાઠ વર્ષો સુધી આ 'શંકર'ના મસ્તક પર કૂદકો મારનારી કાવ્યસરિતા અખંડપણે વહેતી રહી. તેમને પોતાના કવિત્વનું યોગ્ય ભાન આપોઆપ જ થયું હશે, તેથી જ શરૂઆતના એક કાવ્યગ્રંથનું તેમણે 'ગંગોત્રી' નામ રાખ્યું. આ સરિતાનો પ્રવાહ શરૂઆતથી અત્યાર સુધી સતત શાંત અને સંયત રહ્યો છે. તે કદી મહાપૂરની જેમ બેફામ પણ બન્યો નહિ કે કદી શુષ્ક રણમાં લુપ્ત પણ થયો નહિ. એ હંમેશાં પ્રસન્ન અને ગંભીર રહ્યો. એણે પોતાની ઉદારતા, શુચિતા અને સુંદરતા ક્યારેય છોડી નહિ. પણ છેવટે તો એ સરિતાનો પ્રવાહ, એના વાંક-વળાંક તો હોવાના જ. અને તેના તીર પર ખીલી ઊઠતા સૌન્દર્યનો એકનો એક જ રંગ હોય એવું શક્ય નથી. તેથી ઉમાશંકરભાઈના કાવ્યમાં

વિવિધતા છે, નિત્યનૂતનતા છે, નવા નવા ઉન્મેષ છે. છંદ એમનામાં ઓતપ્રોત થયેલા હતા અને એમની શબ્દકળા અભિજાત અને સંપન્ન હતી. તેમણે નવલકથા લખી અને નિબંધો પણ લખ્યા. રજિસ્ટરમાં સમીક્ષક ઉમાશંકરની પણ નોંધ કરાશે. રજિસ્ટર અને સાહિત્યેતિહાસની બહાર દર્શન થયા કરશે તે કવિ ઉમાશંકર જોશીનાં. અસ્તિત્વમાં રહેલા જગતના વાસ્તવિક ચિત્રો દોરીને તેમની કલમ વિરમી નહિ. આ જગત ભવિષ્યમાં કેવું હોવું જોઇએ એની એમણે જીવનભર શોધ કરી. સત્ય - શિવ - સુંદરની આરાધના કરી, પણ તે શંખ ફૂંક્યા વગર કે ઘંટ વગાડ્યા વગર ! તેઓ આત્મમગ્ન હતા, તે જ પ્રમાણે માનવતાનાં મૂલ્યોનો અહર્નિશ વિચાર કરતા હતા. તેમના અનેક ટીકાકારો થઇ ગયા છે અને થશે. કોઇ 'રોમૅન્ટિક' કહી એમની સંભાવના કરશે. એમાં કશું ખોટું નથી. સર્વ પ્રતિભાશાળી કલાકાર 'રોમૅન્ટિક' જ હોય છે. વર્તમાન જગત કરતાં ભવિષ્યના જગતનાં તેઓ સ્વપ્ન જોતા હોય છે અને તેમનાં જીવનમૂલ્યો જો સત્ત્વસંપન્ન હોય તો તેઓ આદર્શવાદી પણ હોય છે. ગુજરાત મહાત્મા ગાંધીજીની જન્મભૂમિ અને સમગ્ર ભારતને જે નવી પ્રેરણાઓ મળી તે સાબરમતીના આ સંતે આપી. કાવ્યમાં તેનો જે પ્રથમ ઉદ્‌ગાર પ્રગટ થયો તે ઉમાશંકરની કવિતામાં. ગાંધીજીના પ્રભાવ નીચે ગુજરાતી સાહિત્યના જે ઉદ્‌ગાતાઓ છે તેમાં ઉમાશંકરનું નામ અગ્રગણ્ય છે. હું એમ સમજું છું કે ઉમાશંકરની ઋજુતા, સુજનતા અને શાંતિપ્રિયતા એ ગાંધીજીના જીવનમાંથી તેમને પ્રાપ્ત થયેલો ખજાનો હતો. અહિંસા તેમનો ખરેખર પરમધર્મ હતો. મારો આ અભિપ્રાય વાંચીને કેટલાક લોકો કદાચ અવિચારીપણે કહેશે, 'આ દૂબળો-પાતળો માણસ. સસલા જેવા કાળજાનો એ ક્યાં અને કેવી હિંસા કરે ?' પણ હિંસા ફક્ત શારીરિક નથી હોતી, એ વાચિક અને માનસિક હોય છે એ ગાંધીજીની પણ પહેલાં પરમકારુણિકોએ અને જ્ઞાનદેવ જેવા ક્રાંતદર્શી સંતોએ આપણને કહ્યું નથી શું ? આ અર્થમાં ઉમાશંકર જોશી સંપૂર્ણ અહિંસાનિષ્ઠ હતા. વાણીના બધા અવગુણોનો એમણે ત્યાગ કરી દીધો હતો. આવેગ, ક્રોધ, વક્રતા જેવા અવગુણોનો ત્યાગ કરીને આ વાચા મૂક ન બની ગઇ, પણ માધુર્ય, સંયમ, પ્રસાદ, સહાનુભૂતિ જેવો ભાવાત્મક વૈભવ પણ તેણે પ્રાપ્ત કર્યો. કોઇ પણ વ્યક્તિ વિષે મનમાં પણ વેરભાવ આવવા ન દેનાર આ કવિએ માનસિક અહિંસાનું હંમેશાં પાલન કર્યું હતું. એમ પણ કહી શકાય કે જેનું મન દ્વેષરહિત છે તેની જ વાણી મૃદુ, મધુર અને રસાળ બને છે. ઉમાશંકર અજાતશત્રુ તો હતા જ નહિ. એટલે તેમને વિષે વેરભાવ ક્યાંય નહોતો એવું નથી, પણ તેમના મનમાં કોઇને માટે વિદ્વેષ નહોતો. અહિંસા માણસને નિર્બળ બનાવે છે, એ ભ્રામક ખ્યાલ પણ ગાંધીજીએ જ પોતાના જીવન દ્વારા શું દૂર નથી કર્યો ? જેમ તેમની અહિંસા શૂર પુરુષની હતી તેવી જ શૂર પુરુષની અહિંસા આપણને ઉમાશંકરભાઈના જીવનમાં દેખાય છે. ઉમાશંકર અતિશય સ્વાભિમાની હતા અને પોતાના સત્ત્વને જો કોઇ પડકારે તો વજ્રકઠોર મનથી એ પડકારનો તેઓ મુકાબલો કરતા. એની કસોટી તેમના જીવનના સંઘર્ષમાં વારંવાર થયેલ છે. સત્યાગ્રહ પર્વમાં તેમણે સમર્પણવૃત્તિથી ભાગ લીધો અને કારાવાસ પણ ભોગવ્યો. ગુજરાત વિદ્યાપીઠના કુલગુરુ હતા ત્યારે વિરોધી શક્તિઓએ તેમની સારી એવી પરીક્ષા લીધી. તેમાં તેમના વ્યક્તિત્વનું સુવર્ણ

વિવિધતા છે, નિત્યનૂતનતા છે, નવા નવા ઉન્મેષ છે. છંદ એમનામાં ઓતપ્રોત થયેલા હતા અને એમની શબ્દકળા અભિજાત અને સંપન્ન હતી. તેમણે નવલકથા લખી અને નિબંધો પણ લખ્યા. રજિસ્ટરમાં સમીક્ષક ઉમાશંકરની પણ નોંધ કરાશે. રજિસ્ટર અને સાહિત્યેતિહાસની બહાર દર્શન થયા કરશે તે કવિ ઉમાશંકર જોશીનાં. અસ્તિત્વમાં રહેલા જગતના વાસ્તવિક ચિત્રો દોરીને તેમની કલમ વિરમી નહિ. આ જગત ભવિષ્યમાં કેવું હોવું જોઇએ એની એમણે જીવનભર શોધ કરી. સત્ય - શિવ - સુંદરની આરાધના કરી, પણ તે શંખ ફૂંક્યા વગર કે ઘંટ વગાડ્યા વગર ! તેઓ આત્મમગ્ન હતા, તે જ પ્રમાણે માનવતાનાં મૂલ્યોનો અહર્નિશ વિચાર કરતા હતા. તેમના અનેક ટીકાકારો થઇ ગયા છે અને થશે. કોઇ 'રોમૅન્ટિક' કહી એમની સંભાવના કરશે. એમાં કશું ખોટું નથી. સર્વ પ્રતિભાશાળી કલાકાર 'રોમૅન્ટિક' જ હોય છે. વર્તમાન જગત કરતાં ભવિષ્યના જગતનાં તેઓ સ્વપ્ન જોતા હોય છે અને તેમનાં જીવનમૂલ્યો જો સત્ત્વસંપન્ન હોય તો તેઓ આદર્શવાદી પણ હોય છે. ગુજરાત મહાત્મા ગાંધીજીની જન્મભૂમિ અને સમગ્ર ભારતને જે નવી પ્રેરણાઓ મળી તે સાબરમતીના આ સંતે આપી. કાવ્યમાં તેનો જે પ્રથમ ઉદ્ગાર પ્રગટ થયો તે ઉમાશંકરની કવિતામાં. ગાંધીજીના પ્રભાવ નીચે ગુજરાતી સાહિત્યના જે ઉદ્ગાતાઓ છે તેમાં ઉમાશંકરનું નામ અગ્રગણ્ય છે. હું એમ સમજું છું કે ઉમાશંકરની ઋજુતા, સુજનતા અને શાંતિપ્રિયતા એ ગાંધીજીના જીવનમાંથી તેમને પ્રાપ્ત થયેલો ખજાનો હતો. અહિંસા તેમનો ખરેખર પરમધર્મ હતો. મારો આ અભિપ્રાય વાંચીને કેટલાક લોકો કદાચ અવિચારીપણે કહેશે, 'આ દૂબળો-પાતળો માણસ. સસલા જેવા કાળજાનો એ ક્યાં અને કેવી હિંસા કરે ?' પણ હિંસા ફક્ત શારીરિક નથી હોતી, એ વાચિક અને માનસિક હોય છે એ ગાંધીજીની પણ પહેલાં પરમકારુણિકોએ અને જ્ઞાનદેવ જેવા ક્રાંતદર્શી સંતોએ આપણને કહ્યું નથી શું ? આ અર્થમાં ઉમાશંકર જોશી સંપૂર્ણ અહિંસાનિષ્ઠ હતા. વાણીના બધા અવગુણોનો એમણે ત્યાગ કરી દીધો હતો. આવેગ, ક્રોધ, વક્રતા જેવા અવગુણોનો ત્યાગ કરીને આ વાચા મૂક ન બની ગઇ, પણ માધુર્ય, સંયમ, પ્રસાદ, સહાનુભૂતિ જેવો ભાવાત્મક વૈભવ પણ તેણે પ્રાપ્ત કર્યો. કોઇ પણ વ્યક્તિ વિષે મનમાં પણ વેરભાવ આવવા ન દેનાર આ કવિએ માનસિક અહિંસાનું હંમેશાં પાલન કર્યું હતું. એમ પણ કહી શકાય કે જેનું મન દ્વેષરહિત છે તેની જ વાણી મૃદુ, મધુર અને રસાળ બને છે. ઉમાશંકર અજાતશત્રુ તો હતા જ નહિ. એટલે તેમને વિષે વેરભાવ ક્યાંય નહોતો એવું નથી, પણ તેમના મનમાં કોઇને માટે વિદ્વેષ નહોતો. અહિંસા માણસને નિર્બળ બનાવે છે, એ ભ્રામક ખ્યાલ પણ ગાંધીજીએ જ પોતાના જીવન દ્વારા શું દૂર નથી કર્યો ? જેમ તેમની અહિંસા શૂર પુરુષની હતી તેવી જ શૂર પુરુષની અહિંસા આપણને ઉમાશંકરભાઈના જીવનમાં દેખાય છે. ઉમાશંકર અતિશય સ્વાભિમાની હતા અને પોતાના સ્વત્ત્વને જો કોઇ પડકારે તો વજ્રકઠોર મનથી એ પડકારનો તેઓ મુકાબલો કરતા. એની કસોટી તેમના જીવનના સંઘર્ષમાં વારંવાર થયેલ છે. સત્યાગ્રહ પર્વમાં તેમણે સમર્પણવૃત્તિથી ભાગ લીધો અને કારાવાસ પણ ભોગવ્યો. ગુજરાત વિદ્યાપીઠના કુલગુરુ હતા ત્યારે વિરોધી શક્તિઓએ તેમની સારી એવી પરીક્ષા લીધી. તેમાં તેમના વ્યક્તિત્વનું સુવર્ણ

નવાઈને, શુદ્ધ થઈને, ચમકવા લાગ્યું. કટોકટીના કાળા દિવસોમાં તેઓ રાજ્યસભાના સદસ્ય હતા ત્યારે પણ તેમણે નિર્ભયવૃત્તિથી અને સૌમ્ય પરંતુ સ્પષ્ટ શબ્દો દ્વારા હુકમશાહીના પ્રવર્તકોને હૃદયના સણસણતા બોલ સંભળાવ્યા, અવાજ ચડાવ્યા વિના અને ક્રોધવશ થયા વગર લોકશાહી વૃત્તિથી કેવી રીતે નિર્ભયતાથી રજૂઆત કરવી એ બાબતનું તેમણે પ્રાત્યક્ષિક જ આપ્યું. કોઇ વાર મોરારજી દેસાઇ જેવા જીદ્દી માણસ સાથે સામસામે સંઘર્ષનો પ્રસંગ ઉપસ્થિત થયો ત્યારે પણ આ 'લેબલ વગરના' ગાંધીનિષ્ઠે લેબલવાળા ગાંધીવાદી (?) સામે ભીરુતાથી પીછેહઠ કરી નહિ. સાહિત્ય અકાદમી જેવી અખિલ ભારતીય સંસ્થાનું નેતૃત્વ કરતી વખતે અનેક વખત જીદ્દી, ઘમંડી, અણસમજુ (ગેરવાજબી) લેખકમહાશયો સાથે મજબૂત ભૂમિકા અપનાવીને તેમને લડવું પડતું. તે વખતે પણ તેમનાં આચરણ અને વાણીમાં શૂરવીરની અહિંસાની પ્રતીતિ થતી. તેમણે ઉચ્ચ સ્તર ક્યારે ય છોડ્યું નહિ, પણ પોતાના મત અને પોતાને માન્ય મૂલ્યોની બાબતમાં રાંક તડજોડ કરી નથી. પણ આ બધું અવાજ ઊંચો કર્યા વિના અને ઋજુતા છોડ્યા વિના. તેઓ શાંતિનિકેતનના કુલપતિ થયા હતા. ખરેખર તો આ પદ એમને આજીવન મળવું જોઇતું હતું. એક તો તેઓ રવીન્દ્રનાથ જેવા જ વિશ્વમાનવ હતા, ભારતીય સાહિત્યના શિલ્પકાર હતા, વ્યાસંગી અને વિદગ્ધ હતા અને મુખ્ય તો યુવાન વિદ્યાર્થીઓ માટે વાત્સલ્ય ધરાવનાર શાંતિપ્રિય શિક્ષક હતા. અલબત્ત, શાંતિનિકેતનમાં તેમનો વસવાટ દીર્ઘકાળ બન્યો હોત તો કદાચ ગુજરાત અને ગુજરાતી સાહિત્ય સાથેનો તેમનો ઘનિષ્ઠ સંબંધ ઓછો થતો ગયો હોત. તદુપરાંત દિલ્હીના સાંસ્કૃતિક જીવનમાં તેમણે જે મૂલ્યવાન ફાળો આપ્યો તે પણ આપી શકાયો ન હોત. સૃષ્ટિની જેમ માનવ જીવનની ઘટનાઓનું ચક્ર પણ નિ:શબ્દપણે અને અકળ ગતિએ ફરતું હોય છે એ જ સાચું.

ઉમાશંકર રસિક હતા પણ લોલુપ નહોતા. બાહ્ય સૌંદર્યથી તેમના મનના કમળપત્ર પરનું ઝાકળબિંદુ થરથર થયાનું ચિહ્ન, તેમની ઉઘાડબંધ થતી પાંપણો, આશ્ચર્યચકિત થવાને કારણે ભીડી લીધેલા હોઠ અને વિશાળ કપાળ પરની ફિક્કી ત્વચાનું સમજાય- ન સમજાય એવું હલનચલન આ બધા પરથી ધ્યાનમાં આવતું. પોતાના સૌન્દર્યગ્રહણનું ભડક પ્રદર્શન એમણે ક્યારેય કર્યું નથી. તેમની બધી શ્રદ્ધાઓ અને ભાવનાઓનું પણ એમ જ. ક્યાંય દેખાડો નહિ, પ્રદર્શન નહિ, સભારંજન માટે કોઇ પણ જાતની આતશબાજી નહિ કે બેસુમાર અતિશયોક્તિ નહિ. તેમનો પોશાક, તેમનું સીમિત પણ માર્મિક બોલવું, યુક્ત આહાર-વિહાર આ બધી બાબતો પર સૌમ્યતાનું ચાંદરણું પ્રસરેલું હતું. લોકોત્તર વ્યક્તિઓનું ચિત્ત 'કુસુમાદપિ મૃદુ' હોય છે તેમ વજ્ર કરતાં પણ કઠોર હોય છે. એ ઉક્તિનો તેમના જીવન પરથી તાળો મેળવવા યોગ્ય હતો. કાલિદાસે કહ્યું છે તેમ 'શમપ્રધાનેષુ તપોધનેષુ ગૂઢં હિ દાહાત્મકમસ્તિ તેજ:' (શાંતિપ્રિય તપસ્વીઓમાં બાળી નાખનારું તેજ પણ છુપાયેલું હોય છે.....) એવું જ ઉમાશંકરભાઈનું વ્યક્તિત્વ હતું.

ઉમાશંકરભાઈના સહવાસનો આનંદ કંઇ જુદો જ રહેતો. ગુજરાતી ભાષામાં લખનાર આ ભારતીય કવિ 'સારું ય વિશ્વ એક નીડ' માનનારો હતો અને તેથી દેશ-વિદેશનું સાહિત્ય, કલાકૃતિ, નવા વિચાર વગેરેના વિવિધ સંદર્ભો તેમની સાથે

થયેલી વાતચીતમાં મળતા. એમનું સૌહાર્દ તો વિલક્ષણ જ હતું. બધાને આત્મીય બનાવી લેવાની તેમને સહજ હથોટી હતી. કવિઓને તેમના નવા લખાણ વિષે આસ્થાપૂર્વક પૂછવું, સામાજિક કાર્યકર્તાઓને થયેલા અનુભવો સમજી લેવા, કૌટુમ્બિક પૂછપરછ કરવી, પોતાનું ગૌરવ શક્ય તેટલું છુપાવીને બીજાઓના જરાક જેટલા કર્તૃત્વને મોટું કેમ કરી બતાવવું એ તેમનો સ્વભાવ જ હતો. કાશ્મીરથી કન્યાકુમારી અને પોરબંદરથી પૂર્વાંચલ સુધી આખાય ભારતમાં ઉમાશંકરભાઈના ભાંડુઓ હતા. તેમાંના દરેકના ગુણવિશેષ અને ખાસ કરીને લેખનકાર્યની તેમને જાણ રહેતી. તેમની નિકટતા એટલે વ્યર્થ આત્મીયતા નહિ પરંતુ આશ્વાસક ગાઢ વિશ્વાસનો સંબંધ.

આજે તેમનાં સંભારણાંની મનમાં એટલી ભીડ જામી છે કે એ બધાં એકબીજામાં ભળી જાય છે. દિલ્હી અને અમદાવાદમાં તેમનું આતિથ્ય, પુના-મુંબઈની મુલાકાત વખતે અનેક વખત અનુભવેલી તેમની સ્નેહશીલતા, રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય ચર્ચા-સંમેલનોમાં વ્યક્ત થયેલી તેમની વ્યાપક સહાનુભૂતિ આ બધું રહી રહીને મનમાં તાજું થાય છે. ૧૯૪૯ની સાલમાં મેં વાંચેલી 'બિજલી' કવિતા એમને એટલી ગમી ગઈ હતી કે તેમની દૃષ્ટિએ હું 'બિજલીકાર' કવિ હતો. એ જ વખતે મંગેશ પાડગાંવકરે ગાયેલી 'કરિ માઝ્યા દીપ ઉધાચા રે' કવિતા પણ તેમને પૂરી ધ્યાનમાં હતી. અમારી કારકિર્દીના આ આરંભકાળથી માંડીને આજ સુધી અમારા વિકાસ તરફ તેમણે હંમેશાં ધ્યાન આપ્યું. કાચબીની જેમ દૂરથી જ ભાવપોષણ કર્યું. તેમને તેમના 'નિશીથ' કાવ્યસંગ્રહ માટે જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો; એ પૈસામાંથી તેમણે ગંગોત્રી ટ્રસ્ટ નિર્માણ કર્યું. પોતાના પાડોશના પ્રદેશના એટલે કે મહારાષ્ટ્રના કવિઓની કવિતા ગુજરાતીમાં આવવી જોઈએ એવો દૃષ્ટિકોણ રાખીને તેમણે વિંદા કરંદીકર, પાડગાંવકર, વસંત બાપટ, ગ્રેસ, નારાયણ સુર્વે, પુ. શિ. રેગે વગેરેની કવિતાનો અનુવાદ કરાવ્યો. એ તેમણે છૂટી છૂટી પ્રકાશિત કરી નહિ, પરંતુ દરેક કવિનો એક એક સંગ્રહ તેમણે ગુજરાતીમાં પ્રકાશિત કર્યો. તેમની આંતરભારતી વૃત્તિનો આ અણમોલ પુરાવો છે. ગંગોત્રી ટ્રસ્ટે મરાઠીના બીજા આઠ કવિઓના સંગ્રહ પ્રકાશિત કરવા એવી યોજના તેમણે કરી. આ જ રીતે કેટલીક ભારતીય અને કેટલીક જાગતિક સાહિત્યકૃતિઓ સ્વભાષામાં લાવવાનો તેમનો મનોરથ હતો. કવિવર્ય પોતાના પુરસ્કારનો વિનિયોગ આ રીતે કરે તેનું જ્ઞાનપીઠને પણ સાનંદાશ્ચર્ય થયું હશે.

ઉમાશંકર જોશીના અમદાવાદના ઘરનું નામ છે 'સેતુ'. આ કેટલું યથાર્થ નામ છે ! ઉમાશંકર જોશી પોતે જ એક મૂર્તિમંત સેતુ હતા. આ સેતુએ અનેક ખાઈઓ ઓળંગી, નદીઓ પાર કરી, સીમારેખાઓ ભૂંસી નાખી, હજારોના અંતરંગ સુધી આ સેતુ પહોંચ્યો. આ સેતુ પથ્થરનો કે લોખંડનો નહોતો, એ અનેક તારવાળા રેશમી દોરાનો પણ અતૂટ ભાવબંધ હતો. આપણા બધાનું ખાલીપણું કેટલું મોટું છે. તેમના પ્રકાશમાન જીવનનું નાનું પ્રતિબિંબ જેમના મનના અરીસામાં પડ્યું હશે તે જ ભવિષ્યમાં તેમનો માર્ગ સ્વીકારશે અને ભારતીય એકાત્મતાના મહાવસ્ત્રને વણવાનું કામ કોઈ જાહેરાત કર્યા વિના ચાલુ રાખશે.

ઉમાશંકરભાઈની પ્રેરણાદાયક સ્મૃતિને અભિવાદન.



ઉમાશંકર જોશી અને મંગેશ પાડગાંવકર



ઉમાશંકર જોશી અમેરિકા વગેરે દેશોના પ્રવાસેથી પાછા ફર્યા ત્યારે વિમાનીમથકે લેવાયેલી તસવીર : વચ્ચે ઉમાશંકર જોશી અને જમણી બાજુ મડિયા.



# ઉમાશંકર : ચિરંતન જ્યોતિસ્તંભ

## ☐ મંગેશ પાડગાવકર ☐ અનુ. જયા મહેતા

ઉમાશંકર જોશી માંદા છે, એમને તાતા મેમોરિયલ હૉસ્પિટલમાં રાખ્યા છે, એવી ખબર પડી ત્યારે હું એમને મળવા ગયો. જે દિવસે હું તેમને મળવા ગયો, તેને બીજે જ દિવસે તેમનું ઑપરેશન થવાનું હતું. હૉસ્પિટલના ચોથા માળ પરના તેમના ઓરડામાં મેં પ્રવેશ કર્યો. તેમની તબિયત સારી હશે ને ? તે મારી સાથે બોલી શકશે ? એવી અનેક શંકા મારા મનમાં હતી.

હું અંદર આવ્યો એ ઉમાશંકરે જોયું. તેમને ખૂબ આનંદ થયાનું તેમના ચહેરા પરથી દેખાયું. તેમણે હાથમાં હાથ લઈને મારું સ્વાગત કર્યું. તે ખાટલામાં સૂતા હતા. મેં તેમને કહ્યું, 'તમે હાલચાલ કરશો નહીં. તમને તકલીફ થશે.' પણ તેમણે સાંભળ્યું નહીં. તે ઊઠીને ખાટલામાં બેઠા. બે તકિયા તેમણે પીઠ પાછળ ટેકા માટે લીધા ને મને કહ્યું, 'મને બિલકુલ તકલીફ નહીં પડે. તમે ચિંતા ન કરો. મારું ઑપરેશન કાલે થવાનું છે. તમે આવ્યા, મને આનંદ થયો. તમારી કવિતા કુશળ છે ને ?' આમ કહીને તે પ્રસન્ન હસ્યા. તેમનું એમ હસવું મને ખૂબ પરિચિત હતું. તે હસવું સૌમ્ય હોય. પણ ઉમાશંકરનો આખો ચહેરો એ હસવાથી ભરાઈ જાય. તે હસે કે તેમનાં ચશ્માંના કાચ પણ જીવંતપણાથી ચમકે છે એમ જ જરાક વાર લાગે. શાંત સુંદર ચાંદની જેવું તેમનું એ હસવું હતું.

લગભગ અર્ધો કલાક હું તેમની સાથે હતો. પોતાની માંદગી સિવાય અનેક વિષયો પર તે બોલ્યા. વિંદા કરંદીકર, વસંત બાપટ, શ્રી પુ. ભાગવત વિશે તેમણે મમતાથી પૂછયું. 'સત્યકથા' માસિક બંધ પડયું એ બહુ ખોટું થયું એમ તેમણે કહ્યું. બોલ્યા કે 'સત્યકથા'ને લીધે નવા મરાઠી સાહિત્યનો સતત પરિચય થતો રહેતો. કવિ બોરકરને તેમણે ખૂબ ગળગળા થઈ જઈને યાદ કર્યા. ૧૯૪૮ની સાલમાં બોરકરે જ મારી ને ઉમાશંકરની પહેલી વાર ઓળખાણ કરાવી હતી. મને કહે, You must be missing him very much ! તમારી પર તેમને ખૂબ પ્રેમ હતો.'

મેં કહ્યું, 'ગુજરાત સાહિત્ય પરિષદ અને ભાવનગર યુનિવર્સિટીએ આયોજિત કરેલું જ્ઞાનસત્ર ૨૪ ડિસેમ્બરે ભાવનગરમાં થવાનું છે.'

ઉમાશંકર તરત બોલ્યા, 'હા, મને ખબર છે. તમે જ તો આ જ્ઞાનસત્રનું ઉદ્‌ઘાટન કરવાના છો.'

મેં કહ્યું, 'મેં ઉદ્‌ઘાટનનું ભાષણ લખ્યું છે. મારા આ ભાષણના આરંભમાં મેં તમારો ઉલ્લેખ કર્યો છે.'

'શો ઉલ્લેખ ?' ઉમાશંકરે પૂછયું.

'મેં એમ કહ્યું છે કે ભારતમાં અનેક ભાષાઓ હોવાથી, એક ભાષાના લેખકને બીજી ભાષાના લેખક સાથે સંવાદ સાધવામાં મુશ્કેલી પડે છે. આ મુશ્કેલી જ્યારે મને જણાય છે ત્યારે કવિ ઉમાશંકર જોશી મારી મદદે દોડી આવે છે. ઉમાશંકર જોશીએ કહ્યું છે : 'કવિતા આત્માની માતૃભાષા છે.' હું કવિ હોવાથી, હું મરાઠી ભાષામાં

લખતો હોવા છતાંય છેવટે હું આત્માની ભાષામાં લખું છું. એટલે એમ જ કે મેં ભાષાની મુશ્કેલી ઓળંગેલી હોય છે. તેથી આજે હું આ આત્મભાષિકોના મેળામાં ઊંડા આત્મવિશ્વાસથી ઊભો છું !' મેં મારા ભાષણમાંના તેમના ઉલ્લેખ વિશે તેમને કહ્યું.

'બહુ સરસ. આત્મભાષિકોનો મેળો આ શબ્દપ્રયોગ તમે બહુ જ સરસ કર્યો છે.' ઉમાશંકર હસીને બોલ્યા.

ઉમાશંકર પ્રસન્ન ચિત્તથી બોલતા હતા, માંદા છે એમ લાગતું નહોતું, પણ તે માંદા હતા એ વસ્તુસ્થિતિ હતી. એનું ભાન થતાં હું વિદાય લેવા ઊઠયો. મેં તેમને કહ્યું, 'હું હવે જાઉં છું. કાલે તમારું ઑપરેશન છે. સફળ થશે ને તમે એકદમ સાજા થઈ જશો એવી મને ખાતરી છે.'

ઉમાશંકર બોલ્યા, 'કાલે તમે નહીં આવતા. ઑપરેશન કેવું થયું છે એ તમને ફોન પર જણાવશે. બેત્રણ દિવસ જાય પછી ચોક્કસ મળવા આવજો.' આવજો એમ કહીને તે પ્રસન્ન હસ્યા અને તેમણે મને વિદાય આપી.

લિફ્ટમાં હું નીચે ઉતર્યો અને રસ્તા પર આવ્યો. ગંભીર માંદગી ભોગવતા કોઈક માણસને હૉસ્પિટલમાં મળીને આપણે પાછા આવીએ ત્યારે આપણી મન:સ્થિતિ કંઈક અસ્વસ્થ હોય છે. હું ઉમાશંકરને મળવા ગયો ત્યારે મારું મન ખૂબ જ અસ્વસ્થ હતું, મને ચિંતા થતી હતી. તેમને મળીને હું બહાર આવ્યો ત્યારે ખરેખર તો મારું મન વધારે અસ્વસ્થ થવું જોઈતું હતું, કારણકે તેમની માંદગીનું સ્વરૂપ ગંભીર છે અને કાલે તેમનું ઑપરેશન છે એની મને ખબર હતી. પણ તેમ થયું નહીં તેનું મને આશ્ચર્ય થયું ! ઉમાશંકરની પ્રસન્ન ચિત્તવૃત્તિનો સ્પર્શ મને થયો હતો, તેમના પ્રસન્નસુંદર હાસ્યની ચાંદની જાણે કે મારા મન પર પથરાઇ હતી. એનો અર્થ એવો હતો કે માંદગી કે મૃત્યુના ભયથી ઉમાશંકરનું મન મુક્ત હતું. આ ભયમુક્ત અવસ્થાને લીધે આનંદચૈતન્યની પ્રભા જાણે કે તેમની આસપાસ સભર હતી. એ પ્રભા મને ખબર ન પડે એમ મારા મન પર પથરાઇ હતી.

બીજે દિવસે ઉમાશંકરનું ઑપરેશન થયું. મને ફોન આવ્યો કે ઑપરેશન સફળ થયું છે. તરત તેમને મળવા ન જવું એમ મેં નક્કી કર્યું હતું. પણ એમ થવાનું નહોતું. તેમની તબિયત ખૂબ ગંભીર છે એવો મને ફોન આવ્યો. હું હૉસ્પિટલમાં ગયો. તેમને પ્રત્યક્ષ મળવાનો પ્રશ્ન જ નહોતો. તે બેભાન જ હતા. મૃત્યુ સાથે જાણે કે જીવસટોસટની લડાઇ ચાલુ હતી. આ લડાઇ ઉમાશંકર જીતશે એવી આશા તેમના ભાઈ દેવુને હતી. મારી સાથે વાત કરતાં એમણે એ આશા વ્યક્ત કરી અને તે અભિમાનથી બોલ્યા, 'He is a born fighter' પણ ખરી પરિસ્થિતિ જુદી હતી. ઉમાશંકર મૃત્યુ સાથે લડતા નહોતા. તે મૃત્યુના પ્રેમમાં પડયા હતા. તેમની જ એક કવિતામાં તેમણે લખ્યું છે તે પ્રમાણે તેમના મનની અવસ્થા હતી :

*મૃત્યુ, તારા વિનાનું જીવન જીવન ન હતું*
*પ્રેમ વિનાનું તે જીવન. હવે મૃત્યુજીવન પ્રેમજીવન.*
*જન્મદિને કાળને ખંડિત કર્યો હતો,*
*મૃત્યુ, અખંડ કાળમાં પુન: પ્રવેશ ?*

*મૃત્યુ, અનંત સાથે એકરસ અસ્મિતા ?*
*કોઈ એક ક્ષણની જવનિકા હટાવી*
*મૃત્યુ સ્વયં બોલી રહેશે :*
*લે, પ્રભુ સાથે તારે હાથ મિલાવવા હતા ને ?*

ખંડિત કાળની સરહદ ઓળંગીને ઉમાશંકરે અખંડ કાળમાં પુનઃપ્રવેશ કર્યો. હવે પાછળ રહ્યાં છે તેમનાં સ્મરણો અને તેમની કવિતા.

૧૯૪૯ની સાલની વાત. મરાઠી સાહિત્ય સંમેલન પુનામાં ભરાયું હતું. ત્યારે મારી ઉંમર વીસ વર્ષની હતી. આ સંમેલનમાં ખાસ નિમંત્રણથી ઉમાશંકર જોશી ત્યારે હાજર રહ્યા હતા. વિઠ્ઠલરાવ ઘાટેના પ્રમુખપદ નીચે થયેલા કવિસંમેલનમાં મેં મારી બે કવિતા વાંચી હતી. મારું જાહેર કાવ્યપઠન આ પહેલું જ. કવિસંમેલન પૂરું થયા પછી શ્રોતાઓમાં બેઠેલા ઉમાશંકર જોશી સ્ટેજ પર આવ્યા અને મને જોરથી ભેટયા. તેમણે મારી કવિતાનાં ખૂબ વખાણ કર્યાં. મેં જે કવિતા વાંચી હતી તેની શરૂઆત 'કરિ' માઝયા દીપ યુગાંચા રે, ઉરિ માનવ દિવ્ય ઉધાંચા રે' આમ હતી.

ત્યાર પછી ૩૨ વર્ષ પછીની ઘટના. મારા કાવ્યસંગ્રહ 'સલામ'ને સાહિત્ય અકાદમીનું ૧૯૮૦ની સાલનું પારિતોષિક મળ્યું. ૧૯૮૧ના ફેબ્રુઆરી મહિનામાં નવી દિલ્હીમાં પારિતોષિક - વિતરણ સમારંભ થયો. ઉમાશંકર જોશીના હાથે આ પારિતોષિકો આપવામાં આવ્યાં. મને આ પારિતોષિક મળ્યું એનો અતિશય આનંદ ઉમાશંકરને થયો હતો. સમારંભ પૂરો થયા પછી અમે સ્ટેજ પરથી નીચે ઊતર્યા. ઉમાશંકર મારી પાસે આવ્યા. તેઓ આનંદથી મને જોરથી ભેટયા ને બોલ્યા, 'મંગેશ, ૧૯૪૯ની સાલમાં તેં પુનામાં સાહિત્ય સંમેલનમાં વાંચેલી કવિતા મને પૂરેપૂરી યાદ છે. ગૌરવની આ માળા તારા ગળામાં કયારેક પહેરાવાશે એની મને ખાતરી હતી,' એમ કહીને તેમણે ૩૧ વર્ષ પહેલાં મેં વાંચેલી એ કવિતાની પહેલી બે પંકિત મેં જે રીતે ગાઇ હતી તે જ ઢાળમાં ગાઇ દેખાડી. હું ચકિત થયો ! મારી આંખો ભરાઇ આવી ! મેં તેમને ગળગળા અવાજે કહ્યું, 'ઉમાશંકર, આ પારિતોષિકો કરતાં તમારો મારા પરનો આ પ્રેમ મને વધુ મૂલ્યવાન લાગે છે !'

૧૯૬૨ની સાલમાં ઉમાશંકર, તેમનાં પત્ની જ્યોત્સ્ના, નાની દીકરી સ્વાતિ સાથે હું આખું ગોવા ફર્યો. અમારી સાથે કવિ બોરકર હતા. ૧૫-૨૦ દિવસ કેમ ગયા તે ખબર જ ન પડી ! ગપ્પાંગોષ્ઠી, ચર્ચા, કવિતા... દરેક દિવસ એ એક અપૂર્વ મહેફિલ જ હતો. એક દિવસ વાસ્કોના એક સ્ટોરમાંથી તેમણે એક નાનકડી નોટબુક વેચાતી લીધી. ૨૧-૫-૧૯૬૨નો એ દિવસ હતો. 'પ્રિય મંગેશને સપ્રેમ' એમ લખીને તેમણે એ નોટબુક મને ભેટ આપી, અને હળવેથી મને કહ્યું, 'મંગેશ, આ નોટબુક તારી અલિખિત કવિતા માટે !' આ વાતને હવે લગભગ ૨૭ વર્ષ થયાં ! મેં તે નાનકડી નોટબુક જાળવી રાખી છે !

ગાંધી યુગના કવિ તરીકે ઉમાશંકર ઓળખાયા હોય તોયે તેમણે પોતાની કવિપ્રતિભા કોઇ પણ વાદમાં કે ઈઝમના બીબામાં કેદ થવા દીધી નહીં. તેમની કવિતા સતત પ્રવાહી રહી, જીવન સાથે સંવાદી રહી. ભાષાનું સત્ત્વ અને સ્વત્વ માના દૂધની જેમ પીધું. 'સર્જક ભાષાનું પૂરું સત્ત્વ, સ્વત્વ ઉત્સુકપણે પીતો રહે છે', એમ તેમણે

જ કહ્યું છે. જૂનાં લોકગીતોથી માંડીને આધુનિક ગદ્યકાવ્ય સુધીના અભિવ્યક્તિના બધા પ્રકાર તેમણે આત્મસાત્ કર્યા હતા. શબ્દના નાદલયની આ સર્જનાત્મક શોધ તે સતત કરતા રહ્યા.

ઉમાશંકર જોશીની જીવનદૃષ્ટિ વિરૂપના દર્શનથી કરમાઇ જતી નથી એનું કારણ માણસના આત્માનો વૈભવ તેમણે જાણ્યો છે, અનુભવ્યો છે. ઉમાશંકર જોશીએ આખું જગત ફરીને જોયું, ભૌતિક વૈભવ અને પ્રગતિનું ખુલ્લા મને દર્શન કર્યું. વૈરાગ્યનો ખોટો દેખાવ કરીને ભૌતિકનો તિરસ્કાર તેમણે કયારેય કર્યો નહીં. પણ તે સાથે જ આત્મશક્તિ પરની તેમની શ્રદ્ધામાંયે કયારેય તડ પડી નહીં. કેવળ ભૌતિક વૈભવ જીવનને અર્થપૂર્ણતા આપી શકશે નહીં એ તેઓ જાણતા હતા. માણસનું માણસપણું જો ઉન્નત ન હોય તો ભૌતિક પ્રગતિ શાપવત્ થઇ જાય એની જાગરુકતા તેમણે કયારેય સરકી જવા દીધી નહીં. ભારત સમક્ષ તેમને આ જ આદર્શ મૂકવો છે. આ આદર્શના દર્શનમાં જ તે ભારતનું દર્શન કરે છે. 'ભારત' કવિતામાં તેઓ કહે છે :

*ભારત નહિ નહિ વિન્ધ્ય હિમાલય, ભારત ઉન્નત નરવર,*
*ભારત નહિ ગંગા, નહિ યમુના, ભારત સંસ્કૃતિ નિર્ઝર !*
*ભારત નહિ વન, નહિ ગિરિગહ્વર, ભારત આત્મનિ આરત,*
*ભારત તપ્ત ગગન કે રણ નહિ જીવન ધૂપ જ ભારત !*

આ જગતમાં અનેક ભાષાઓ છે. પોતપોતાની માતૃભાષામાં કવિ પોતાની કવિતા લખતા હોય છે, પણ કવિ ઉમાશંકર જોશી કહે છે :

*કવિતા, આત્માની માતૃભાષા,*
*મૌનનો દેહ મૂર્ત,*
*આસવ અસ્તિત્વનો,*
*સ્વપ્નની ચિરછવી !*

કવિતાનું આવું વર્ણન કરનાર ઉમાશંકર પૂછે છે : 'કયાં છે કવિતા ?' આ પ્રશ્નનો જવાબ એ જ કે આસવ અસ્તિત્વનો એવી કવિતા એટલે જ ઉમાશંકર જોશીની કવિતા. તેમના જ શબ્દોમાં તેમની કવિતાનું વર્ણન કરું એમ થાય છે :

*અર્થનો પ્રકાશ,*
*રસનું આધાન,*
*આત્માની અમરાકૃતિ,*
*ચિરંતન જ્યોતિસ્તંભ !*

# કાલિદાસ અને રવીન્દ્ર ગોત્રનો કવિ

## □ વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

ગાંધીજી, ન્હાનાલાલ અને મુનશી પછીનો યુગપ્રકાશક સાક્ષર ઉમાશંકર. આ ગુજરાતી કવિ, મહાન ભારતીય કવિ અને વિશ્વકવિ હતો. ગાંધીજીની ગુજરાત અને ગુજરાતીને ભકિતથી ગાનાર ઉમાશંકર, કવિવર કાલિદાસ અને રવીન્દ્રનાથની કોટિએ પહોંચ્યા હતા. એમણે ગુજરાતનું અમૃત પીધું. ઉપનિષદો, કાલિદાસ અને ભવભૂતિનું અમૃત પીધું. શેક્સપિયર અને રવીન્દ્રનું પોષક પાન કર્યું. સરલ સાદી લાગણીમાં એમનું હૃદય બાલિકા જેમ નાહતું. જીવનની કટુ કઠોર વાસ્તવિકતાને પિછાણી તથા એ પિછાણવા છતાં, જીવનને ટાગોરની જેમ વધાવ્યું. પ્રત્યક્ષ વાસ્તવિકતાની વિષમતા અને ક્રૂરતાને ઓળખી છતાં, ધરતીનો આનંદ પ્રમાણ્યો, માણ્યો. એના ઉદ્ધાર માટે એમણે આશા ન છોડી. વિષાદ દાખવ્યો. ઉલ્લાસ દાખવ્યો. ઋષિની જેમ પરમ સૂઝ દાખવી. ઉપનિષદોએ્ પ્રબોધેલી પ્રજ્ઞાની સમતા સાધી.

માનવ કહો, વિશ્વમાનવ કહો, કોઇ એમને પરાયું નહીં, 'ઉવેખે ન કોઈને.' સસલા સાથે રમે, બાલિકા સાથે ગોષ્ઠિમાં ગરકાવ થાય. સમભાવથી વિદ્યાર્થીને સમજાવે, ખામી કે દોષ હોય, કોઇ પંડિતનો હોય તોપણ નિ:શંક અને કદાપિ કઠોર થઈને પણ જણાવે. વાર્તાલાપમાં જાણે કાળ અનન્ત હોય એમ લીન થાય, ભાષણમાં શ્રોતાને સ્વજન બનાવી દે. વિદ્વત્તા, પાંડિત્ય નૈપુણ્ય, વહીવટી કૌશલ, બધામાં સફળ. પણ કયાંય કદાપિ ખટપટની ગંધ પણ ન આવે. એમનું એકેએક પગલું દૃષ્ટિપૂત હતું. નહિ તો વળી આ કવિ, સ્વમાની કવિ, ગુજરાતી કવિ, સાહિત્ય અકાદમીનો અધ્યક્ષ થાય ? બંગાળમાં અને કેરળમાં કીર્તિ પામે ? માનવજીવનનો આ એક અદ્‌ભુત ચમત્કાર છે. વિશ્વલીલાની આ એક ચમત્કારિક ઘટના છે, કે સામાન્ય ગામડામાંથી આવેલો બાળક જેને ભણવા સારું ફી પણ નહોતી, તે યુગસાક્ષર થયો. છેલ્લાં ચાળીસ વર્ષનો યુગ, સ્વાતંત્ર્યોત્તર યુગ એ ગુજરાત માટે ઉમાશંકર યુગ છે. નિશ્ચયબુદ્ધિ હોવા છતાં, એમણે સર્વત્ર સમતા જાળવી છે અને સમન્વય સાધ્યો છે. ગુજરાતમાં તેમણે કવિતાનું સ્વરૂપ સાચવ્યું અને વિકસાવ્યું. ગુજરાતી ભાષા અને ગદ્યનું એક પ્રશિષ્ટ ધોરણ આપ્યું.

ગુજરાતને કલ્પી ન શકાય એવી ખોટ પડી છે. ગોવર્ધનરામના અવસાન પ્રસંગે જે વિષાદ ગુજરાતે અનુભવ્યો હતો, તેવો વિષાદ આપણે આજે અનુભવીએ છીએ.

**'મૈત્રી' સુરત, તા. ૨૯-૧૨-૧૯૮૮.**

**'મૈત્રી' સુરત, તા. ૨૯-૧૨-૧૯૮૮.**

('જન્મભૂમિ-પ્રવાસી'ના સૌજન્યથી)

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

શું શું સાથે લઈ જઈશ હું ?
શું શું સાથે લઈ જઈશ હું ?
હું ?
લઈ જઈશ હું સાથે
ખુલ્લા ખાલી હાથે
પૃથ્વી પરની રિદ્ધિ હૃદયભર –
વસંતની મ્હેકી ઊઠેલી ઉજ્જ્વલ મુખશોભા જે નવતર,
મેઘલ સાંજે વૃક્ષડાળીઓ મહીં ઝિલાયો તડકો,
વિમળ ઊમટ્યો જીવનભર કો અઢળક હૃદય-ઉમળકો,
માનવજાતિ તણા પગમાં તરવરતી ક્રાંતિ
અને મસ્તકે હિમાદ્રિશ્વેત ઝળકતી શાંતિ,
પશુની ધીરજ, વિહંગના કલનૃત્ય, શિલાનું મૌન ચિરંતન,
વિરહ ધડકતું મિલન, સદા-મિલને રત સંતન
તણી શાંત શીળી સ્મિતશોભા.
અંધકારના હૃદયનિચોડ સમી મૃદુ કંપિત સૌમ્ય તારકિત આભા,
પ્રિય હૃદયોનો ચાહ
અને પડઘો પડતો જે 'આહ !'
મિત્રગોઠડી મસ્ત, અજાણ્યા માનવબંધુ
તણું કદી એકાદ લૂછેલું અશ્રુબિંદુ,
નિદ્રાની લ્હેરખડી નાની - કહો, એક નાનકડો
સ્વપ્ન દાબડો,
(સ્વપ્ન થજો ના સફળ બધાં અહીંયાં જ)
અહો એ વસુધાનો રસરિદ્ધિભર્યો બસ સ્વપ્ન-સાજ !
વધુ લાભ મને ના,
બાળકના કંઈ અનંત આશા-ચમ[illegible]નાં
લઈ જઈશ હું સાથે

ખુલ્લા બે ખાલી હાથે.
ખુલ્લા બે 'ખાલી' હાથે ?

**ઉમાશંકર જોશી**

ઉમાશંકર જોશીનું સોમવારે રાતે અવસાન થયું. એમને છેલ્લા સાંભળ્યા દિલ્હી સાહિત્ય અકાદમીએ મુનશીની શતાબ્દી નિમિત્તે યોજેલા પરિસંવાદમાં. હવે એ ચહેરો, એ અવાજ વિલીન થઈ ગયો. ચશ્માંના કાચ પાછળ ઝીણુંઝીણું ફરકતી આંખ – આખો દેહ મંગળવાર સાંજે ભસ્મીભૂત થઈ ગયો. આપણો આવો મોટો કવિ અને 'ટાઈમ્સ'માં એમના મૃત્યુના સમાચાર ટૂંટિયું વળીને પડ્યા હતા. 'ટાઈમ્સ'માં પહેલે પાને પણ સમાચાર આપ્યા હોય, તોયે ઉમાશંકરને શો ફરક પડવાનો હતો ? પણ આપણાં અંગ્રેજી છાપાં આ બાબતમાં તદ્દન વિચિત્ર ઍટિટ્યૂડ રાખે છે. ઉમાશંકર કેવળ ગુજરાતના નહોતા, સમગ્ર ભારતના હતા, પણ અંગ્રેજી છાપાંમાં દેખાવ પૂરતું રૂંવાડું ફરક્યું, એટલું જ. અંગ્રેજી છાપાં મત્યુનો પણ મલાજો રાખતાં નથી અને છેવટે તો એમની જ તકલાદી 'વૅલ્યુઝ' છતી કરે છે. 'હશે' એમ કહીને મન મનાવી લેવા જેવી વાત નથી. અખબારોના અભિગમ વિશે ઉમાશંકર પણ અજાણ નહોતા. એમણે ઈ.સ. ૧૯૫૩માં ડિલન ટોમસના મૃત્યુ વિશે જે કાવ્ય લખ્યું છે, તે જોવા જેવું છે.

**કવિનું મૃત્યુ**
[ડિલન ટોમસના અકાળ મૃત્યુપ્રસંગે]
કવિનું મૃત્યુ !
પત્રોમાં સમાચારો જગતના,
કંઈ કલેશો કંઈ દ્વેષો તણા,

શિશુનું હાસ,
કે શરદના કાશપુષ્પ તણો
ધવલ ઉલ્લાસ,
કવિનું હૃદય તે તો
ધવલ ઊર્મિતેજ,
સરસ નિર્વ્યાજ નિર્મળ હેજ,
સપ્તરંગોની કમાનો
ડોકિયાં કરતી નહીં,
અપ્તરંગી ભાવના-પરીઓ
સુભગ તરત મહીં,
કિલ્લોલતું કવિહૃદય સહસા
મૌનએક શ્વસી રહ્યું,
હવાથી આછુંક આચ્છાદન
ધરા પર હૂંફનું મૂકી ગયું

હવે ઉમાશંકર સાથે જીવવાનો એક જ રસ્તો છે અને તે એમનાં કાવ્યો દ્વારા કે એમનાં અન્ય સર્જનો દ્વારા. ઉમાશંકર અશુભની વચ્ચે શુભને સાચવી બેઠેલા કવિ. હતાશાની વચ્ચે આશાને સંગોપી રાખે એવા કવિ. એમનો પૃથ્વીપ્રેમ તો 'વિશ્વશાંતિ' પ્રગટ થયું ત્યારથી પ્રગટ રહ્યો છે.

વિશાળે જગવિસ્તારે
  નથી એક જ માનવી,
પશુ છે પંખી છે પુષ્પો,
  વનોની છે વનસ્પતિ

આ કાવ્યમાં પણ એમનો પૃથ્વીપ્રેમ, મનુષ્યપ્રેમ પંક્તિએ પંક્તિએ નીતરે છે. ખાલી હાથે આવ્યા ને ખાલી હાથે જવાનું છે એની અહીં વાત નથી. એ તો જાણે કાનમાં કહેતા હોય એ રીતે કહે છે :

  શું શું સાથે
લઈ જઈશ હું ?
  કહું ?

ઈશ્વરને પણ ઈર્ષા આવે અને ખુદ ઈશ્વર પણ રંકતા અનુભવે એવી પૃથ્વીના હૃદયની રિદ્ધિ લઈને જીવ અહીંથી જશે અને પૃથ્વીની રિદ્ધિ એટલે શું, એવી વાત આ ટાગોર-પીધેલા કવિએ બેચાર લસરકામાં કહી છે : વસંતની મહેકતી ઊજળી મુખશોભા અને મેઘલ સાંજે વૃક્ષની ડાળીમાં ઝિલાયેલો તડકો. આ કવિ વસંતવર્ષાનો છે. આ બે ઋતુઓનું ઋત કવિના લોહીમાં વહ્યું છે, એટલે એનો ધબકાર અહીં સંભળાયા વિના રહે જ નહીં. વિશ્વનાગરિક કવિ

# ભલે શૃંગો ઊંચાં

મને બોલાવે આ ગિરિવર તણાં ગૌર શિખરો.
ધસે ધારો ઊંચી, તુહિન તણી ટોચે તગતગે,
શુચિ પ્રજ્ઞાશીળું સ્મિત કુમુદપુંજો સમ ઝગે;
વહી રહેતો ત્યાંથી ખળળ ચિર શાતાજળ ઝ
ઢળા પાતે શૃંગસ્તનથી તડકો શાન્તિ-અમૃત,
મુખે એને કેવું વિમલ શુભ શો દૂધ ઝુલતું
હસે લીલું ઊંડું નભ, હૃદય-આશિષ વરસતું.
રસી શાતસ્પર્શે દિશદિશ, ભમે મત્ત મરુત.

ગમે શૃંગો, કિંતુ જન-રવ ભરી ખીણ મુજ હો.
તળેટીએ વીથી સહજ નિરમી શાલતરુની,
રમે ત્યાં છાયાઓ; ઉટજ ઉટજે સૌમ્ય ગૃહિણી
રચે સંધ્યાદીપ; સ્મિતદગ ખેલે શિશુકુલો,
સ્ફુરે ખીલે વ્હીસે હૃદયહૃદયે ભાવમુકુલો ;—
ભલે શૃંગો ઊંચાં, અવનિતલ વાસો મુજ રહો.

૧૦ ૧૯૫૩

ઉમાશંકર જોશી



અનંતરાય રાવળ, શાંતિલાલ શાહ, કાકાસાહેબ કાલેલકર સાથે...

ક્યારેય પોતા પૂરતો સીમિત રહેતો નથી અને એટલે જ અહીં માનવજાતિની, એની ક્રાંતિની અને કોઈ હિમાલય જેવી વિભૂતિની વાતનો સંકેત પણ છે. પ્રકૃતિને વિદ્યાપીઠ તરીકે સ્થાપ્યા પછી એના સ્નાતકને આ જ સૂઝે. પ્રકૃતિમાંથી માનવપ્રકૃતિને કેટલો ખજાનો મળે છે ? આ ખજાનો લૂંટવાનો છે અને લૂંટાવવાનો છે. પ્રકૃતિ જેવી કોઈ વિદ્યાપીઠ છે ખરી ? કવિ તો આ વિદ્યાપીઠનો 'સેલ્ફ એપૉઈન્ટેડ વાઈસ ચાન્સેલર' હોય છે. પશુ પાસેથી ધીરજ મેળવવાની છે, વિહંગના કલનૃત્યને આંખમાં પૂરવાનું હોય છે. શીલાના ચિરંતન મૌનને સાંભળવાનું હોય છે. આ મૌનમાંથી જ કોઈક સંગીત કવિના ભીતર કાનને સંભળાય છે. બે માણસો મળે તે મિલન. પણ કોઈ પણ મિલન વિરહના ધબકાર વિનાનું નથી હોતું. મિલનની કુંડળીમાં ગ્રહો વિયોગના હોય છે, પણ સંતો માટે આવા કોઈ ગ્રહો-વિગ્રહો હોતા નથી, કારણકે એ તો સદા-મિલનમાં રત હોય છે. એની આરત જ એનું સાતત્ય નિર્માણ કરે છે. એની ક્ષણની શુભ દૃષ્ટિ શાશ્વતની સાથે હોય છે અને એટલે જ એના ચહેરા પર શાંતિ શોભા આભા. ચાહનો પ્રાસ સામાન્ય માણસો માટે આહ સાથે મળે છે. આ મિલનવિરહની સંતાકૂકડી એ પણ અહીંથી લઈ જવા જેવી છે. મિત્ર સાથે જે મસ્ત ગોઠડી કરી હોય એની ગઠરિયા લીધા વિના અહીંથી જવું પોસાય નહીં અને વિશ્વમાનવ માટે કેવળ અંગત મિત્રો નથી હોતા, કોઈક અજાણ્યાનું લૂછેલું આંસુ અહીંથી ઉપર જઈએ ત્યારે કદાચ સ્મિત થઈને ઝળકી પણ ઊઠે અને સદા-જાગ્રત દેવોને ક્યાંથી ખબર હોય કે નિદ્રાની લહેરખીનો સ્પર્શ કેવો મુલાયમ હોય છે. કવિએ સ્વપ્નની વાત છેડી છે અને જાણે કે મનુષ્યજાતિને માટે વરદાન હોય એ રીતે આશિષ પણ આપ્યા છે. કોઈકને અત્યંત ખાનગીમાં કહેતા હોય એમ (અત્યંત ખાનગીમાં પોતા સિવાય કોને કહેવાનું હોય છે ?) કૌસમાં કહ્યું છે : (સ્વપ્ન થજો ના સફળ બધાં અહીંયાં જ)

જે સફળ થાય તે સપનાં નથી રહેતાં. વસુધામાં સુધા છે, તે મનુષ્યને કારણે, એનાં સ્વપ્નોને કારણે. અહીંથી લઈ જવા જેટલું આટલું જ છે, ઝાઝો લોભ નથી. હા, કાગળમાં તાજા કલમમાં આપણે છેવટે ઉમેરીએ છીએ એમ, છેલ્લે એક વાત ઉમેરી છે. એ વાત બહુ જ મહત્ત્વની છે. બાળકની અનંત આશા-ચમકતી આંખને હું લઈ જઈશ. મરણની લગોલગ કવિએ આમ જીવનને ગોઠવી દીધું છે અને દેખીતા ખાલી હાથ કેટલા બધા ભરેલા છે, એનો ખ્યાલ આપ્યો છે, સુદામાના તાંદુલ જેવી લાગતી આ સામગ્રી ઈશ્વરના આકાશમાં તારા થઈને નહીં ઝબકે એમ કોણ કહી શકે ?

# છેલ્લો શબ્દ.....

'વેઈટ્-એ-બિટ્....!'

– ધીર નાનું-શું સરવૈયું. શબ્દોમાં ? મૌનમાં ?

મૌન કવિનો શબ્દ બને :
હતા પિતા મારે હતી માતા.
હા, હતી માતાની ભાષા.
હતું વહાલપ-સ્ફુરેલું, પ્રાણ પૂરેલું શરીર
હતું હૃદય – હતો એને કાન, હતો અવાજ.
મારું કામ ? મારું નામ ?
સપ્રાણ ક્ષણ આનંદ-સ્પંદ-એ કામ મારું
માનવતાની સ્ફૂર્તિલી રફતારમાં મળી ગયું છે.
મારા શબ્દ-આકારો જે કંઈ
રસવીચિઓ તે હવે અન્ય હૃદયમય.
નામ મારું ભાષામાં ઓગળી ગયું છે.
વેઈટ્-એ-બિટ્ !....
છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે

('પંખીલોક'માંથી) --ઉમાશંકર જોશી

માણસ હોવું ને તેમાંય વળી કવિ હોવું એ પરમ સદ્ભાગ્યની વાત ગણાય, ગણાવી જોઈએ. કવિ કાનની પાછળ રહેલા કાનથી સાંભળે છે. આંખની પાછળ રહેલી આંખથી જુએ છે ને મનની પાર રહેલા મનથી વિચારે છે. એટલે તો એ કાન્તદ્રષ્ટા - પારનું જોનારો ઋષિ કહેવાયો છે. દેવતાઓનું ઐશ્વર્ય ઋષિ-કવિના તપ-તેજ આગળ ઝાંખપ અનુભવે છે. માનવચેતનાનું ઉત્તમ શિખર એટલે કવિ.

આ કવિને શબ્દથી કામ પાડવાનું હોય છે, શબ્દમાં એક સૃષ્ટિ રચી આપવાની હોય છે. શબ્દ નહિ હોય ત્યારે આ આખું વિશ્વ મૌનથી વ્યાપ્ત હશે. માણસને શબ્દ મળ્યો ને એ મૌનથી આવૃત્ત એવા વિશ્વને ઉદ્ગારમાં, અવાજમાં પ્રગટ કરવાનો પુરુષાર્થ કરવા માંડયો. આવા પુરુષાર્થમાં કવિ અગ્રસ્થાને રહેલો છે, કારણ એનો શબ્દ મૌનના ગર્ભમાંથી પ્રભવે છે, મૌનની ચેતના, મૌનની સત્તાનો અંશ બનીને આવે છે. કવિનું કામ, આમ, શબ્દ દ્વારા મૌનને પ્રગટ કરવાનું ને આખરે શબ્દ ને મૌનની એકાત્મતાને સિદ્ધ કરવાનુ રહ્યું છે મૌનમાંથી પ્રગટતો શબ્દ છેવટે મૌનમાં વિલય પામે છે, એટલે કે છેલ્લો શબ્દ તે તો મૌન જ છે.

કવિ ઉમાશંકરે (આ લખાય છે ત્યારે એમના નામ આગળ [illegible] .' મૂકવો પડે એવી

ઘટના ઘટી છે, પણ કવિનું મરણ થતું નથી, એનો શબ્દ સનાતન મૌનમાં વિલય પામે છે એટલું જ.) 'પંખીલોક' નામનું એક દીર્ઘ કાવ્ય રચ્યું છે. એમના 'સપ્તપદી' નામના છેલ્લા કાવ્યસંગ્રહનું એ છેલ્લું કાવ્ય છે ને કવિ પોતે કહે છે તેમ તેની છેલ્લી પંક્તિઓમાં કવિ કવિજીવનનું સરવૈયું આપે છે. 'વિઈટ-એ-બિટ'એ પંખી બોલ છે, પણ એને અંગ્રેજી અર્થવાહક શબ્દોમાં મૂકીને કવિએ કાવ્યાર્થ માટે ઉપયોગમાં લીધો છે. જીવનને અંતે કહો કે કવિજીવનને અંતે થયેલું સમગ્ર કામ ને મળેલું નામ, બન્નેનું ટૂંકામાં સરવૈયું કરવાનો અહીં આ પંક્તિઓમાં ઉપક્રમ છે, સરવૈયું નાનું પણ 'ધીર' છે. જરા થોભીને કરવામાં આવ્યું છે. હવે કવિ જાણે સમગ્ર અસ્તિત્વને શબ્દમાં પ્રગટ કરવા મથે છે. પિતા હતા, માતા હતી ને માતા પાસેથી મળેલી ભાષા હતી. 'કવિતા એટલે આત્માની માતૃભાષા' એવી વ્યાખ્યા પણ ઉમાશંકરે એક ઠેકાણે કહી છે. કવિની હસ્તી દરમિયાન એની પાસે શું હતું ને એનાથી શું બન્યું ? બીઈંગ અને બીકમિંગનું આ જાણે સરવૈયું છે, હિસાબ છે. શરીર હતું પ્રાણ ભરપૂર ને વ્હાલ છલોછલ. હૃદય, કાન હતાં ને કંઠમાં અવાજ પણ હતો. હું એક નામધારી વ્યક્તિ હતો ને વ્યક્તિ તરીકે મેં જગતમાં કેટલાંક કામ કર્યાં. આ નામ અને કામ સંકુચિત એવા 'હું'માં જ સીમિત ન રહ્યાં, વિસ્તર્યાં ને વિશ્વમાં વ્યાપી ગયાં. વિલય પામ્યાં. કવિનું કામ તે શું ? સપ્રાણ ક્ષણ, આનંદ-સ્પંદ. એની ચેતના, શક્તિ, આનંદ પ્રગટાવવાની સહજ સ્ફૂર્તિ. આ શક્તિ ને આનંદ કવિએ શબ્દ દ્વારા કવિતામાં વહેતાં મૂક્યાં ને એ સમગ્ર માનવજાતની શક્તિ ને આનંદ બની રહ્યાં. વ્યાપ્ત અખિલ ચૈતન્યમાં કવિ ચૈતન્યનો અંશ ભળી ગયો. શબ્દ દ્વારા કવિએ જે આકારો રચ્યા, સૃષ્ટિ રચી તે હવે સૌના હૃદયની રસસિદ્ધિ બની ગઈ. આમ, સ્વમાંથી છૂટીને વિશ્વમાં વ્યાપી જવું, વિશ્વચૈતન્યમય થઈ જવું એ જ કવિજીવનની સાર્થકતા. 'નામ મારું ભાષામાં ભળી ગયું છે' એમ કહીને કવિ ભાષા સિવાય હવે પોતાનું ક્યાંય અલગ અસ્તિત્વ નથી, પોતે ક્યાંય નામરૂપે નથી એવી અનુભૂતિ વ્યક્ત કરે છે. છેવટે કવિતાએ ભાષાએ મૌનમાં જ શમવાનું છે. કવિ આ સત્યને ચમત્કારિક વાણીમાં પ્રગટ કરે છે. છેલ્લો શબ્દ મૌનને જ કહેવાનો હોય છે 'કવિ થઈને ઘણા શબ્દો લખ્યા-બોલ્યા, પણ આ વિશ્વનું રહસ્ય પૂરું ના જ ઊઘડ્યું. છેવટે તો શબ્દને મૌનમાં જ શમવાનું હોય છે, મૌન જ છેલ્લો શબ્દ (અંગ્રેજીમાં 'લાસ્ટ વર્ડ'નો જે લાક્ષણિક અર્થ થાય છે તે), અંતિમ રહસ્યનું ઉદ્‌ઘાટક બની રહે છે.

— ડૉ. જયંત પાઠક

('ગુજરાત મિત્ર'ના સૌજન્યથી)

# મૂર્ધન્ય વડીલ □ ચિનુ મોદી

મુ. શ્રી ગુલાબદાસ બ્રોકરને ત્યાં ૧૯૬૯માં મારે જમવાનું હતું. બ્રોકર એટલે વાતોના માણસ. વાતમાંથી વાત નીકળી ને મેં કહ્યું :

'પ્રેમાનંદ અને નાટક, એ ઉમાશંકરભાઇ પાસે ભણવા તો જ મળે, જો ગયે જન્મ પુણ્ય કર્યું હોય.'

બ્રોકરસાહેબની પાસેથી એ પૂર્વેનાં અસંખ્ય મારાં કર્તૃત્વ પસાર થઇ ગયાં હશે–

આ ચિનુ મોદીએ તો 'ઉન્મૂલન'માં 'ઉમાશંકરના છંદ હજીય પાકા થયા નથી' - એવું લખ્યું હતું.

આ ચિનુ મોદીએ જ્ઞાનપીઠ પારિતોષિક ઉમાશંકરને નહીં, પન્નાલાલને જ મળવું જોઇએ - એવું લખ્યું હતું.

આ ચિનુ મોદી રે મઠના એક કવિ છે અને રે મઠવાળાએ તો સારંગપુર ચકલાના, મૂતરડી સામેના, કાયચિકિત્સાલયને છેલ્લે માળે રે મઠમાં ઉમાશંકરને સિમ્બોલિક ફાંસીએ લટકાવેલા હતા.

આ ચિનુ મોદીએ ગળતેશ્વર મુકામે રે મઠના કવિમિત્રો સાથે વિદ્યમાન દિવંગત સારસ્વતોનું તર્પણ કર્યું હતું. આવાં કૈક મારાં કતૃત્વ - વૈયક્તિક અને સામૂહિક-નો કાળો ઇતિહાસ શ્રી બ્રોકરને ડઘાવી દેવા પર્યાપ્ત હતો, પણ મારા ઉમાશંકરભાઇના અધ્યાપન અંગેના પ્રશસ્તિવચનથી એ લગભગ ઉલ્લાસમાં આવી, પોતાની દીકરીને બૂમ પાડીને બોલાવી બેઠા હતા. એમનાં દીકરીને કહે :

'સાંભળો, સાંભળો, આ ચિનુ શું કહે છે ?'

૨

સોહરાબ-રુસ્તમી કોઇ પણ ક્ષેત્રે હોય છે. રે મઠનો ઉદ્ભવ આ વિભાવનામાંથી જ થયો હતો. પૂર્વજોની પૂંછડી નહીં, મૂછ કાપવાનો અમારા સૌનો ઉદ્યમ હતો. યૌવનના અતિઉત્સાહમાં પણ, ઉમાશંકરભાઇના અધ્યાપન સંદર્ભે હું પ્રશંસક હતો, એનું મને અચરજ નથી થતું. એમાં મારું સૌજન્ય નહીં, મુ. ઉમાશંકરભાઇનું અપૂર્વ અધ્યાપન જ કારણરૂપ હતું. મારા મનમાં હરહંમેશ એ ગુરુપદે રહ્યા હતા. ગુરુ તરીકે એ જેટલા કુશળ હતા, એટલા જ વડીલ તરીકે એ વહાલસોયા હતા. મારા બાપુજીના ('૬૧માં) મૃત્યુ પ્રસંગે, હું એમ.એ.ના સિનિયર વર્ષમાં હતો, ત્યારે એ વડીલ તરીકે ઘટાદાર વડલો થઇ મારા માટે ઊગ્યા હતા. રે મઠની અમારી કેટલીક નિર્લજ્જ હરકતોથી પણ, અમારા પરત્વેનું એમનું વહાલ વણસુકાયું જ રહ્યું હતું અને એથી જ શ્રી ઉમાશંકરભાઇને હું મૂર્ધન્ય વડીલ લેખું છું. વાત્સલ્યનો અખૂટ ઝરો સમૂળો ખોયો એથી, મારા પિતાના મૃત્યુ ટાણે આવેલાં આંસુ, શ્રી ઉમાશંકરભાઇના જીવરહિત થયેલા દેહ પર પુષ્પહાર ચડાવતી વખતે, પુન: અવતર્યાં.

૩

શ્રી ઉમાશંકરભાઇને મેં કંઇ બહુસ્વરૂપે જોયા નથી. આમ છતાં એમનાં જે કંઇ સ્વરૂપ જોવાં મળ્યાં છે, એ એમની છબીમાં સચ્ચાઇની રંગપૂરણી કરે છે. એક બેસતા વર્ષે, પ્રિયકાન્ત

મણિયારની આંગળીએ હું ઉમાશંકરભાઈને ત્યાં ગયેલો. બધું જ બધું સુમધુર સંવાદિતાવાળુ હતું. પ્રિયકાન્ત પરત્વેનો એમનો છલકાતો પ્રેમ સહેજ પણ અપ્રગટ નહોતો. અચાનક આ સ્નેહાભિષેકથી નૈકટ્યનો - ગાઢ વૈકટ્યનો - અનુભવ કરી પ્રિયકાન્તે ઉમાશંકરભાઈને ઉદ્‌બોધનમાં 'ઉમાભાઈ' કહ્યા અને ક્ષણાર્ધમાં વાસુકિનો ફૂંફાડો સંભળાયો. ધરતીકંપ વખતે ધ્રૂજતા કોઈ પાતળા વૃક્ષ જેવો કંપ ઉમાશંકરભાઈની દેહયષ્ઠિમાં હતો. વાણી ક્રોધબોળેલી હતી અને કવિ પ્રિયકાન્તે વ્યક્તિ ઉમાશંકર સાથે કેમ વ્યવહારવું જોઈએ, એનો પાઠ ભણાવતી હતી. હું ઉમાશંકરભાઈના દુર્વાસારૂપથી પહેલાં મુગ્ધ થયો અને પછી મૂઢ થઈ ગયો હતો.

૪

આ એ જ ઉમાશંકરભાઈ હતા, જેમને મેં એક વાર અમદાવાદની વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલ બહાર ફૂટપાથના એક મોચી પાસે, છાપું પાથરી બેઠેલા જોયા હતા. ત્યારે મેં એમને નમસ્તે કર્યા એટલે મને કહે : 'આ ભાઈ (એટલે કે મોચી) અમારા ભણીના છે. પૉલિશ કરાવવા આવું ત્યારે નિરાંતે અમારા પ્રદેશની વાતો કરવાનું બને છે' પછી સહેજ રોકાઈ એમની જ ઉંમરના મોચીને કહે : 'પૉલિશ મોં દેખાય એવી બનાવજો હો.'

આ એમનું બીજું સ્વરૂપ હતું, જે એટલું જ સચ્ચાઈપૂર્ણ હતું.

૫

એમ.એ.માં અભ્યાસ કરતો હતો. ત્યારે મારા સિનિયર તરીકે લાભશંકર, રાધેશ્યામ શર્મા, શેખાદમ, હેમંત દેસાઈ ઇત્યાદિ હતા. મારી સાથે શ્રી દિનેશ કોઠારી, રતિલાલ જોગી અને નાયક પણ ખરા. એકવાર અમે સૌ ઉમાશંકરભાઈના વ્યાખ્યાન દરમિયાન એક કાગળ લખી લખીને એકબીજાને 'પાસ' કરતા હતા. વ્યાખ્યાન કરતા ઉમાશંકર અટકયા પછી આ કાગળ હેરફેરમાં પ્રવૃત્ત સૌનાં નામ બોલ્યા અને અવાજને સહજ રાખી, છેલ્લે કહે : 'આ સહુ વર્ગ બહાર જાય' અને એક સાથે આઠદસ કવિઓની વિકેટસ ઉમાશંકરભાઈએ લઈ લીધેલી. વર્ગમાંથી એ તાસ લઈ બહાર આવ્યા અને ટોળે વળેલા આ સૌ પાસેજઈ પૂછે : 'કવિતા કુશળ છે ને ?'

૬

એમ. એ.ના વિદ્યાર્થીઓ સાથે જ એટલે કે અમારી સાથે જ, ઉમાશંકરભાઈ અધ્યાપક તરીકે અમદાવાદની બાજુના જ સ્થળે પર્યટન પર આવેલા. મુ. શ્રી નગીનદાસ પારેખ, પ્રબોધ પંડિત ઉપરાંત પણ કેટલાક ગુજરાતીના અધ્યાપકો સાથે હતા. સ્ટેટ ટ્રાન્સપોર્ટની સ્પેશિયલ 'બસ'માં અમે એ સ્થળે ગયેલા. આખોય દિવસ ખેલ-કૂદ અને નાનાવિધ મસ્તીમાં પસાર થયો હતો. ઉમાશંકર કે અન્ય મુરબ્બી અધ્યાપકોનો એક ક્ષણ પણ અમે બોજો અનુભવ્યો નહોતો. બધું જ સમુસૂતર પાર ઊતરી રહેલું હતું. સાંજ થતાં અમે સૌ 'બસ'માં બેઠાં અને ત્યાં ડ્રાયવરે કશાક નિમિત્તે - આજે સ્મરણમાં નથી, શા નિમિત્તે - હઠ લીધી અને '૪૨ની સાલમાં નહીં જોવામળેલા એવા સત્યાગ્રહી ઉમાશંકરનાં અમને દર્શન થયાં. એ તો 'બસ'માંથી ઊતરી, 'બસ'ના મુખ સામે ભોંય પર બેસી ગયા અને ડ્રાયવરને કહે 'મારા પરથી ચલાવવી હોય તો ચલાવ.' ડ્રાયવર થોડોક આભદ્ર હતો, પણ, છેવટે નમી પડયો.

ઉમાશંકરની 'બસ'ના ડ્રાયવર સામેના આ સત્યાગ્રહની નોંધ મારા ચિત્તે બરાબર લીધેલી.

૭

'૭૭ની સાલમાં મેં બીજીવારનાં લગ્નથી સરકારી નોકરી ખોઇ દીધેલી. ત્યારે તો ઉમાશંકરભાઇ દિલ્હી હતા. એક સાંજે 'હેવમૉર'માં આવી લાભશંકર કહે : 'આજે રઘુવીરે એક મેસેજ આપ્યો છે. તમે યશવંતભાઇ (શુકલ)ને મળી લેજોને,' પછી થોડીવારે કહે : 'ઉમાશંકરભાઇ ડિપાર્ટમેન્ટ ઑફ કલ્ચર, દિલ્હીની એક ફેલોશિપ તમને મળે એવી કોઇક વેતરણમાં છે', અને એ નિમિત્તે મેં 'બાહુક' લખ્યું. બે વર્ષ સુધી દર માસે રૂ. ૫૦૦/-ની આ ફેલોશિપે મારી એ સમયની આર્થિક સંકડામણ ઓછી કરી આપેલી. 'બાહુક' પ્રગટ થયું, ત્યારે ખૂબ રાજી થઇ કહે : 'ચાલો, ગુજરાતીઓ પૈસાના બદલામાં કામ પણ કરે છે - સરસ કામ કરે છે, એની દિલ્હીવાળાને જાણ તો થઇ. તમે મારું મોં ઉજળું રાખ્યું.'

૮

'૭૭ના આ પ્રસંગ પછી થોડાક મુરબ્બીઓની વચ્ચે હું ઘેરાયેલો હતો - 'સેતુ'માં એક મુરબ્બીએ સહેજ રહેટોરિક થઇ કહ્યું : 'વ્હોટ એ પેઇનફુલ ટ્રેજેડી ઑફ ચિનુ મોદી !' અને ત્યારે કરંડિયો ખૂલી જતાં, સાપ ફૂંફાડો મારે તેમ ઉમાશંકરભાઇએ એ મુરબ્બીને, મને ચીંધીને, અંગ્રેજીમાં જ પૂછયું : 'હેડ હી ઍવર કમ્પલેઇન્ડ ? હેઝ હી ?'

મારું ગૌરવ વડીલે સાચવી લીધું હતું.

૯

છેક છેલ્લી ગુરુપૂર્ણિમાએ સાયંકાળે હું 'મેડીકેર' સેન્ટર, ટાઉનહોલ, અમદાવાદ ખાનેથી મારી મધરનો રિપોર્ટ લઇ બહાર આવ્યો, તો, ફુટપાથની નજીક નજીક મેં ઉમાશંકરભાઈને ઊભેલા જોયા. એટલે હું એમની પાસે પહોંચ્યો અને રીતસર ચરણસ્પર્શ થાય એમ પગે લાગ્યો. એમણે અચરજથી પૂછયું : 'આજે વર્ષગાંઠ છે ?' મેં કહ્યું : 'એનાથી પણ વધારે સુયોગ છે.'

ઉમાશંકરભાઇ પૂછે : 'આજે ? શાનો ?'

મેં હરખભેર કહ્યું : 'આજે ગુરુપૂર્ણિમા છે-'

અને ત્યારે ઉમાશંકરભાઈના ચહેરા પર ઢળતા સૂર્યએ પણ લાલિમા પાથરી દીધી.

મેં ઉમાશંકરભાઈને સદેહે એ છેલ્લી વાર જોયા...

# ઉમાશંકર જોશી □ સુરેશ દલાલ

કવિ, વિવેચક, એકાંકીકાર, વાર્તાકાર, નવલકથાકાર, 'સંસ્કૃતિ'ના તંત્રી, ગુજરાત યુનિવર્સિટીના વાઇસ- ચાન્સેલર, શાંતિનિકેતનના આચાર્ય, રાષ્ટ્રીય સાહિત્ય અકાદમીના પ્રમુખ, જ્ઞાનપીઠ એવૉર્ડ વિજેતા, ગંગોત્રી ટ્રસ્ટના સર્જક, પાર્લામેન્ટના સભ્ય, ચિંતક- આમ એક ઉમાશંકરમાં અનેક ઉમાશંકર અને અનેક ઉમાશંકરમાં એક સાહિત્યપુરુષ ઉમાશંકર વસ્યા હતા. એમના જવાથી ગુજરાતી સાહિત્યનો નકશો - કહો કે ભારતીય સાહિત્યનો નકશો ઝાંખો થયો છે. સાહિત્યની સૃષ્ટિમાં આવા પુરુષો દાયકેદાયકે નથી થતા પણ સો વર્ષમાં એકાદ આવી વિભૂતિની કક્ષાની વ્યક્તિ મળે છે.

એમની વાત કરીએ ત્યારે વિશેષણો ઓછાં પડે અને ક્રિયાપદો જ આગળ તરી આવે. જેમણે જીવનની પળેપળનો હિસાબ આપ્યો, જે એક ભવમાં અનેક ભવને જીવી ગયા અને જેમણે સર્જનની વૈભવી ક્ષણોનો શાશ્વતી સાથે સંબંધ જોડી આપ્યો એવા 'કલ્ચરલ એમ્બેસેડર' ઉમાશંકર જોશી.

'સમગ્ર કવિતા'માં એમણે પોતાના જીવનની અને સર્જનની, સર્જનની અને જીવનની જે કેફિયત આપી છે એ ઓછામાં ઘણું કહી શકે એવી છે.

'ગામથી શબ્દ લઇ નીકળ્યો હતો. શબ્દ કયાં કયાં લઇ ગયો? સત્યાગ્રહ છાવણીઓમાં, જેલોમાં, વિશ્વવિદ્યાલયમાં, સંસદમાં, દેશના મૂર્ધન્ય સાહિત્યમંડળમાં, રવીન્દ્રનાથની વિશ્વભારતીમાં, વિદેશના સાંસ્કૃતિક સમાજોમાં, - એટલે કે વિશાળ કાવ્યલોકમાં, માનવ હોવાના અપરંપાર આશ્ચર્યલોકમાં, તો કયારેક માનવમૂલ્યોના સમકાલીન સંઘર્ષોની ધાર પર, કોઇક પળે બે ડગલાં એ સંઘર્ષોના કેન્દ્ર તરફ પણ. એક બાજુ ઋણ વધતું જ જાય, બીજી બાજુ યત્કિંચિત્ ઋણ અદા કરવાની તક પણ કયારેક સાંપડે. શબ્દના ઋણનું શું? શબ્દને વીસર્યો છું? પ્રામાણિકપણે કહી શકું કે શબ્દનો વિસારો વેઠયો નથી. શબ્દનો સથવારો એ ખુશીનો સોદો છે, કહો કે સ્વયંભૂ છે. શબ્દને વીસરવો શકય નથી. વરસમાં એક જ કૃતિ (જેવી 'ઇડરિયા પથ્થરો' છે) રચાઇ હશે ત્યારે પણ નહીં, બલકે ત્યારે તો નહીં જ.

કવિતા એ આત્માની માતૃભાષા છે. એ વ્યકત થાય છે એ ઇચ્છે ત્યારે, આપણે ઇચ્છીએ ત્યારે નહીં. જગતના, ભલેને ગમે તેવા મહત્ત્વના, પ્રત્યક્ષ અનુભવો સાથે એનો કાર્યકારણ સંબંધ જોડી દેવામાં જોખમ છે. મારા અંગત દાખલામાં રચના અંગે બે લાક્ષણિકતાઓ નોંધવા જેવી છે. અધ્યયન સંશોધન સંપાદનનું, બૌદ્ધિક-વિદ્યાકીય, માનસિક પરસેવો પડાવે એવું, કાંઇ ને કાંઇ કામ સમાંતર ઘણુંખરું ચાલતું હોય. 'આત્માનાં ખંડેર' ભારતીય બૅન્કિંગના સખત અભ્યાસ પરિશ્રમ દરમિયાન મુખ્યત્વે રચાયું. બીજું, સ્વાતંત્ર્ય, સામાજિક ન્યાય, માનવીય ગૌરવ જેવાં મૂલ્યોની સ્થાપનાના કંઇ ને કંઇ સંઘર્ષમાં ઓછેવત્તે અંશે ગૂંથાયેલા હોવું એ જાણે કે કાવ્યરચનાની પૂર્વશરત નહીં તોપણ ભૂમિકા જેવું રહ્યું છે. આ બંને વસ્તુઓ સર્જનકાર્યની વિરોધી પણ લેખાતી હોય છે, મને એવી લાગી નથી - કહો કે મારે

માટે એ બાબતમાં પસંદગીને અવકાશ જ નથી.'

ઉમાશંકરને કારણે ગુજરાતી ભાષા મુઠ્ઠી ઊંચેરી લાગશે. ૧૯૩૧થી ૧૯૮૮ સુધીની એમની કાવ્યયાત્રા. ઉમાશંકર નથી એ હકીકત છે પણ ઉમાશંકર છે એ સાહિત્યસૃષ્ટિનું સત્ય છે. તો આપણે અહીં નથી અને છેની વચ્ચે ઊભા રહીને કવિ ઉમાશંકર વિશે થોડીક વાત કરશું.

કવિ તરીકેની કારકિર્દીના પ્રારંભથી જ એમણે જાળ બહુ લાંબે ફેલાવેલી. વીસેક વર્ષની ઉંમરે તો સામાન્ય રીતે કવિ પ્રેમનાં ગાણાં ગાય, એવું આપણે અનેકની કવિતામાં જોયું છે. આ કવિની દૃષ્ટિ 'વિશ્વશાંતિ'ની સૃષ્ટિ તરફ પ્રારંભથી છે.

**'વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી,**
**પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ !'**

એમની કાવ્યયાત્રા આજ લગી ગ્રંથસ્થ થઇ છે. 'સમગ્ર કવિતા'માં. અને 'સમગ્ર કવિતા' એટલે 'વિશ્વશાંતિ'થી 'સપ્તપદી'. ઉમાશંકરની 'સપ્તપદી' રચાઇ પ્રારંભથી જ વિશ્વશાંતિ સાથે. ભોમિયા વિના કે ભોમિયા સાથે સાહિત્યનાં અનેક સ્વરૂપોનાં શિખરોમાં ફર્યા છે. ઇડરિયા પથ્થરોથી માંડીને એક પીછું પણ એમને ગાતા કરી ગયું છે. 'બળતા પાણી'ની વેદનાથી એ બળ્યા છે અને 'રોતા ઝરણા'ની આંખ એમણે લૂછી છે. ગીત ગોત્યું પણ છે અને જડયું નથીની વેદનાને ગાઇ છે. પોતાની ન્યૂનતાથી એ અભાન નહોતા અને સામાની પૂર્ણતાથી એ સભાન રહેતા. 'ગયાં વર્ષો અને રહ્યાં વર્ષો'ની વચ્ચે એમને ઊભા રહેતા આવડતું અને એ નંદવાયેલાં અને રંજવાયેલાં હૈયાંની કવિતા કરતા. સમજણપૂર્વકની સ્વીકૃતિ એ એમનો જીવનમંત્ર. મુડદાંની વાસથી અકળાતા અને સૌન્દર્યને આંખ ભરીને પીતા. ફૂલ અને તારાની ફસલ અને ફૂલ અને તારા વચ્ચેના અવકાશ સાથે એમનો નાતો. મૂર્ખ અને ધૂર્ત બંનેથી વાકેફ અને બંનેને એ નિભાવી લેતા. એમની તરસ વિશ્વનાગરિકની હતી. વ્યથા મનુષ્યની અને મનુષ્યના જીવનની હતી. વ્યથાની વચ્ચે પણ એ સહજપણે આશાની કથા- આશાની કવિતા રચતા.

વાતવાતમાં એમની પ્રતિભાના ઝબકારાઓ સતત વરતાયા કરતા. એક પ્રસંગ યાદ આવે છે. એ ચીનના પ્રવાસે જવાના હતા. એના બે દિવસ પહેલાં એ મારે ઘરે રોકાયા હતા. 'સમગ્ર કવિતા'ની બીજી આવૃત્તિ તૈયાર થવામાં હતી. દરેક સંગ્રહની આગળ એમને પોતાની સર્જનપ્રક્રિયા વિશે કેફિયત આપવી હતી. એ કેફિયત લખતા જતા હતા. એકાદ સંગ્રહની કેફિયત લખ્યા પછી બેડરૂમમાંથી મારા ડ્રોઇંગરૂમમાં આવ્યા. મને કહે, આ જરાક તમે જોઇ જાઓ. આવો મોટો સર્જક મને કંઇક બતાવે અને જોઇ જવાનું કહે એનો મને સંકોચ હતો. મારો સંકોચ મારા ચહેરા પર એ વાંચી શકયા. મને કહે કે હું તમને સકારણ બતાવું છું. આમાં હું મારે વિશે લખું છું. કમમાં કમ માણસ પોતાની જાત આગળ તો હલકો ન પડવો જોઇએ. એમનો સમગ્ર પુરુષાર્થ જાત અને જગત આગળ અધમને નહીં, મધ્યમને નહીં પણ ઉત્તમને પ્રગટ કરવાનો હતો.

જેમણે સાહિત્યને સમૃદ્ધ કર્યું એમના જવાથી આપણે રંક અવશ્ય થયા છીએ. પણ એમની પ્રતિભાને, એમની પ્રતિમાને આંખ સમક્ષ રાખશું તો આપણે રાંક થવામાંથી ઊગરી જઇશું. એમના જવાથી ઇશ્વર તો આપણને દુ:ખ સહન કરવાનું બળ આપશે પણ ખુદ

ઉમાશંકર જ ત્યાં રહ્યા રહ્યા આપણને દુ:ખ સહન કરવાનુ બળ આપવાને પૂરતા સમર્થ છે. ઉમાશંકર હવે આપણી સાથે નથી પણ મડિયા સાથે છે અને ઉમાશંકર મડિયાને મધરમડિયા કહેતા. આમ, ઉમાશંકર જ્યોત્સ્નાબહેન સાથે છે, મડિયા સાથે છે, આદ્યજનની સાથે છે. એટલે આવા આશ્વાસનોના સંતોષથી થોડીક ક્ષણો માટે મન વાળી લઈએ છીએ. પણ એમની ચિતાની સાથે ઝીણોઝીણો જીવ બળ્યા કરે છે એને આવા શબ્દોથી કેવળ વાચા આપીએ છીએ એટલું જ.

## કવિશ્રી ઉમાશંકરને-

□ કિશોરસિંહ સોલંકી

કવિ !
ભલે ખરી ગયાં પર્ણ
ભલે કપાઇ ગયું થડ
નાશ ભલે પામ્યું આખું વન
છતાંય
ન વહોરી શકે
સમયનું કરવત.
તમારા શબ્દવૃક્ષને-
-તમે અજર-અમર !

સ્નેહીભાઈશ્રી હરિશ્ચંદ્ર ભટ્ટને
સપ્રેમ
ઉમાશંકર જોશી
૨૮ : ૧૦ : '૪૪.

પ્રિય : મંગેશને
સપ્રેમ
ઉમાશંકર જોશી
વાસ્કો દ ગામા
૨૧-૫-'૬૨

# ઋતોપાસક ઋષિ સ્વ. ઉમાશંકર જોશી

## ☐ રમણલાલ ચી. શાહ

ગુજરાત અને ગુજરાતી સાહિત્યનુ નામ આતરભારતીય અને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સુખ્યાત બનાવનાર આપણા લાડીલા કવિ, વિવેચક અને સંસ્કારપુરુષ ઉમાશંકર જોશીનું સોમવાર, તા. ૧૯મી ડિસેમ્બરે રાત્રે મુંબઈમાં કૅન્સરની બીમારીથી અવસાન થયું. એમના સ્વર્ગવાસથી આપણને એક વિરલ વિભૂતિની ખોટ પડી છે. અંગત રીતે તો અમે જાણે કુટુંબની એક વડીલ વ્યક્તિ ગુમાવી હોય એવું લાગે છે.

ગાંધીજી અને કાકા કાલેલકરની છત્રછાયા હેઠળ જીવનઘડતર કરનાર બ્રાહ્મણત્વના શ્રેષ્ઠ સંસ્કાર ધરાવનાર, વેદ અને ઉપનિષદકાળના ઋષિની યાદ અપાવનાર સ્વ. ઉમાશંકર જોશીએ એક ગુજરાતી કવિ કે સાહિત્યકાર તરીકે જીવનમાં જે સિદ્ધિઓ મેળવી તે ઘણી મોટી હતી. રણજિતરામ સુવર્ણચંદ્રક, ગુજરાતી સાહિત્ય પરિષદનું પ્રમુખસ્થાન, ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિનું પદ, જ્ઞાનપીઠનો એવૉર્ડ, સાહિત્ય અકાદમીનું પ્રમુખસ્થાન, કેન્દ્રની રાજ્યસભાનું સભ્યપદ, વિશ્વભારતી વિશ્વવિદ્યાલયનું કુલપતિપદ જેવી માનભરી સિદ્ધિઓ મેળવવા તેઓ સદ્ભાગી બન્યા હતા. આ બધી જ સિદ્ધિઓ આયાસ કે ખટપટ કરીને નહિ, પરંતુ કેવળ પોતાની ગુણવત્તાને ધોરણે તેમણે પ્રાપ્ત કરી હતી. તેઓ સત્ય, ન્યાય, નીતિ અને પ્રામાણિકતાના જીવનભર ઉપાસક રહ્યા હતા. 'ઋત' એમના જીવનનો મંત્ર હતો. તેમની ઋતની ઉપાસના અખંડ હતી. અસત્ય કે દંભનો આશ્રય લઈ આયાસપૂર્વક કશુંક પ્રાપ્ત કરી લેવાનું કે પોતાનો બચાવ કરવાનું તેમણે કદી વિચાર્યું નહોતું. એમના અંતરમાં એક બાજુ જેમ કાર્યસિદ્ધિની આકાંક્ષા રહી હતી તેમ બીજી બાજુ અનાસક્તિ પણ રહેલી હતી. પોતાની ભૌતિક એષણાઓને તેઓ ક્યારેય વાચા આપતા નહિ. યથાશક્ય તેઓ નિસ્પૃહ કે ઉદાસીન રહેતા. સંબંધો બાંધીને કશુંક મેળવી લેવાની ઝંખના તેઓ ક્યારેય રાખતા નહિ. જેમ પત્રવ્યવહારની બાબતમાં તેમ મિત્રો સાથેના સંબંધોની બાબતમાં પણ જૂજ અપવાદ સિવાય, તેઓ સામેથી બહુ ઉત્કંઠા દર્શાવતા નહિ. સહજ રીતે થાય તેટલું થવા દેતા. જાહેરજીવનમાં અન્ય લોકોના અકારણ દ્વેષ કે ઇર્ષ્યાનિ પાત્ર થવાનું થાય, પરંતુ ત્યારે પણ ઉમાશંકર સમભાવ અને ઉદાસીનતા ધરાવતા. તેમની પાસે અગાધ જ્ઞાન હતું અને વિશિષ્ટ જીવનદર્શન હતું. તેમની સ્મૃતિ પણ એટલી જ સતેજ હતી. એને લીધે તેમની પાસે અનૌપચારિક રીતે શાંતિથી બેઠા હોઈએ ત્યારે પ્રાચીનકાળના કોઈ ઉચ્ચ પ્રતિભાસંપન્ન ઋષિમુનિની પાસે, કોઈ Geniusની પાસે બેઠાં હોઇએ તેવો અનુભવ થતો. ઉમાશંકરની વિવિધ સિદ્ધિઓને લક્ષમાં રાખીને એમને વિવિધ બિરુદો આપવામાં આવ્યાં છે. પરંતુ 'ઋતોપાસક ઋષિ' તરીકે એમને ઓળખાવવામાં એમને અપાયેલાં ઘણ બિરુદોનો સમાવેશ થઈ જાય છે.

કવિતા, નાટક, વાર્તા, વિવેચન, સંશોધન - સંપાદન ઈત્યાદિ વિવિધ ક્ષેત્રે એમની બહુમુખી અને બહુમુખ પ્રતિભાએ પાંચ દાયકાથી અધિક સમય સુધી સતત

યોગદાન આપ્યા કર્યું. એમનું સત્ત્વશીલ જીવનલક્ષી વિપુલ સાહિત્ય ચિરકાળ સુધી અનેકને પ્રેરણા આપતું રહેશે. એમનું જીવન પણ એવું જ પ્રેરણામય હતું. એમના નિકટના સંબંધમાં આવવાનું અમને સદ્‌ભાગ્ય સાંપડ્યું હતું. અહીં થોડાંક સ્મરણો તાજાં કરું છું.

શાળા અને કૉલેજનાં પાઠ્યપુસ્તકોમાં ઉમાશંકરની કવિતા ભણવાની આવી હતી ત્યારથી એટલે કે કિશોરાવસ્થાથી જ ઉમાશંકરના નામથી હું સુપરિચિત થયો હતો. મુંબઈમાં સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં પ્રથમ વર્ષમાં હતો ત્યારે અમારા અધ્યાપકો બાદરાયણ અને પ્રો. ગૌરીપ્રસાદ ઝાલાએ ઉમાશંકર જોશીનું 'ગુજરાતી કવિતાની આવતી કાલ' એ વિષય પર વ્યાખ્યાન ગોઠવ્યું હતું. એ દિવસે ઉમાશંકરને પહેલી વાર જોયેલા. ઉમાશંકરે વ્યાખ્યાનની શરૂઆતમાં કહેલું તે આજે પણ યાદ છે. તેમણે કહ્યું હતું કે મારી અટક જોશી છે. હું માનું છું કે મારી અટક જોઈને આવતી કાલની ગુજરાતી કવિતા વિશે હું જે કહીશ તે જ્યોતિષી તરીકે નહિ પણ કવિતાના પ્રવાહમાં પડેલા કવિ તરીકે કહીશ. એ દિવસે ઉમાશંકરને સાંભળ્યા ત્યારે એક તેજસ્વી કવિ અને મધુરરસિક વિદ્વાન વક્તાને સાંભળવાનો આનંદ અનુભવ્યો. પછીથી તો મુંબઈમાં જેટલી વાર તેમનાં વ્યાખ્યાનોનો કે કાવ્યવાચનનો કાર્યક્રમ હોય તેટલી વાર તેમાં જવાનું અચૂક રાખતો.

૧૯૪૮માં B.A. થયા પછી મારા પારસી મિત્ર શ્રી મીનુ દેસાઈ સાથે ગુજરાતી સૉનેટોનું સંપાદન 'મનીષા' નામથી કરવાનું અમે વિચાર્યું. તે વખતે ઉમાશંકર સાથે મારે પત્રવ્યવહાર થયો હતો. પત્રનો જવાબ ન લખવાની ઉમાશંકરની પ્રકૃતિ ત્યારે હજુ વિકસી ન હતી. એટલે પત્રનો તરત જવાબ આપતા અને વિગતે સલાહ-સૂચનો આપતા, કારણ કે સૉનેટ એમનો એક પ્રિય કાવ્યપ્રકાર હતો. એ પત્રવ્યવહારથી ઉમાશંકર સાથે પરિચય થયો હતો. પરંતુ રૂબરૂ મળીને વાતો કરવાનો પ્રસંગ હજુ ત્યારે સાંપડ્યો નહોતો.

ઉમાશંકર સાથે મારે વ્યક્તિગત અંગત પરિચય તો વડોદરામાં મળેલા લેખકમિલન વખતે ઈ.સ. ૧૯૫૦માં થયો હતો. મુંબઈ યુનિવર્સિટીમાં ગુજરાતી વિષય સાથે પ્રથમ નંબરે આવેલો અને તે વખતે પછીથી ખબર પડેલી કે અમારા પરીક્ષકોમાં વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને વિજયરાજ વૈદ્ય સાથે ઉમાશંકર જોશી પણ હતા. લેખકમિલનમાં મેં મારો પરિચય આપ્યો ત્યારે પરીક્ષાના પરિણામની એમણે જ વાત કાઢેલી અને લેખકમિલનના કાર્યક્રમના છેલ્લા દિવસે ચાંદોદમાં રાત્રે નદીકિનારે મળેલી સભામાં બધાનો પરિચય ઉમાશંકરે કરાવ્યો તે વખતે નવા એમ.એ. થયેલા યુવાનોમાં નિરંજન ભગત અને મારો પરિચય કરાવેલો. એ વખતે સો-સવાસો જેટલા લેખકોનો ઉમાશંકરે વિગતે પરિચય કરાવ્યો હતો. તે ઉપરથી તેમની અદ્‌ભુત સ્મરણશક્તિની પ્રત્યક્ષ પ્રતીતિ બધાને થઈ હતી.

વડોદરાના સંમેલન પછી ઉમાશંકરને મુંબઈમાં અને અમદાવાદમાં વારંવાર મળવાનું થતું. મુંબઈમાં પર્યુષણ વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાન આપવા આવેલા અને પરમાનંદભાઈ કાપડિયાને ત્યાં ઊતરેલા ત્યારે એમની સાથે ગાઢ પરિચય થયેલો. મારાં પત્નીએ ત્યારે સોફિયા કૉલેજમાં એમનું વ્યાખ્યાન પણ ગોઠવેલું.

સાહિત્ય પરિષદના નડિયાદના સંમેલન વખતે, મુનશી પાસેથી સાહિત્ય પરિષદ લેવાના આંદોલન વખતે મુનશી સાથેની વાટાઘાટમાં ઉમાશંકર વધુપડતો ગુસ્સો કરી બેઠેલા એ ત્યાં ચર્ચાનો વિષય બની ગયેલો. એમના ગુસ્સા વિશે પછીથી મિત્રોએ ટકોર કરેલી. ઉમાશંકરની યુવાનીનો એ આક્રોશ સાહિત્ય પરિષદને છોડાવવા માટેનો હતો. નડિયાદમાં સદ્ભાગ્યે જ્યોત્સ્નાબહેનની સાથે એક જ રૂમમાં મારાં પત્ની તારાબહેનને ઉતારો મળ્યો હતો. એથી જ્યોત્સ્નાબહેન સાથે ઘણી અંગત વાતો થયેલી. ઉમાશંકરને નાની ઉંમરે ક્ષયરોગની અસર થયેલી. ઉમાશંકરે કેટલી બધી કાળજી રાખીને રોગ મટાડેલો તેની વાત જ્યોત્સ્નાબહેને કહેલી. વળી ચિ. સ્વાતિના જન્મ પછી ઉમાશંકરે આજીવન બ્રહ્મચર્યવ્રત સ્વીકારેલું તેની વાત પણ જ્યોત્સ્નાબહેને કહેલી. પોતાનાં આંતરજ્ઞાતીય પ્રેમલગ્ન હતાં તે સામે એમનાં સગાંસંબંધીઓનો કેટલો વિરોધ હતો અને પોતાને કેટલું સહન કરવું પડ્યું તેની વાત પણ કરી હતી.

'સખી મેં કલ્પી'તી' કાવ્યના રચયિતા અને 'મનુજ મુજ શી' તથા 'મધુરતર હૈયાં'ની રચના કરનાર કવિ ઉમાશંકર અને જ્યોત્સ્નાબહેનનું દાંમ્પત્યજીવન અત્યંત સ્નેહપૂર્ણ અને પ્રસન્ન હતું. ઉમાશંકર જ્યોત્સ્નાબહેનની સંભાળ બહુ રાખતા. ઉમાશંકરના પ્રેમ અને પ્રત્યુત્પન્નમતિના ઉદાહરણ તરીકે જ્યોત્સ્નાબહેને કહેલો એક પ્રસંગ યાદ આવે છે. તેઓ બંનેનો ખાદી કે સ્વદેશી વસ્ત્રો પહેરવાનો નિયમ હતો. વળી જ્યોત્સ્નાબહેને મનથી એવો નિયમ રાખેલો કે વધુમાં વધુ ત્રીસ રૂપિયા સુધીની સાડી ખરીદવી. એક વખત જ્યોત્સ્નાબહેનને એક સાડી બહુ ગમેલી અને લેવાનું નક્કી કર્યું, પરંતુ એની કિંમત પૂછતાં સાડત્રીસ રૂપિયા છે એમ જાણ્યું એટલે પોતે તે લેવાનું માંડી વાળ્યું. સાડી બહુ સરસ છે અને ગમી ગઈ છે એટલે ઉમાશંકરે તે લેવાનો આગ્રહ કર્યો, પણ જ્યોત્સ્નાબેને ના પાડી. ઉમાશંકરે કારણ પૂછ્યું, એટલે જ્યોત્સ્નાબહેને કહ્યું કે વધુમાં વધુ ત્રીસ રૂપિયા સુધીનો નિયમ છે અને આ સાડીની કિંમત સાડત્રીસ રૂપિયા છે, માટે તે લેવી નથી. ઉમાશંકર જ્યોત્સ્નાબહેનની મૂંઝવણ સમજી ગયા. પરંતુ સાડી અપાવવાની એમની ઈચ્છા પ્રબળ હતી. વળી જ્યોત્સ્નાબહેનની આ કોઈ અફર પ્રતિજ્ઞા નહોતી. સાદાઈથી ઘર ચલાવવા માટે ધારણ કરેલો સામાન્ય નિયમ હતો. એટલે ઉમાશંકરે વચલો માર્ગ કાઢી જ્યોત્સ્નાબહેનને સમજાવતાં કહ્યું કે 'તમારા નિયમ પ્રમાણે આ સાડી લઇ શકાય એમ છે. વધુમાં વધુ ત્રીસ રૂપિયા સુધી એટલે કે ત્રીસ શબ્દની સાથે જે વધુમાં વધુ રકમ આવે ત્યાં સુધી લઇ શકાય. ૩૧થી ૩૮ સુધીની રકમોમાં ત્રીસ શબ્દ આવે છે એટલે સાડત્રીસ જ નહિ, આડત્રીસ રૂપિયા સુધી લઇ શકાય. ઓગણચાલીસની સાડી ન લેવાય.' આમ અનુકૂળ અર્થ કરી અને વિશેષ તો પ્રેમપૂર્વક ખૂબ આગ્રહ કરી ઉમાશંકરે જ્યોત્સ્નાબહેનને એ સાડી અપાવેલી.

૧૯૫૫માં અમદાવાદની સેન્ટ ઝેવિયર્સ કૉલેજમાં ગુજરાતીના અધ્યાપક તરીકે એક વર્ષ ભણાવવાનું થયું. અમદાવાદના એક વર્ષના તે નિવાસ દરમિયાન ઉમાશંકરને મળવા એમના આંબાવાડીના નિવાસસ્થાને ઘણી વાર જતો. ત્યારે ઉમાશંકર એટલા વ્યસ્ત નહોતા. વળી હું રોજ સાંજે પં. સુખલાલજી પાસે એમને

જે કંઈ વાંચવું હોય તે વાંચી આપવા માટે જતો. ઉમાશંકર પણ એમને મળવા માટે વખતોવખત આવતા. અને એ રીતે એમની સાથે સારી સાહિત્યગોષ્ઠિ થતી. ગુજરાતી સાહિત્ય પરિષદ મુનશી પાસેથી લઈ લેવા માટે જે આંદોલન થયેલું તેમાં પહેલી સહી પં. સુખલાલજીની હતી.' તે સમયે પંડિતજીના સાંન્નિધ્યમાં ઘણી વાટાઘાટો થતી તથા પરિષદ મુનશી પાસેથી લેવાયા પછી તેના નવા બંધારણની ચર્ચાઓ પંડિતજીની હાજરીમાં થતી. એ વખતે ઉમાશંકર, ઝીણાભાઈ, યશવંત શુક્લ, જયંતી દલાલ વગેરેની વિચારધારા કેવી છે તેનો પ્રત્યક્ષ પરિચય થયેલો. ત્યારે હજુ ઉમાશંકરે યુનિવર્સિટીમાં કોઈ સ્થાન સ્વીકારેલું નહિ. ભો. જે. વિદ્યાભવનમાં માનાર્હ અધ્યાપક તરીકે તેઓ કામ કરતા અને એકંદરે તેઓ 'સંસ્કૃતિ' ચલાવવામાં અને સાહિત્યલેખનમાં પોતાનો બધો સમય ઉપયોગમાં લેતા.

ઉમાશંકરે પારિતોષિક - એવૉર્ડ વગેરે સ્વીકાર્યાં છે અને તેના સમારંભોમાં હાજરી આપી છે, પરંતુ પોતાનાં પચાસ, સાઠ કે પંચોતર વર્ષ નિમિત્તે જન્મ મહોત્સવ ઊજવવાની સંમતિ ક્યારેય આપી નથી. તેમને ૫૦ વર્ષ પૂરાં થયાં ત્યારે, સાઠ વર્ષ પૂરાં થયા ત્યારે, સિત્તેર વર્ષ પૂરાં થયાં ત્યારે અને છેલ્લે પંચોતેર વર્ષ પૂરાં થયાં ત્યારે દરેક વખતે તે તે ઊજવવા માટે દરખાસ્ત લઈને કેટલાક સાહિત્યકારો તેમની પાસે ગયા હતા, પરંતુ તેનો તેમણે ક્યારેય સ્વીકાર કર્યો નહોતો. એમનો એ નિર્ધાર એમના અભિજાત સંસ્કારનો દ્યોતક છે. વળી તેઓ અન્ય લેખકો માટેની એવા પ્રકારની માત્ર ઉંમર સાથે સંકળાયેલી ઉજવણીના કાર્યક્રમમાં કોઈ સ્થાન સ્વીકારીને ભાગ લેતા નહિ. કેટલાંક વર્ષ પહેલાં મુંબઈના એક સાહિત્યકારને પચાસ વર્ષ પૂરાં થયાં ત્યારે તેમની ઉજવણીના કાર્યક્રમમાં પ્રમુખ તરીકે ઉમાશંકર પધારશે એવી જાહેરાત થઈ હતી. એ દિવસોમાં મારે માઉન્ટ આબુ જવાનું થયું હતું. ત્યાં એક દિવસ બસસ્ટૅન્ડ પાસે ઉમાશંકર અચાનક મળી ગયા. થોડી-વાતચીત થઈ. છૂટા પડતી વખતે મેં એમને કહ્યું, 'હવે મુંબઈમાં ...ની ૫૦ વર્ષની ઉજવણી પ્રસંગે તમે પ્રમુખ તરીકે આવવાના છો ત્યારે મળીશું.' એમણે કહ્યું : 'એ લોકોએ મારું નામ જાહેર કરી દીધું છે, પરંતુ મેં કોઈ સંમતિ આપી નથી. મેં સ્પષ્ટ ના લખી દીધી છે અને હું મુંબઈ જવાનો નથી.' મુનશીની ષષ્ઠિપૂર્તિમાં જો મેં ભાગ ન લીધો હોય તો .....ની સુવર્ણજયંતીમાં ભાગ લેવાની શક્યતા જ ક્યાંથી હોય ? હું આવી ઉજવણીમાં માનતો નથી અને બીજાઓની તેવી ઉજવણીમાં શક્ય હોય ત્યાં સુધી ભાગ પણ નથી લેતો. આ બાબતમાં ખાસ કરીને આત્મશ્લાઘાથી પર રહેવાની બાબતમાં તેમની વિશિષ્ટ દૃષ્ટિ હતી.

ઉમાશંકર સાહિત્ય પરિષદનાં અધિવેશનોમાં અવશ્ય ઉપસ્થિત રહેતાં અને નાનામોટા અનેક સાહિત્યકારોની સાહિત્ય પ્રવૃત્તિથી પરિચિત રહેતા. પોરબંદરમાં ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશન વખતે મારો ઉતારો બીજા બધા પ્રતિનિધિઓ સાથે હતો અને ઉમાશંકરનો ઉતારો ગેસ્ટ હાઉસમાં હતો. તે વખતે ઉમાશંકરે સ્થાનિક કાર્યકર્તાઓને સૂચના આપીને મારો ઉતારો પોતાની સાથે ગેસ્ટ હાઉસમાં રખાવ્યો હતો. બે દિવસ સતત એમની સાથે રહેવાનું થયું. મારા પીએચ.ડી.ના અભ્યાસવિષય નળદમયંતીની કથામાં એમને પણ બહુ રસ હતો. તે વખતે કવિ ભાલણના કહેવાના

બીજા નળાખ્યાનની બનાવટ કેવી રીતે થઈ છે તેની સાબિતીઓ મેં જ્યારે એમને બતાવી ત્યારે તેઓ ખૂબ રાજી થયા હતા.

ઉમાશંકર જ્યારે કોઈ કાર્યક્રમ માટે મુંબઈમાં આવે ત્યારે એમને મળવા માટે સમયની ઘણી ખેંચ રહે. કેટલીક વાર તો જાહેર કાર્યક્રમને અંતે એમને મળવા એટલા બધા સાહિત્યકારો, મિત્રો, ચાહકો હોય કે માંડ બે મિનિટ પણ વાત કરવાની મળે તો મળે. પરંતુ એમને નિરાંતે મળવાનો એક ઉપાય તે સ્ટેશન ઉપર જઈ ટ્રેનના ડબામાં મળવાનો હતો. તેઓ અમદાવાદ પાછા ફરતા હોય ત્યારે બૉમ્બે સેન્ટ્રલ પર ટ્રેનના કમ્પાર્ટમેન્ટમાં અડધા કલાક પહેલાં તેઓ પોતે ઘણુંખરું એકલા બેઠા હોય. આવી રીતે બૉમ્બે સેન્ટ્રલ સ્ટેશન પર તેમને કેટલીય વાર મળ્યો છું. એક વખત એ રીતે તેમને મળવા માટે ગયો હતો ત્યારે સંસ્કૃતના અધ્યાપક પંડિત શ્રી નર્મદાશંકર શાસ્ત્રી પણ ત્યાં આવેલા. તેમની સાથે ઉમાશંકર સંસ્કૃતમાં વાતચીત કરતાં તે વખતે ઉમાશંકરે મને ભલામણ કરતાં કહ્યું કે હવે તો મુંબઈમાં સ્કૂલ - કૉલેજમાંથી સંસ્કૃત ભાષા નીકળતી જાય છે. તમે તમારાં બંને બાળકોને અત્યારથી જ સંસ્કૃત ભાષા શીખવવાનું ચાલુ કરી દો. વળી એ શીખવવા માટે તરત એમણે એમના વતનના મિત્ર નર્મદાશંકર શાસ્ત્રીને ભલામણ કરી. એ સમયથી શાસ્ત્રીજી નિયમિત અમારાં બંને સંતાનોને સંસ્કૃત ભણાવવા માટે ઘરે આવવા લાગ્યા અને ત્રણેક વર્ષમાં તો અમારી પુત્રી ચિ. શૈલજા સંસ્કૃત ભાષામાં વાતચીત અને ભાષણ પણ કરવા લાગી હતી. એની આ પ્રગતિ જોઈ ઉમાશંકરને ઘણો હર્ષ થયો હતો. તેમણે શૈલજાને સંસ્કૃતનો મહાવરો ચાલુ રાખવાની ભલામણ કરેલી અને દાખલો આપતાં કહેલું કે પોતાની પુત્રી સ્વાતિ સ્પેનિશ ભાષા સરસ શીખી હતી, પણ હવે ભારતમાં મહાવરો રહ્યો નથી એટલે ભૂલવા લાગી છે. તેઓ શૈલજાને ક્યારેક સંસ્કૃતમાં શ્લોકરૂપે પત્ર લખતા શૈલજા ઈંગ્લૅન્ડ-યુરોપના પ્રવાસેથી પાછી આવી ત્યારે એમણે લખ્યું હતું :

सत्पुत्रि शैलजे देवभाषाविद्या विभूषिते।
तन्मे कथय यंत् प्राप्तं तत्राङु लंदेशदर्शने॥

ચિ. શૈલજા મુંબઈ યુનિવર્સિટીમાં ઇન્ટર આર્ટસ (મધ્યમા)ની પરીક્ષામાં વીસ હજાર વિદ્યાર્થીઓમાં પ્રથમ નંબરે આવી એ સમાચાર જાણીને પોતાનો આનંદ નીચેના શ્લોકમાં વ્યકત કરતો પત્ર એમણે ચિ. શૈલજાને લખ્યો હતો :

प्रथमा मध्यमायां त्वं परीक्षायां तु राजसे।
सदाप्रिया सरस्वत्याः संप्रसादं समाप्नुहि॥
मुम्बापुर्यां वसिप्यामि कांश्चिद् वै दिवसानहम्।
पूज्यां मातामहीं वत्से पितरौ भ्रातरं तथा॥
मद्रे कथय भवतां दर्शनार्थं क्वचिद् गृहम्।
आगमिष्यामि, न पुनर निवासयेति शैलजे॥
गुरवे तव सन्मित्रनर्मदाशंकराय च।
स्नेह-सोहार्दपूर्णो यं नमस्कारो विधीयते॥

વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં ગુજરાતી વિભાગ થયો તે વખતે પ્રોફેસરના હોદ્દા માટે ગુજરાતમાંથી કોણ યોગ્ય છે તેની વિચારણા ચાલેલી અને હંસાબહેન મહેતા તથા રમણલાલ વસંતલાલ દેસાઈની ઇચ્છા એવી હતી કે એ સ્થાને ઉમાશંકર આવે તો સારું. પરંતુ ઉમાશંકરે કહેલું કે પોતે અરજી નહિ કરે. પોતાને નિમંત્રણ આપવામાં આવે તો કદાચ તેઓ સ્વીકારે. યુનિવર્સિટીના નિયમ અનુસાર અરજી કરવી અનિવાર્ય હતી, એટલે ઉમાશંકરે અરજી કરી નહિ અને મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાં જ્યારે ગુજરાતીના પ્રોફેસરની પોસ્ટ જાહેર કરવામાં આવી

તે વખતે ઘણા મિત્રો અને વડીલોના દબાણને વશ થઈ ઉમાશંકરે ગુજરાત યુનિવર્સિટીમાં અરજી કરી હતી. તેઓ યુનિવર્સિટીમાં જોડાયા અને ગુજરાતીના અધ્યાપક તરીકે ઘણાં વર્ષો કામ કર્યું અને ત્યાર પછી એ યુનિવર્સિટીમાં ઉપકુલપતિ તરીકે પણ તેમણે સેવા આપી. યુનિવર્સિટીમાં એ સ્થાને આવ્યા પછી ઉમાશંકરની જવાબદારીઓ, સભાઓ, સંપર્કો, પ્રવૃત્તિઓ એટલાં બધાં વધી ગયા કે પછીથી એમને નિરાંતે મળવાનું દુર્લભ થવા લાગ્યું. ઘણે ઠેકાણે હાજરી આપવાની હોય, સમય સાચવવાનો હોય અને કામો કરવાનાં હોય એટલે ઇચ્છા હોવા છતાં પણ પોતે બધાની સાથે પહેલાંની જેમ મુકત મનથી હળમળી શકતા નહોતા. અમૃતસરમાં પી.ઇ.એન.ના સંમેલનમાં તેઓ નિરાંતે મળ્યા ત્યારે એ વિશે મેં એમનું ધ્યાન દોરેલું, મુંબઈમાં અમારે ઘરે ઊતરવા માટે જ્યોત્સ્નાબહેને આપેલા વચનની યાદ અપાવેલી અને પોતે વચન જરૂર પાળશે એવી ખાતરી આપેલી.

મુંબઈમાં ઉમાશંકર આવે ત્યારે ઉમેદભાઈ મણિયાર, વાડીલાલ ડગલી અને અન્ય કોઈના ઘરે ઊતરે. અમારા ઘરે ઊતરવા માટે અગાઉથી અમે પત્ર લખતા ત્યારે ત્રણેક વાર તેઓ અમારા ઘરે ઊતરેલા. 'અમારું ઘર નાનું છે એટલે અગવડ તો નહિ પડેને ?' એમ અમે પૂછેલું ત્યારે એમણે કહેલું કે 'માણસને સૂવા માટે છ ફૂટની જગ્યા જોઈએ. એટલી જ્યાં મળી રહે ત્યાં ગમે તે સ્થળે ઊતરી શકાય. ઉમેદભાઈના ઘરે જો હું ઊતરી શકું તો તમારા ઘરે ઊતરવામાં કોઈ પ્રશ્ન જ ન હોય'. સાદાઈથી જીવન જીવવાની એમની પાસે સરસ કળા હતી.

છેલ્લે ઉમાશંકર અમારે ત્યાં આવેલા ત્યારે શિયાળામાં દિલ્હીથી આવેલા હોવાથી ગરમ લાંબો કોટ અને બૂટમોજાં પહેરીને આવેલા. પરંતુ મુંબઈમાં જરા પણ ઠંડી નહિ. પંખા ચાલે. બે દિવસ રોકાયા પછી ઉમાશંકર અમદાવાદ વિમાનમાં જવાના હતા. અમે ઍરપોર્ટ પર મૂકવા માટે નીકળ્યા. થોડે ગયા ત્યાં એમને યાદ આવ્યું કે ગરમ કોટ અને બૂટમોજાં ઘરે ભુલાઈ ગયાં છે. સમય તો હજુ હાથમાં હતો એટલે અમે પાછા ફર્યા અને કોટ અને બૂટમોજાં લઈ લીધાં. ત્યારે ઉમાશંકરે કહેલું કે 'હવે વૃદ્ધાવસ્થાના કારણે સ્મૃતિ પર અસર થવા લાગી છે'. જોકે એમણે એમ કહ્યું હતું તોપણ એમની સ્મૃતિ તો જીવનના અંતિમ દિવસો સુધી એટલી જ સતેજ રહી હતી. ઉમાશંકર ઘણુંખરું પત્રોના જવાબ લખતા નહિ. પરંતુ પત્ર લખનાર બેત્રણ વર્ષે પણ કોઈ સભામાં કે બીજે ક્યાંય મળી જાય તો પત્રની વિગત એમને યાદ હોય. કેટલાં બધાં કુટુંબોનાં બધાં જ સભ્યોનાં નામ તેમને યાદ રહેતાં. એમની સ્મૃતિ માત્ર ગ્રંથો પૂરતી જ નહિ, વ્યકિત અને

પ્રસંગો માટે પણ એટલી જ તાજી રહેતી.

એક વખત ઉમાશંકર અમારા ઘરે આવ્યા હતા ત્યારે એટલા પ્રસન્ન ન હતા. થોડી વાર વાતચીત થયા પછી મેં કહ્યું, 'આ વખતે તમે બહુ પ્રસન્ન દેખાતા નથી.' ત્યારે તેમણે કહ્યું, 'સાચી વાત છે. મને સ્વાતિનીચિંતા છે. એ દિલ્હીમાં એકલી રહે છે. થોડા દિવસ પહેલાં એ ભણાવવા ગઈ હતી ત્યારે એના ઘરમાં ચોરી થઈ. એમાં એની કેટલીક સારી મનગમતી સાડીઓ ચોરાઇ ગઈ છે. મારે અમદાવાદ જઇ તરત દિલ્હી જવું છે.' મેં કહ્યું, 'તમે હવે રાજ્યસભામાંથી નિવૃત્ત થયા એટલે તમારે દિલ્હી રહેવાનું ખાસ કારણ રહ્યું નહિ. નંદિની અમદાવાદમાં તમારી સાથે છે. તો સ્વાતિને પણ અમદાવાદ બોલાવી લો ને ?' એમણે કહ્યું, 'પણ એ માટે સ્વાતિને અમદાવાદમાં એને યોગ્ય નોકરી મળવી જોઇએને ?' મેં કહ્યું, 'તમે ધારો તો સ્વાતિને અમદાવાદમાં સારી નોકરી અપાવી શકો. તમારું કામ કરવા સૌ કોઈ રાજી હોય.' પરંતુ ઉમાશંકર નિરુત્તર રહ્યા. એમના મનના ભાવને હું સમજી શક્યો. પોતાના કામ માટે કોઈને કશું જ ન કહેવું એવી પોતાની પ્રકૃતિને તેઓ છોડવા ઇચ્છતા ન હતા. મેં કહ્યું, 'અમે કેટલાક મિત્રો એ બાબતમાં એ જવાબદારી ઉપાડી લઈએ ?' પરંતુ તે માટે પણ તેમણે બહુ ઉત્સાહ દર્શાવ્યો નહિ. આવો કોઈ આયાસ તેમને ગમે પણ નહિ. ખુમારીભર્યું જીવન તેઓ શા માટે છોડે ?

ઉમાશંકર પ્રામાણિકતા અને વ્યવહારશુદ્ધિના આગ્રહી હતા. મુંબઈ યુનિવર્સિટીમાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો આપેલાં ત્યારે તે લિખિત સ્વરૂપે નહોતાં આપ્યાં એટલે એમણે પુરસ્કાર લેવાનો ઇનકાર કરેલો. પછી જ્યારે રેક્ટર જી. ડી. પરીખે બતાવ્યું કે નિયમોમાં લિખિતનું કોઈ બંધન નથી ત્યારે એ પુરસ્કાર સ્વીકારેલો.

એક વખત મારે ઘરે હતા ત્યારે કોઈ સંસ્થાએ એમને ઘણાંબધાં પુસ્તકો ભેટ આપ્યાં. મોટાંમોટાં બંડલો થયાં. અમદાવાદ જવાના હતા ત્યારે મને કહ્યું, 'રમણભાઈ ! આપણે સ્ટેશને અડધો કલાક વહેલા પહોંચવું છે. સામાનનું વજન કરાવવું છે.' મેં કહ્યું, 'ફર્સ્ટ ક્લાસમાં આટલો સામાન તો લઈ જઇ શકાશે.' એમણે કહ્યું, 'છતાં શંકામાં ન રહેવું. એક કિલો જેટલું વજન વધારે હોય તો ભલે કોઈ આપણને કંઇ ન પૂછે; પણ અજાણતાં આપણે ગુનેગાર થઈએ. માટે વજન કરાવીને જ જવું છે'.

ઉમાશંકર જ્યારે મળે ત્યારે પ્રવાસની ઘણી વાતો નીકળે. તેઓ દરેક વખતે ટકોર કરે કે પ્રવાસના અનુભવો - સંસ્મરણો તરત લખી લેવાં જોઇએ. પ્રવાસ-અનુભવો લખવાની બાબતમાં પોતાનો જ દાખલો આપતાં તેમણે કહ્યું કે 'જુઓને ! મારા પોતાનાં પ્રવાસનાં સંસ્મરણો લખવાનું કેટલાં બધાં વર્ષોથી ઠેલાતું જાય છે !' યુરોપના પ્રવાસેથી અમે પાછા ફર્યા હતા અને મારે ત્યાર પછી એમની જ ભલામણથી ઑસ્ટ્રેલિયા જવાનું હતું. ત્યારે એમણે તરત મને તા. ૧૬-૭-'૭૭ના પત્રમાં લખ્યું હતું કે 'પ્રબુદ્ધ જીવન'માં તમારા સુખરૂપ પાછા ફર્યાના વિગતે સમાચાર વાંચી પ્રસન્નતા થઈ. બધાં ખૂબખૂબ તાજાં, મનથી ને ચિત્તથી થયાં હશો ! તમે તો તરત પૂર્વ તરફ પ્રવાસે ચાલ્યા. પ્રવાસવર્ણનો ટૂંકાં પણ તરત લખી દેવાં સારાં. પછી રહી

કવિના

જાય છે. ઘણી વાર તો નવા પ્રવાસ ખેડવામાં'. 'પાસપોર્ટની પાંખે' અને 'પ્રદેશે જયવિજય'ના એ બે મારાં પ્રવાસ-પુસ્તકોના લેખનમાં આ રીતે ઉમાશંકરની પ્રેરણા રહેલી છે..

એક વખત હું ઉમેદભાઈ મણિયારને મળવા ગયો ત્યારે 'સંસ્કૃતિ'ની વાત નીકળી. તેમણે મને કહ્યું, 'સંસ્કૃતિ' બંધ કરવાનો વિચાર ઉમાશંકર કરે છે, કારણ કે ગ્રાહકો બહુ જ ઓછા છે. 'સંસ્કૃતિ' માટે આપણે મુંબઈથી બસો-ત્રણસો નવા ગ્રાહકો જો કરી આપીએ તો 'સંસ્કૃતિ'ને વાંધો ન આવે. એ માટે મારાથી બનતી સહાય કરવાનું અને બાર મહિનામાં કેટલાક સખાવતી ભાઈઓની સહાયથી બસો જેટલા નવા ગ્રાહકોનું લવાજમ ભરાવી આપવાનું મેં વચન આપ્યું અને એ દિશામાં કેટલુંક કામ પણ કર્યું. ત્યાર પછી ઉમાશંકર જ્યારે મુંબઈ આવ્યા ત્યારે મારા ઘરે એમની પાસે મેં અને ઉમેદભાઈએ તે માટે પ્રસ્તાવ મૂક્યો. ઉમાશંકરે તે માટે સ્પષ્ટ ના કહી. તેમણે કહ્યું, 'સંસ્કૃતિ'ને મારે આવી રીતે જિવાડવું નથી. 'સંસ્કૃતિ' પોતાનું ભાગ્ય હશે ત્યાં સુધી ચાલશે. 'સંસ્કૃતિ' બંધ થાય તેથી મને કંઈ ક્ષોભ થશે નહિ. મેં ઘણાં વર્ષ સુધી એકલે હાથે ચલાવ્યું છે, ખોટ ખાઈને પણ ચલાવ્યું છે. જીવનના અંત સુધી એ ચલાવવું જ જોઈએ એવો આગ્રહ શા માટે રાખવો ?' 'સંસ્કૃતિ' એ Mass માટેનું નહિ, પણ Class માટેનું સામયિક છે, એટલે એના ગ્રાહકો ઓછા જ હોવાના એ તો પહેલેથી જ, એ શરૂ કર્યું ત્યારથી જ નક્કી હતું. એટલે 'સંસ્કૃતિ' ચલાવવા માટેના તેમના આવા નિસ્પૃહ અને સમત્વયુકત વિચારો જાણ્યા પછી અમારે વિશેષ કંઈ કહેવાનું રહ્યું નહિ. 'સંસ્કૃતિ'ના નવા ગ્રાહકો બનાવવાની યોજના મેં અને ઉમેદભાઈએ ઉમાશંકરના કહેવાથી પડતી મૂકી હતી.

મુંબઈમાં આવે ત્યારે ઉમાશંકર ગમે તેટલાં રોકાણોમાં વ્યસ્ત હોય તો પણ ઉમેદભાઈ મણિયારને મળવા માટે અચૂક સમય કાઢે. એક વખત મારા ઘરે જ્યારે ઊતર્યા હતા ત્યારે એક કાર્યક્રમમાંથી પાછા ફરતાં અમને લગભગ રાતના અગિયાર વાગી ગયા હતા. રસ્તામાં તેમણે મને કહ્યું, 'આપણે ઉમેદભાઈના ઘરે જઈશું ? તમને મોડું તો નથી થતું ને ?'

મેં કહ્યું, 'ના મને મોડું નથી થતું, પરંતુ અગિયાર વાગી ગયા છે અને એમના ઘરે પહોંચતાં સાડા અગિયાર થશે. તેઓ સૂઈ ગયા હશે.'

ઉમાશંકરે કહ્યું, 'ઉમેદભાઈ સામાન્ય રીતે વહેલા સૂતા નથી. અને સૂઈ ગયા હશે તો આપણે અમને ઉઠાડીશું. મિત્ર તરીકે એટલો આપણને હક્ક છે'.

અમે ઉમેદભાઈના ઘરે પહોંચ્યા ત્યારે તેઓ પથારીમાં આડા પડ્યા હતા. જાગતા હતા. ઘરની લાઈટ ચાલુ હતી. ઉમાશંકરને જોઈને ઉમેદભાઈ તરત બેઠા થયા. ઉત્સાહમાં આવી ગયા. પરસ્પર વાતો ચાલી. વિદ્યાબહેને અમારા માટે ચા મૂકી. લગભગ દોઢ કલાક વીતી ગયો. મિનિટે મિનિટે ખડખડાટ હસવાનું થાય એ તો ખરું જ, પરંતુ ઉમેદભાઈ અને ઉમાશંકર બંને પોતાના તદ્દન નિખાલસ અભિપ્રાયો પણ વ્યક્ત કરે, જાણે બંનેને પોતાના મનની વાત કશી જ છુપાવવાની ન હોય. કટાક્ષ પણ કરે. આ બે મિત્રોનું આવું નિખાલસ મિલન મારે માટે નવું હતું. બંને વડીલો સાથે પૂરી આત્મીયતા હતી. એટલે એમની સ્પષ્ટ વાતચીતમાં મારી

ઉપસ્થિતિનો તેમને કશો જ વાંધો નહોતો. તેમણે ઉચ્ચારેલા અભિપ્રાયો મારી પાસેથી ક્યાંય જશે નહિ તેની પણ તેમને ખાતરી હતી.'

પાછા ફરતાં ઉમાશંકરે કહ્યું, 'હું મુંબઈ આવું ત્યારે મન હળવું કરવા ઉમેદભાઈને અચૂક મળું. કેટલીક વાર જાહેરમાં બીજી કોઈ વ્યકિત પાસે કોઈ ઘટના કે વ્યકિત વિશે જે કોઈ અભિપ્રાય કે કોઇ માહિતી ઉચ્ચારી ન શકાય તે.હું ઉમેદભાઈ આગળ અવશ્ય રજૂ કરું. મારી પ્રવૃત્તિઓ વિશે કે લખાણો વિશે બીજા સૌના પ્રશંસાત્મક અભિપ્રાયો જ હોય. ઉમેદભાઈ મને સાચી ટકોર કરી શકે. તે જાણવા માટે પણ હું ઉત્સુક હોઉં. ઉમેદભાઈ યાદ રાખીને બધી જ વાતો કરે. સાહિત્યજગતના કે સામાજિક જાહેર જીવનના Under Currents ઉમેદભાઈ પાસેથી જાણવા મળે ત્યારે વસ્તુસ્થિતિ પર વધુ પ્રકાશ પડે.'

ઇમરજન્સી વખતે ઉમાશંકર બહુ વ્યાકુળ રહેતા. મુંબઈમાં જૈન યુવક સંઘના ઉપક્રમે ત્રણ વ્યાખ્યાનો આપવા માટે એમણે મને સંમતિ પણ આપી હતી અને તારીખો પણ છપાઈ ગઈ હતી. પરંતુ ઇમરજન્સી જાહેર થયા પછી ઉમાશંકરે એ કાર્યક્રમ માટે ના પાડી હતી અને કહ્યું હતું કે જ્યાં સુધી ઇમરજન્સી છે ત્યાં સુધી હું જાહેરમાં બોલવાનું ટાળું છું, કારણકે મુકત મનથી બોલી શકાતું નથી. મારા વકતવ્યમાં સરકાર વિરુદ્ધ વાત આવવાની છે એવું નથી, પરંતુ વાણી ઉપર જાણે ભાર જેવું લાગે છે.' તે સમયે એમણે રાજ્યસભામાં પણ પોતાનો આક્રોશ વ્યકત કર્યો હતો. એ દિવસોમાં ઉમાશંકર કેટલા બધા સંવેદનશીલ હતા તેનો એક પ્રસંગ ઉમેદભાઈ મણિયારે કહ્યો હતો. ઉમાશંકર અને ઉમેદભાઈ વાલકેશ્વરના રસ્તા પરથી ચાલ્યા જતા હતા, એવામાં સાઇરન વાગી અને ખબર પડી કે ઇન્દિરા ગાંધી એ રસ્તેથી પસાર થઈ રહ્યાં છે. એ સમાચાર જાણતાં ઉમાશંકર ઝડપથી મુખ્ય રસ્તાથી થોડા દૂર ચાલ્યા ગયા. એ જોઇ ઉમેદભાઈ તો વિચારમાં પડી ગયા. ઇન્દિરા ગાંધીની મોટરગાડી પસાર થઈ ગઈ એટલે ઉમાશંકર પાછા આવ્યા. ઉમેદભાઈએ પૂછયું કે 'તમે કેમ આમ કર્યું ?' ઉમાશંકરે કહ્યું, 'જે બાઈએ આખા દેશની બુદ્ધિમત્તાનું અપમાન કર્યું છે, તે બાઈનો ચહેરો પણ આપણી નજરે શા માટે પડવા દઈએ ?' ઉમાશંકરની ઇમરજન્સીના વખતની સ્થૂલ અને સૂક્ષ્મ વ્યાકુળતા કેવી હતી તે આ પ્રસંગ દર્શાવે છે.

ઉમાશંકરનાં કુટુંબીજનો, સગાંસંબંધીઓ, મિત્રો વગેરે અનેક વ્યકિતઓ કરતાં અમારો સંબંધ કેટલો બધો ઓછો હતો, તેમ છતાં ઉમાશંકરના આમ, કેટલા બધા પ્રસંગો નજર સામે તરવરે છે ! સતત પરિભ્રમણશીલ રહેનાર અને સતત અનેક વ્યકિતઓના સંપર્કમાં આવનાર, સતત તાજગીસભર એવા એમના વ્યકિતત્વનાં વિવિધ પાસાંનો પરિચય કે અનુભવ અનેકને થયો હશે ! પ્રેરણાસ્રોત સમાન એમના જીવનમાંથી યથોચિત પ્રેરણા ગ્રહણ કરી એમના ભવ્યાત્માને શ્રદ્ધાંજલિ અર્પીએ !

('પ્રબુદ્ધ જીવન'ના સૌજન્યથી)

# કાવ્યની વ્યાખ્યા, કાવ્યમાં □ હીરા પાઠક

'કાવ્ય સમયની ચીસ શાશ્વતી અર્થે ?'
(સમગ્ર કવિતા : 'અભિજ્ઞા'. કાવ્યસંગ્રહમાંથી પૃ. ૬૬૯.)

*

'ઊર્મિ સ્થિર થઇ શબ્દે ચૈતન્યે ધબકી રહે,
કાવ્ય, એને જ તો કહે.'
(સ. ક. 'આતિથ્ય કા. સં.માંથી પૃ. ૪૪૨.)

*

'પહેલાં સહજ ભાવે જે સૂઝે તે મનમાં રચી;
પોતાને પૂછીપૂછીને ઉતારી લઉં છું પછી.'
'અભિરુચિ'માંથી

ઉમાશંકરની 'સમગ્ર કવિતા'માંનાં તમામ મુક્તકો જોઇ વળો. તેમાં કોઇક મુક્તકો એવાં છે કે જે કવિતા વિષયનાં હોય; વળી તેમાં કાવ્યની વ્યાખ્યા કાવ્યમાં જ આપી હોય. છેક પ્રાચીનકાળથી જગતભરના કવિતાસેવીઓ આ અજબ કાવ્ય- પદાર્થને વ્યાખ્યારૂપ મૂઠીમાં બાંધવા સમયે સમયે મથતા રહ્યા છે. ઉમાશંકરના સર્વસંગ્રહમાં એવાં કેટલાંક મુક્તકો છે જેમાં ખુદ કવિતાની કે કવિતાસમગ્રની સર્જનલીલાનું વિલોકન હોય, તેમાં કવિતાના સ્વરૂપની નિજી રુચિની વિભાવના આવે; વળી, આજ લગીના કાવ્યસેવીઓની કવિતા વિશેની વિવિધ વ્યાખ્યાઓ-ના સગડ પણ તેમાંથી મળી રહે.

આમ ઉમાશંકરે કાવ્યસ્વરૂપનાં લક્ષણોરૂપ વ્યાખ્યાનું નિરૂપણ, ખુદ કાવ્યમાં જ - અને તે ય્રણ ક્યારેક ક્યારેક મુક્તકમાં કરવાનો કલમ-કીમિયો અહીં આદરેલો છે. ઉપર આપેલાં ત્રણે ઉદાહરણોને લક્ષમાં લઇને, કવિનાં કવિતાને લગનાં અન્ય અન્ય દૃષ્ટાંતોની ચર્ચા કરી શકાય. જેનો એકત્ર સરવાળો કવિતાસ્વરૂપની ઝાંખી કરાવનારો નીવડે; તો તે તમામ પાછળ કવિ અને વિવેચક લેખે ઉમાશંકરનાં ઉભય પાસાં માતબર લાગે. જે પરથી એમ કહી શકાય, કે વાઙ્મયકાર તરીકે ઉમાશંકરમાં કવિની અંતઃસ્ફુરણા એટલે કે સૂઝ છે : તો અભ્યાસુ વિવેચક તરીકેના આ બધા પ્રયત્નોમાં, ઉમાશંકરની સંપ્રજ્ઞ સમજ વરતાય છે.

એક બાબત ખાસ નોંધવાની : આ મુક્તકોમાં કવિતાનું તેમ જ અન્ય સર્જનાત્મક સાહિત્યનું સ્વરૂપ નિર્દેશતાં, તેમાંનો રણકતો પદાર્થ તે 'શબ્દ' વિશે ઉમાશંકર એકાધિક પ્રસંગે તેનું ઝાઝું ગૌરવ કરતા હોય છે અને ત્યારે, કાવ્યના આ નિત્યનૂતન તેમ જ સનાતન ઘટકને મુગ્ધ વિસ્મય ભાવે કવિતોચિત રીતે વ્યક્ત કરે છે. આ 'શબ્દ' દ્વારા કવિતાના આકાર (Form)ને ચીંધે છે; તો સૌન્દર્યભાવબોધ, વ.ના ઉલ્લેખો દ્વારા કવિતાની સામગ્રી (content)ને યે નિર્દેશે છે. એવી ઉભયવર્તી રુચિ છે.

આ ઉપરાંત, તેમનાં મુક્તકો અન્ય વિષયોને યે ધારણ કરે છે. સત્, પ્રેમ, મૈત્રી, કરુણા, સૌન્દર્ય, ઇશ્વરીય અસીમ કૃપામય ચેતના, માનવીય લઘુતા-સીમિતતા અને અન્ય જીવનમૂલ્યોના વિષયોથી આ મુક્તકો ખચિત છે. જે વિશેષભાવે ગાંધીયુગીન મૂલ્યમુદ્રા ધરાવે

છે. તેને લગતાં કોઇ ભાવ, ભાવના કે વિચારકણિકાનું ઘનીભૂત બિંદુ, સૂત્રરૂપે તેમાં મૂર્ત (crystallize) થાય છે.

ઉમાશંકરની સમગ્ર કવિતાના પ્રમાણમાં, મુક્તકો પણ ઠીક સંખ્યામાં કહેવાય. તે સંખ્યા ને ગુણબળ બન્ને ધરાવે છે. પણ તેમાંયે આ સંખ્યાબળ સહુથી વધારે 'વસંતવર્ષા'ના સંગ્રહમાં છે. કવિએ એ બન્ને ઋતુની વૈભવી સૃષ્ટિને આહ્‌લાદભેર ગાઇ છે : તેટલાં ગીતો છે. તો મુક્તકોનો પણ કવિ વરસાદ વરસ્યા છે. તે કાવ્યસંગ્રહના અંત ભાગના એક અલાયદા વિભાગમાં, તેમણે મબલખ મુક્તકો મૂકેલાં છે. જાણે આબદાર મુક્તકોનો એક આખો લચ્છો-ઝૂમખો જ ન હોય !

એકંદરે મુક્તકોમાં ઉમાશંકરનો વરતાતો અભિગમ, તે એક પરિપક્વ (Mature) કવિના ચિંતનની પ્રૌઢ જીવનદૃષ્ટિની શાંત ઝલકનો છે. હા, તેની રજૂઆતમાં કાવ્યાત્મક ચમત્કૃતિ છે, ને વળી સુવાચ્ય સરલતા પણ, કોણ જાણે પણ ઉમાશંકરની આ મુક્તકોની સમગ્ર લેખનશૈલી સાદીસીધી અને ઘરાળુ રીતિની રહી છે, જેને તેમની સિદ્ધિ લેખવી જોઇએ.

ભલે, ઉમાશંકરનાં મુક્તકોમાં કવિ સુંદરમ્‌નાં ખાસ મુક્તકોની ભાવોત્કટતાની ચોટ નથી : અને નથી, તેનાંય નગદ કારણો છે. સુંદરમ્‌નાં આ ખાસ મુક્તકો તે પ્રણયભાવનાં છે. અને કવિલેખે સુંદરમ્‌ની સમગ્ર કવિપ્રકૃત્તિનો એ ભાવવિશેષ છે. તેમાં પ્રણયની ભાવોષ્મ વણછીપી પિપાસા, આબાદ તીવ્રતાથી વ્યંજિત થઇ છે. તેથી તેની નિત્ય સુંદરતા અને સચોટતા હૃદ્ય રહી છે જ્યારે ઉમાશંકર સભાન, સ્વસ્થ વલણના કવિ છે. ભાવોમાં તણાવું તેમને માફક નથી; તેઓ કાવ્યલેખનની એક સરખી ઉપરની સપાટી હંમેશાં જાળવતા રહે છે અને તેમાંથી શિષ્ટસુઘડતા (sophistication)ને કેળવી જાણે છે તાત્પર્ય કે આ બાબતે ઉભયની કવિતાનું ભાવાત્મક(Positive) પાસું જે પ્રભુત્વ ધરાવે છે, તે ઉભયનાં વ્યક્તિત્વ જેટલું જ ભિન્ન છે.

ઉપર્યુક્ત પ્રથમ મુક્તક લઇએ :

'કાવ્ય સમયની ચીસ, શાશ્વતી અર્થે ?'

('પ્રશ્નો' કાવ્યમાંથી-અભિજ્ઞા)

'પ્રશ્નો' એ કાવ્યકૃતિ આકારથી મુક્તક નથી. અનેક પંકિતઓ તેમાં છે; છતાં પ્રત્યેક પંક્તિ એક સ્વયંપર્યાપ્ત મુક્તક જ બની રહે છે. જેમાં કવિએ પ્રશ્નશૈલીએ પણ તેના ઉત્તરરૂપનાં જે મંતવ્યો ધર્યાં છે, તે જીવનનાં મહત્ત્વનાં મૂલ્યો જેવાં કે કાવ્ય, પ્રણય,મૈત્રી,કર્મ, સત્તા, કીર્તિ, દયા, ત્યાગ, મુકિત અને સત્- તે તમામને વ્યાખ્યાબદ્ધ કરેલ છે. એ રીતે તે સુબદ્ધ એકેકી પંક્તિનાં અનેક મુક્તકોનો એકત્ર ગુચ્છ છે.

તેનો છંદ ? અદ્યતન કવિતાની પરંપરિત રચનાશૈલી હોઇ, આમ તેની લયબદ્ધતા સોરઠાના તૂટક ખંડની છે કે પછી રોળાનો ખંડ બની રહે છે.

આ પંક્તિને હું એક અવનવીન વ્યાખ્યા કહું. કારણ કાવ્યને પ્રકૃત સમયની 'ચીસ' કહી છે. જેનું લક્ષ્ય છે શાશ્વતતા અર્થેનું. આમ જોઇએ તો, 'ચીસ' શબ્દ સામાન્યપણે કોઇ પ્રકારના ભયને ને ત્રાસને પ્રગટ કરે છે. તે પરથી એમ કહી શકાય કે સંવેદનશીલ કવિહૃદયની અનિષ્ટ અનુભૂતિની સભય ચેતવણીનો એ પ્રત્યાઘાત છે ? જે શાશ્વતકાળ લગી દિશાસૂચક

બની રહે. અત્રે ક્રૌંચવધ, તેની ચીસ અને રામાયણસર્જનનો ઉલ્લેખ હોઇ શકે.

પણ આ 'ચીસ' પદના કેવળ લક્ષ્યાર્થ જ લઇએ, તો ? તેનો અર્થ હાંક, બૂમ, અવાજ, કહો કે જોરશોરથી થયેલો ઉદ્ગાર, એવો કરીએ. એ દૃષ્ટિએ, કવિને લાધેલું કોઇ સત્ય, તારસ્વરે પ્રગટ થાય છે; જે કવિચેતનાના બળ વડે શાશ્વત સમયનું સંજીવન પામે છે. આ અજબ પલટો તે જ કવિતાની નિત્યનૂતનતા અને સનાતનતા. એ મૂર્ત થતાં, કાળના પટ પરથી વિલીન થતી નથી. આ વ્યાખ્યામાં કવિતાના સંજીવક શાશ્વત પ્રભાવનું સૂચન છે. બીજું મુક્તક:

'ઊર્મિ સ્થિર થઇ શબ્દે ચૈતન્યે ધબકી રહે,
કાવ્ય એને જ તો કહે.

('કવિતા' કાવ્યમાંથી- 'આતિથ્ય')

દોઢ પંક્તિનું આ મુક્તક તો અદ્દલ રંગેઢંગે પદ્યદેહે કાવ્યવ્યાખ્યા જ છે, જેમાં કવિતાનો બાહ્ય આકાર અને આંતર સામગ્રી, ઉભયનો સમાવેશ છે. કવિની ભાવોદ્રેકભરી સંવેદના સર્જનકાળે એક એવી પ્રક્રિયામાંથી પસાર થાય છે કે તેની ઊર્મિ શબ્દદેહ પામતાં નિશ્ચિતાકૃત બને છે. નિશ્ચિતાકૃત તે જ સ્થિરતા. આ સ્થિરાકૃત ભાવની શક્યાર્થ શક્તિ સ્પંદિત બની રહે છે. કવિતાનો શબ્દદેહ ઘડાતાં, અન્ય અનાવશ્યક વિગતો, બાબતો તેમાંથી લુપ્ત પામે છે, રહે છે તે તે ભાવ, તેના શુદ્ધ રૂપમાં. અને તે જ છે, મૂર્ત થવા મથતો પ્રધાન કાવ્યઅંશ. ભાષાકર્મથી શબ્દદેહ સર્જાય છે. અન્ય કવિકર્મ પ્રયોજાતાં, તે પ્રધાન કાવ્યભાવ કલાકસબ વડે સચેત બને છે. આ મંતવ્યમાં, કવિ વર્ડઝવર્થની કાવ્યવ્યાખ્યાનો ધ્વનિ પરોક્ષ રીતે અનુભવી શકાય.

આ મુક્તક અનુષ્ટુપ છંદમાં ઢાળેલું છે. અહીં સર્જાતી કાવ્યબાનીનો જે ઉલ્લેખ છે, તેને કવિ 'શબ્દ' તરીકે ઓળખે છે અને તે મહત્ત્વનું કાવ્યઘટક છે. અહીં જે 'શબ્દ'ની વાત છે તે કોઇ સાધારણ શબ્દ નહિ, પણ સર્જનાત્મક શબ્દ છે. તેથી જ તે સપરાણો- સપ્રાણ બનેલો છે. તે જ તેનું ચૈતન્યસ્પંદન છે.

ઉમાશંકરે સર્જનમાં વિનિયોજાયેલ આ 'શબ્દ' ઉપાદાનનો સારો એવો મહિમા કર્યો છે, જેના અનેક ઉલ્લેખો મુક્તકોમાં તેમ જ અન્ય કવિતામાંથી જડી આવશે.
જુઓ :

'મૌન તારો તાગ લેવા,
શબ્દ થઇ દઉં કાલજલમાં ડૂબકી'

'શબ્દ' કાવ્યમાંથી પૃ. ૭૨૧. 'સ. ૩.'

આ મૌન તે શું ? ક્યું ? સર્જન પૂર્વેનું - શૂન્યમાંથી સૃષ્ટિના સર્જનવાળું મૌન. વળી શૂન્યમાંથી ઉદ્ભવેલ આ નાદતત્ત્વવાળો 'શબ્દ' કવિને મન કેવો છે ? પ્રથમ તો તે કવિહૃદયના મર્મને, તેના ઊંડાણને સાધે છે, અને તેમાંની જે અગોચર ભાવસૃષ્ટિ છે, તેને વાણીવડે ગોચર-ગમ્ય બનાવે છે.'

માનવવાણીનો આ બહોળો શબ્દભંડોળ નથી કેવળ વર્તમાનનો. તે તો અતીત અને અનાગત, ઉભય કાળપ્રતિનું તેનું પ્રવહન સાધતો રહે છે. કવિ પોતે જ તાદાત્મ્યભાવે એવો

'શબ્દ' બનીને કાલજલમાં ડૂબકી મારે છે, જેથી તેનું કાવ્ય નિત્યનૂતન બની રહે.

આ પ્રમાણે કવિ મૌનના ભાંડાગારમાં પડેલી સભર ભાવસૃષ્ટિને મૂર્ત કરવાની શક્તિ ધરાવે છે. તેનું કારણ, તેની પાસે કાલવ્યાપ્ત શબ્દ- શક્તિનું ભંડોળ છે, જે કમાલનું કામયાબ નીવડે છે.

મૌનની દશા એ શબ્દની પૂર્વભૂમિકા છે. મૌનની અંતર્મુખતા જ શબ્દની પ્રેરક છે. શબ્દને એક પડખે મૌન છે : અન્ય પડખે, તેમાંથી પ્રસવતું કવિકર્મ છે. ઉમાશંકર એવા 'શબ્દ' ઉપાદાન અંગે 'શબ્દ' નામની કૃતિમાં શું કહે છે, તે સમજીએ.

પ્રથમ તો,

'શબ્દને ખોળીને જોયું,
મળ્યું મૌન.'

આમ તો 'શબ્દ' પોતે અક્ષય પાત્ર છે. પણ કવિસંવેદનનું યથાતથ પ્રતિબિંબ પાડવામાં ક્યારેક કદાચ અંતરાય સર્જે. 'શબ્દ થઇ બેઠો દુર્ભેદ્ય.' ત્યારે શું થાય ? કવિ ત્યારે સર્જન પ્રક્રિયાને ગર્ભાધાનના રૂપકે ગમ્ય કરવા વળે છે. અર્થનો પ્રકાશ, શબ્દની આરપાર ખૂંતી ન શકે ત્યારે,

'નવલ એ આભા-વલય
બન્યું રસનું આધાન.

એ નવા અર્થનો જે કંઇ ઉપલબ્ધ પ્રકાશ-તેની આભા, રસનું પાત્ર બની રહે છે. એ પ્રક્રિયા નીપજતાં, 'શબ્દ'નું શું થાય છે.

શબ્દ, ગર્ભદશા મહીં કર્મ.
ક્યારેક તો સ્વયં કૃતિ.
આત્માની અમરાકૃતિ.
શબ્દ, ચિરંતન જ્યોતિસ્તંભ.

'શબ્દ' કાવ્યમાંથી- પૃ. ૬૭૦. 'સ. ૩.'

કવિનું આ છે શબ્દસ્તોત્ર. કવિ આમ શબ્દ વડે મૌન જોડેનો સર્જનપ્રક્રિયાનો સંબંધ રચી આપે છે. તેનો 'અભિજ્ઞા' સંગ્રહમાં બબ્બે કાવ્યો વડે આકલનનો તેમનો પ્રયત્ન છે; જે તેમના ચિત્તમાં ઘૂંટાતી સર્જનપ્રક્રિયાનું કૌતુક અને મહત્ત્વ પ્રતીત થાય છે. તો 'શબ્દ' પદાર્થનું ગૌરવ પણ ખરું.

કાવ્યસર્જનનું અન્ય ક્યું ઘટક કવિને અનિવાર્ય જણાય છે ? ઊર્મિ, કહો કે ભાવનું, લાગણીનું તત્ત્વ કેવું તો સર્જન અર્થેનું સગતિક તત્ત્વ છે, તે કવિ પ્રિયકાંતને સ્મરીને એક હાયકુમાં તેનો-મહિમા મૂલવે છે. કવિને હાયકુ કાવ્યસ્વરૂપ પણ મુક્તકરચનામાં ફાવ્યું છે.

'લોહી વહેણમાં
ઊછળે નાયાગરા
કીકીમાં કાવ્ય

કવિના હૃદયમાં ભાવનો ધસમસતો ધોધ અને તેનો કાવ્યરૂપે વિદ્યુતસંચાર થાય છે; ત્યારે એને કવિતાનો અણસાર મળે છે. તે છે, કવિની કીકી કહેતાં દૃષ્ટિમાં, સૌન્દર્યદર્શન રૂપે અને એ

સૌન્દર્યદૃષ્ટિ જ કાવ્યસર્જનનું એક ખાસ ઘટક છે, જે કવિના ચિત્તનો કબજો લે છે. આ કવિ તરુણાવસ્થાથી જ સૌન્દર્યસભર કાવ્યયાત્રાએ નીકળેલા છે. 'ગંગોત્રી'ના પ્રથમ કાવ્યસંગ્રહમાં, પ્રારંભિક પાને તેમણે જે પંક્તિ મૂકી છે, તે તેમનું મહત્ત્વનું મંતવ્ય છે. તેમના સર્જનની કેફિયત કહો તો કેફિયત અથવા પરોક્ષપણે, પ્રતિજ્ઞા યે છે.

'સૌન્દર્યો પી ઉરઝરણ ગાશે પછી આપમેળે' એ શું સૂચવે છે ? સૌન્દર્યદર્શનની કવિજીવની તાલાવેલી. તેની અગત્ય કવિએ અંતિમ કાવ્યસંગ્રહોલગી પ્રમાણી છે. 'અભિજ્ઞા'નું એક મુક્તક તે વિશે શું કહે છે ?

'તે સૌંદર્ય-રહસ્ય જીવનતણું સાક્ષાત્કરું શબ્દમાં.' અને એથી, આ કવિની જીવનલગીની એ જ પ્રતિજ્ઞા એ જ અભિલાષા રહી છે.

'સ્પર્શું જગતને જ્યાંજ્યાં, ત્યાંથી સુગંધ હું ગ્રહું.' 'સ્પર્શું જગતને જ્યાંજ્યાં,' કાવ્યમાંથી વસંતવર્ષા- પૃ. ૫૨૬.

આ મુક્તકની જોડાજોડ સુંદરમ્‌નું આવા જ ભાવને મળતું એક મુક્તક મૂકવા જેવું છે. જેમાં કવિ ચાહીચાહીને જગતની વિરૂપતાને યે સુંદર કરી મૂકવા કહે છે. અત્રેના કવિનો એ સ્પર્શ શાનો છે ? સ્નેહનો, શ્રદ્ધાનો, કહો કે આદર્શવાદી કવિની ભાવનાનો છે.

માત્ર સૌંદર્યદર્શન જ નહિ, જનજીવનનિરીક્ષણ પણ કવિતાસર્જન અર્થે અગત્યનું આ કવિ સમજ્યા છે. એટલે જ 'સહેલું મને સૂઝી ગયું.' મુક્તકમાં કહે છે :

'સહેલું મને સૂઝી ગયું, ચશ્મા ફગાવી માર્ગ પર

બેસી ગયો, જોઈ રહ્યો જનમુખો બસ આયુષ્યભર'. જીવનનાં રહસ્યો પામવાની એ જ ગુરુચાવી !

હવે આ ભૂમિકા ઉપર ઉમાશંકરની ઉપર મૂકેલી ત્રીજી મુક્તકરચના જોઈએ. સર્જનની એ કેફિયત, સર્વ કવિઓ અર્થે સાધારણકૃત બનેલી જણાશે.

'પહેલાં સહજભાવે જે સૂઝે તે મનમાં રચી, પોતાને પૂછીપૂછીને ઉતારી લઉં છું. પછી' અહીં કવિતાની વ્યાખ્યા નથી, પણ તેનું પગેરું છે. કવિની કાવ્યસર્જનની એ કેફિયત છે. વચલી વ્યાખ્યા અને આ કેફિયત, બન્ને અનુષ્ટુપ છંદમાં રચાયાં છે, જે કવિના સર્જનગાંભીર્યને પ્રતીત કરે છે. પ્રસ્તુત ત્રણે કવિતાને લગતાં મુક્તકોમાં, મને સહુથી રુચિર આ મુક્તક લાગે છે. તેની સરલ સુષમા ઘણી આકર્ષક છે. ભલે, તે કવિતાની વ્યાખ્યારૂપ રચના નથી : પણ તેનાં ઘટકો પરોક્ષપણે તેમાં વ્યંજિત થાય છે. કેવી રીતે, તે સમજીએ.

કવિને સહજ ભાવે સૂઝે છે તે તેનો સંવેદન-સંચાર છે. તેની પ્રેરણાએ કાચાંપાકાં કે અર્ધાપર્ધા પંક્તિઓ - ખંડો - પદો મનની ભીતરે ઘડાવા માંડે છે. તે પછી, કવિ તેનો વ્યવસ્થિત સુબદ્ધ આકાર આલેખવા વળે છે. એ બન્ને સર્જનની પ્રક્રિયા એક સાથે હોય અને અલગ પણ– અહીં દર્શાવેલ મુજબ– હોય, તે બીજી પ્રક્રિયા દરમિયાન કવિની ઔચિત્યબુદ્ધિ સવિવેક તેનો સુરેખ ઘાટ ઉતારે છે.

આ સહજ પ્રેરણા એટલે જ કવિનું દર્શન, કલ્પન, ચિંતન વ.વ. તે સર્જનના પૂર્વ ભાગની પ્રક્રિયા અર્થે ઉપકારક છે; જ્યારે કવિ - પોતે પોતાને પૂછે છે અને ઉતારી લે છે, ત્યારે કવિ પ્રક્રિયાનો ઉત્તર ભાગ પ્રવૃત્ત બને છે. તે છે કવિનું વિવેચક પાસું. અથવા કહો કે કવિતા

ઘાટઘડતર અર્થે બૌદ્ધિક સમજને આયોજતું પાસું.

જેમ કોઈ ધાતુનું પાત્ર પ્રથમ તબક્કે ઘડાયા બાદ તેને વધુ સુઘડ - સુરેખ કરવાની પ્રક્રિયા આદરવામાં આવે છે. એટલે કે, ટાંકણાથી તે પાત્રને તાછવામાં આવે છે. તાછવાથી તેની સુઆકૃત તરાહ અને સમગ્ર આકૃતિનો ઓપ એકદમ નીખરી આવે છે. તેવું જ કાવ્યની સર્જન પ્રક્રિયાનું છે. સંવેદન પછી પણ પૂછવાનું તો છે જ, પણ તે કોને ? કવિની ભીતરે રહેલ એક તટસ્થ જાતને, જે વિવેક સાથે જરૂરી જણાય તો, કલ્પન, મનન, સ્મરણ વ.નો આધાર લઈને પ્રથમ ઘાટને મઠારે છે, ઓપ આપે છે. આમ મનનું એક પાસું અન્ય પાસાની માવજત મેળવી લે છે. અહીં 'પછી' અને 'પૂછીપૂછીને'નું વ્યંજન સામ્ય સરલ આયોજને કેવું હૃદ્ય લાગે છે ! ખરે જ ! આ આખું મુક્તક એની ઘરાળુ, સાદીસીધી રજૂઆત રીતિથી જ સુંદર લાગે છે અને તે છે કવિની કેફિયતભરી રજૂઆત જે ઘણી ફાવટભરી હોઈ અસરકારક નીવડી છે. અહીં રજૂઆતની સાહજિકતા, એ જ તેની અનાયાસ સિદ્ધિ છે. તેના અનુષ્ટુપ છંદની તથા વાક્યાન્વયની ગદ્યસરલ લઢણ ગમી જાય એવી છે. આ મુક્તકની પોતીકી સરલ છતાં લટકાળી છટા આગવી જ છે !

અહીં ઉમાશંકર કથિત કવિતાનાં ઘટકો ગણીએ; સૌન્દર્યદર્શન, જનજીવન નિરીક્ષણ, અંતઃસ્ફુરણા, ઊર્મિભાવના વ., આકારરચનાની અવિવેક સમજ અને કવિને ઇષ્ટ શાશ્વત મૂલ્યદૃષ્ટિ- આટલાં સૂચવાયાં છે. કેટલાંક ઘટકોની રજૂઆત કાવ્યવ્યાખ્યાનની ઢબે આ મુક્તકોમાં થયેલી છે. ત્યારે કાવ્યની વ્યાખ્યા કાવ્યમાં વાંચ્યાની પ્રસન્નતા થાય છે. સાથેસાથે તેમાં વિદગ્ધ કવિ લેખે ઉમાશંકરનું વાઙ્મય- વ્યક્તિત્વ ઊપસી આવતું જણાય છે.

## पुरं एकं स्वप्नानां

□ उमाशंकर जोशी □ जशवंती दवे

(गुर्जरकाव्यम्)
पुरमेकं आसीत् स्वप्नानां
कुटजव्रातेषु वासिनाम्

मार्गात् उद्धृतः धूम्रनाल्याः ज्वलदवशेषः,
तस्य उत्फुत्कारद्वयेन तत् द्युतिमत् संजातम्,
चूषित्वा क्षिप्तेन धूम्रनाल्यावशेषेन सह तत् ज्वलदासित्...
ततः प्रभृति प्रासादवासिनः वसन्ति कुटजव्रातेषु स्वप्नानाम्।

स्वप्नानां पुरमेकं नवीनं उत्पत्स्यते
कुटजव्रातस्य भस्मनः

# ઉમાશંકરભાઈ સાથેનાં મારાં અંજળ ▫ જોસેફ મેકવાન

ઓગણીસ ડિસેમ્બરે સાંજે આઠેક વાગ્યે ન્યૂયૉર્કથી આણંદ ફોન કરી 'મેરી ક્રિસ્ટમસ' પાઠવ્યા, એના સામા બોલે મારા દીકરા મધુરમનો પ્રકમ્પિત પ્રતિભાવ આવ્યો : 'બાપુ ! ઉમાદાદા જતા રહ્યા !' હૈયું બે ધબકારા ચૂકી ગયું. નાતાલની શુભેચ્છાઓ ઘર આખાને પાઠવવાનો ઉમળકો મુરઝાઈ ગયો. ફોન ટૂંકાવીને મુંબઈ જોડ્યો. મારા મિત્ર આઈ. એસ. મેકવાને સવિસ્તર માહિતી આપી. ૧૭મી ડિસેમ્બરે શ્રી મધુસૂદન કાપડિયાને ત્યાં મારા વાર્તાલાપ અગાઉ સચિન્ત સ્વરે અમે બંનેએ કવિના દીર્ઘાયુષ્ય માટે અભ્યર્થના કરી હતી. શલ્યચિકિત્સા પછી સારું થઈ રહ્યું છે, એવા સમાચારથી અમે હાશ અનુભવેલી. પણ ૧૯મીએ કવિ દિવંગત થયા એ સમાચાર છેક ૨૪મી લગી અમેરિકાના ટી.વી. કે અખબારો માટે 'ન્યૂઝવૅલ્યૂ' નહોતા બન્યા ! મને ખટકો લાગ્યો. ઈંગ્લૅન્ડ કે અમેરિકાના સાવ સામાન્ય કક્ષાના સર્જક પાછળ હરખપદુડા થઈ જનારા આપણા કહેવાતા સમીક્ષકો અને સમાલોચકો પર, આંગ્લ ને અમેરિકન 'લિટરેચર'નો માથે મોડિયો મેલીને કબૂતરની જેમ છાતી ફુલાવનારાઓ પર પહેલી ક્ષણે લ્યાનત વછૂટી, પછી દયા ! ઉમાશંકર કેવળ વિશ્વમાનવ નહોતા. વિશ્વાત્મકતાના આવાહક હતા. જાગતિક ચેતનાને વિશ્વબંધુત્વના સ્નેહનો સંસ્પર્શ કરાવનાર આર્ષદૃષ્ટા હતા. અસાધારણ ને મહાસમર્થ એવી કવિપ્રતિભાના બળે કરીને તો એ આપણી સંસદની શાન ઠરી ચૂક્યા હતા, ને વિશ્વવિહાર કરી ચૂક્યા હતા, ને તોય આવડી મહાન હસ્તીના દેહવિલયથી જગતને જાણતલ ના કરી શકાયું ! આપણા પત્રકારોને તે શું કહેવું !

૧૯મી સપ્ટેમ્બરે સાહિત્ય એકેડેમીના ઉપક્રમે બર્મિંગહામમાં સ્વાગત સંમેલનમાં મળવાનું થયું ત્યારે હજી હું શેક્સપિયરની જનમભોમકા જોયાના મોહમાંથી મુક્ત નહોતો થયો. એ સાંભળીને એકેડેમીના મંત્રી વિપુલ કલ્યાણીએ કહેલું : 'એમની પાસે શેક્સપિયરને સંભાર્યા સિવાય હવે ઝાઝું કાંઈ રહ્યું નથી, જ્યારે આપણી કને.... ! ઉમાશંકર જેવા જગને જોટો ના જડે એવા 'મહા'નું વિશેષણ પાંખું પડે એવા અતિમહાન કવિ છે. સાચું કહું છું આજે સમગ્ર યુરોપમાં ઉમાશંકરની હેડીનો કોઈ કવિ નથી. ગાંધીજી પર મહાકાવ્યની રચના કરનાર કવિ ડાહ્યાભાઈ પટેલે હોંકારો દીધો : 'વિપુલ સો ટકા સાચી વાત કહે છે !' ને કરાંચી-પાકિસ્તાનના ગુજરાતી ગઝલકાર દીપક બારડોલીકરે પૂર્તિ કરી : 'છ મહિનાથી લંડનમાં છું. અંગ્રેજી ગદ્ય-પદ્ય બંને અવગાહું છું, પણ ઉમાશંકરનું ઊંડાણ, તત્ત્વચિંતન, મર્મસ્પર્શી ભાવુકના ને શબ્દમાંની ભારોભાર શ્રદ્ધા મને ક્યાંયથી નથી સાંપડી. ને એથીયે આગળ વધીને કહું તો આપણા મકરંદ-નિરંજન ને હરીન્દ્રની કોટિના કવિઓ પણ આજના અંગ્રેજી કાવ્ય સાહિત્યમાં નથી !'

આ નરી અતિરંજના નહોતી. માતૃભૂમિ અને માતૃભાષાનો મોહ પણ આ નહોતો બોલાવતો. પરદેશમાં રહીને જે સત્યનો એમને સાક્ષાત્કાર થયો હતો એની નિખાલસ અભિવ્યક્તિ હતી. એ ત્રણે મિત્રોને સાંભળ્યા પછી વક્તવ્ય આપવામાં મને સવાયું શૂરાતન વ્યાપ્યું હતું, પણ કવિ હવે શબ્દરૂપે જ શાશ્વત રહ્યા છે એ સમાચાર સાંભળ્યા પછી ૨૪મીની રાતના વાર્તાલાપનો મારો ઉમળકો વિલાઈ ગયો હતો. મૃત્યુ અવસાદ પ્રેરે છે. વૃત્તિ-પ્રવૃત્તિની અસારતાનો બોધ કરાવે છે, પણ એમ તો ઘરેથી બહાર નીકળીએ ને સામે ઠાઠડી મળે છે ને દેહનું રૂંવાડુંય નથી ફરકતું, જ્યારે ઉમાશંકરનું નિધન મને દસ હજાર

માઈલ દૂરેય પીડી રહ્યું હતું. સંવેદના મારી અવસન્ન હતી અને રાગાત્મિકાને રોવું હતું પણ ડૂમો નહોતો વછૂટતો.

એ રાત્રે વાર્તાલાપનો આરંભ કવિને નિવાપાંજલિ સમર્પવાના ઉપક્રમથી કર્યો : કવિના સામાન્ય પરિચય પછી અનાયાસે જ કહેવાઈ ગયું :

'ગાંધીને ગુમાવ્યા પછી આપણે આ બીજી વાર રંક બન્યા છીએ. તપ:પૂત કર્મયજ્ઞ વડે ગાંધીએ આપણા દેશ અને દેશજનોના ઉદ્ધારનું અભિયાન આદર્યું હતું. એ યુગપુરુષ હતા. જ્યારે કવિ ઉમાશંકરે શબ્દપૂત વાણીથકી એ યુગપત્ કાર્યને જન-જન સુધી પહોંચાડવાનું ભગીરથપણું નિભાવ્યું હતું. ને એ રીતે ગાંધી હત્યા પછીના ચાર-ચાર દાયકા સુધી અનવરત યુગકર્મ કરનારા એ યુગસર્જક હતા. શબ્દના સામર્થ્યે વડે ગંગોત્રી જેવડું કામ કરનારા ઉમાશંકર વિના આપણને કોઈ નહીં જડે. મિત્રો ! અહીં બેઠે-બેઠે આપ સૌને ખ્યાલ નહીં આવે કે આપણે કાળદેવતા દ્વારા કેવાં ઠગાયાં છીએ !'

હું ભાવુકતામાં વહ્યે જતો હતો ને મારા હાથમાંની ચબરખીભણી નજર ગઈ. ભરતભાઈ નામના એક ભાવકે 'ભક્તિમાર્ગ' વિશે પૃચ્છા કરેલી. તિલક, ગાંધી ને વિનોબા સરીખા મર્મીઓ જેનો પાર પામી-પમાડીનેય તૃષાતુર રહ્યા છે, એવા એ વિષય પર હું અલ્પજ્ઞ ને શો પ્રકાશ પાડું ? પણ મનોચક્ષુ સમક્ષ સતત કવિનું સૌમ્ય - શુચિતાપૂર્ણ મુખારવિંદ તરવરતું હતું. એનો અનુબંધ જોડીને કહેલું :

'માનવમનની ચિરંજીવ મથામણ કેન્દ્રિત થઈ છે ગીતામાં. આપણી સંસ્કૃતિના સાધકો અને સર્જકોએ ઈષ્ટ સિદ્ધિની અનુભૂતિ માટે ત્રણ પ્રશસ્તમાર્ગો દર્શાવ્યા છે. સંસારનાં તમામ વાનાંમાંથી આસક્તિ ખેંચી લઈ આત્મતત્ત્વની સહાયથી પરમતત્ત્વને પામવાનું ઉદ્‌બોધતો જ્ઞાનમાર્ગ, એક કાળે યજ્ઞયાગાદિને સાંપ્રતકાળે કર્તવ્યધર્મના સાચા અનુસરણથી મોક્ષને સુલભ બતાવતો કર્મમાર્ગ અને અનન્ય આરાધના અને ઉપાસનાના સામર્થ્યે પરમતત્ત્વની પ્રાપ્તિ ચીંધતો ભક્તિમાર્ગ. કબીરની નિર્ગુણિયા મસ્તી જ્ઞાન અને પ્રેમના સમન્વયનું સ-રસ પરિસર રચે છે. મીરાં ભાવ-ભક્તિરસ-તરબોળ પ્રેમદીવાનીનું રૂપ ધારે છે. નરસૈંયો સહજ વાતોની એંધાણીઓ દેતો હોવા છતાં તત્ત્વ ચિન્હવાની વાત છોડતો નથી. જ્યારે આપણા ઉમાશંકરમાં ત્રણેનો સમુચિત સમન્વય થયો છે. ઉમાશંકરના કાવ્ય-પ્રણયનમાં જ્ઞાનમાર્ગ બોઝિલ, અટપટો ને ધૂંધળો નથી બનતો, એમનું કવિકર્મ જ કર્મમાર્ગે સિદ્ધ થાય છે એટલે એ રસહીન તો નીવડે જ શાનું ! ને એમનો ભક્તિમાર્ગ શુચિતાપૂર્ણ ભાવપ્રવણતામાં આપણને મુગ્ધ કરી દે છે. એમની સમગ્ર વૃત્તિ-પ્રવૃત્તિ યજ્ઞાનુષ્ઠાન સમી હતી. એમની ઊર્જસ્વિત આંતરચેતના એમના વ્યક્તિત્વમાંથી નીતરતી હતી. આ જ કારણે એમના શબ્દમાં પારાવાર શ્રદ્ધા રણકતી હતી. એમનાં લોચનોમાં વિલસતો પ્રેમરસ એમને ભાવ-ભક્તિની જાગીર બક્ષતો હતો. ચિંતનમાં સમન્વિત થતો જ્ઞાનયોગ સાર્થક અભિધા ધારતો હતો, માટે જ એમનો કવિકર્મયોગ જન-જનસુલભ અહાલેક ગજવતો હતો. આ ત્રણેય વાનાં હૈયાવગાં હોવાને લીધે જ એ સાત્ત્વિક ઈર્ષ્યા આવે એટલા ઐશ્વર્યવંતા હતા. પોતીકા મહિમાથી સભાન હોવાને કારણે જ એ નિરવધિ અનાસક્ત હતા. આપણે ગુજરાતીઓ વ્યવહારશાણા હોવાને લીધે જ વિવેકી રહ્યા ને એમના નામ આગળ 'મહાકવિ'નું વિશેષણ ના લગાડ્યું. મને લાગે છે કે એ સર્વથા ઉચિત જ થયું છે. વિશેષણ કે અલંકાર સિવાય પણ આપણે એમને 'મહામહિમ' સિદ્ધ કરી શિરોધાર્ય કરી શક્યા છીએ.'

બોલતાં-બોલતાં જ લાગ્યું કે કોઈક મને મહીંથી ટકોરી રહ્યું છે. હું સાવધ થયો. શ્રોતાઓ સામે

જોયું : સ્વર બદલ્યો ને ભોમિયા વિના અને 'ગીત અમે ગોત્યું ગોત્યું' એ બે ગીત ગાયાં. ગાતાં-ગાતાં ગળું ભરાઈ ગયું. બેઠક છોડી હું મારા આવાસમાં ભરાઈ ગયો. ડૂમો હવે કોઈની વાટ જોવા ના રોકાયો ને હું મોકળે મને રડી પડ્યો.

મડિયાના અકાળ અવસાને મને ઊંડો આઘાત આપ્યો હતો. શિવકુમારના દેહાવસાને મને વિહ્‌વળ કરી દીધો હતો. પણ ઉમાશંકરના નિધને મારા અંતરતાર છિન્નભિન્ન કરી મેલ્યા હતા. પંડ્યની પીડાનું એ કારણ હતું. ૧૯૮૭ના ઑક્ટોબરમાં સાવ અનપેક્ષિત એવો, અગાધ આશ્ચર્ય જન્માવતો 'આંગળિયાત' ને અન્ય રચનાઓ સંબંધેનો ત્રણ ફૂલસ્કેપ ભરેલો કવિનો પત્ર અનરાધાર કૃપા બનીને મારા પર વરસી પડ્યો હતો. લખાણની તારીખ હતી મારી વર્ષગાંઠની. કવિને કાંઈ મારા જન્મદિવસની ખબર નહોતી. પણ એ જોગાનુજોગ બન્યું હતું. એ જોગે મને સીધો ૧૯૫૦માં હડસેલી મેલ્યો હતો. ત્યારે હું નડિયાદ છાત્રાલયમાં ભણવા ગયો હતો. ઘરેથી પરથમ વાર બહાર રહેતો હતો. દુઃખ નહોતું. ઊલટાનું ખાવા-પીવાનું, વૈતરું નહીં કરવાનું અને શીખવાનું સુખ હતું. પણ મારું મન, મારું ખેતર, મારાં ઝાડવાં, મારું તળાવ, મારા ગોઠિયા ને ગોઠણો વિના હિજરાતું હતું. રાત પડે, નેણ ઢળે ને મારી 'ભવાટવિ'ની પેલી લીલાભૂમિ મને તાદૃશ્ય થઈ ઊઠે. પાંપણ પલળી જાય ને પછી પ્રહરો સુધી નીંદર વેરણ બની રહે. પડ્યો-પડ્યો હું અતીતનાં વ્યતીત ચિત્રો આકાર્યા કરું. એક બીજું દર્દ પણ શૂળાયા કરે : દસ્રોજ મારા દસ-બાર સહપાઠીઓના પિતાઓના પત્ર આવે. એમના ગામ-ઘરના એમાં ખબર-અંતર હોય. એક માત્ર હું જ અભાગી- આવા કાગળ - પત્તરથી અલૂણો. દોસ્તો પૂછે : 'તારા બાપુ તો માસ્તર છે ને એક કાગળ સરખો નથી લખતા ?' જૂન મહિનાના આરંભે હું છાત્રાલયમાં આવેલો. ચાર-ચાર મહિના સુધી મેં કાગડોળે વાટ જોયા કરેલી. આખરે ઑક્ટોબર આવ્યો એટલે મેં જ બાપુને પત્ર લખ્યો :

''હવે તો બાજરીનાં ડૂંડાંય મોતીમઢ્યાં થઈ ગયાં હશે. ડાંગરની કંટીઓ સોનલવર્ણી બની ગઈ હશે. તુવેરો પીળચટ્ટાં ફૂલડાંએ લચકાલોળ ઝૂમતી હશે. પહેલૂકા ફાલનો મઘમઘાટ છીંડે પેસતાં જ અનુભવાતો હશે ને મેઘારુ તળાવ મારી વાટ્યો જોતું હશે. આ ૯મીએ મારી વર્ષગાંઠ આવશે, બાપુ ! તમને કદીયે મારી ખોટ નથી સાલતી ?'

બે પાનાંમાં આવી તો કેટકેટલી આરતો જડી હતી મેં. મને એમ કે મારો આ પત્ર મળતાં જ મારા બાપુના અનોખા અક્ષરોવાળો જવાબ આવી પહોંચશે. મારા ભેરુઓને એ હું વંચાવીશ. ૧૯૫૦ના ઑક્ટોબરની ૮મી, ૯મી, ૧૦મી અને ૧૧મીએ મારા પિતાના પત્રની મેં જે પ્રતીક્ષા કરેલી એવી તો કદાચ મુગ્ધાવસ્થામાં પ્રેયસીના પત્રની પણ નહોતી કરી, પણ એ ના આવ્યો તે ના જ આવ્યો.... ને મારા ઉરસંચિતમાં ખીલુંખીલું કરતી એક અદ્‌ભુત કળી- કેટકેટલી સંભાવનાઓથી ભરપૂર હોત એ- બસ એમ જ વિલાઈ ગઈ. એની મૃદુલ પાંખડીઓ જળી ગઈ. નવોન્મેષની આશાનું કોઈ કિરણ એના ઉત્સને ભીંજવી કે સંકોરી ના શકે એમ એ ઠીંગરાઈ ગઈ.

એ પછી મોટપણે અમારી પિતા-પુત્રની વચ્ચે યદાકદા પત્રવ્યવહાર તો થયો, પણ એમાં મારી હણાઈ ગયેલી ઉષ્માએ ક્યારેય ઉમંગનો ઉચ્છ્‌વાસ નહોતો લીધો.

૧૦-૧૦-'૮૭ના રોજ અણધારી રીતે આવેલા મુ. ઉમાશંકરભાઈના પત્રભાવે અજાણતાં જ સાડત્રીસ વરસો પહેલાંની મારી ઝંખાને જાગૃત કરી દીધી. જિંદગીનાં ત્રણ-ત્રણ તપ જે વાતને વીતી ગયાં હોય એ ઓચિંતી સ્મરણાએ ઝળકી ઊઠે એની પાછળ કશા સંકેત કે અંજળ હશે હૈયું મારું આર્દ્ર

હતું ને આંખો ભીની હતી. એ જ ભાવદશામાં મેં કવિને પ્રત્યુત્તર વાળ્યો. સાડત્રીસ વર્ષો પહેલાંની મારી રમણાનો તંત એમાં પ્રગટ કર્યો. એમાં એ મારા પર ઓવારી ગયા હતા એનો આભાર નહોતો માન્યો, પણ ચૌદ વરસની વયે ચિમળાઈ ગયેલી મારી કુંવારી ચેતનાને એમણે અજાણ્યે જ પિતૃભાવે જે સંજીવની બક્ષી હતી ને એથી મારી એષણાની જે અવગતિ ટળી હતી એનો ઋણભાવ મેં વ્યક્ત કર્યો હતો.

એ પછીના દિવસોમાં અમદાવાદમાં પરિષદભવનમાં અચાનક એ ભેટી ગયા; ખભે સહેજ સ્પર્શ કરીને કહે : 'તમારા બાપુ જીવતા હોત તો હું એમને ધન્યવાદ આપત, જોસેફ જેવો દીકરો પામવા બદ્દલ !'

કવિના સ્વમુખે સરેલી એ અંજલિ હતી. પણ મારે હોઠે હાસ્યની લહેર ના ફરકી. ત્યારે એ ધીરે-ધીરે બોલ્યા :

'તમે કદી વિચાર્યું છે કે માસ્તરે (મારા બાપુએ) પત્રનો જવાબ કેમ ના વાળ્યો ? દીકરાની અવગણના થઈ છે એવો ડંખ જે બાપના દિલને લાગ્યો હોય એ આવા ભાવુક પત્રનો જવાબ ન જ વાળી શકે. ભાઈ ! વિચારવાનું તો એ છે કે એમના મનમાં એ જવાબ એમણે કેટલી વાર ઘડ્યો હશે ને ભાંગ્યો હશે !'

'કોઈક વાર ઘેર આવો. યાદ છે ને !'

કહીને એ ગયા. મને યાદ હતું. મારું કોઈક રેખાચિત્ર હું અસ્સલ ચરોતરી લહેજે વાંચું એ એમને સાંભળવું હતું. કંકુનો મરશિયો સાંભળવો હતો. મારી જોડે 'ભૂખ' વાતો કરવી હતી. એક વાર મેં લખેલું : 'મહેલો ને મિનારાઓ આકાશ આંબતા જાય છે ને હર્મ્યો હવા ચીરતા જાય છે. ક્યાંય કશું ખંડેરની ભસ્મકણીમાં નથી પલટાતું. ભૂખ્યાં જનોના જઠરાગ્નિની વાત તો મજબૂરીમાં ટંકોની ટંકો જતી હોય એ ભૂખ વેઠી હોય ત્યારે જ કહી શકાય.' મને કહે : 'ટંકે ભૂખ લાગે એમાં અને પેલી બટકું રોટલો ના મળ્યાની ભૂખમાં ફેર તો છે જ; મારે એ 'ભૂખ'ની વાતો સાંભળવી છે. 'શ્રાવણી મેળા'માં એના થોડાક અણસાર મળશે.'

૧૯૫૫ની વાત. નડિયાદમાં સાહિત્ય પરિષદનું અધિવેશન, ત્યારે પ્રચંડ પ્રતાપે સોહતા મુનશીને જોવાનો મોહ. ઊંચી દીવાલની ટોપી અને શેરવાનીમાં શોભતા મુનશી સાથે જ લેખક વસેલા. પણ સંતરામ સામેના રસ્તા પર એક ગાડીમાં બેસવા જતા ને વિજયરાય વૈદ્ય પાસેથી 'માનસી'નો અંક સ્વીકારતા, મારા શિક્ષકે ઓળખાવેલા ઉમાશંકર તો સાવ સાદા ! કવિ જેવાય નહિ લાગેલા ! એ પછી બે જ વરસે '૫૭માં ચરોતર એજ્યુકેશન સોસાયટી - આણંદમાં અમને તાલીમપ્રાપ્ત શિક્ષકોને એ આશીર્વચન કહેવા પધારેલા. ચરોતર એજ્યુકેશન સોસાયટી ત્યારે સ્વાતંત્ર્યવીરો અને રાજ્યભક્તોનું મોસાળ. કાકા કાલેલકર, ગણેશ વાસુદેવ માવલંકર, એન. જી ગોરે, આચાર્ય કૃપલાની ને મગનભાઈ દેસાઈ જેવા સૌ હોંસન્હરખથી સોસાયટીનું આંગણું પાવન કરે. પરિણામે સ્વમાન અને સ્પષ્ટભાષિતાનો અમારો ગુણ ખૂબ કેળવાયેલો. ધીરુ પરમાર નામનો મારો એક સહપાઠી. હાથસાળના વણાટની બાબતે ગૃહપતિ સાથે, એને ચડભડ થઈ ગયેલી. ગૃહપતિ દાઢમાં બોલેલા - 'જોઈ લઈશ', આનો અર્થ એ કે ધીરુના 'ઈન્ટર્નલ માર્ક્સ' કપાવાના. વિદાયસમારંભમાં ધીરુ બોલવા ઊભો થયો. મક્કમ અને સ્પષ્ટ સ્વરે એણે જરાય થડકાયા સિવાય કહી નાખ્યું : 'ક્ષણે-ક્ષણે ગાંધીની ને અહિંસાની વાતો કરતી, આદર્શ ગણાતી આ સંસ્થાનો સેવક 'જોઈ લઈશ' જેવી તુમાખી ભરેલી અને અહંકારી હિંસા દાખવી જ શી રીતે શકે ?'

કવિના

ઉમાશંકર એને ધ્યાનથી સાંભળી રહેલા. એના વક્તવ્યને જ એ દિવસે કવિએ પોતાનો વિષય બનાવ્યો. કારણ એમનો ઉછેર પણ વિદ્યાપીઠમાં ને આશ્રમમાં થયેલો. ધીરુના સ્પષ્ટ વક્તૃત્વને એમણે બિરદાવ્યું, ને અંતે શીખ આપેલી એક : નિર્ભય બનશો ને નિર્ભયતાના ગુણને ખીલવતા રહેશો તો જ તમે સાચા શિક્ષક બની શકશો. સ્વમાનહીણો શિક્ષક કશું જ સારું નિપજાવી શકતો નથી. જેનો આત્મા જાગરૂક નથી એ સંસ્કૃતિની ઘોર ખોદે છે !'

નમણું લલાટ, વેધક આંખો, નાજુક ફ્રેમનો ભાર ઝીલી શકે એવી રળિયાત નાસિકા, સહેજ મોટા લાગતા કાન અને પેલો અંતર સ્પર્શનો મુલાયમ એટલો જ મર્મગ્રાહી અવાજ. સાવ સાદાઈના અવતાર એવા કવિ તે દા'ડે હૈયે જડાઈ ગયેલા.

અમરેલીના જ્ઞાનસત્રમાં નવલકથાના રૂપ-વિકાસ પર બરાબરની ચર્ચા જામી હતી ત્યારે મને પૂછેલું : 'તમે બોલવા જવાના કે !'

મેં કહેલું : 'ના. અધિકાર ના સાંપડે ત્યાં લગી તો નહીં જ' ને જાણે એનો પડઘો પાડતા હોય એમ વિલેપાર્લેના અધિવેશનમાં સર્જનાત્મક નવલકથાના એક વક્તા તરીકે પરિષદે મને નોતરું દીધેલું. શ્રી રઘુવીરભાઈએ જણાવેલું કે મારું નામ ઉમાશંકરભાઈએ સૂચવેલું. તો એમણે જ મને પરિષદના મંચ લગી પહોંચાડ્યો. મને સાંભળવા એ છેક લગી બેઠા. બોરીવલીમાં સર્વોદય સંમેલનનું ઉદ્‌ઘાટન કરવા જવાનું હતું તોય. વળતે દિવસે મારો ખભો હેતથી થપથપાવતાં કહે : 'તમે પાર ઊતર્યા, હવે ભગાન ભગતનાં બીજાં પદો સંભળાવવા ઘેર ક્યારે આવો છો ?'

મારે એમની સંન્નિધિમાં જવું હતું. એ મને 'તુંકારે' (કદાચ એમના સ્વભાવમાં જ એ નહોતું) એવો ઘરોબો મારે રચવો હતો. કલાકો લગી એમને ગમે એ વાંચી સંભળાવવું હતું, થોડાંક ગીત ગાવાં હતાં ને જવાબમાં એમની આંખોમાંથી વરસતી અમીધારાનો લહાવો માણવો હતો... પણ....

મુંબઈમાં જ પૂછેલું : 'કેટલુંક લખો છો ?'

'છ કલાક સાહિત્યિક અને બે કલાક પત્રોત્તર.'

'ને વાંચવાનું ?'

'ચારેક કલાકનું તો ખરું જ.'

તો કહે : 'મારું તો દિવસના ૨૪ કલાકમાંથી ૨૫ કલાક ઊંઘવાનું ચાલે છે !'

નંદિનીબહેન હસતાં હતાં. હું અણસમજુ એમને તાકી રહેલો. ૩૦મી ઑગસ્ટે વિદેશ જવા અગાઉ આશીર્વાદ મેળવું એવી અભીપ્સાએ ફોન કરેલો. ઘંટડી રણક્યા કરે. લાગ્યું કે કશેક ગયા હશે. ન મળાયાના વસવસા સાથે જ વિદેશ ગયો. પાછા આવીને એમના ચરણોમાં પ્રણિપાત કરવાની તાલાવેલી હતી. પણ એ જ હાથતાળી દઈ ગયા. શેષ રહ્યા કવીન્દ્રના શબ્દો :

> તમારું અદેહી રૂપ અહીં આજે
> મળ્યું છે ધરતીના પ્રાણ ઉત્સવે આ.
> તમે હતા, આજેય છો, ને રહેશો સદા
> જાગૃત નિભૃત આ પ્રાણે !

# ઉમાશંકર જોષીના પત્રો □ સંકલન: હરીન્દ્ર દવે

ઉમાશંકર જોષીના પત્રો ૧૯૪૭થી ૧૯૮૮ વચ્ચે લગભગ નિયમિત મળતા રહ્યા છે. જીવન તથા વ્યવસાયમાંની અરાજકતાને કારણે બધા સચવાયા હોય તોય ઇચ્છું ત્યારે એકત્રિત કરી શકું એમ નથી. થોડાક પત્રો હાથ લાગ્યા છે. એ તેની ભૂમિકા સાથે આપું છું.

મારી પ્રારંભની એક કૃતિ 'સંસ્કૃતિ'ના ૧૯૪૮ના કોઇક અંકમાં પ્રગટ થઇ હતી. તે વેળા હું ઘણી બધી કૃતિઓ ઉમાશંકરને મોકલતો. મોટા ભાગની સ્વીકૃતિ ન પામતી. એ અરસામાં રિપ્લાય પોસ્ટ કાર્ડમાં એક કાવ્ય મોકલેલું. સાથે 'વિરાટ પ્રણય' સમજવા છતાં એક મિત્રને સમજાવી ન શકયો એ વાત લખી હતી. કવિતાની વ્યાખ્યા વિશે પૂછયું હતું. એ અરસામાં 'નવચેતન' સામયિકે કવિતા પ્રગટ ન કરવાનો નિર્ણય કર્યો હતો. એ વિશે પણ પૃચ્છા કરી હતી.

તા. ૧૯-૧૦-'૪૭ના રોજ ઉમાશંકરે લખેલો ઉત્તર આ છે :

પ્રિય ભાઇ,

તમારું કાવ્ય મળ્યું. તે પ્રગટ ન થઇ શકે તો ક્ષમા કરશો. કાર્ડમાં છે એટલે પાછું મોકલી શકાયું નથી. નકલ તમારી પાસે હશે.

તમારો કાવ્ય-સ્વાધ્યાય અને સમગ્ર અધ્યયન સારું ચાલતું હશે. સરસ્વતી સાધનામાં તમને હાર્દિક સફળતા ઇચ્છું છું. ભાઇ ગિરીશ ભટ્ટને મળો ત્યારે સ્નેહસ્મરણ કહેશો.

સ્ને.

અ'વાદ — ઉમાશંકર જોષીના

૧૯-૧૦-'૪૭ — વં.મા.

તા.ક.

તમે તા. ૧૩, ૧૯૪૭ના પત્રમાં મને થોડાક સવાલો પૂછેલા. 'વિરાટ પ્રણય' સમજાય ને ન સમજાવી શકાય તો શી ચિંતા?... મારી કૃતિઓમાં હું કોઇને જ 'મહત્ત્વનું' સ્થાન આપતો નથી... કવિતાની 'વ્યાખ્યા' શા માટે શોધો છો? <u>કવિતાને</u> જ શોધોને!

સામયિકોવાળા કવિતાનો તિરસ્કાર કરે તેથી તેનો 'લોપ' થશે એમ કહો છો. પણ કવિતાનો કોઇ તિરસ્કાર કરે તો તે એનો પોતાનો જ તિરસ્કાર છે અને કવિતાનો <u>લોપ</u> તો કોણ કરી શકનાર છે? જુઓને વેદને હજારો વરસોથી ગળામાં સાચવતા બ્રાહ્મણોએ ગૌરવ અનુભવ્યું છે.

એ જ સ્નેહાધીન ઉમાશંકર જોષી

ઉમાશંકર પત્રોના ઉત્તર ભાગ્યે જ આપે. એટલે મેં કવિતા સાથે જવાબી પત્તું મોકલ્યું. તેમાં તારીખ ભરવાની બાકી રાખી મહિનો અને વરસ પણ લખ્યાં. પ્રત્યુત્તર

પણ લખ્યાં. માત્ર એક વિકલ્પ કાઢી સહી કરીને જ જવાબ મળે તેવું કર્યું. ઉમાશંકરે ત્યારે - ૧૯૪૯માં કૉલેજના બીજા વરસમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને પણ જે રીતે કાગળ લખ્યો તે નોંધપાત્ર છે.

આ રહ્યો ૨૦-૩-'૪૯ના રોજ લખેલો તેમનો પત્ર :

અમદાવાદ
તા. ૨૦-૩-'૪૯

ભાઈશ્રી

તમારું કાવ્ય અને પત્ર મળ્યાં. કાવ્ય ગમવાથી/ ન ગમવાથી 'સંસ્કૃતિ'માં પ્રગટ થશે/ પ્રગટ થઈ શકે તેમ નથી. તે જાણશો.

લિ. સ્નેહાધીન
ઉમાશંકર જોષી

તા.ક.
ભાઈશ્રી,

તમે તો ભારે કરી. તમારી સાથે નિયમિત કે અવારનવાર પત્રવ્યવહાર કરી શકતો નથી તેની આ સઝા ! હું પાત્ર પણ છું... 'સૂચનો' શાં મોકલું ? ઉઠાવ તથા ભાવવહન ઠીક છે. એકદમ મોટી ચોટ નથી. પં. ૫-૬માં 'બદન' શબ્દની પુનરુક્તિ પ્રાસરૂપે આવે છે એ શિથિલતા લાગે. સનમ, ગુલાબ એક જ છે ? ગુલાબ અને બાગબાંનો સંબંધ પ્રણયીનો નથી. ગુલાબ અને બુલબુલનો (ઇરાનની આબોહવામાં) છે. ચર્ચા માટે આ બિંદુઓ ઉઠાવ્યાં નથી. અમસ્તાં વાતમાં જ.

તમારી પરીક્ષાઓ ૧. પત્યું ? કુશળ હશો.

તા.ક.

તમારી વાત અને આ મુખ્ય કાગળ ગણશો. નકલ હશે જ. પાછી મોકલી નથી.

ઉ.

૧૯૭૦માં બીમાર હતો : હૉસ્પિટલમાં ડૉ. ઓ. ટી. સામાણીની સારવાર હેઠળ એક અઠવાડિયું રહેવું પડ્યું. ત્યારે ઉમાશંકર ગુજરાત યુનિવર્સિટીના કુલપતિ હતા. કુલપતિ નિવાસેથી દીપોત્સવી શુભેચ્છારૂપે છાપેલું કાર્ડ મોકલ્યું. પાછળ થોડીક કાળજી વ્યક્ત કરતી નોંધ લખી.

કુલપતિ-નિવાસ
અમદાવાદ-૯
તા. ૩૦-૧૦-૧૯૭૦

સ્નેહીશ્રી

એક એક ડગલું ઉજાળતી
ટમટમતી દિલ-દીવડી

પ્રભુનો પથ કંડારતી જતી;
ચોગમ છો આંધી ચડી

સ્નેહાંકિત
ઉમાશંકર જોષી

પ્રિય ભાઈ,

બીમાર પડો એ કેમ પોસાય ? જલદી જલદી સારા થઈ જાઓ અને સારા રહો. ભાઈશ્રી ડગલીએ ફોન પર કહ્યું કે હવે સારું છે. ચિ. દીપકને ને બધાંને નવા વરસની શુભેચ્છાઓ.

ઉમાશંકર જોષી

વચ્ચે 'સમર્પણ'નો તંત્રી હતો એ ગાળામાં - ૧૯૬૨થી માંડી સાતઆઠ વરસના ગાળામાં ઉમાશંકરના ઠીકઠીક પત્રો મળ્યા હતા. વિદેશની યાત્રા વેળા તેમણે લખેલાં વૃક્ષકાવ્યો પણ 'સમર્પણ'માં જ પ્રથમ પ્રગટ થયાં હતાં. હરિશ્ચંદ્ર ભટ્ટનું સ્મરણ વ્યક્ત કરતો પત્ર અને કાવ્ય પણ એ અરસામાં મળ્યાનું યાદ છે. એ આખો પત્રસમૂહ ક્યાંક હશે. ગોતવાનો પ્રયત્ન કરું છું. દરમિયાન ૧૯૭૫ની ૧૯મી સપ્ટેમ્બરે તેમણે એક પત્ર લખ્યો હતો. મારા કયા પત્રના ઉત્તરમાં એ છે એનો ખ્યાલ નથી. ત્યારે હું 'જનશક્તિ' દૈનિકનો તંત્રી હતો. તે વેળા તેમણે 'વ્યવહારના શબ્દયજ્ઞમાં અધ્વર્યુ' થવાની વાત લખી હતી, એ દૈનિક પત્રમાં કરવી પડતી કામગીરીના સંદર્ભમાં હતી. ૧૯-૯-'૭૫નો એ પત્ર આ પ્રમાણે છે :

<u>પ્રિ. ક.</u>

તમે તા. ૧૬ ફેબ્રુ.ના પત્રમાં મને
થોડાક સવાલો પૂછેલા. 'વિરાટપ્રણય'
સમજાય કે ન સમજાવી શકાય તો
શી ચિંતા ?.. મારી કૃતિઓમાં હું કોઈને જ
'મહત્ત્વનું' સ્થાન આપતો નથી... કવિતા-
ની 'વ્યાખ્યા' શા માટે શોધવાની ? <u>કવિતાને</u>
જ શોધીએ !
વૈજ્ઞાનિકો વગેરે કવિતાનો તિરસ્કાર કરે
તેથી તેનો 'લોપ' થશે એમ ન કહેશો.
પણ કવિતાનો કોઈ તિરસ્કાર કરે
તો તે એણે પોતાનો જ તિરસ્કાર

છે. અને કવિતાનો [illegible] ના ફોટા
ની [illegible] છે? [illegible] વેદનો
[illegible] ગાળામાં [illegible]
[illegible] ગૌરવ અનુભવ્યું છે.
[illegible]

206 V P House
New Delhi-110001
સપ્ટે. ૧૯, ૧૯૭૫

પ્રિય ભાઇ હરીન્દ્ર,

તમારા સુંદર પત્રનો જવાબ બરોબર તો રૂબરૂ હાજર થઇને જ આપી શકાય. ભાઇ આશરે કદાચ સમાચાર પહોંચાડયા હશે કે ૨૭મીએ ત્યાં છું. શ્રી વિંદા કરંદીકરના મરાઠી- અંગ્રેજી સંગ્રહના ઉદ્ઘાટન પ્રસંગે. તમે મિત્રો પણ એમાં, સમય હોય તો, જરૂર હાજર રહેશો. પ્રકાશક શ્રી સદાનંદ ભટકલ (પોપ્યુલર બુક ડેપો)ને મેં લખ્યું છે કે ભાઇ સુરેશ દલાલ તથા ગુજરાતી કવિ-લેખક-મિત્રોને નિમંત્રણ પહોંચાડી શકાય. ભાઇશ્રી સુરેશ તો તેમને ઓળખતા પણ હશે. કવિશ્રી વિંદાને તે ઓળખે છે જ. સંપર્ક સાધે અને ઘટતું કરે.

હું હમણાં થોડું થોડું લખતો રહ્યો છું. કવિતા મળીએ ત્યારે.

ભાઇ સુરેશે તો ભાષણોની હેલી જેવું ગોઠવ્યું લાગે છે. નિરંજનભાઇ પાસેથી જાણ્યું.

તમારા પત્રમાં તમારા સ્વભાવનું માર્દવ છે. તમને- આવા માણસને- વ્યવહારના શબ્દ-યજ્ઞમાં અર્ધ્યુ થવાનું આવ્યું તેમાં પણ સંકેત હશે. આ જાતની તાલીમ અનિવાર્ય છે.

–ઘેર સૌ મજામાં હશે. ભાઇ દીપક સાથે ફોન પર ગયે ફેરે વાત થઇ હતી.

મળીએ છીએ. ૨૭મીએ સવારે ફ્રન્ટિયરથી વાડીભાઇને ત્યાં.

ઉમાશંકર જોષીના
સપ્રેમ વં. મા.

# ઉમાશંકર જોષીને □ મુકુન્દરાય પારાશર્ય

અનન્તના મંગલ ઉર્ધ્વયાત્રિ હે!
સત્પંથમાં પ્રાપ્ત પરાર્થ શ્રેયનાં
કર્તવ્ય છો તું કર ધર્મભાવથી
તજી ફલાસક્ષિ, પરંતુ તુંથી
ના અન્ય એ કર્મ કરી શકે ગણી
મમત્વથી સાત્વિક વા અહંત્વથી
રોકાઈ એ ક્ષેત્ર વિષે જતો નહિ.

વિશ્રાન્તિની વૃત્તિ તને હશે નહિ.
વિલંબની વૃત્તિ તને ઘટે નહિ.
અપેક્ષું ત્યાંના અધિકારીઓને
તું ભાર સોંપી હળવો બની જા.

તું સિન્ધુગામી સરિતા, પ્રમાદથી
વિશાળ કાસાર બની જતો ના.
કો માનસાથી કલહંસ જેવો
અનન્ત પન્થે ડગ માંડતો જા.
આગે જ આગે દૃઢ પાય માંડી
ઉઘાડ પંથે ક્ષિતિજો નવી નવી.

સચ્ચિદાનંદતણાં સમુજ્જવલ
આમંત્રતાં મંગલ દ્વાર ખુલ્લાં,
પ્રવેશતો ત્યાં તુજને નિહાળું
હું હે સુહૃદ, એટલું માત્ર વાંચ્છું.

## કાગળની હોડી

□ **ભગવતીકુમાર શર્મા**

'હોડીને દૂર શું, નજીક શું ?'
એમ ગાનારા કવિ,
તમારી હોડી
હવે અમારાથી દૂર-ઘણી દૂર-
ક્ષિતિજ પરના બિન્દુ જેટલીયે નહિ નિકટ,
છતાં અમારી અડોઅડ છે
તમારી કાગળની હોડી-
નાજુક, નમણી છતાં નક્કર;
અમારાં અંતરજળમાં
અનંત કાળ સુધી સેલારા માર્યા કરશે.
કાગળની એ હોડી
આત્મા જેવી અનશ્વર;
કોઈ પાણી તેને ભીંજવી કે ભૂંસી નહિ શકે;
અગ્નિ તેને પ્રજાળી નહિ શકે,
કોઈ સરોવર, નદી કે દરિયો
તેને ડુબાડી નહિ શકે.
જેને તમે તમારા આત્માના
અમૃતપ્રવાહમાં વહેતી મૂકી હતી
એ જ તો અમારે માટે
પ્રલયજળમાંથી ઉગારનારી નૌકા

## નાદ-બ્રહ્મે ગયા ભળી

(કવિવર ઉમાશંકર જોશીને...) □ ઇન્દુકુમાર ત્રિવેદી

કાવ્ય-સાહિત્ય મર્મજ્ઞ મનીષી હે કવિવર !
સત્યને શિવની સંગે આરાધ્યા શાંત સુંદર.

વિશ્વ-સાહિત્ય ઉદ્યાને ગીરા ગૂર્જરીના દ્રુમે,
કૂજ્યા'તા સર્વશાખાએ મુક્ત કો'પંખીશાંતમે.

માનવી માત્રની પ્રત્યે ચાહના આપના ઉરે,
સ્પર્શી'તી આપની પ્રીતિ જ્યાં જ્યાં ચૈતન્ય કે સ્ફુરે.

ફર્યા'તા શબ્દ સંગાથે દેશદેશાન્તરે બધે,
ચાલ્યા કાં મૌન ધારીને બૃહસ્પતિસભા વિશે ?

શબ્દ ને અર્થની મધ્યે સદૈવ સેતુ શા કવિ !
ઝગંતી કાવ્ય-દ્યુતિથી પ્રસન્ન આપની છવિ.

આત્માની માતૃભાષામાં ગયા'તા આપ ઓગળી,
છંદ ને લયના વ્હેણે નાદબ્રહ્મે ગયા ભળી.

## ઊંચેરી ટૂકનો મોરલો □ બાલમુકુન્દ દવે

એક ઊંચેરી ટૂકનો મોરલો મારે ગુજરાતે !
કંઇ ટૌક્યો મીઠું મધરાત, ટૌક્યો પરભાતે :
એની કેકા કશી છલકાય ગુર્જરીને ઘાટે !
એ તો વ્યોમ ભરી પડઘાય, વ્હેતી જગવાટે !

## જોષી સાહેબને □ ઇન્દુ પુવાર

તમે કાળના કાળ મહાકાળ
 કાળમાં/કાળથી વહેતા રહ્યા
 કાળ માટે જીવતા રહ્યા
 કાળને કાપી ગયા
 કાળ પર વારી ગયા
 કાળ વિશે ગાઈ ગયા–
કાળને તે કહીએ શું જરીએ નવ ચૂકિયો
પાંચ આંગળીઓમાંથી અંગૂઠે વાઢ
મૂકિયો *
મૂકી ગયો
વાઢ મૂકી ગયો આ કાળ–
આખો એક લીલોછમ ડુંગર ભર્યો ભર્યો
ચરી ગયો
ઝરણાં, નદી માટી મઘમઘતી પી ગયો
માણસ આખો
જે લાવ્યો હતો અમૃત અવનીનું
આ ભર્યાભાદર્યા જગ વિશે !
આ મિશે કહું તો શું કહું ?
તમારા ઘરની પછીતે ડુંગરો
તમારી બોર્ડિંગની બહાર ડુંગરો
નાના, મોટા આજ ડુંગરો જન્મ્યા
અને ડુંગરો ઉછર્યા, ડુંગરો કૂદી ગયા/જીવી
ગયા
મખમલિયા અંધારમાં
ખળખળ જળજળ નિર્મળ વહેતા રહ્યા
 કહેતા ગયા–
હજીય છે આ જગતમાં સૂર્ય
કવિના
સૂર્યકિરણો/શિયાળાનો કૂણો કૂણો તડકો
ઝાકળની આંખમાં ચકચક ચમકતો તારો
વેરાયો ઘાસઘાસમાં ભીનો થઇ
એક સ્પર્શ ગુલાબી તે હું જ છું.
 હું જ છું
 હું જ છું

(* શ્રી ઉમાશંકર જોષીની પંક્તિઓ છે)

## કવિશ્રીને...

□ નલિની માડગાંવકર

'ગાંધી ગિરા'ના સર્જક ગયા...
સાબરમતીનાં પાણી
'ફરી એક વાર' થરથર્યાં
અને
એ કંપનનું વલય
વિસ્તૃત થતું... થતું... થતું...
ગુર્જરગિરાના એકએક ચાહક સુધી પહોંચ્યું.

માઈલોના માઈલોને
ભીતરમાં સમાવનાર વિશ્વયાત્રી !
તમે કોઈકને પાંખો આપી
તો કોઈકને પાંખો ફફડાવતાં શીખવ્યું.

ગુજરાતી કવિતાની
'ગઈ કાલ'ને તમે 'આજ' સુધી પહોંચાડી
અને
આજને 'આવતી કાલ'નો મંત્ર શીખવ્યો.

માનવને પાસે લાવવા તમે
કેટકેટલા 'સેતુ' રચ્યા.

વિદાય આપવા સમર્થ એવી
ભડની છાતી ક્યાં અમારી પાસે છે !
કવિ,
મુઠ્ઠી જેવડા હૃદયમાંથી તમને જવા દઈશું તો ને !

એક સારસ્વતની વિદાય..

"મારું કામ? મારું નામ?
સપ્રાણ ક્ષણ, આનંદ-સ્પંદ...
એ કામ મારું
માનવતાની સ્ફૂર્તિલી રફતારમાં
મળી ગયું છે.......
નામ મારું ભાષામાં
ઑગળી ગયું છે...
વેઈટ-એ-બિટ...
છેલ્લો શબ્દ
મૌનને જ કહેવાનો
હોય છે..."
ઉમાશંકર જોશી..

ઉમાશંકર જોશી...

આચાર્ય

કવિતા - આત્માની માતૃભાષા
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક - ૧૨૯
વર્ષ : ૨૨, અંક : ૩ : ફેબ્રુઆરી, ૧૯૮૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)


| | | | | | |
|---|---|---|---|---|---|
| અજય પુરોહિત | ૪૪ | ધીરુ મોદી | ૪૯ | વસંત બાપટ | ૬૦ |
| ઈન્દુકુમાર ત્રિવેદી | ૧૦૮ | નલિની માડગાંવકર | ૧૧૦ | વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી | ૬૯ |
| ઈન્દુ પુવાર | ૧૦૯ | નિરંજન ભગત | ૪૬ | સુરેશ દલાલ | ૪૭,૭૦,૭૯ |
| ઈન્દ્રદેવ આચાર્ય | ૧૧૧ | પ્રબોધ પરીખ | ૪૦ | હરિહર જોશી | ૫૨ |
| ઉમાશંકર જોશી | ૧, ૯૬ | બાલમુકુન્દ દવે | ૧૦૮ | હરીન્દ્ર દવે | ૧૦૨ |
| ઉશનસ્ | ૪૧ | ભગવતીકુમાર શર્મા | ૧૦૭ | હરીશ વ્યાસ | ૩૯ |
| કિશોરસિંહ સોલંકી | ૮૧ | મંગેશ પાડગાંવકર | ૬૫ | હીરા પાઠક | ૯૧ |
| ચિનુ મોદી | ૭૬ | મુકુન્દરાય પારાશર્ય | ૧૦૬ | | |
| જગદીશ ત્રિવેદી | ૫૦ | યોસેફ મેકવાન | ૫૯ | | |
| જયન્ત પાઠક | ૫૮, ૭૪ | રઘુવીર ચૌધરી | ૪૫ | | |
| જયા મહેતા | ૬૫ | રમણલાલ .ચી. શાહ | ૮૨ | | |
| જશવંતી દવે | ૬૦, ૯૬ | રમેશ પારેખ | ૫૧ | | |
| જોસેફ મેકવાન | ૯૭ | રાજેશ પંડયા | ૪૯ | | |
| ડબલ્યુ. એચ. ઑડન | ૩૦ | રાધેશ્યામ શર્મા | ૪૫, ૫૩ | | |


**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૪૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૮૦/-, ઍર મેલ રૂ. ૧૫૦/-. આ અંકના છૂટક ૧૦ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ ન. ૬૨, મુંબઈ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧

## વિસર્જન □ જયન્ત પાઠક

પંચેન્દ્રિયની આ ઘટના
હવે વિસર્જન પામતી જાય છે :
વેરવિખેર છે બધું-ઊખડું ઊખડું
ગણ્યાંગાંઠયાં મૂળિયાંને વળગીને ઊભેલું આ વૃક્ષ
અસ્તિત્વનું એકદા લીલુંછમ, હવે રુક્ષ.

ચાલી જાય આંખ
મૂકીને પાછળ મેલા અરીસાની ઝાંખ
હવે જે દેખાય
તેને વિશે આશંકાઓ થાય.

છોડી ચાલ્યા કાન
બ્હેરું બ્હેરું હવે બધે, સૂમસામ
શબ્દ ધ્વનિલય લ્હેકા સેળભેળ વ્યર્થ
નીપજે ના કોઈ અર્થ.

નાક : શ્વાસ લેવાનું જ રન્ધ્ર
ગ્રહી શકે નહીં કોઈ ગંધ
સૌરભનો મઘમઘ આખોય ઉદ્યાન
દસેદસ દરવાજે બંધ !

સ્વાદ
એની તો રહી છે માત્ર યાદ !
ગઈ કાલની એક ખટમીઠી ઘટના - રસના.

ત્વચા
તે તો જાણે અન્ય કોઈનું ઓઢેલ ચર્મ
વેરાઈ ન જાય સાવ અસ્તિત્વનાં અંગ
એટલે સીવેલ એક કોથળો - અકબંધ !

સ્પર્શનો લહે ન કોઈ મર્મ !

મન હવે મંદ
લાગણી - વિચાર બધું સ્તબ્ધ
નહીં હલચલ, નહીં સ્પંદ...
– જૂનું રે થયું દેવળ જૂનું રે થયું -
હંસલો ગણગણે ધીમે મીરાંજીનું ગીત

સ્વાન-સોંગ !

## સમાંતર થયો છું □ અજય પુરોહિત

અક્ષાંશે નિનાદિત રૂપાંતર થયો છું;
તરત કોઈમાં હું સ્થળાંતર થયો છું.

હિરોશીમા, લોથલ કે હડપ્પા થજે તું -
મુલાકાત નામે અવાંતર થયો છું.

નિરુત્તર હતી આ વ્યથાઓ નિર્લજ્જ -
ઉદાસી અલગ છે મતાંતર થયો છું.

નિરાદર સમયની હતી ચાલ કેવી ?
સવિસ્તર કથામાં સમાંતર થયો છું.

અનાગત અજાણ્યા મળે શબ્દ સામા -
મુસાફર ગઝલનો નિતાંતર થયો છું.

# શરદપૂનમની રાતે □ હરીન્દ્ર દવે

શરદપૂનમની રાતે
વાગે નહીં વાંસળી ક્યાંય
અને ઉન્મન રાધાની રાત
વાટમાં વહાણું થઈને વાય

કેશ વિખેરી રીસે
રોકે સૂર્યકિરણને રાધા
બેસી કાલિન્દીને ઘાટ.

તંદ્રિત રાધા જાગે
જેવો અંગઅંગમાં સાવ અચાનક
વીજળીનો ઝબકાર.

વિસ્ફારિત નયને અવલોકે રાધા
એના માધવની અંગુલિઓ અડકે
શ્યામ ચમકતા કેશ-ગુંફની ધારે.

શિરને ઝટકો દઈ
ગુંફ છોડાવી કૃષ્ણ - કરેથી
રાધા યમુના જળને લહે :
શાંત તરંગિત ગાન
ગુંજતી યમુના ધીરે વહે
'રાધે'
કૃષ્ણ અધરથી સરી પડયું ધ્વનિરત્ન,
રાધા અકળવિકળ ભીતરથી
એના રોમરોમમાં સ્પન્દ
છતાં હોઠે તો કેવળ રોષ
"હશે, રાતની રાત એકલી ઝૂરી છું હું
કાલિન્દીને ઘાટ
... સવારે

પરનારીના કેશ હાથમાં લઈ રચ્યો શો ઘાટ ?"

"રાધા"

ઝળહળ ઝળહળ શબ્દે
સ્તબ્ધ - મૌનમાં રાધા
ઝીલે કૃષ્ણ-વચનને :
"અવર કોઈનો તારા પર
અધિકાર હોય તે હોય,
અનાદિકાળ થયે તું મારી
ને હું તારો રહ્યો અનંત
આ કાલિન્દીની પડછે
તારા કેશ મુલાયમ -"

"જાવ સદાના જૂઠ્ઠા
યમુનાની લહેરોમાં રેશમ વહે
અને આ બરછટ મારા કેશ."

સુનમુન થઈને કૃષ્ણ
વિમાસી રહે મનોમન
શ્યામ ગુંફને હળવે કરમાં સાહે :
સાહી જરી હોઠથી ચૂમે,
અંગઅંગમાં સૌરભ એની ઝૂમે :
સાહી જરા નેત્ર પર ધારે
જાણે નીલરત્ન પર શ્યામ કંકુની વર્ષા.

"રાધે"

માધવના અધરેથી ઊગ્યો બોલ -
યમુનાના જળમાં લહેરાતો,
કદંબ કેરે પાને પાને
    ઝળહળઝળહળ થાતો,
વ્રજની ગલીઓમાં પથરાતો,
રાધા બની બહાવરી

ઝીલી રહી અબોલ

"રાધે,
યમુનામાં કાલીય છે,
તારા કેશગુંફમાં શેષ...."

જરા લજવાઈ રાધા
લગાર પાછળ ખસે,
કૃષ્ણ કરેથી સરી
કેશ એ હૃદય ઉપર જઈ લસે

શિવ પર જાણે
શેષનાગની છાયા
એવા ઘૂઘરિયાળા કેશ
હૃદય પથરાયા :
એના કિનખાબી અંધારે ડૂબ્યા કા'ન,
એના મખમલિયા અજવાળે જાગ્યા કા'ન

ગઝલ □ મેઘબિંદુ

ભૂલી જવી જે જોઈએ એ વાત યાદ છે
બસ એટલે તો આપણી વચ્ચે વિવાદ છે

ધાર્યું થયું ના એટલે વિવશ બની ગયો
દૃષ્ટિ કરું છું જ્યાં હવે ઘેરો વિષાદ છે

શ્રદ્ધા રહી ના એટલે શંકા વધી ગઈ
મંઝિલ મળે ક્યાંથી હવે પ્રયત્ને પ્રમાદ છે

એથી તમારા દ્વાર પર આવ્યો નહીં કદી
સમજી ગયો'તો આપની મેલી મુરાદ છે

છું એકલો ને આસપાસે રણની રિક્તતા
અથડાય છે જે કાન પર એ કોનો સાદ છે!

## બે 'નીપજે છે' ગઝલ □ હર્ષદ ચંદારાણા

(૧) ગઝલ પ્રતીક્ષાની

પ્રતીક્ષાથી કેવી ફસલ નીપજે છે
અનાયાસ આખી ગઝલ નીપજે છે

પ્રતીક્ષા કરી જોઈ હોડી બનીને,
પરંતુ ન કાંઠો, ન જલ નીપજે છે.

પ્રતીક્ષાનું છે વૃક્ષ એવું કે જેમાં
ન ડાળી, ન પર્ણો, ન ફલ નીપજે છે.

પ્રતીક્ષા કરું છું વસંતોની જ્યારે
પ્રથમ પાનખર પણ અસલ નીપજે છે.

હતી આ સરોવરને કોની પ્રતીક્ષા ?
ફરીને ફરીથી કમલ નીપજે છે.

(૨) ભોળાભાઈના ભ્રમણને

હૃદય એક તરસ્યું હરણ નીપજે છે
ફરી જળ તરફનાં ભ્રમણ નીપજે છે.

કલમથી વહે છે વીતેલા પ્રવાસો
ઉમળકાનાં જળનાં ઝરણ નીપજે છે.

ઉગાડું છું જો વૃક્ષ તારી કથાનું
લગાતાર લાખો પરણ નીપજે છે.

મને સાથ તારો મળે છે પછી તો
કશે પણ જવાનાં ચરણ નીપજે છે.

શિરે એક પર્વત, ખભે સાત સાગર
ફરી કઈ તરફનાં ભ્રમણ નીપજે છે ?

## ક્ષણ □ નલિની માડગાંવકર

મારા આનંદનો શ્વાસ
વેદનાનો નિશ્વાસ બની પાછો ફરે
એ પહેલાં,
મારે આ ક્ષણને જીવી લેવી છે.

જેમ....
વૃક્ષ જીવે છે
    ફૂલનો આનંદ બનીને...
આકાશ જીવે છે
    તારાનો ચમકાર બનીને...
પર્વત જીવે છે
        ખળખળતી નદી બનીને...

રેતીના પટ પર ઊઠતી
પગલાંની સંકેતલિપિ
વાંચ્યા વગર ભૂંસવા
સમય તો ક્યારનોય અધીરો થઈ રહ્યો છે.
પણ....
મારે પાછું વળીને જોવું નથી.
દસ આંગળીઓની કેડીએ
વહેવા દઈશ મારા આનંદને
આગળ ને આગળ
અને નિહાળીશ,
ઘાસની હથેળી પર
વિશ્વકવિની જેમ રમતા બાળક જેવી
આ ક્ષણને.

## સ્પર્શ □ જગદીશ ત્રિવેદી

આ કોણ
રહી રહીને
ઉત્તેજ્યા કરે મારા હૃદયને ?
સમય બે-સમય આવીને આમ
જાય છે કોણ સ્પર્શી મારા હૃદયને ?
અનુભવ નથી આવા જલમૃદુ સ્પર્શનો મને -
અને એટલે જ તો
ઓશિયાળું થઈને હૃદય
તાક્યા કરે મારી આંખોની ભીતર શુંય !

ક્યાંક રહ્યું રહ્યું કોઈ
દિનરાત - પલવિપલ
સ્પર્શ્યા કરે મને ઊંડે ઊંડે !
અને ઓગાળ્યા કરે ધીરે ધીરે
મારા સકલ અસ્તિત્વને -
જેમ માટીના ઢેફા પર ઝરમર વરસે વ્યોમ
અને જલના વહેણની મધ્ય
માટીના કણ કણ ઓગળીને
થઈ જાય એકાકાર
એમ -
કોણે સ્પર્શી સ્પર્શીને
મૂકી મધવહેણમાં.
એકાકાર કરી મૂક્યું
મારા હૃદયને ?

## સહવાસ □ વિપિન પરીખ

હું તને એમ નહીં પૂછું
"તારી આંખમાં આંસુ કેમ છે ?"
માત્ર એટલું જ કહીશ
"આવ, મારી બાજુમાં બેસ !"

## કૉફી હાઉસ □ વિપિન પરીખ

એક ગમખ્વાર ઘટના બની ગઈ. છાપામાં એની નોંધ નથી.
અમારું કૉફી હાઉસ વેચાઈ ગયું છે.
વરસોથી નાતો હતો :
એક ટેબલનો - એક ખૂણાનો; કૉફીના કપ સાથેનો;
બેધ્યાન બૅરરનો ને તેવા જ બેધ્યાન તેના માલિકનો !
એક નાતો હતો -
ચંચળ મિત્રોનો, મશ્કરા મિત્રોનો, 'ટાઈમ્સ'ની બૌદ્ધિક વાતોનો,
નિર્વ્યાજ, નિર્હેતુક મિલનનો, ગપ્પાંનો,
શેરબજારની અફવાઓ, દિલ્હીનું રાજકારણ, 'સેક્સ'ની નફ્ફટ
'જૉક્સ'નો.

અહીં જ જયંત આવતો હતો રોજ સવારે
ને પછી જતાં જતાં રોજ કહેતો જતો,
"કાલથી હું નથી આવવાનો."
ને સાચ્ચે જ એક દિવસ પછી એ ક્યારેય આવ્યો જ નહીં !
એક નાતો હતો

મિત્રો વિનાની સવારનો
ખાલી ટેબલ, કૉફીનો કપ, ન જન્મેલી કવિતા અને હું
માત્ર પોતાની જ સાથે ગાળેલી કૉફીભીની ક્ષણો...
પણ જવા દો એ બધી વાતોને....
આમ જ થાય છે આ શહેરમાં હવે
થોડા જ સમય પહેલાં નાકા પરની નિશાળ બંધ પડી ગઈ.
કહે છે કે ખોટમાં જતી હતી
બૅંક ખૂલી ગઈ છે ત્યાં કામગરી - મોટી !
ને પેલી જૂની દુકાન હતી ને પુસ્તકોની સામી બાજુ ?
ત્યાં પણ આજે ઊભો છે 'વીડિયો પાર્લર' ઝળહળ ઝળહળ !
પણ એક વાત કહું ?

ભર બપોરે કૉફીહાઉસ વેચાઈ ગયું
ને હું લૂંટાઈ ગયો !
ક્યાં શોધીશ હવે હું આ શહેરમાં
કૉફીની વરાળથી બંધાતી સવાર,
મારા કાવ્યની પંક્તિઓ, વેરવિખેર મિત્રો....

આખરની કમાઈ □ કુસુમાગ્રજ
□ જયા મહેતા

મધરાત વીત્યા પછી
શહેરનાં પાંચ પૂતળાં
એક ચોતરા પર બેઠાં
અને આંસુ સારવા લાગ્યાં.
જ્યોતિબા બોલ્યા,
છેવટે હું થયો
ફક્ત માળીનો.
શિવાજીરાવ બોલ્યા,
હું ફક્ત મરાઠાનો.
આંબેડકર બોલ્યા,
હું ફક્ત બૌદ્ધોનો.
ટિલક ઉદ્ગાર્યા,
હું તો ફક્ત
ચિત્પાવન બ્રાહ્મણોનો.
ગાંધીએ ગળાનો ડૂમો સંભાળી લીધો
અને તે બોલ્યા,
તોયે તમે નસીબદાર
એક એક જાતજમાત તો
તમારી પાછળ છે.
મારી પાછળ તો
ફક્ત સરકારી કચેરીઓની દીવાલો !

# ઉમાશંકર જોશી - પ્રતિભાની સમસ્યા □ નટવર ગાંધી

## દરિયાપારથી એક અંજલિ

આજથી ૪૩ વર્ષ પહેલાં કવિશ્રી નાનાલાલના દુ:ખદ અવસાન સમયે ઉમાશંકર જોશીએ સદ્‌ગતને અંજલિ આપતાં કહેલું કે, "એમના દેહવિલયથી ગુજરાતે એક તપસ્વી ગુમાવ્યો છે, ગુજરાતી ભાષાને એક વાચસ્પતિની ખોટ પડી છે, દેશ વચ્ચેથી એક સંસ્કારમૂર્તિ અદૃશ્ય થઈ છે." ઉમાશંકરે આપેલી આ વિવેકપૂર્ણ અંજલિ આજે એમને પોતાને માટે જ શબ્દશ: યોગ્ય થઈ પડી છે. આપણે ત્યાં કોઈ પણ ક્ષેત્રે, ખાસ કરીને સાહિત્યમાં, અગ્રણી બની ચૂકેલી વ્યક્તિનું ઔચિત્યપૂર્ણ મૂલ્યાંકન મળવું મુશ્કેલ છે. આવા મોવડીઓ જીવતા હોય છે ત્યારે તેમની ખુશામત અને આડેધડ વખાણ તો થાય, પરંતુ એમના મૃત્યુ પછી પણ આપણે એમને છોડતા નથી. ઉમાશંકરના મૃત્યુ પછી દેશમાંથી જે કાંઈ અહીં આવ્યું છે તેમાં તેમને માટે 'મહામાનવ', 'પ્રજાપુરુષ', 'યુગપુરુષ', 'સુંદર મનુષ્ય' વગેરે વિશેષણો વપરાયાં છે. આવી અતિશયોક્તિમાં આપણી વડીલો પ્રત્યેની પરંપરાગત પૂજ્યભાવના તો છે જ, પણ સાથે સાથે એમાં આપણાં બૌદ્ધિક પ્રમાદ અને અપ્રામાણિકતા પણ સમાયેલાં છે.

કનૈયાલાલ મુનશી પછી કોઈ ગુજરાતી સાહિત્યકારને સાહિત્ય અને અન્ય ક્ષેત્રે રાષ્ટ્રીય પ્રતિષ્ઠા અને માન મળ્યાં હોય તો તે ઉમાશંકરને. ઉમાશંકર મુખ્યત્વે કવિ, સાક્ષર અને બૌદ્ધિક. પરંતુ એમની નિરંતર ધબકતી ચેતના સાહિત્યના જ વાડે બંધાયેલી ન હતી. સંસ્કાર, શિક્ષણ, રાજકારણ એમ વિધવિધ ક્ષેત્રે એમણે ખેડાણ કર્યું હતું. એક જાગૃત નાગરિક તરીકે એમણે આજુબાજુ અને દૂર-નજીકના વિશ્વને સદાયે આત્મસાત્ કરવા પ્રયત્ન કર્યો હતો. ૧૯૩૦-૩૪ની સત્યાગ્રહની લડતથી માંડીને ઠેઠ મરતાં સુધી પ્રજાજીવનમાં સદાય ઉદ્યમી રહ્યા હતા. સાહિત્ય અકાદમીનું પ્રમુખપદ, રાજ્યસભાનું સભ્યપદ, ગુજરાત યુનિવર્સિટી અને શાંતિનિકેતન યુનિવર્સિટીનાં ઉપકુલપતિપદ વગેરે જાહેર જીવનના અગત્યના રાષ્ટ્રીય હોદ્દાઓ એમણે કુશળતાથી સંભાળ્યા અને શોભાવ્યા હતા. ૧૯૪૭થી માંડીને ચાર દાયકા સુધી ચલાવેલું સંસ્કૃતિએ એમનામાં વસેલા નિત્ય સજાગ નાગરિકની ખાત્રી કરાવે છે. અનેક ક્ષેત્રે નિરંતર પ્રવૃત્ત રહેવાથી પોતાનામાં વસતો કવિ ગૂંગળાઈ તો નથી જતો ને ?... એ દ્વિધા એમને સતત રહેતી. એટલે જ તો એમણે પોતાનું જ મૂલ્યાંકન કરતા, અમેરિકન પ્રાધ્યાપક Carlo Coppolaને કહેલું : ".... A Poet, who in spite of his often getting involved in public affirs or perhaps becuase of them, wrote some lyrics and made a significant contribution to poetry and drama, wrote some good prose and might be read for a sense of beauty and perspactive."

એક સાહિત્યકાર તરીકે ગુજરાતી સાહિત્યમાં ઉમાશંકરની કારકિર્દી ભલભલાને ઈર્ષ્યા પમાડે એવી છે. અઢાર વર્ષની ઉંમરે જે પોતાની પહેલી જ કવિતામાં, 'નખી સરોવર ઉપર

શરત્ પૂર્ણિમા' જેવું સંઘેડાઉતાર સૉનેટ આપે (અને તેમાં વળી 'સા઼ઁદર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે' જેવી સુંદર પંક્તિ આપે) તે કવિની શક્તિઓ નિસર્ગદત્ત જ હોવી જોઇએ. ઉમાશંકર ઉપર સરસ્વતીની કૃપા ચારે હાથે વરસેલી છે. એ એવા તો ભાગ્યશાળી હતા કે સાહિત્યક્ષેત્રે એમણે જ્યાં જ્યાં કલમ ચલાવી છે તે બધું જ એમને ફળ્યું છે. કવિતા, નાટક, નવલકથા, નવલિકા, નિબંધ, પદ્યનાટક, વિવેચન.... જ્યાં જુઓ ત્યાં બધે જ ઉમાશંકર ફૂલ્યાફાલ્યા છે. ગુજરાતી સાહિત્યનાં બધાં જ માન અને ચંદ્રકો એમને મળેલાં છે. ૧૯૩૧માં પ્રગટ થયેલ **વિશ્વશાંતિ**થી માંડીને ઠેઠ ૧૯૮૮ સુધી પથરાયેલી એમની સાહિત્યપ્રવૃત્તિ એ ગુજરાતી સાહિત્યની એક વિરલ ઘટના છે, એના સાતત્ય, વૈવિધ્ય અને ઉચ્ચ ધોરણને કારણે.

ઉમાશંકરને પ્રાપ્ત થયેલી નિસર્ગદત્ત શક્તિઓ જેટલી વિરલ છે તેટલી જ વિરલ છે તેની જાળવણી. ઉમાશંકરે એ શકિત્ઓને વેડફી નાખી ન હતી. અસાધારણ પરિશ્રમપરાયણતા અને નિરંતર અભ્યાસથી એમણે પોતાની વિશિષ્ટ સંવેદનશીલતા અને પ્રથમ કક્ષાની બુદ્ધિમતાને કેળવી, સાચવી અને સંવૃદ્ધ કરી. પહેલેથી જ જાણે કે રાષ્ટ્રીય કક્ષાના, પ્રથમ પંક્તિના સાક્ષર થવાનું આહ્‌વાન સ્વીકાર્યું હોય એમ એમણે પોતાનાં જીવન-કવનનું આયોજન કર્યું લાગે. એમણે પૂર્વ અને પશ્ચિમના પ્રાચીન અને અર્વાચીન ઉત્તમ ગ્રંથોનું અધ્યયન કર્યું. શાકુંતલ અને ઉત્તર રામચરિતનું ગુજરાતી ભાષાંતર કર્યું. સાહિત્ય, ઇતિહાસ, રાજકારણ, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર.... જાણે કે માનવીય વિદ્યાનાં વિવિધ પાસાંઓમાં પ્રવીણ થવાની મહેચ્છા ધરી હોય તેમ તેમણે આજીવન જ્ઞાનનો મહાયજ્ઞ કર્યો. યુનિવર્સિટી શિક્ષણને કારણે આપણે ત્યાં ઊગેલો સાક્ષરયુગ ભલે ૧૯૫૩માં બ. ક. ઠાકોરના મૃત્યુ સાથે આથમ્યો એમ કહેવાતું હોય, પણ એ પરંપરામાં ઉમાશંકર એક જ્વલંત સિતારા હતા. ગુજરાતી સાહિત્યના પ્રચંડ મનોઘટનાશાળી સાક્ષરોની પ્રથમ પંક્તિમાં ગણતરી થાય એવું હતું એમનું સાહિત્યપ્રદાન અને પાંડિત્ય.

પોતાના શબ્દના જોરે કંઈક તરી જશે એવું પોતાનું એક વિવેચક તરીકે પ્રભુત્વ હતું એનું તેમને સ્પષ્ટ ભાન હતું. હરિશ્ચંદ્ર ભટ્ટ, પ્રહ્‌લાદ પારેખ, રાજેન્દ્ર શાહ અને કૃષ્ણલાલ શ્રીધરાણીની કવિતાનું શરૂઆતમાં જ સંવેદનશીલ વિવેચન કરીને એમણે એ કવિઓને ગુજરાતી સાહિત્યમાં સદાયનું સ્થાન અપાવ્યું. રાજેન્દ્ર - નિરંજનની પેઢીના કવિઓને પણ એમણે સામે ચાલીને આવકાર્યા અને સ્વીકાર્યા. પોતાને મળેલી અસાધારણ સફળતાથી એક સર્જક અને વિવેચક તરીકે એમનામાં જે આત્મશ્રદ્ધા બંધાયેલી તેનાથી તે ગુજરાતી સાહિત્યની અનેક પેઢીઓ સાથે સંબંધ બાંધી શક્યા અને વર્તમાન સાહિત્યસર્જનનું સહાનુભૂતિપૂર્ણ વિવેચન કરી શક્યા. વયોવૃદ્ધ અને ગાંધીજીની ઉમ્મરના બળવંતરાય ઠાકોરથી માંડીને ઠેઠ આજ સુધીના અનેક સાહિત્યકારો સાથે પોતે મૈત્રિસંબંધો કેળવી શકેલા, એ હકીકતમાં એમની વ્યવહારકુશળતાની તો પ્રતીતિ થાય જ છે, પણ સાથે સાથે એમની સંવેદનશીલ વિવેચનશક્તિનાં પણ દર્શન થાય છે.

સાહિત્ય અને સાહિત્યેતર ક્ષેત્રોમાં ઉમાશંકરની અસાધારણ સિદ્ધિઓને કારણે

ગુજરાતમાં ઉમાશંકરની એક વિશિષ્ટ પ્રતિમા ઊભી થઈ, જે ઉમાશંકરે પોતે જ કુશળતાથી ઠેઠ મૃત્યુ સુધી જાળવી. એ પ્રતિમા હતી એક સ્વસ્થ સાક્ષર અને સંસ્કારપુરુષની. એ પ્રતિમાને આંચ આવે એવું એ કદી કશું લખે તો નહિ જ, પરંતુ બોલે પણ નહિ. જાણે કે એમનું આખુંય જીવન અને કવન, વર્તન અને વિચાર, લેખન અને વ્યાખ્યાન - એમની એકેએક પ્રવૃત્તિ એ પ્રતિમાની સંવૃદ્ધિ માટે જ થતી હોય એમ લાગે. પોતાના એકેએક શબ્દનું મહત્ત્વ હોય એવી રીતે લખતા અને બોલતા કોઈ સાહિત્યકાર ગુજરાતમાં હોય તો તે ઉમાશંકર. એટલું જ નહિ, પણ પોતાનો શબ્દ ભવિષ્યમાં જળવાઈ રહેવાનો છે એમ માનીને એમણે પોતાનાં વિવેચનોની કઈ વાચના અધિકૃત છે તેની પણ સ્પષ્ટતા કરી છે. પોતે લખેલું બધું જ અગત્યનું છે, એવું માનીને એમણે પાછલાં વર્ષોમાં સામયિકોમાં વેરવિખેર પડેલી સામયિક નોંધો પણ ભેગી કરીને પુસ્તકાકારે પ્રગટ કરી, તો પછી પોતાની બધી જ કવિતાઓ **સમગ્ર કવિતા**માં સંકલિત કરે એમાં નવાઈ શી ? પોતાને મળવા આવનાર અથવા તો પોતાને વિષે લખનારને ઉમાશંકર કોણ છે અને ભારતીય સાહિત્યમાં એનું શું સ્થાન છે તેનું ભાન છે કે નહિ એની એમને ચિંતા રહેતી એમ ફરીફરીને લાગતું.

પોતે ઊભી કરેલી સ્વયંપ્રતિમા એ ઉમાશંકરની એક મહાન સમસ્યા હતી. એ પ્રતિમાને આંચ આવે એવું કશું જ ન કરવું એવી સાવચેતીથી સર્જન કરતા અને જીવતા, એ સાહિત્યકાર પાસેથી એમની મહાન શક્તિઓને અનુરૂપ સર્જન આપણને મળ્યું નથી એટલા માટે તો ટી. એસ. એલિયેટ વિષે ઉમાશંકરે જે કહેલું તે એમને પોતાને પણ બરાબર લાગુ પડે છે : "તેમને વિષે કોઈને એવું લાગે કે એમની પ્રતિભા ઉત્કૃષ્ટ કક્ષાની છે. તેમ છતાં તે પ્રતિભાને અનુરૂપ ઉત્કૃષ્ટ કળાકૃતિ કદાચ મળી નથી." એટલું જ નહિ, પણ એલિયેટ જે અંગ્રેજી કવિતા માટે કરી શક્યા તે ઉમાશંકર ગુજરાતી કવિતા માટે નથી કરી શક્યા એમ પણ કહી શકાય. એલિયેટ યુગપ્રવર્તક કવિ હતા. એમણે અંગ્રેજી કવિતાને એક નવી જ અભિવ્યક્તિ આપી તે એમનું એક મહાન પ્રદાન હતું. ઉમાશંકર એક પરંપરાગત કવિ હતા અને એમની પાસેથી ગુજરાતી કવિતાને નવી અભિવ્યક્તિ ન મળી એમાં આપણી મોટી ખોટ છે.

ઉમાશંકરનું આ સાવધપણું એમને માત્ર સર્જનાત્મક સાહિત્યમાં જ નહિ, પરંતુ અન્ય ક્ષેત્રે પણ નડયું છે. જે રીતે યુરોપના મહાન બૌદ્ધિકોએ.... આંદ્રે માલરો, આર્થર કેસલર અને જ્યાં પૉલ સાત્ર .... બાંયો ચડાવીને છેલ્લી અડધી સદીના લગભગ બધા જ બૌદ્ધિક મોરચાઓમાં ઝંપલાવેલું તે સદાસાવચેત રહેતા ઉમાશંકર કરે તેવી કલ્પના ન થઈ શકે. એમના ઠરેલા વ્યક્તિત્વની એ પદ્ધતિ જ ન હતી. આપણે ત્યાં એવા બૌદ્ધિકોની કોઈ પરંપરા જરૂર નથી. જો ઉમાશંકર એમના છ દાયકાના લાંબા જાહેર જીવનમાં આક્રમક થઈ શક્યા હોત તો કદાચ ગુજરાતી વિચારદુનિયા રસપ્રદ જરૂર બનત. પણ આવી બૌદ્ધિક આક્રમકતા ઉમાશંકરની સુરેખ પ્રતિમા સાથે સુસંગત નહોતી. અને એવી આક્રમકતામાં એક પ્રકારનું જોખમ પણ હતું, જે ખેડવા ઉમાશંકર તૈયાર ન હતા. સરકાર અને બૃહદ્ સમાજ પાસેથી મળેલાં ઉચ્ચ પ્રતિષ્ઠા, માન અને હોદ્દાઓ એમને સહજ નહોતાં મળ્યાં. આપણા ગળાકાપ સમાજમાં પ્રતિષ્ઠા મેળવવા ઉમાશંકરને પણ કિંમત ચૂકવવી પડી હતી. આપણા

સૌ માટે એ એક વિચારણીય વાત બની રહેવી જોઇએ.

ઉમાશંકરના જીવનની જે સમસ્યા હતી, તે મુખ્યત્વે આપણા બધા જ પ્રથમ કક્ષાના બૌદ્ધિકોની સમસ્યા છે. આપણો સમાજ અને દેશ સાહિત્યકાર અને બૌદ્ધિક માટે વેરાન ભૂમિ છે. આપણે ત્યાં પૈસા અને હોદ્દાને જ મુખ્યત્વે માન અપાય છે. સાહિત્યકારની જો ભૂલેચૂકે પણ આરતી થઈ તો સમજવું કે કાં તો એ માત્ર પ્રતીક રૂપે અને ઉપરછલ્લી, દેખાવ પૂરતી છે, અથવા તો સાહિત્યકાર, ઉમાશંકર કે મુનશીની જેમ, અન્ય ક્ષેત્રે આગવી સફળતા મેળવી ચૂક્યો છે. જે રીતે ફ્રાંસ અગ્રણી બૌદ્ધિકને રાષ્ટ્રપુરુષની જેમ નવાજે છે તે આપણે ત્યાં કલ્પી શકાતું નથી. એક બૌદ્ધિક તરીકે ઉમાશંકર કઈ કક્ષાના હતા, તે સામાન્ય ગુજરાતીને તો ખબર જ નથી, પણ જેમની એ વાત જાણવાની અને સમજવાની ફરજ છે તે આપણા પ્રાધ્યાપકોને પણ ખબર નથી. એટલા માટે હજી સુધી આપણને ઉમાશંકરનું, એમની છ દાયકા સુધીની અવિરત સાહિત્યપ્રવૃત્તિ પછી પણ વ્યવસ્થિત, અભ્યાસપૂર્ણ અને એમની સિદ્ધિઓને ન્યાય કરે એવું નથી મળ્યું જીવનચરિત્ર કે નથી મળ્યું સમતોલ આલોચન. ગુજરાતની યુનિવર્સિટીઓ માટે આ એક મોટી શરમની વાત છે. સર આઈસાહા બરલીન જેવા વિશ્વવિખ્યાત બ્રિટિશ બૌદ્ધિકોની સાથે બેસીને સમકક્ષ વાતો કરી શકે એવા આંગળીને વેઢે ગણાય તેટલા ભારતીય બૌદ્ધિકોમાં જેની ગણતરી થાય તે ઉમાશંકરને (રાધાકૃષ્ણન, પાણીકર અને નીરદ ચૌધરી - જેવાં અન્ય ભારતીય નામો અહીં સૂઝે છે) ગુજરાત જ ન ઓળખી શકે તો તેમાં કમનસીબ આપણું જ છે એમ ન છૂટકે માનવું રહ્યું.

ઝડપથી પલટાતી દુનિયામાં લેખકની શી જવાબદારી હોવી જોઇએ એ વિષે વિચારતા ઉમાશંકરે લખેલું કે "લેખક ક્યારેય પણ પોતાની જાતને સ્વસ્થ રાખી શકે અને સાથે સાથે સર્જક કલાકાર અથવા સાક્ષર થઈ શકે તો એથી અદકા ભાગ્યની ખેવના હું ન રાખી શકું." આ દૃષ્ટિએ ઉમાશંકર ખરેખર ભાગ્યશાળી છે. જો એક વિશેષણ તેમને બરાબર જ બંધબેસતું અને શોભતું હોય તો તે છે 'સ્વસ્થ સાક્ષર'નું. શરૂઆતથી જ 'યથાર્થ જ સુપથ' અને 'જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ, બની રહો તે જ સમાધિયોગ' જેવી પંક્તિઓમાં જેમનું જીવનદર્શન વ્યક્ત થતું હોય, તેમની સ્વસ્થતા માટે કેમ શંકા કરાય છે, પરંતુ ઉમાશંકરની મહાન સર્જકશક્તિમાં જે રસિકોને શ્રદ્ધા હતી તે બધા માટે વિચારણીય વાત તો એ હતી કે આ સ્વસ્થતા તો મોંઘા ભાવે તો ખરીદાઈ નથી ને ? એ મેળવવામાં એમણે પોતાનામાં વસતા પેલા ઉત્કૃષ્ટ કક્ષાના સર્જકને તો અવગણ્યો નથી ને ? આ પ્રશ્નમાં જ આપણને ઉમાશંકરની સાક્ષર તરીકેની મહાનતા અને સર્જક તરીકેની મર્યાદાનું ભાન થાય છે.

## 'વાલમ ! તૉજો વાણ ન આયો !' □ દુલેરાય કારણી

મા સમધરજો માલમ આયો, વાલમ ! તૉજો વાણ ન આયો,
માલ ભરેને માલમ આયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

સિજ ઉલથો ને સાંજી પઈ વઇ, ભોરી ભમરી રૂંધી રઈ વઈ,
પંખી ઉડી મારેમેં આયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

સાંજી તારો ઉગંધો આયો, ઘોડેવારો ધરતેં આયો,
ઉડંધો આયો, કુડંધો આયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

વાણ વેઆ વા, ઈ પણ આયા, સફરી સજા સલામત આયા,
ઈની અચી નેજો ફરકાયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

ધરીઆમેં તાં વીર અચેતી, ધૉડઈ અચે અધીર અચેતી,
લટેઆ તૉકે કેં લલચાયો ? વાલમ ! તૉજો વાણ ન આયો.

મુંધ સથે મેહુલો આયો, ઉત્તર આયો, દખ્ખણ આયો,
ધરતીજો પટ ધ્રોસટ ધ્રાયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

અંગજો મૂંજો રંગ ઊડી વ્યો, કારો મથ્થો ધૉરો થઈ વ્યો,
અખીએં રતો રત 'વહાયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

ધરીઆપીર વટે સિર નાંઈયાં, કોડ મિંજાનું કાગ ઉડાઈયાં,
પીરફ્કીરિં વટે પુછાયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

લિખ વાવડ લા આંઉં લુછાંતી, પગપગ તૉજા ધંધ પુછાંતી,
કુછે ન કો પણ કુછયો - કુછાયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

આ સમધરજો માલમ આયો, વાલમ ! તૉજો વાણ ન આયો.

## હાઈકુ □ ભાસ્કર શુક્લ

ચંદ્ર ચાંદની
ને બિંબ : દર્પણ
તરફડે

## કાળો સૂરજ ધોળો સૂરજ □ જગદીશ દવે

કાળો સૂરજ ધોળો સૂરજ
અલપ ઝલપ દેખાતો સૂરજ
કદી ન જોયો રાતો સૂરજ
કદી ન એ મદમાતો સૂરજ

કાર્ડબોર્ડનાં બૉકસે બેસી
ટાઢ ટાઢ પોકારે સૂરજ
છાપાંઓની વચ્ચે પેસી
શરીરને સંગોપે સૂરજ

'થ્રો અવે'નાં ડબલાંમાંથી
ફૂડ-ડ્રિંક ફંફોસે સૂરજ
થોડું થોડું મળી રહે તો
'ટૅક અવે' યે કરતો સૂરજ

ભરબપ્પોરે રસ્તા વચ્ચે
બાળક લઈને ભીખે સૂરજ
બેકારીની અઘોર સાંજે
'મંગીંગ' કરીને નાસે સૂરજ

ઑક્સફર્ડ સ્ટ્રીટમાં વીલી
નજરે
'વિંડો શોપિંગ' કરતો સૂરજ
ચોકિયાતોનું ધ્યાન ચુકાવી
'શોપ લિફ્ટીંગે' કરતો
સૂરજ

ટ્યૂબ તણી ગુફાઓ વચ્ચે
ગીતોને પડઘાવે સૂરજ
જતા આવતા લોકો પાસે
પેનીઓ ઉઘરાવે સૂરજ

ગલીકૂંચીમાં જઈને છાનો
બે આંસુ ટપકાવે સૂરજ
પાદવિહીન પંગુ એકાકી
સાતે અશ્વો શોધે સૂરજ

(જેના સામ્રાજ્યમાં સૂર્ય કદી આથમતો ન હતો તે બ્રિટનને સમર્પણ....)

## સંવાદ □ કુસુમાગ્રજ □ જયા મહેતા

તમે જ્યારે
મારી કવિતા સાથે બોલતા હો
ત્યારે મારી સાથે બોલતા નહીં,
કારણ કે મારી કવિતામાં
મોટે ભાગે
હું જ હોઈશ ઘણોબધો,
પણ મારા બોલવામાં તો
તમે જ હશો
ઘણી વાર.

# ફ્રેમ તૂટી જાય તો વસવસો નથી□ સુરેશ દલાલ

કાફેના ટેબલ પર
જાણે કે કાફેની આયોજનાનો એક ભાગ હોય એમ,
કલાત્મક રીતે ગોઠવાયો છે
પાઉંનો ટુકડો
અને
થોડાંક ફળ :
એ પડયાં રહ્યાં છે એમ ને એમ
કોઈ નહીં વંચાયેલી કવિતા જેવાં

કાફેની બહાર
કાચમાંથી દેખાય છે
એક ઘોડાગાડી
કોઈ ઉત્તમ ચિત્રકારની પીંછીને પડકારતી.

ઘોડાગાડીની એક બાજુ
ધુમ્મસ ઓઢીને
ચત્તુંપાટ પડયું હોય એવું
હરિયાળું ખેતર
અને
એની બીજી બાજુ
વિષાદથી વીંટળાયેલું કબ્રસ્તાન.

હું કશુંક જોઉં છું
અને
જોતાંવેંત મને કશુંક થાય છે
શું થાય છે
એ બધું જ કહી નથી શકતો
શું થાય છે
એ બધું જ ગાઈ નથી શકતો

પણ
કશુંક થાય છે
એને હું રંગ આપવાનો,
રૂપ આપવાનો,
લય આપવાનો પ્રયત્ન કરું છું.
મારી લાગણીને
ક્યારેક મળે છે
વૃક્ષનો લીલોછમ્મ રંગ,
તો ક્યારેક મળે છે,
કાળમીંઢ ખડકનું મૌન.
વૃક્ષો અને ખડકની વચ્ચે
કેટલાય દેવદૂતો,
કેટલીય અપ્સરાઓ,
જાણ્યા - અજાણ્યા કેટલાય માણસો
કેટલાંય શહેરો,
કેટલાંયે દૃશ્યો
મને વીંટળાઈ વળે છે
એને હું મુક્ત કરું છું
મારી બહાર
અને જોઉં છું
તમારી સાથે
કશુંયે તૂટે
એ મને ન ગમે.
થાય છે કે
જોયેલું કશુંક કહીશ નહીં
તો
દૃશ્યો નંદવાઈ જશે.
મહેફિલમાં એક માણસ

## ફ્રેમ તૂટી જાય તો વસવસો નથી□ સુરેશ દલાલ

કાફેના ટેબલ પર
જાણે કે કાફેની આયોજનાનો એક ભાગ હોય એમ,
કલાત્મક રીતે ગોઠવાયો છે
પાઉંનો ટુકડો
અને
થોડાંક ફળ :
એ પડયાં રહ્યાં છે એમ ને એમ
કોઈ નહીં વંચાયેલી કવિતા જેવાં

કાફેની બહાર
કાચમાંથી દેખાય છે
એક ઘોડાગાડી
કોઈ ઉત્તમ ચિત્રકારની પીંછીને પડકારતી.

ઘોડાગાડીની એક બાજુ
ધુમ્મસ ઓઢીને
ચત્તુંપાટ પડયું હોય એવું
હરિયાળું ખેતર
અને
એની બીજી બાજુ
વિષાદથી વીંટળાયેલું કબ્રસ્તાન.

હું કશુંક જોઉં છું
અને
જોતાંવેંત મને કશુંક થાય છે
શું થાય છે
એ બધું જ કહી નથી શકતો
શું થાય છે
એ બધું જ ગાઈ નથી શકતો

પણ
કશુંક થાય છે
એને હું રંગ આપવાનો,
રૂપ આપવાનો,
લય આપવાનો પ્રયત્ન કરું છું.
મારી લાગણીને
ક્યારેક મળે છે
વૃક્ષનો લીલોછમ્મ રંગ,
તો ક્યારેક મળે છે,
કાળમીંઢ ખડકનું મૌન.
વૃક્ષો અને ખડકની વચ્ચે
કેટલાય દેવદૂતો,
કેટલીય અપ્સરાઓ,
જાણ્યા - અજાણ્યા કેટલાય માણસો
કેટલાંય શહેરો,
કેટલાંયે દૃશ્યો
મને વીંટળાઈ વળે છે
એને હું મુક્ત કરું છું
મારી બહાર
અને જોઉં છું
તમારી સાથે
કશુંયે તૂટે
એ મને ન ગમે.
થાય છે કે
જોયેલું કશુંક કહીશ નહીં
તો
દૃશ્યો નંદવાઈ જશે.
મહેફિલમાં એક માણસ

આસપાસના
અનેક માણસોને
આનંદ આપવા માટે
ગાય છે,
નાચે છે,
રસઝરતી વાતો કરે છે.
એને એમ છે કે
કોઈકની સાંજ સુધરે તો સારું
કોઈકની રાત નિખરે તો સારું.
એક ક્ષણ પૂરતું
હું મારું અનુસંધાન
એની સાથે જોડી દઉં છું.

આમ તો હું
અનેકમાં
મારી જાતને વિખેરતો... વિખેરતો...
એકત્રિત કરતો રહું છું
કોઈક કિલ્લાની બહાર ઊભેલો અશ્વ,
છત્રીને ઓઢીને
બાંકડા પર બેઠેલી સ્ત્રી,
દફતરનો ટેકો લઈને
પગથિયે બેઠેલો નિશાળિયો.
પવનના રોમાંચથી
ફરકતું ઘાસ.
વન પર છવાઈ જતો સૂર્યાસ્ત
ઝંઝાવાતમાં સપડાયેલું વન
આ બધાંને
હું સાંભળું છું
અને

એનો અવાજ
મારા અવાજમાં ભળી જાય છે
અને
મને ક્યારેક
કોઈક ગીતની પંક્તિ આપે છે,
કોઈક કાવ્યનો મર્મ આપે છે
બધાં જ મને
કંઈક ને કંઈક આપે છે
અને
હું બધું જ
એકલો જીરવી શકતો નથી
એટલે
હું પણ તમને કંઈક આપું છું
જીરવવા માટે નહીં,
પણ જીવવા માટે.

બે માણસો
સાવ છૂટા પડી જાય
એ મને કદીયે
ન ગમતી વાત છે.
ચિત્રોમાં છૂટા પડેલા માણસોને
હું મારી ફ્રેમમાં
એક કરી દઉં છું.
એ બંનેને એક કરતાં
મારી ફ્રેમ તૂટી જાય તો
એનો મને વસવસો નથી.

બધું જ અંદર
ક્યાંક ઝમ્યાં કરે છે.
ગૂંથણ કરતી સ્ત્રી, લણતી સ્ત્રી,

બેઠાડુ ઘાટનાં મકાનો,
કોઈક નર્તનની મુદ્રામાં હોય
એવાં વૃક્ષો,
કોઈક દેવળ,
કોઈક મયખાનું,
બરફનો શ્વેતપટ,
આકાશનો ભૂરો રંગ,
બોદલેરનું પૉર્ટ્રેઇટ,
નાંગરેલાં જહાજો,
કિકિયારી પાડતું ટોળું,
કોઈક એકલવાયો જીવ,
કોઈકનું મૌન,
કોઈકનું સ્મિત,
કોઈકની બોલકી આંખો,
કોઈકની એકલતા,
કોઈકની મગ્નતા,
કોઈકની નગ્નતા,
કોઈકની ભગ્નતા,
આ બધાં સાથે
હું સંલગ્ન થતો જાઉં છું.
મારી લગની એક જ છે
બધાં સાથે રહીને
મારી સાથે રહેવાની,
કાંઈક કશુંક કહેવાની,
અને
જીવન અને મરણના
બંને કાંઠે
કેવળ વહેવાની.

**એકલો □ લીલાધર જગૂડી**
**□ નૂતન જાની**

તારીખો પણ ત્રીસ
અને માણસ એકલો
અઠવાડિયાં પણ ચાર
અને માણસ એકલો
મહિના પણ બાર
અને માણસ એકલો
ઋતુઓ પણ છ
અને માણસ એકલો
વર્ષ પણ અનેક
અને માણસ એકલો
કામ પણ ઘણાં
અને માણસ એકલો.

## મૈત્રી □ મણિલાલ પટેલ

આ શારદી સવારે ટહેલતાં વાદળો જોતાં
તમે સાંભરી આવો છો.
છાતીમાં ફૂલફૂટવા પૂર્વેના ભાવ જાગે છે.
ઈડરિયા પહાડોએ શીખવ્યું હતું -
કે મૈત્રી એ તો
અરણ્યોમાં ઢોળાતા આકાશનું અવર નામ છે !
નિર્ઝર - નદીની જેમ આપણને
મળતાંય નથી આવડતું !
હાથ ફેરવીને તડકો આ ઋતુમાં-
સીમને સુવર્ણમયી કરી દે છે...
પારિજાતની ભાષા પ્રેયસીને ય નથી સમજાતી-
ત્યારે માટીની ભોંઠપ મને વાગે છે.
વ્હાલની વાત મારે કોને કહેવાની છે ?
ધરતી ઘાસ થઈને વ્હાલ કરવા આવે છે
વૃક્ષો ફૂલોની વાણીમાં સંદેશો લાવે છે
ફૂલો વ્યક્ત થાય છે સુગંધની ભાષામાં...
કોઈ ફૂલ ચૂંટે છે... કોઈ મસળે એને.
કોઈ શૃંગાર કરે ફૂલોથી.
માટીની મૈત્રી પરખનારા ક્યાં હોય છે ?
બરફ અને પાણીનું એકમેકમાં
ભળી જવું - મળી જવું માટીમાં.
પ્રગટવું પુષ્પ થઈને ડાળ પર
શું હોઈ શકે મૈત્રી આ સિવાય... !!

## મૈત્રી □ મણિલાલ પટેલ

આ શારદી સવારે ટહેલતાં વાદળો જોતાં
તમે સાંભરી આવો છો.
છાતીમાં ફૂલફૂટવા પૂર્વેના ભાવ જાગે છે.
ઇડરિયા પહાડોએ શીખવ્યું હતું -
કે મૈત્રી એ તો
અરણ્યોમાં ઢોળાતા આકાશનું અવર નામ છે !
નિર્ઝર - નદીની જેમ આપણને
મળતાંય નથી આવડતું !
હાથ ફેરવીને તડકો આ ઋતુમાં-
સીમને સુવર્ણમયી કરી દે છે...
પારિજાતની ભાષા પ્રેયસીને ય નથી સમજાતી-
ત્યારે માટીની ભોંઠપ મને વાગે છે.
વ્હાલની વાત મારે કોને કહેવાની છે ?
ધરતી ઘાસ થઈને વ્હાલ કરવા આવે છે
વૃક્ષો ફૂલોની વાણીમાં સંદેશો લાવે છે
ફૂલો વ્યક્ત થાય છે સુગંધની ભાષામાં...
કોઈ ફૂલ ચૂંટે છે... કોઈ મસળે એને.
કોઈ શૃંગાર કરે ફૂલોથી.
માટીની મૈત્રી પરખનારા ક્યાં હોય છે ?
બરફ અને પાણીનું એકમેકમાં
ભળી જવું - મળી જવું માટીમાં.
પ્રગટવું પુષ્પ થઈને ડાળ પર
શું હોઈ શકે મૈત્રી આ સિવાય... !!

# પદ્યકાલીન ગુજરાતનો પ્રવાસ

□ બરકત વીરાણી - 'બેફામ'

(એક અંગત અંતર્ગત અનુભૂતિ)

પદ્યના ઓ પ્રેમીઓ ને શાયરીના સ્નેહીઓ,
એક વીતેલો વખત છે આજ મારા કાવ્યમાં;
ગત ગણીને જેમને સદ્‌ગત અહીં કહેવાય છે,
એ બધા ગતનું જગત છે આજ મારા કાવ્યમાં.

ભાવઊર્મિથી ભર્યાં આ કાવ્યનાં વસ્તુવિષય,
લાગશે ઈતિહાસ, પણ ઈતિહાસ ના કહેશો તમે;
આ નથી કંઈ માત્ર મારું સ્વપ્ન, મારી કલ્પના,
સત્ય છે આ, સત્યને આભાસ ના કહેશો તમે.

આ સભામાં જે કવિશાયર નથી એ સર્વની,
જે સભા હું જોઉં છું એ દાખવું છું આજ હું;
અસ્ત થઈને છે ઉદિત એ પદ્યસર્જકની અહીં,
જે પ્રભા હું જોઉં છું એ દાખવું છું આજ હું.

ભક્ત નરસૈંયા તણા તત્ત્વાર્થ પદનો લઈ ઉજાસ,
ઊઘડયું પરભાતિયાં સાથે ગગન ગુજરાતનું;
પ્રેમદીવાની મીરાં કેરાં ભજનની લઈ સુવાસ,
એક વૃંદાવન બની ખીલ્યું ચમન ગુજરાતનું.

તો અખાએ જ્ઞાનની ગાગર મહીં સાગર ભરી,
ડૂબવ્યા એમાં જ ભાષાના બધાયે ભૂરને;
નર્મદે યાહોમનો પીટયો કલમથી ડાંડિયો,
ને જગાડયા શબ્દશૈયામાં સૂતેલા શૂરને.

પ્યારું પ્યારાએ ગણ્યું, એને જ બાલાશંકરે
શિર ઉપર ધારી, ધરી શ્રદ્ધા જગતના નાથમાં;
ને મણિલાલે નિરાશામાં અમર આશા ધરી,
ખંજરે ઊંડી રહમ જોઈ સનમના હાથમાં.

કાન્ત પૂર્વાલાપમાં લયલોલ લીલાથી રસી,
પ્રકૃતિના પ્રેમનો વૈભવ સદા કરતા રહ્યા;
ને કલાપી સર્વ કુદરતની કલાના રૂપમાં,
એક યાદી જોઈ કેકારવ સદા કરતા રહ્યા.

ભવ્ય નાનાલાલના શબ્દાર્થનાં ઉન્નત શિખર,
આપણી ગુર્જર ગિરામાંથી ગિરિ સર્જી ગયાં;
એકતારો - સિંધુડોની સાથ મેઘાણી અહીં,
નિજ કસુંબલ કંઠથી ગૂંજી ગયા, ગર્જી ગયા.

જેમના પડઘા સતત પડતા હતા પૃથ્વી ઉપર,
એ હતો ઠાકોરનો ભણકાર આ ગુજરાતનો,
એક ગુજરાતી વસે જ્યાં, ત્યાં સદા ગુજરાત છે,
એ ખબરદારે કર્યો રણકાર આ ગુજરાતનો.

પ્રાણના માંગલ્યની તૃષ્ણા વડે નરસિંહરાવ,
દિવ્ય દીપ્તિની દયાનાં દ્વાર દર્શાવી ગયા;
શેષનાં કાવ્યોય એવા પ્રેમના માંગલ્યથી,
રમ્ય તૃપ્તિનો સભર સંસાર દર્શાવી ગયાં.

કાવ્યના કોમળ કુટુંબીજન કવિ બોટાદકર,
ગીતમાં ગરવી ગૃહસ્થી લાગણી આપી ગયા;
કાગવાણીમાં દુલા દિલના કવિ સુરતાભરી,
કાળજાની કોયલોની રાગણી આપી ગયા.

કાલ મનસુખભાઈ નિજ ફૂલદોલ કેરાં ફોરતાં,
તોરણોને ટોડલે ગુજરાતના મૂકી ગયા;
શ્રીધરાણી કૃષ્ણ કાલે પુનરપિ સંકોરતાં,
કોડિયાંને ગોખલે ગુજરાતના મૂકી ગયા.

કાલ શાંતિવિશ્વમાં જે જઈ વસ્યા એ માનવી,
વિશ્વશાંતિમાં સદા માટે રહે છે આજ પણ;
કાવ્યગંગોત્રીનાં જળ રૂપે ઉમાશંકર કવિ,

કાલની જેમ જ સદા માટે વહે છે આજ પણ.

આજ પણ સંભળાય છે માણેકની એ આલબેલ,
ને હરિનાં નેન ભીનાં લાગતાં દેખાય છે;
બાદરાયણ કાવ્યની કેડી ઉપર ઇશ્વર કને,
તાર અંતરનો હજીયે માગતાં દેખાય છે.

આજ પણ પ્રહ્‌લાદને ખુશ્બોભર્યા અંધારમાં,
જોઉં છું નકલી ફૂલોને પૂછતાં બારીબહાર;
જોઉં છું સાથે હરિમુરલિ સમું એકત્વ લઈ,
પદ્યના પંથે સફરના સખ્યનો વિરલો વિહાર.

ઉષ્ણ જળના મીન જેવાં નેન વેણીભાઈનાં,
આચમન નિજમાં જ છલકીને કરે છે આજ પણ;
આભના આરે ભરી જગદીશ ખોબો હાસ્યનો,
આંસુનો કૂવો વમળવનથી ભરે છે આજ પણ.

શાયરીના જે હતા શયદા ગઝલસમ્રાટ શા,
એમનાં તત્ત્વોનાં તખ્તોતાજ પણ અહિંયા જ છે;
જે મરીઝે સત્ત્વની સીમા વધારી શે'રમાં,
એમની મરમી ગઝલનું રાજ પણ અહિંયા જ છે.

દઈ ગયા કાલે સુગંધી ધૂપદાનીમાં નસીમ,
શાયરીના એ તિખારા ધગધગે છે આજ પણ.
કાલ ગઝલોના ફલક પર લઈ ગયા જેને સગીર,
શાયરીના એ સિતારા ઝગમગે છે આજ પણ.

સૈફ જે કાલે ઝરૂખો, હીંચકો છોડી ગયા,
શાયરીમાં એમનું આસન હજી આજેય છે;
શૂન્ય જે સ્થાપી ગયા સર્જનથી લઈ સ્મારક સુધી,
શાયરીમાં એમનું શાસન હજી આજેય છે.

નિજ અજંપા સાથ સોનેરી લટો અજવાળતી,
શેખઆદમની ગઝલની ચાંદની બાકી જ છે;

થઈ ગયા મૂંગા મધુરી મહેક જેવા, તે છતાં,
ગાતાં ઝરણાંની ગઝલમાં એ ગની બાકી જ છે.

ભરવસંતે બાગમાંથી જે ખરી ચાલ્યા નઝીર,
એમની તો એકૂ ભરી મોસમ ગઝલમાં આજ છે;
કાલ સાબિર ધ્રૂજતી પ્યાલી વડે સીંચી ગયા,
એમની વાડીય લીલીછમ ગઝલમાં આજ છે.

જે ગઝલકારો હતા ગઈ કાલ મારા ગામમાં,
ગામમાં આજે નથી, પણ નામમાં આજેય છે;
સૃષ્ટિ પરથી સ્વર્ગના ધામે સિધાવ્યા, તે છતાં
સૃષ્ટિ પરની શાયરીના ધામમાં આજેય છે.

સ્વપ્નમંદિરના એ મજનૂ, મૂળ રૂપે જે હતા
સત્યના સૂફી પૂજારી, શાયરીમાં છે હજી;
આભના પાલવભીતર ઊડી ગયા છે શાહબાઝ,
કિન્તુ એ પાલવકિનારી શાયરીમાં છે હજી.

બંદગીના બેરખાની બેતમાં ગાફિલ-સરોદ,
દઈ ગયા જે જાપ ને ઝંકાર, જારી છે હજી;
કાલ પંચામૃત ધરી પંચત્વ પામ્યા જે બટુક,
એમના મધ્યાંતરે ધબકાર જારી છે હજી.

ફૂલ ને ફોરમ ઉપર વાતા હતા કાલે સમીર,
શાયરીના બાગમાં છે એમનો મર્મર હજી;
કાલ વરસાવી ગયા નાઝિર જે ગઝલોનાં તુષાર,
બાગને રાખી રહ્યાં છે તાજગીથી તર હજી.

થઈ ગયું સાકિનનું આરોહણ ગગનગામી, છતાં
છે ગઝલની ધરતી પરના એ જ આવાસે હજી;
ને જટિલ કે જે જટિલ નહોતા, હતા કિન્તુ સરળ,
એય મળવાના જ ગઝલોમાં અનાયાસે હજી.

શાયરીની જે શમા રોશન કને ઓલાઈ ગઈ,

રોશનીમાંથી છતાં રેલાય છે ગઝલો હજી;
ને વલીના ઉર ભરેલા સૂરમાં બેબસ, ખલીલ,
સાજ એક છેડે છે, બીજા ગાય છે ગઝલો હજી.

એ બધાયે કાલના સહવાસીઓ કે જેમનાં,
દેહ તો અહીંયા નથી, પણ દિલજિગર અહીંયા જ છે;
આજ પણ આ શહેરના રહેવાસીઓ કે જેમનાં
શાયરીના ભાવ, ગઝલોનું નગર અહીંયા જ છે.

કાલ દુનિયામાં હતા ને આજ દુનિયામાં નથી,
એ મુરબ્બીઓ ને મિત્રો મારા દિલમાં છે હવે;
સૂઈ ગયા છે માર્ગમાં જે મોતનો લઈને મુકામ,
જીવતા બેઠા છે મારા મનની મહેફિલમાં હવે.

એ બધા અટકી ગયા છે એમ લાગે છે; છતાં
હાલતાં ને ચાલતાં મારી મજલની સાથ છે;
એ બધાના થાકથી થંભી ગયેલા શબ્દના
અર્થ તો મારી કવિતા ને ગઝલની સાથ છે.

એટલે હું સૂક્ષ્મ નહિ, પણ સ્થૂળ સથવારા વિના,
એકલો દેખાઉં છું, પણ માનશો ના એકલો;
એ બધાયે શાયરોનો સંઘ મારામાં જ છે,
હું જ એ સઘળા કવિઓનો બન્યો છું કાફલો.

## अकारणम् ☐ अनु. जशवंती दवे

(गुजराती काव्यम्)

नो कारणं वदेत् कंचित पृच्छेत् न 'किमर्थम्'?
पलस्य अनन्तपथि केवलं वितरणीयं स्नेहम्।
कस्यचिद् द्वारम् उद्घाटव्यम्
वातायनम् अन्यस्य;
स्मितलवेन संपेष्टव्यम्
आकस्मिकं कष्टम्॥

वयम् अत्र मत्स्या इव स्याम सदा तरन्तः,
नो कारणं वदेत् कंचित् पृच्छेत् न 'किमर्थम्'॥
कस्यापि पदं अपरिमृज्य
नः प्रचलेत् पथः
स्कन्दं वायुरिव।
वयम् न अस्माकम् इव तथात्र चरणीयम्।
नो कारणं वदेत् कंचित् पृच्छेत् न किमर्थम्॥
कश्चित् श्रान्तः वृक्ष लभेत
स्कन्दं वायुरिव।

## અકારણ

કોઈને નહીં કારણ કહેવાં, પૂછવું નહીં કેમ ?
પળના અનંત મારગ ઉપર વેરતા જવો પ્રેમ !
કોઈનાં કમાડ ખોલવાં
ખોલી નાખવી કોઈની બારી,
આછા સ્મિતે ઘૂંટી લેવી,
કોઈ વ્યથા અણધારી.
આપણે તો અહીં તરતા રહેવું માછલીઓની જેમ;
કોઈને નહીં કારણ કહેવાં, પૂછવું નહીં કેમ ?
કોઈનું પગલું લૂછયા વિના
આપણો ખૂલે પંથ;
કોઈ થાકેલા વૃક્ષને મળે
હવા જેવો સ્કંધ.
આપણે જાણે આપણાં નહીં અહીં રહેવું એમ;
કોઈને નહીં કારણ કહેવાં, પૂછવું નહીં કેમ ?

## ગીત □ મનહર જાની

બેલમપરને પાદર પાણીશેરડો
અંઘડ-ઝંઘડ ફૂલે જાલમ ઝાડ જો
ઊંડો રે કૂવો ને સિંચણ ચાર તસું..

ચિંધડીએ બાંધી રે ચપટીક શેરિયું
હથેળિયુંમાં હણહણતી ઘોડાર જો
ઊંડો રે કૂવો ને સિંચણ ચાર તસું..

આંખ્યુંનાં ઓઠિંગણ દરિયાદેવને
નમણી તે નજરુંની નીંગઠ ગાંઠ જો
ઊંડો રે કૂવો ને સિંચણ ચાર તસું..

અખિયાણામાં આવરદા અળવીતરી
કરિયાવરમાં કેડાં કાળાંમેશ જો
ઊંડો રે કૂવો ને સિંચણ ચાર તસું...

દરિયાદીમને ડેલે દીવા શગ બળે
આથમણે આંબલિયે બોલે કાગ જો
ઊંડો રે કૂવો ને સિંચણ ચાર તસું...

## ગઝલ □ અમૃત ઘાયલ

શુદ્ધ બનવું પ્રભુ સહેલ નથી,
કોણ છે જેના મનમાં મેલ નથી.

મોર માન્યું કે છે કલાધર પણ,
મોરથી કમ ઢળકતી ઢેલ નથી.

પ્રેમ જેવો અવર નથી દીવો,
દર્દ જેવું અવર દિવેલ નથી.

કષ્ટ પણ કોઈ ચીજ છે મિત્રો,
કોણ કહે છે એ તલમાં તેલ નથી.

શ્વાસની ઘંટી છે મરણની છડી,
સબ સલામતની આલબેલ નથી.

નામ રાખ્યું છે જેનું તાજમહેલ,
દરઅસલ છે કબર, મહેલ નથી.

જિન્દગી જેમ જિન્દગીની સમજ,
આપદા છે અદલ ઉકેલ નથી.

છે ગઝલ દર્દની ગિરા 'ઘાયલ',
માત્ર ભાષાની ઘાલમેલ નથી.

## ગઝલ □ હેમેન શાહ

અભિધા મહીં કે કહો વ્યંજનામાં,
ન રાખો મુખે હાવભાવો નનામા.

ફરક ક્યાં છે આનંદ કે વેદનામાં ?
જુઓ બેઉ લઈ જાય ઉત્તેજનામાં.

દીસે સાવ નિસ્તેજ આ ધ્યેયપ્રાપ્તિ,
કસક સપ્તરંગી હતી ઝંખનામાં.

રજૂ કર અભિપ્રાય કાંટાસહિત તું,
ન રેશમ બિછાવી દે પ્રસ્તાવનામાં.

મિલનની ઋતુઓ અચાનક વીતી ગઈ,
ન પડપૂછ કોઈ, નથી પંચનામાં.

## કવિતા વિશે □ જયન્ત પાઠક

કવિતા અંધકારમાં થાય છે.
અંધકાર એટલે પ્રકાશનો અભાવ નહીં, પણ
જેમાં તારાઓ ચમકે
ચમકે ચન્દ્ર, નક્ષત્રો, આગિયા ને આંખ પણ,
ને અંધકાર રહસ્યગહન;
એક ભરીભરી ગૂઢતા? ગર્ભની
છાની છાની ઘડે છે જે ભીતરમાં
                    મૂર્તિઓ પ્રકાશની.
એટલે તો
અક્ષરો આડાઅવળા પડતા નથી
લથડતા નથી, ભૂલા પડતા નથી,
સ્ફોટથી ગતિમાન, અંધકારમાં
તેઓ પોતપોતાના સ્થાને ગોઠવાઈ જાય છે આકુડા, ને
પ્રગટાવે છે અર્થ રૂડા - ધ્વનિદીવડા
જેમાં સૂર્ય ને ચન્દ્ર; તારાઓ ને નક્ષત્રો
આગિયા ને આંખો - બધુંય દેખાય છે
કવિતા અંધકારમાં થાય છે.

માનનીય સુરેશભાઈ,

'કવિતા' અંક ૧૨૯ના 'ઉમાશંકર જોશી વિશેષાંક'માં શ્રેષ્ઠ કાવ્ય કયું એ નક્કી કરવા માટે આપે મને જે તક આપી તે માટે આપની આભારી છું.

આ અંકનાં ઘણાં કાવ્યો ગમ્યાં. એકેક કાવ્યો અનેક વાર વાંચવાં - માણવાં મળ્યાં. બાલમુકુન્દ દવેનું 'ઊંચેરી ટૂકનો મોરલો', ઇન્દુ પુવારનું 'નાદ બ્રહ્મે ગયા ભળી' સરસ છે. અજય પુરોહિતનું કાવ્ય 'કોણ ચાલ્યું ગયું છે'માં વિષાદ છે. પરંતુ જ્યારે એક જ કાવ્યની પસંદગી કરવાની છે ત્યારે થોડી દ્વિધા થઈ. યૉસેફ મેકવાનના 'હે ધ્રુવતારક !' કાવ્યને આ અંકના શ્રેષ્ઠ કાવ્ય તરીકે પસંદ કરું છું.

—રાણી મહેરીયા

.... ને ☐ મેઘનાદ હ. ભટ્ટ

અનંગ પુષ્પની સફેદી
સ્નિગ્ધ શુભ્ર સ્તોત્ર થઈ
રંગ, રૂપ, રાગને વહો લહો વસુંધરે.
સુગંધ, રાગ, રૂપ, રંગ
ગીત રીત થૈ રહો
પ્રીતનો પ્રપાત આજ મત્ત, મસ્ત થૈ વહો
રીત ગીત થૈ રહો ગીત રીત થૈ વહો
પ્રફુલ્લ પુષ્પ પ્રેરજો મધુસુગંધી રાગિણી...
આમ્રમંજરી અને
ગુલ્લ-ગુલોય મ્હોરજો
વૃક્ષ, વેલ, અંકુરો
પ્રીતથી
સૌ લ્હેરજો.
ગ્રીષ્મ ગ્રીષ્મ ના રહો
પાનખર ખરી પડો
નિર્ઝરી ઝરી રહો, વલ્લરી લચી રહો
સખ્ય, સારથી, રથી
ગીત આજ ગાઈ લો -
–પુનઃ પુનઃ અનંગનું
ગીત પ્રીત રીતનું.
પ્રીતનું ય ગીત હો ?
અનંગને ન અંગ હો
અનંગને ન રંગ હો
અનંગ બસ અનંગ હો
એ જ માત્ર રંગ હો, એ જ માત્ર રાગ હો
એ જ માત્ર રીત હો, પ્રીત ગીત થૈ વહો
પ્રીતનું એ ગીત હો... પ્રીતનું એ ગીત હો.

## સન્માનબન્માન □ હર્ષદ ત્રિવેદી

આપણે કોઈનું
સન્માન કરવા જઈએ છીએ
ત્યારે જ કોઈકનું બન્માન કરતા હોઈએ છીએ.
આપણે સૂર્યનો
મહિમા કરવા જઈએ છીએ
ત્યારે જ તારલાઓનો બહિમા કરતા હોઈએ છીએ.
સૂર્ય ઊગે કે આથમે
આપણી ઈચ્છા હોય કે ન હોય
એ પોતે જ એની હયાતીબયાતીની છડી પોકાર્યા કરે છે!
અને આ તારલાઓ તો
સાલ્લા, પરથમથી જ મૂઆમંતર.
કંઈક હયાત હોય આપણામાં
તો જ અનુભવાય એ તેજ-ફૂલોની હયાતી!
અને હા,
સૂર્ય અચાનક ખરી પડવાનો નથી
એવું જાણવા છતાંય
એકાદ તારલો
ખરી પડે છે
        બરી પડે છે
                મરી પડે છે ત્યારે-
આપણે શા માટે વિહ્વળ થઈ જઈએ છીએ?
આપણે કોઈકનું બન્માન તો નથી કરતા ને?

□ અનિલ રાવલ

મારાં ચશ્માંને આવ્યો અંધાપો
કોઈ આંખોને ધીરજ બંધાવો.

## ☐ કિશન શાહ

તને ચાહું છું ચાહું છું, એટલું બધું
મારી પાસે કહેવાને કોઈ વાણી નથી

જળમાં વહે છે છાયા આ ઝાડની
એમાં અંકાઈ ક્યાંક માયા ઉઘાડની
મૂંગા છે હોઠ અને બોલે છે આંખ
મારી આંખોમાં ઝાકળનું પાણી નથી.... તને ચાહું છું

પંખીની પાંખમાં અંકાશી વ્હાલ છે
વનમાં વસંત છે ને પંચમનો તાલ છે
આટલી આ ખૂબસૂરત દુનિયા હશે
એવી તો વાત કદી જાણી નથી.... તને ચાહું છું

## અજળ લખું - ☐ તુરાબ 'હમદમ'

એક અફવા એક-બે મૃગજળ લખું.
કઈ રીતે દુષ્કાળમાં હું જળ લખું.

ઠામ ઠેકાણું નહિ ઓળખ નહિ,
હું હવામાં કઈ રીતે કાગળ લખું.

હસ્ત રેખાઓ બધી બદલાઈ ગઈ,
લાવ તારા હાથમાં હું છળ લખું.

ચોતરફ અંધકાર બસ અંધકાર છે,
કઈ રીતે હું આપને ઝળહળ લખું.

કાળનો 'હમદમ' ભરોસો હોય નહિ
એટલે અહીં પણ હવે અંજળ લખું.

## ગઝલ □ રઈશ મનીઆર

બંધ દરવાજા હતા, બારી ઉપર પડદા હતા,
મ્હેલના છેક સાતમે માળે થોડાં મડદાં હતાં.

સૂર્ય વિશે મૌન છે અભિપ્રાય સૌના શહેરમાં
ને અભિપ્રાયો આ પડછાયા વિશે અડધા હતા.

ભીંતની પાડોશ અંગે જાણકારી આટલી,
કોઈ ખીલી ઠોકતું ને પોપડા ખરતા હતા.

આપણે ક્યાં કંઈ ખરીદવું છે કે કોઈ રંજ હો...
આપણી પાસેના સિક્કા છો બધા ખોટા હતા.

આટલા બસ સત્યમાં ગોથું ખોવાયું છે 'રઈશ'
પગ હતા, આંખો હતી, રસ્તા હતા, ખાડા હતા.

## ગઝલ □ 'પ્રણય' જામનગરી

પંથ પર ચાલ્યા કરીએં હું અને મારી ગઝલ
મનભરી મા'લ્યા કરીએં હું અને મારી ગઝલ.

બેઉના ખિસ્સા મહીં કેવળ ભરેલાં ફૂલ છે
રાત'દિ ચાલ્યા કરીએં હું અને મારી ગઝલ.

ને સમયનું વૃક્ષ ત્યાં તો સામટું વરસી પડે
ડાળખી ઝાલ્યા કરીએં હું અને મારી ગઝલ.

સાવ લીલું સર્જવા વાતાવરણ આંહિ 'પ્રણય'
લૂબઝૂબ ફાલ્યા કરીએં હું અને મારી ગઝલ.

## ચામાચીડિયું ◻ રજનીકાન્ત સથવારા

અન્ધારાં સૂંઘે પગરવ
રસ્તે રસ્તે અજવાળાં ડૂબ્યાનો રવ
અને રાસડા લેતી આ ચચ્ચાર દીવાલો ખરવા માંડે
હાશ કરીને ચામાચીડિયું છીછરા જળમાં તરવા માંડે
પીળચટા ચામાચીડિયાને
લોહી થકી સમ્બન્ધ હશે,
ને અન્ધારું આ પરસેવાની ગંધ હશે.

પણે બારણું તોરણ ઝંખે
પેટ જઈ પડખામાં ડંખે
છાતી વચ્ચે તૂટી પડેલા ફરી સાબદા થાતા બૂરજ
બે સાથળની વચ્ચે ઊગે સૂરજ.
સાવ આંધળીભીંત પીંડીઓ ખૂલવા લાગે
એકમેકથી દૂર કિનારા વહેતા જળને ભૂલવા લાગે
એકસામટાં
કંઈક ઝાડવાં ખીણ મહીં ધસમસવા લાગે,
બંધ ઓરડે ચામાચીડિયું
જળ સોંસરવું સરે, સરે ત્યાં ડૂલ
આરપાર ધુમ્મસમાં રગદોળાતું રાતું ફૂલ.....

ફળિયે ફળિયે ફરતું પાદર ચામાચીડિયું
કરચલિયાળી રોજરોજ બદલાતી ચાદર ચામાચીડિયું
ઉગમણે જ્યાં ચણોઠડી ને આથમણે મલમલ
ચામાચીડિયું કન્યાની છાતી પર તલ.

ગંઠાયેલું શ્વાન-યુગલ કણસે ફળિયામાં
ચામાચીડિયું તરે આંખના ઝળઝળિયામાં...

## દીવાલ પર નામ □ શ્રીકાંત વર્મા □ ઉષા પટેલ

જ્યારે હું કિશોર હતો
જ્યાં પણ મળી
કોઈ કોરી દીવાલ
શાહીથી
લખી દેતો
હું મારું નામ

બીજે દિવસે જોતો
ભૂંસી નાખ્યું કોઈએ
એવી રીતે
જાણે લખાયું જ ન હોય.

ત્યારે હું ગર્જતો
કોણ ?
જવાબ મળતો–
સોમદત્ત.

હું વૃદ્ધ થઈ ગયો છું
જ્યારે પણ મળે છે
કોઈ કોરી દીવાલ
શાહીથી
લખી નાખું છું
મારું નામ
બીજે દિવસે જોઉં છું
ભૂંસી નાખ્યું કોઈએ
એવી રીતે
જાણે લખ્યું જ નહોતું.
હવે જ્યારે ગર્જું છું
કોણ ?
ઉત્તર મળે છે–
કાળ.

## વહેવું □ કરસનદાસ લુહાર

એક લીલું રણ વહે છે મારાથી તારા સુધી,
રેશમી રણઝણ વહે છે મારાથી તારા સુધી.

જે-સદીનાં ચીર નિચોવો છતાં ટપકે નહીં-
એક એવી ક્ષણ વહે છે મારાથી તારા સુધી-

લે, પરસ્પરના ચહેરા ધોઈએ ને જોઈએ;
જો નર્યાં દર્પણ વહે છે મારાથી તારા સુધી.

એક-બીજામાં મળી જઈએ, ભળી જઈએ હવે;
હું વહું, તું પણ વહે છે મારાથી તારા સુધી.

## નહેરુની સ્મૃતિ તાજી થતાં... □ રઘુવીર ચૌધરી

ચિનારછાયું શૈલશિખર જોવા
કાશ્મીર જવું છે,
નહેરુને જોયા ત્યારથી...

આંખોની વાણી
અલકનંદાના પાણીથીય વધુ ભાવવાહી
દેશના ગુલાબે ગુલાબે ખીલ્યું જેનું પ્રયાગ,
જેના આગમને મેદની બની જાય વાસંતી બાગ...

સંસ્કૃતિના વિમલ જલે ખીલ્યા
શતદલ પદ્મની એક કલ્પના
મારી પાસે હતી,
આજે પ્રતીતિ છે, સ્મૃતિ છે
એની અર્થસમર્પક સૌરભની.

હિમાલયની ઉપત્યકાની આ બાજુ
હરિયાળાં મેદાનોની અનંત સંવેદના પર
કોણ વિહરે આ વહેલી સવારે ?
અનુભવે શ્વાસે શ્વાસે પારિજાતની
મર્મકાયા શી એક કમલાની સંનિધિ -
પૂછે ઝાકળભીની તાજગીને વિદાયના
વહેલા મુહૂર્ત વિશે....

પ્રકૃતિ અને નિયતિ વચ્ચે
પરમાત્માનો રહસ્યલોક ઊઘડે
અનંત મેદાનોની છાયાદ્યુતિમાં...
સૌથી મોટી સચ્ચાઈ તો છે આ ભૂમિ,
ચાલતા ચરણનું સામૈયું કરે
અવનવાં ઋતુપત્ર ધરી....

નિયંતા ભલે અવ્યક્ત રહે

તું કર્તા છે મનુજ
આ તારા હાથ એ જ તો છે આંખો અદૃશ્યની
વિધાત્રી વિશે ન પૂછ
વરદાત્રી છે આ સૃષ્ટિ,
શું કામ સભાન રહેવું
તારી ભંગુરતા વિશે ?
જોતો રહે શિખરો ઓળંગતા ચંદ્રને
અને ઝરણાંના કલનાદમાં ફૂટતા પ્રકાશને
સ્મૃતિશેષ નહેરુનું અસ્તિત્વ
અહીંના અણુઅણુમાં છે...

જેણે તને દેવ ઠરાવેલો
પૂજાના એકમાત્ર અર્ધ્યથી
એની યુગચેતનાના પરમાણુનો
પૂર્ણકુંભ ભરાયો છે
મહાકાલના પ્રાંગણમાં.
જેની એક એક અંજલિએ શતાબ્દીઓ
સમર્પિત થતી રહેશે
અને માનવતાના ચહેરે
પ્રતિદિન ખીલતું રહેશે એક ગુલાબી સ્મિત...
નિર્હેતુક પ્રીત...

કર્ણ □ ગિરીન જોષી
સૂરજે પણ
મંત્ર દ્વારા
કાન સાથે મૈત્રીકરાર કરેલ

પ્રિય સુરેશભાઈ,

કવિતાના ડિસેમ્બર ૧૯૮૮ના અંકમાં મને ગમેલી કવિતાઓ પસંદ કરવાનું આપે કરેલું સૂચન જેટલું સાહજિક હતું તેટલું જ ગંભીર પણ હતું એ તો પસંદગીયાત્રા શરૂ કરી ત્યારે જ ખબર પડી. તમે આપેલા સૂત્ર પ્રમાણે "કવિતા એટલે હકીકતથી સત્ય સુધીની યાત્રા." કવિતાના આ અંકની કવિતાઓ વિશે વાત કરું એ પહેલાં થોડીક 'કવિતા' દ્વૈમાસિક વિશે મારા મિત્ર સદાનંદ નાઈકે 'મુંબઈ સકાળમાં' એમની ભાષા ભગિની કટારમાં લખેલા ખાસ લેખમાંથી પ્રારંભનું આ અવતરણ મરાઠીમાં જ ઉતારું છું જેથી મારી પસંદગી કેટલી મુશ્કેલ બને છે તેનો ખ્યાલ આવે :-

ગુજરાતી કવિતા જી ઇતક્યા ચાંગલ્યા તરહેને ફુલલેલી, બહરલેલી દિસતે ત્યાચે શ્રેય મોઠયા પ્રમાણાત 'કવિતા' યા દ્વૈમાસિકાલા દિલે તર અતિશયોક્તી હોણાર નાહી. એકૂણ કવિતેચા અંક વાચણું હા એક વેગળા અનુભવ આહે. ડૉ. સુરેશ દલાલ યાંની રસિકાંવર ફાર મોઠે ઉપકાર કરુન ઠેવલે આહેત.

કવિતાના આ ચમનમાંથી શ્રેષ્ઠકળીઓ પસંદ કરવાના મારા નમ્ર પ્રયાસ વખતે શ્રી સદાનંદ નાઈકે ગુજરાતી વાચકોને 'ભાગ્યદાર' શબ્દથી નવાજ્યા છે એમનું સ્મરણ થયું એટલે ભાગ્યહીન કોણ હોઈ શકે એ બતાવવા સંસ્કૃતમાં વાંચેલું આ સુભાષિત યાદ આવી ગયું :-

સુરસા સાલંકરા સુપદન્યાસા સુવર્ણમય મૂર્તિ : ।
કવિતા તથૈવ કાન્તા ન લભ્યતે પુણ્યહીનેન ॥

અર્થ ખૂબ જ સરળ છે. શૃંગારાદિ રસોવાળી, ઉપમાદિ અલંકારોવાળી, સાર ચરણો વડે રચાયેલી અને જેની છબી સુવર્ણ - સારા અક્ષરોમય હોય એવી કવિતા - અથવા રસીલી, અલંકારોથી ઓપતી, સુંદર ગતિવાળી તથા જેની કાન્તિ સુવર્ણ જેવી હોય એવી સ્રી - એ બન્ને ભાગ્યહીન મનુષ્યોને પ્રાપ્ત થતી નથી. કવિ વચનને કામિનીના લોચન સાથે સરખાવીને એક પ્રાચીન કવિએ કહ્યું છે કે :-

કામની લોચન કવિ વચન,
મન ભેદન દો ઠોર;
ભેદુકે મન ભેદવો,
એ કામની કવિ કછુ ઓર.

- કામિનીના કટાક્ષ અને કવિની વાણી એ બે વસ્તુ સૃષ્ટિમાં મનને વીંધવાવાળી છે. પરંતુ જેનું મન વીંધાયેલું છે એટલે કે જેમણે કટાક્ષોના બાણ અને કાવ્યોના રસમાં કંઈ અવગાહન કર્યું છે તેવા રસિકને વીંધનારા કટાક્ષ અને કાવ્ય, કોઈ અનન્ય સ્રી અને જુદો જ કવિ સર્જી શકે છે.

આવી મર્મસ્પર્શી કવિતાઓના ગુચ્છમાંથી મને શ્રી ચંદ્રકાંત શેઠનું 'એક વીજળીના ચમકારે' ગીત ખૂબ જ ગમ્યું. સરળ ભાષામાં ભાવને વરસાવીને, ચેતનામાં વીજળીનો

ચમકાર કરીને, તત્વદર્શનની રશ્મિને મૂળ સુધી લઈ જતો વિચાર ગગનની સાથે સાથે મનને પણ વીંધે છે :-

આંખ મીંચના અંદર ઊતરે,
ગગન વીંધતી વરસે,
એક વીજળીના ચમકારે
મનને રાધા સ્પર્શે

કબીરજીએ કહેલી એકને સાધવાની વાતનો પડઘો ક્યાં પડયો છે એની સહજ સરખામણી :-

એક હી સાધે સબ સધે,
સબ સાધે સબ જાય;
જો તું સીંચે મૂલ કો;
ફુલે ફલે અઘાય.

એક સૂરજ તે મૂળમાં ઊતરે

ત્યાંથી અદ્ધર ચડતો,

ડાળ ડાળ ને પાનપાનમાં

ફૂલે- ફળે ઊઘડતો.

આ જ રીતે વેણીભાઈ પુરોહિતે 'ઝંખનાના ઝાંઝવા'માં આપેલી જિન્દગીની ખામીઓ અને ખૂબીઓ જીવનના સાર-અસારને પ્રવાહીલયમાં વહેવડાવીને આપણી સમક્ષ એક વિચાર મૂકે છે. આપણી દિશાભૂલ પ્રત્યે વેણીભાઈ કેવી રીતે આંગળી ચીંધે છે તે જોઈએ :-

જીવવાની વાતમાંય જીવને સબર નથી,
ચાલવાની ચોંપ છે, પણ ક્યાં જવું ખબર નથી.

પરદેશ ગયેલી પુત્રીના મિલન માટે ઝંખતી વૃદ્ધ માતાની મનોવેદનાને વાચા આપીને જિંદગીના અંતિમ દિને મિલન શક્ય નહીં બને એવી ખાતરી થતાં આંખ મીંચી દેતી માતાના શબ્દચિત્રમાં પન્ના નાયકે કરેલું વાસ્તવદર્શી વર્ણન ખરેખર હૃદયસ્પર્શી બન્યું છે.

આમ આ અંકમાં અનેક કવિઓની કૃતિઓ ગમી છે. જુદા જુદા ભાવવિશ્વમાં લઈ જતી રચનાઓ દિલને સ્પર્શે છે. આ બધી કૃતિઓમાંથી મારે પસંદગી કરવાની હોય તો હું શ્રી ચંદ્રકાંત શેઠની રચના 'એક વીજળીના ચમકારે' ને પ્રથમ સ્થાન આપું.

□ રમેશ પુરોહિત

કવિતા - લયનું પંખી
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૦
વર્ષ : ૨૨, અંક : ૪ : એપ્રિલ ૧૯૮૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)


| | | | | | |
|---|---|---|---|---|---|
| અજય પુરોહિત | ૫ | દુલેરાય કારાણી | ૧૮ | રઇશ મનીઆર | ૩૮ |
| અનિલ રાવલ | ૩૬ | નટવર ગાંધી | ૧૪ | રજનીકાંત સથવારા | ૩૯ |
| અભિનવ શુકલ | ૪૦ | નલિની માડગાંવકર | ૧૦ | રઘુવીર ચૌધરી | ૪૩ |
| અમૃત ઘાયલ | ૧, ૩૩ | નાથાલાલ જોશી | ૩૦ | રમેશ પુરોહિત | ૩, ૪૫ |
| ઉષા પટેલ | ૪૨ | નૂતન જાની | ૨૪ | રાણી મહેરીયા | ૩૪ |
| કરસનદાસ લુહાર | ૪૨ | 'પ્રણય' જામનગરી | ૩૮ | લીલાધર જગૂડી | ૨૪ |
| કુસુમાગ્રજ | ૧૩, ૧૯ | બરકત વીરાણી | ૨૬ | વિપિન પરીખ | ૧૧, ૧૨ |
| કિશન શાહ | ૩૭ | બાલુભાઈ પટેલ | ૪૧ | શ્રીકાન્ત વર્મા | ૪૨ |
| ગિરીન જોષી | ૪૪ | | | સુરેશ દલાલ | ૨૦ |
| જગદીશ ત્રિવેદી | ૧૧ | ભાસ્કર શુકલ | ૧૮ | હરીન્દ્ર દવે | ૬ |
| જગદીશ દવે | ૧૯ | મણિલાલ પટેલ | ૨૫ | હર્ષદ ચંદારાણા | ૯ |
| જયંત પાઠક | ૪, ૩૪, ૪૧ | મનહર જાની | ૩૨ | હર્ષદ ત્રિવેદી | ૩૬ |
| જયા મહેતા | ૧૩, ૧૯ | મહેન્દ્ર ગુપ્તા | ૪૦ | હસમુખ દવે | ૨ |
| જશવંતી દવે | ૩૧ | મેઘનાદ હ. ભટ્ટ | ૩૫ | હેમેન શાહ | ૩૩ |
| તુરાબ 'હમદમ' | ૩૭ | મેઘબિંદુ | ૮ | હોલુબ | ૨ |


**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૪૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂા. ૮૦/-, ઍર મેલ રૂા. ૧૫૦/-. આ અંકના છૂટક ૬ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઇ-૧

# કવિતા

## (દ્વૈમાસિક)

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪(જુઓ રૂલ નં. ૮),

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : | સ્ટેટ્સ પીપલ પ્રેસ જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઈ - ૪૦૦૦૦૧. |
| ૨. | તેના પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઇ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ. |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણા નગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઇ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઇ-૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યકિતઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઇ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઇ

તા. ૨૦-૪-'૮૯.

પ્રકાશકની સહી

*Illustration by František Muzika*



IVAN SKALA

## Not for Me

Not for me verse about nothing,
however shapely, with brilliant rhyme,
while underfoot the earth is burning
as we move through our searing time.

I also see the turtle-doves,
the sheen of leaves and springing grass.
But I must force back
tears and let my anger pass.

What use this flood of fine words,
versifying embroidery,
when a poem must shield the earth like a hand
against the dark catastrophe.

*Translated by Jarmila and Ian Milner*

## મૉન્ટેગો અખાત, જમૈકા દ્વીપ-દેશ :

□ પ્રીતિ સેનગુપ્તા

બદલાતા રહેતા રંગો -
લીલા/ભૂરાનું મિશ્રણ.
આકાશની સાથે નિશ્ચિત રંગભેદ.
દૂરની રેખા પર ભળી જવાનો ભ્રમ.

પવનના સૂસવાટામાં સંભળાય છે
મઝધારના ક્રંદનનો અંદેશ.
ઊંડાણ ઉલેચાતું રહે છે,
હીબકં લઈ લઈ આવતું પાણી
રેતીમાં ઢળી પડતું રહે છે.

લંબાવેલા બે હાથ
વચ્ચે સ્પર્શનું અંતર.
ચોતરફ જળબંબાકાર,
આલિંગન ખાલી ખાલી.

અમળાઈ અમળાઈને મોજાં
આવવા મથે છે
મારા સુધી.

હું છું કિનારા પર
નિષ્ક્રિય, નિ:શકત, નિરુપયોગી.

## માઝી □ મેઘનાદ હ. ભટ્ટ

અમથો અમથો ભાર વહીને ડૂબતાં ડૂબતાં વ્હેતો રહે
'ભાર' બનીને જીવે જે તે ખુદની હરકત કોને કહે ?
ક્ષણનું રક્ષણ કોણ કરે જ્યાં ક્ષણ તો સાલી વહી જતી ?
ભૂતકાળોની ભવાટવિમાં વ્રણના રણને જીતી જતી.
રેતીના કણમાં ખોવાયા રણના દરિયા, રણના મ્હેલ
એ દરિયામાં છીપ-ખડક થૈ તરતાં ડૂબી જીવતી વ્હેલ.
મોતી, પરવાળાં તો સમજ્યાં માછલીઓ પણ સરી ગઈ
મરજીવા પણ કરે પછી શું જીવતી ક્ષણ જ્યાં મરી ગઈ ?
માઝીને મઝધાર મળે તો મારગ, મંઝિલ કોણ સ્મરે ?
જીવ સાટેનું રક્ષણ ક્ષણનું માઝી વિણ ક્યાં ?- કોણ કરે ?

## ...આઘો રહી ગયો □ લલિત ત્રિવેદી

આઘો રહી ગયો અને અધરો બની ગયો
ઘર જેવો એક જણ હવે કમરો બની ગયો.

ભરપૂર સામે પૂર જીવેલો એ આદમી
અવસાનનોંધનો હવે ફકરો બની ગયો.

એ બાગના ખૂણાનો એક બાંકડો હતો
એક સાંજ મળી ત્યારથી ગજરો બની ગયો.

ઘરથી પરાગ સ્કૂલે જવા નીકળ્યો હતો
રસ્તામાં શું બન્યું કે એ પથરો બની ગયો !

શ્વાસો ટપકતાં રોજના આ જલદીઘાટમાં
રાણો લલિત નખશિખ નકરો બની ગયો

□ પન્ના નાયક

ઘર્યો જૂની
વહેલી મોડી થયા વિનાની
એની એ ઘડિયાળમાં
ફરી મારી મધરાત વીતી ચૂકી છે.
સમી સાંજથી વરસતોં વરસાદ
રાતને ધોઈને ચોખ્ખી કરવાને બદલે
વધુ ઘેરી, વધુ મેલી કરે છે.
હવાનો ભેજ
ઓરડાના ખૂણેખૂણામાંથી ધીરે ધીરે
શરીરના કણેકણમાં વ્યાપી વળ્યો છે.
ભેજવાળી ચાદર પર પડેલી
કાયાની રેખાઓની તડમાં
અવાવરુ ઘરનાં જાળાં બાઝી ગયાં છે
ઓશિકાના આધાર પર
ગોઠવાયો છે માથાનો ભાર.
અમેરિકાની પોલીસગાડી પર
ભય અને કટોકટીની
જાહેરાત કરતી લાઈટની જેમ
ચકળવકળ થતી મારી આંખોને
પરાણે બીડી રાખું છું
પણ
ભીંતને ભટકાતા
ચામાચીડિયા જેવું મન
અંધારામાં અટવાઈ ફાંફાં મારે છે.
સાંજે જ ધોયેલા ઓળેલા વાળ
પડખું ફરી ફરી
પીંખાઈ વીંખાઈ સાવ ગૂંચવાઈ ગયા છે.
અસ્તવ્યસ્ત થયેલા વાળને
સરખા ગોઠવવા મથું છું
પણ
ભારે થઈ ગયેલો હાથે
કેમે કરી
માથા સુધી ઊંચકાતો નથી.
દમથી પીડાતી કોઈ વૃદ્ધા
ઉધરસ ખાઈ ખાઈ થાકીને
પથારીમાં કોકડું વળી ગઈ હોય
એવા મારા મનમાંથી
ઉનાળામાં શરીરને બાઝેલા મીઠા જેવા,
દીવાલોને ચોંટેલા,
સ્મરણોના પોપડાના થરના થર
ઊતરડાઈને
બહાર ધકેલાઈ જવા ઝંખે છે.

રોજ રાતે
આમ જાગી જવું
ને
શું કર્યું હોત તો શું થાત - ના
કરવત વચ્ચે વહેરાવું
એ શું
મારાં ગત જન્મોનાં કર્મોની સજા હશે
અને
પોતાનાં કર્મો માટે જવાબદાર કોણ ?
દોષનો ટોપલો
બીજાના શિર પર મૂકી
છૂટી જવાની ટેવ
હવે મેં છોડવા માંડી છે

કહેવાય છે
કે
પરિસ્થિતિ અસહ્ય બને ત્યારે
સ્વાભાવિક રીતે જ
આંસુઓ ઊગે છે,
ગાલ પરથી સરી જાય છે
ને પછી
વ્યક્તિ બની જતી હોય છે
હળવી ફૂલ
મારાં આંસુઓનું વહેણ
કદાચ
ભીતર જ વહેતું હશે
એટલે
લથબથતાં કપડાંની જેમ
હું તો રહું છું
ભારે ને ભારે !

ખુલ્લી બારીમાંથી
ગમગીન હવાનો એક ઝોકો આવી
મનને વધુ બેચેન કરી દે છે
આ બેચેની ટાળવા
બા-બાપુની સ્મૃતિનો ચંદનલેપ નહીં
પણ
કટકમાં રહેતા ઉડિયા કવિએ
મારા કાગળમાં ઠાલવેલો
એનો વિષાદ
મને ઘડીભર હૂંફ આપી જાય છે.
મારી ને એની ઊર્મિનો
તાળો મળે છે એટલે ?

મને યાદ આવે છે -
મારી બાજુમાં રહેતી
સંતોષી માના શુક્રવાર કરી
મૂગી મૂગી
મન ઠારતી સ્રી
બુદ્ધિને ટેકે
ચાલી ચાલી ચાલી
લથડિયાં ખાતી
હું
ભક્તિ તરફ વળી
મા ભવાનીને ભજી શકતી નથી
કે
ખોળો પાથરી
મારી રિક્તતાને સભર કરી શકતી નથી.

ઉપવનની વચ્ચેના
સરિયામ રસ્તા પર
ઝડપી ગતિએ
દોડી આવતી ગાડીથી
જીવ બચાવવા
સસલું કે હરણું
દોડી જઈ
કોઈ વૃક્ષને ઓથે ઊભું રહીને થથરે એમ
નીંદરને કિનારે ઊભેલા
અસ્પષ્ટ અવાજોના ભયથી
મન કાંપે છે
પાસે પણ દૂર ભાસતાં
વૃક્ષોના
ન કળી શકાતા આકારની જેમ

હું કશું જ કળી શકતી નથી.

મને ખબર છે -
અનંતની યાત્રામાં
આ તો ક્ષણની કથા છે.
ડુંગરની ટોચે દેખાતું
ધુમ્મસ
ધીરે ધીરે નીચે આવી
ઓગળી જાય એમ
પ્હો ફાટતાં
સૂરજ ઊગતાં
રૂમાલથી આંસુ લુછાય
એમ
ભીનાશ શોષાઈ જઈ
અત્યારની આ સૌ ક્ષણો
થઈ જશે નામશેષ....
નામશેષ....

## ગઝલ □ આર. જે. નિમાવત

વાર તહેવારે મળો તો ચાલશે;
દૂરથી હસતા રહો તો ચાલશે.

લખજો સરનામું ફક્ત હસ્તાક્ષરે-
સાવ કોરો ખત લખો તો ચાલશે.

નામ મારું હોઠ પર ના લઈ શકો;
નૈનથી વાતો કરો તો ચાલશે.

હાથમાં લઈ હાથ મળવું શક્ય ના;
ભીડમાં સ્પર્શી જુઓ તો ચાલશે.

જિંદગીભર સાથ આપી ના શકો;
એક પળ સાથે રહો તો ચાલશે.

## ત્યારે માનવું કે – □ દાન વાઘેલા

એક અફવાની પાકી છે ટૂંટી !
ક્યાંક સપનું ચાલે ને ક્યાંક દરિયા રોકાય
ક્યાંક પાંપણમાં આંસુના પરપોટા થાય
ત્યારે માનવું કે વાટ ક્યાંક ખૂટી !
○ એક અફવાની....

અંજળના લેખ એક ચકલીએ વાંચ્યા
ને બ્રહ્માંડે ચકરાવા પીધા !
પીંછાનાં રૂંવાડાં આકળાં થયાં તો
એને વાયરાએ પંપાળી લીધાં !

ઝબકારા ઓગળે ને અંધારું થાય
ત્યારે સન્નાટો કેમ પડયો તૂટી ?!
○ એક અફવાની....

ઊંચી મેડીએ એક ચોંટી છે વેલ
એના ઝરુખાને ઝૂરવાના શાપ !
પગલાંનો પડછાયો સપનામાં આવે
તો લાગે કે બાજી છે હાથ !

ધરતીથી ઊડેલી ધખનાએ માન્યું કે-
આભને હું લઈશ સાવ લૂંટી !!
○ એક અફવાની....

## હાઈકુ

□ ધનસુખલાલ પારેખ

પારણે ઝૂલે
લવ કુશ, સીતાનું
મન અયોધ્યા.

અથવા કડવા ઘૂંટો,પીધા તે સર્વ વીસરી,
મધુ જે મધુરું લાધ્યું તેની સ્મરણમાધુરી
*લ્હેરાતાં દિલમાં વ્યાપે અનેરી કોઈ ખુશ્નુમા
હવા, તે માણતો હોઉં એકલો એક શાન્તિમાં; ૩૦

અથવા સિન્ધુને આરે ખડકો બાલમિત્ર જે,
પલાંઠી તે પરે મારી, સાગરી નીલિમા તણી
ઊંચી નીચી થતી ઊર્મિ વિશે આનન્દમગ્ન હું
આનન્દાનંદનું ગાન શ્રવણે હોઉં ધારતો ; ૩૪

અથવા શ્રેષ્ઠ તો એ હો !

રામ આરામ હૈયાનો - તેનું માહાત્મ્ય ચિંતતો
*નિદ્રાધીન બનું, સ્વપ્ને રામલીલા જ પેખતો,
સ્તવતો હોઉં હું - એવી ધન્ય કો રમ્ય રાત્રિએ, ૩૮

રામાનુચરની રીતે, રામે દીધેલું રામને
સોંપવા પાછું લેવાને, મિત્ર ઓ મૃત્યુ આવજે !
નહીં દોર, નહીં તોર, નહીં ઘોર અવાજ કે,
પાસે સૂતાં પ્રિયજનો - તેને યે ના જગાડજે :
આવજે આવજે બન્ધુ ! એ રીતે માત્ર આવજે ! ૪૩

*ગંઠાયા જન્મસંગાથે ! કહે કહે એ બનશે ન કે ;
યેન કેન પ્રકારેણ અથવા એ બનાવજે !
આવજે, બન્ધુ, આવજે ! ૪૬

*મેની તેમ જ કસબભરેલી

## જાપાની કવિતા

□ અનુ. દિનકર પારેખ

શ્વેત કમળ ફૂલ
ચોતરફ
ડહોળાએલા પાણીની વચ્ચે
અલિપ્ત !

## ગઝલ □ યુસૂફ મજાદરી ('શબ્દમ્')

તોડી પિંજર સળિયો મેં તો,
જીત્યો ગઢ ઇડરિયો મેં તો.

ના છલકાશે હવે કદી પણ,
આંખમાં લીધો દરિયો મેં તો.

આળ તો આવ્યું આપના ઉપર,
માથે લીધો કજિયો મેં તો.

તોય સદંતર આપ મળ્યા ના,
ખૂંદી નાખી ગલીઓ મેં તો.

લોકો છોને ગાયા કરતા,
આપી દીધો રદિયો મેં તો.

બાગ તમારો રહે સલામત,
માગી બેત્રણ કળીઓ મેં તો.

## ગઝલ □ હેમેન શાહ

આંખમાં લબકે અજાયબ ડર, જુઓ
સાપસીડીની રમત મુકરર, જુઓ.

કૂતરાંને બટકું નાખે એ રીતે
અન્ન ફેંકે છે હેલિકોપ્ટર જુઓ

રૂપિયાની કોણ કૂહે કિમ્મત ઘટી
એ ખરીદિ કાયદો રીતસર જુઓ

અક્ષરશ: અહીં કાંઈ પણ વાંચો નહીં
બે લખેલી લીટીની ભીતર જુઓ

લો ત્રિરંગી મરતબો ફાટી ગયો
ક્યાં હવે મળશે કુશળ રફુગર ? જુઓ

## ઊંઘ □ સચ્ચિદાનંદ રાઉતરાય □ નૂતન જાની

(ઉડિયા)

હું જાગી ગયો હતો
જાગીને જોયું
મહાભારતનું યુદ્ધ સમાપ્ત થઈ ચૂક્યું હતું
કોણ ક્યાં ગયા
કંઈ ખબર નથી
મોટા-મોટા યોદ્ધાઓ ઢળી પડયા હતા
ભૂરિશ્રવા પણ માર્યો ગયો
તત્પર થતાં થતાં
માતાના ઉદરના અંતિમ ભ્રૂણ સુધી
દાઝી ગયો તણખલાના બાણથી
રક્તની નદી
અચાનક વરસાદથી ધોવાઈ ગઈ

ઘાસ ઊગી નીકળ્યું
કુરુક્ષેત્રના મેદાનમાં
હવે ત્યાં રમાઈ રહી છે એશિયાડની રમતો

હું ઊંઘી ગયો હતો.
એ દરમ્યાન કેટલું બધું બની ગયું.
મોગલો આવ્યા, પોર્ચ્યુગીઝો આવ્યા,
અંગ્રેજ,
મંગલ પાંડે, તાત્યા ટોપે,
બધાય ઊડી ગયા રૂની માફક
સાઈમન - કમિશન આવ્યું
આવ્યાં કેટલાંયે મિશન
ભારત ખંડનો જુદો બની ગયો એક ખંડ.

પરંતુ અમે આઝાદ થયા !
ન જાણે અમે શું શું થયા

બધીય જગાએ સંભળાયું -
સ્વાધીન, સ્વાધીન, સ્વાધીન !
એટલી બધી સ્વાધીનતા કે અમે
પકડીને રાખી ન શક્યા
પાણી વહી જાય છે જેમ ફૂટેલા ઘડામાંથી.

હવે વધુ ઊંઘ નથી આવતી
ખાઈશ ઊંઘની ગોળી
હું ગાઉં છું ઊંઘ તોડવાનાં ગીત

□ ર. કૃ. જોશી □ સુરેશ દલાલ
(મરાઠી)

તારું મારું
કાંઈ નહીં
મારું થોડું
તારું થોડું
મળીને થયો
એક કોયડો
એટલું જ
બાકી તેમાં
કાંઈ નહીં
તારું મારું
કાંઈ નહીં

એક જ રસ્તો હતો એટલે
તે જ લેવો પડે તેમ હતું.
બીજું કોઈ નહોતું એટલે
બોલવુંચાલવું પડે તેમ હતું.
જોવુંબોલવું થયું એટલે
થોડું હસવું પડે તેમ હતું.
હસવાનું થયું, રિસાવાનું થયું
દુ:ખ થયું સહેવાનું થયું.
દુ:ખદર્દ વધ્યું એટલે
પાસે હોવું જરૂરી હતું.
જીવવું આવું આપણું એક
તારું મારું હોવું છે
બીજુંત્રીજું કાંઈ નહીં.

## માણસ મરે છે ત્યારે

□ હેન્રિક મૉર્ડબ્રેન્ડી □ જયા મહેતા

માણસ મરે છે ત્યારે
પાછળ રહે છે એની આસપાસનું બધું જ :

દૂરદૂરના પર્વતો
આડોશપાડોશનાં ઘરો
અને લાકડાના પુલ પરથી રવિવારે
ગામની બહાર લઈ જતો
રસ્તો

અને એક વખતે ચોક્કસ જ નવાં હતાં
એ પુસ્તકો ને સામયિકો
જ્યાં પડયાં છે એ અભરાઈ પર
ઢળતી બપોરે
પથરાતો વસંતનો તડકો

આ જરાયે અનોખું નથી

પણ આમ છતાંયે એ બધાંએ
મને ઘણી વાર ચકિત કર્યો છે.

## સમાધાન □ કુસુમાગ્રજ

□ જયા મહેતા

જયંતીની
પાછલી રાતે
ચારે બાજુ સૂમસામ થયા પછી
પૂતળાએ
ખંખેરી નાખ્યા
શરીર પર ભેગા થયેલા
અસંખ્ય નમસ્કાર
અને તે ગણગણ્યું :
સદ્‌ભાગ્યે
આવતી જયંતી સુધી
મારે ફક્ત
કાગડા જ
સહન કરવા પડશે.

## અડધે રસ્તે

□ સર્વેશ્વરદયાલ સક્સેના □ ઉષા પટેલ

આપણે બધા
આપણે બધા અધવચ્ચે અટવાયેલા જિંદગી જીવી રહ્યા છીએ.
આપણે સંપૂર્ણ આવેગ સાથે
નથી ઘૃણા કરી શકતા
નથી પ્રેમ,
નથી ગુસ્સે થઈ શકતા
નથી ક્ષમા આપતા;
અધૂરી કામનાઓ,
અધૂરી ઇચ્છાઓ,
અધૂરાં સપનાંઓ,
અધૂરી વાતો,
બધું જ આપણામાં સંતાડીને
અધૂરા રસ્તા પર ફરીએ છીએ,
આપણે જીવનને સંપૂર્ણ જીવવાથી
ડરીએ છીએ, કતરાઈએ છીએ,
અધૂરી દૃષ્ટિ,
અધૂરા વિચાર,
અધૂરા સંબંધોને
સ્વીકારીએ છીએ,
અને એમને જો પૂર્ણતાની શોધમાં
લાવારીસ ફરતા મળી જઈએ છીએ
તો અડધે રસ્તેથી પાછા વાળી દઈએ છીએ.

## ☐ સર્વેશ્વરદયાલ સકસેના ☐ સુશી દલાલ

(હિન્દી)

**જોડા-૧**

મારા જોડા
ઠેકઠેકાણેથી ફાટી ગયા છે
ધરતી ભોંકાઈ રહી છે
હું અટકી ગયો છું
જોડાને પૂછું છું-
'આગળ કેમ નથી ચાલતા ?'
જોડા ઊલટા ફરીને જવાબ આપે છે-
'અમે હજી પણ તૈયાર છીએ,
જો તમે ચાલો !'
હું ચૂપ થઈ જાઉં છું
કેવી રીતે કહું કે હું પણ
ઠેકઠેકાણેથી ફાટી ગયો છું.

**જોડા-૨**

મેં નવા જોડા
ખરીદ્યા છે ત્યારથી
મારી ચાલ બદલાઈ ગઈ છે
પણ જમાનાની ચાલ એ જ છે
દોસ્ત કહે છે
હું ડાબા પગ પર વધારે વજન નાખવા લાગ્યો છું
વાત એમ છે
કે જમણા પગની તકલીફ ટાળવા લાગ્યો છું.

**જોડા-૩**

એણે કહ્યું-
મારા જોડાની પોલિશમાં
તું તારો ચહેરો જોઈ શકે છે
મેં બેચેન થઈને વિચાર્યું
તે લોકો ખુશનશીબ છે
જેમને ચહેરા નથી
પછી ખ્યાલ આવ્યો
નહીં, તે લોકો સારા માણસો છે
જેઓ જોડા નથી પહેરતા.

**જોડા-૪**

ડામર અને કાંકરાથી વીંટળાયેલો
સડક પર પડયો છે
એક વળી ગયેલો, બેડોળ
જોડો.
હું એ પગ વિશે
વિચારું છું
જેમની એણે રક્ષા કરી છે
અને
શ્રદ્ધાથી ઝૂકી જાઉં છું.

# કવિઓની ભાષા □ કે. સચ્ચિદાનંદન
## (મલયાલમ) □ શકુંતલા મહેતા

(એન્ડ્રીને)
પ્રિય એન્ડ્રી
તમે મારા કાવ્યનું પઠન કરો છો
તમારી ભાષામાં
પણ, તમને ખાત્રી છે કે તે મારું છું ?
તમારાં સંસ્મરણો મારાં નથી
તમારું સંગીત જુદું છે
આપણે બે જણાં બે જુદાં વિશ્વોમાં વસીએ છીએ
પ્રેક્ષકો જે વાહવાહ કરે છે
તે તમારી કે મારી ?

તમારો ઉત્તર :

જગતભરના કવિઓની
એક જ ભાષા હોય છે
પાંદડાં, ગરોળી, પોપટની જેમ
તેઓ એ જ પવનઘોડા પર ઊડે છે
એક જ સ્વપ્નો જુએ છે
પીએ છે સમાન કટુ પીણું

તે બધાં લોકોને ચાહે છે
કારણકે તે પોતાના લોકોને ચાહે છે
તેઓ પોતાનાં મૂળિયાં જમીનમાં ઊંડાં ઉતારે છે
જેથી તે આખા જગતના આકાશ તરફ ફૂલીફાલી શકે.
તેઓ સ્પર્શે છે સત્ય સર્વે વસ્તુઓના
કારણ કે તેઓ તત્ત્વજ્ઞાનની યુકિતઓથી ગભરાય છે

ઓ કવિ
અમારા બાલ્ટિકનું પાણી

તમારા અરબી સમુદ્રમાં છે
અમારા ઉરલ અને તમારા સ*હયાનમાં
અમારાં ચીડ અને તમારાં તાડ
એક ચંદ્રનાં કિરણ ઝીલે છે તેના ઝુમખામાં
અમારું ચંડોળ તમારે ખભે બેસી ગાય છે
અને અમારા તારકો તમારી આંખોમાં

વ્હાલા એન્ડ્રી
મારી કવિતા જે તું વાંચે છે
તે તારી જ છે
પણ તને ખાત્રી છે કે તે તારી છે ?

* સહયાન : કેરળમાં આવેલી એક પર્વતમાળા

## છોકરીઓનું એક અમેરિકન ગીત □ ચંદ્રકાન્ત શાહ

સોના જેવી છોકરીયું એનાં રૂપા જેવાં કામણ રે !
શબ્દો મારા બાળકુંવારા, કાગળ ઉપર કરતાં હીંચકોઢામણ છે !

કાગળ મૂકી કમ્પ્યુટર લઉં, કરું મને હું છોકરીયુંનાં મુખારવિંદો રેપોફેક્સ
વાયર પરથી થતા સ્પર્શની ઝણઝણતાને ઝંખું, ઝંખું વાય, ઝી, 'ને ઝંખું હું તો એકસ
સ્કાયસ્કેપતી છોકરીયુંની ઇચ્છાઓ 'ને એલિવેટર જેવાં લીસ્સાં કાયાનાં બંધારણ રે !

શબ્દો મારા બાળકુંવારા, કાગળ ઉપર કરતાં હીંચકોઢામણ રે !

અનુભૂતિઓ ફટફટાફટ, અભિવ્યક્તિઓ સટસટાસટ અને ઝટાઝટ અહીં બધો આવેગ
ફાસ્ટ લેનમાં ફરે વિચારો છોકરીયુંના, વિચાર વચ્ચે શબ્દો મારા અટવાના ઝિગઝેગ
છોકરીયું પણ સપનાંઓ ઝેરોક્સ કરે 'ને કરે ઉપરથી રેવલોનની લાલીનાં ચિતરામણ રે !

સોના જેવી છોકરીયું એનાં રૂપા જેવાં કામણ રે !
શબ્દો મારા બાળકુંવારા, કાગળ ઉપર કરતાં હીંચકોઢામણ રે !

જળ

પૃથ્વી પર પ્રત્યેક વસ્તુ બરછટ, કાંટાળા ઝાડથી
છેદાયેલી અને લીલા તાંતણે
કોરાયેલી, પાંદડી પડી, પડતી રહી
જ્યાં લગી એકમાત્ર ફૂલ હતું 'પડવું'
જળ એ તો કોઈ જુદી જ બાબત છે,
નથી કોઈ દિશા પણ છે એનું પોતાનું ઊજળું લાવણ્ય,
દોડે છે કલ્પી શકાય એવા બધા જ રંગોમાંથી,
શીખે છે લંગડાતા પાઠ
પથ્થર પાસેથી,
અને એ પ્રવૃત્તિઓમાં ક્રીડાય છે
ફીણની અફળ ઝંખનાઓ.

□ પાબ્લો નેરુદા

સ્પેનિશ કવિ પાબ્લો નેરુદા આમ તો વધુ જાણીતા છે વોલ્ટ વ્હિટમનની જેમ સીધા કથન માટે. નર્યા નિવેદનની કવિતાઓ લખવી સહેલી હોય છે, પણ એમાં સિદ્ધિ પ્રાપ્ત કરવી વિરલ હોય છે. મીરાંબાઈ કે વ્હિટમન કે નેરુદા આવું સાહસ કરી શકે. નેરુદાની સૃષ્ટિમાં આ કાવ્ય જુદું તરી આવે છે, એના ગર્ભિત ઇશારાને કારણે. દેખીતી રીતે કાવ્ય બે ભાગમાં વહેંચાઈ જાય છે. એક પૃથ્વીતત્ત્વ અને એક જળતત્ત્વ. જળતત્ત્વ એક એવું તત્ત્વ છે કે જે પૃથ્વી પર જળરૂપે રહે છે અને આકાશમાં વાદળરૂપે. જો પૃથ્વી જ હોત અને જળ ન હોત તો પૃથ્વી સૂકી, વંધ્ય લાગત. જળને કારણે પૃથ્વી આર્દ્ર લાગે છે. જળનાં પણ અસંખ્ય સ્વરૂપો છે. નદી, સમુદ્ર, ઝરણ, વ્હેળો, કેવળ રેલો, ધુમ્મસ, ઝાકળ, હિમ, બરફ... આપણા શરીરમાં પણ જળતત્ત્વ છે. અને આપણાં આંસુઓ પણ જળતત્ત્વનું સ્વરૂપ છે.

પ્રારંભમાં કવિએ પૃથ્વીતત્ત્વનો નિર્દેશ કર્યો છે. પૃથ્વી પર જે કંઈ છે, તે બરછટ છે, કાંટાળું છે, લીલા તાંતણે કોરાયેલું છે અને પતનશીલ છે. કવિએ એક પંક્તિ સિફતથી સરકાવી દીધી છે અને કાવ્યને વ્હેણ અને વળાંક આપ્યાં છે. આ પંક્તિમાં છે તો નર્યું નિવેદન. પણ આ પંક્તિ બંને બાજુ પ્રતિબિંબો ફેંકતાં દર્પણ જેવી છે. આ પંક્તિ છે "જળ એ તો કોઈક જુદી જ બાબત છે." આ જુદી જ બાબત કહીને એમણે પૃથ્વી પર રહેલા જળતત્ત્વનો મહિમા કર્યો છે. પૃથ્વી પરની પ્રત્યેક વસ્તુ એ જાણે કે સ્થિર છે, એટલે કે ગતિ વિનાની છે. જળ પાસે ગતિ છે, ભલે દિશા ન હોય, પણ ગતિ છે. આ ગતિને કારણે જ

એની પાસે ઊજળું લાવણ્ય છે, અકલ્પ્ય રંગો છે. રસ્તામાં પથ્થર આવે છે તો એ પથ્થરો પણ અંતરાય ઊભો નથી કરી શકતા. એની ગતિને કદાચ લંગડાવે છે પણ એ પથ્થર પાસેથી પણ કશુંક શુભ પામી લે છે, લંગડાતા પાઠ શીખી લે છે. પથ્થર તો ત્યાંનો ત્યાં જ અને ભીનો છતાંય કોરો. રાજેન્દ્ર શાહની પંક્તિઓ યાદ આવે છે :

વનની લઘુ નિર્ઝરીતણો પથ પાષાણથી વ્યસ્ત કુંઠિત;
મૂળનું હતું મૌન તે હવે કલનાદે રમતું અખંડિત.

□

વનભૂમિએ ફૂટતાં પેલાં
ઝરણ કેરાં પાણી,
મારગે એને મળતાં રોધન
મળતી મધુર વાણી

પથ્થરને કારણે તો જળને ધ્વનિ મળે છે. જળની લીલા હોય છે. કાકાસાહેબ કાલેલકરે પોતાની કલમમાંથી નદીની વાતો વહેતી કરી, એ પુસ્તકને 'જીવનલીલા' નામ આપ્યું, કારણ કે જળનો એક અર્થ જીવન પણ છે. જળની પ્રવૃત્તિ એટલે લીલા અને ક્રીડા. કવિએ અહીંયા જળના એક જુદા જ રૂપનો નિર્દેશ કર્યો છે. જળનું એ રૂપ એટલે ફીણ. અશ્વ હાંફે ત્યારે એને ફીણ વળે, મરણતોલ દશા તરફ માણસને પણ ક્યારેક ફીણ વળે. અહીં જળના ફીણને અફળ ઝંખનાઓ સાથે જોડીને, મનુષ્યની પ્રવૃત્તિને અંતે પણ જે ફીણ વળે છે, એનો સંકેત કર્યો હશે. કવિતામાં અનેક રંગોની ઝાંય હોય એટલું કવિતાનું સામર્થ્ય.

આ કાવ્યમાં પૃથ્વી અને જળનાં તત્ત્વો આવે છે એમાં કદાચ કોઈને સેક્સુયલ સંબંધો દેખાય તોપણ નવાઈ નહીં. સમીકરણો કરવાં હોય તો પુરુષ એ પૃથ્વીતત્ત્વ છે અને જળ એ સ્ત્રીતત્ત્વ છે. વાચક જે હોય એ એને દર્પણમાં દેખાય. ભાવકની સજ્જતા જે હોય એ જ કાવ્યદર્પણમાં એના પૂરતું પ્રતિબિંબાય.

આ કાવ્ય સાથે જગદીશ જોષીનું કાવ્ય 'જલ આવાસ્યમ્' જોડું છું, પૂર્ણ ભાન સાથે કે જગદીશનું કાવ્ય એ પણ કોઈક જુદી જ બાબત છે :

જળમાં જળના ડુંગર ડૂક્યા
જળમાં જળનાં આભ.
જળમાં જળનાં જળચર ડૂબ્યાં
જળમાં જળના ગાભ.

જળના નાનકડા બે સાગર
ટાપુ થઈને કંપે :
જળની રમણા થળથળ વ્હેને
જળમાં જઈને જંપે.

જળનો સૂરજ ક્યાં ? જ્યાં ખૂંપ્યાં
જળમાં શુભ ને લાભ.
જળની ઝીણી આશા સરકે
જળના તપ્ત કપોલે :
જળના લયમાં જળની ઘૂઘરી
ગદ્‌ગદ રણકે બોલે.
જળમાં ઝળહળ કમળ-વમળ ને
જળમાં જળના દાભ.

## સવાર

□ ઑકતાવિયો પાઝ

□ સુરેશ દલાલ

(સ્પેનિશ)

રેતી પર,
પક્ષી-લિપિ :
પવનની સ્મૃતિ-કથા

□ **સુરેશ દલાલ**

પ્રભુજી પ્રેમ કરો !
આ કાયા છે કાચપિયાલી
પ્રભુજી હેમ કરો.
તમે કહો તો રહું જાગતો
તમે કહો તો સૂતો
તમે કહો તો પ્રકટ થાઉં ને
નહીંતર રહું હું છૂપો
તમે આટલી વાત સાંભળી કહું છું તેમ કરો.
તમારી સાથે સવાર ઊગે
તમારી સાથે રાત
પળપળ મારી તમારી સાથે
નીકળી રહે બારાત
કેમ તમે રહો દૂર આટલું : આવું કેમ કરો ?
પ્રભુજી પ્રેમ કરો.



# JIŘÍ ŽÁČEK

*Born 1945 in Chomutov, poet. He graduated from the Building Faculty of the Technical College in Prague, now works as an editor. He is a prominent representative of the generation which entered literature on the threshold of the seventies.*

# વસંતનું આગમન

શિયાળવાની ફાટેલી લાળી ઓઢી
ટાઢે થરથરતો શિશિરનો
વૃદ્ધ પવન જતો હતો.
જોયું વારધારે,
વૃક્ષના હાડ પર એકાદ બચ્યું છે
પર્ણ ખોખું.

આવ્યો સાવ નજીક દાંડી પાસે,
હમણાં તોડું, ખેરવું,
કરું અલગ વૃક્ષથી.

અટક્યો,
વિમાસ્યું,
શિશિરના શ્રમિત વાયુએ.
છો રહ્યું આ એક દીર્ઘ રાત,
કાલે વાત.

બીજી સવારે
ત્યાં એક કૂંપળ હસતી હતી.

ગુલાબ દોઢિયા...

## વન વિષે સોળ ત્રિપદીઓ □ હેમેન શાહ

(૧) વૃક્ષને તાજા પવનનો કેફ છે,
પથ્થરો પર કંઈ અસર થાતી નથી
એ ઋતુના ચક્રથી વાકેફ છે.

(૨) વ્યસ્ત બહુ લાગે છે આજે વાયરા,
મોગરો, ચંપો, જૂઈ, પાસે લીધા
કેટલાં ફોરમ તણાં સંપેતરાં.

(૩) લો, ત્વચા રાતી થઈ ગુલમ્હોરની,
ફૂલ લયમાં ડાળ પર એવાં લચે,
પંક્તિ જાણે તરવરે ટાગોરની.

(૪) મોસમો ક્યાં કંઈ તકલ્લુફ રાખશે,
માનવીની હાજરીને જોઈને
સંવનન પંખી શું મોકૂફ રાખશે ?

(૫) ચોથી ડાબી ડાળ પર માળો હશે,
ત્યાં જશો તો શ્વેત મળશે કોચલાં,
કેદ જેમાં ભાવિ ઘડિયાળો હશે.

(૬) થડ કમર ને ડાળ જો બાહોં બને,
તો અલગ મુદ્રાઓ રચતું ગીચ વન
જાગતું જીવતું ખજૂરાહો બને.

(૭) વડ કને તડકાનો ડંગોરો, જુઓ.
જે હજી જન્મ્યું ગયા વરસાદમાં
ઘાસનો ઝાકળનો કંદોરો જુઓ.

(૮) ઝરણાં, પંખી, વૃક્ષનો સમુદાય છે.
વ્હેવું, ઊડવું, કોળવું, મરજી મુજબ
એટલો એક જ અહીં વ્યવસાય છે.

(૯) પાનખરમાં ઘર તો ખાલી હોય છે.
ઘાસનો ગાલીચો, તોરણ પર્ણના,

આ સજાવટની પ્રણાલી હોય છે.

(૧૦) ઊગવાની યોગ્યતા હોવી ઘટે,
વાટ લાંબી હો ભલે વરસાદની
આંતરિક તો સજ્જતા હોવી ઘટે.

(૧૧) ઘટ્ટ સંવર્ધિત કરો એ તત્ત્વને,
તો જ ઢાળો ફૂલના આકારમાં,
ધ્યેય એ કે પામવું શ્લોકત્વને.

(૧૨) વનમાં સુખ છે, મતલબી કોઈ નથી.
તડકો છાંયો સૌએ સરખા વ્હેંચશું,
દોસ્તો છે, અજનબી કોઈ નથી.

(૧૩) કોણ જાણે એ કરે સંકેત શું ?
હું હજી બે પાંદડાં વાંચી શક્યો,
વૃક્ષ આખાને હશે અભિપ્રેત શું ?

(૧૪) આ અમાનત છે, એ નજરાણું નથી.
ટહુકા સાચવવા મને આપ્યા પછી
પંખીઓનું કોઈ ઠેકાણું નથી.

(૧૫) કંઈ પ્રશંસક પુષ્પને, ન્યાયી મળ્યા,
પાંખ ચંચળ પટપટાવી ઊડતાં
કેવા બહુરંગી અનુયાયી મળ્યા !

(૧૬) ચાંદની રાતે મને ઉત્તર મળે,
તારલાઓ ટમટમે, પર્ણો હલે,
બેઉ સાથે મારા જન્માક્ષર મળે.

□ **ગુલાબ દેઢિયા**

તમારા હાથમાં
મઘમઘતો પુષ્પગુચ્છ જોઈને,
મનમાં થયું;
આટલાં બધાંને શું કરશો ?
એકાદ ફૂલ માગી લઉં.
ને –
મેં તમારો હાથ માગી લીધો.

## રાત્રિના વનમાં □ નલિન રાવળ

ભીનાં ભીનાં ખેતર
ભીની
વસંત ભીની ફરફર
રણ રેતીના
જળ દરિયાના
પ્હાડ ખીણ મેદાન વળોટી
નગર નગરના વિસ્મય રણક્યા રસ્તા ઘૂમી
મળી અજનબી સપના જેવા લોકો
સપના જેવો હુંયે
સરું
અજાણ્યા રસ્તે
રસ્તો વળે રાત્રિના વનમાં
ચાલું
ઝિલમિલ તેજે ચાલું
અડાબીડ ઝાડી વીંખી આવું
વનના છેડે
વનના છેડે
એક અજાણ્યા એકાકીલા ઘરમાં દીવો ટમટમ
દ્વાર ઠેલી હળવે પગ મૂકું ખંડે
ક્યાંથી
ભર્યોભર્યો શિશુકલરવ સૌરભ સૌરભ થઈને પ્રસરે ?
પ્રીતના આછા સૂરે
કોણ
નિમંત્રે બીજે ખંડે ?
સ્કંધે કોની ગૌર ગ્રીવા રહી ઢળતી ?
અલોપ !
અલોપ ક્યાં એ ?

કેયો ખંડ આ ? શય્યા પર આ ગહન શાંતિમાં શ્વસતો
જ્યોત સમો ઝળહળતો આ તે કોનો પરિચિત દેહ ?
ક્યાંક
રણઝણતી ઝાલર
રણઝણતા ઝાલર નાદે
ગગન તોળતા પંખી સ્વરની સંગે
પળતો
દૂર દૂર આનંદે

□ **સુરેશ દલાલ**

હજાર વચ્ચે રહેવું નથી મારે બજાર વચ્ચે રહેવું નથી
મને ગુરુ મળ્યા છે ક્ષણમાં
નીરવ એમના મૌન માત્રથી ગુલાબ ખીલ્યાં રણમાં.
કોઈ અંતર કે નથી અંતરાય
શિર પર એમની છાયા
આખું જગત તો લાગે જાણે
કઠપૂતળીની માયા.
વિશ્વરૂપનું દર્શન ઊઘડે મારા આ આંગણમાં
નીરવ એમના મૌન માત્રથી ગુલાબ ખીલ્યાં રણમાં.
કયો અહીંથી પંથ ઊઘડશે
એનાથી અણજાણ ભલે
પણ એમની ઇચ્છાથી મારાં
પળપળનાં આ પાન હલે.
એક ઝાડ એ રહ્યા ઉછેરી ઊંચે, દૂર ગગનમાં
નીરવ એમના મૌન માત્રથી ગુલાબ ખીલ્યાં રણમાં.

## પીંછું □ રીના શર્મા

આ નીરસ બપોરે
ક્યાંકથી ઊડીને એક પીંછું
આવીને બેસે છે ટેબલ પર.
કોઈ અસ્તિત્વનો
નગણ્ય, નિર્જીવ અંશ.
હથેળીમાં ફરફરે છે તેની સુંવાળપ,
પીંછા વચ્ચેની શ્વેત સળીમાં
લોહી કેમ વહેતું નહીં હોય ?
પીંછું પાંખ જોડે હોય ત્યારેય સજીવ નહીં !
પીંછું
   ખરે
      ઊગે
         ખરે
ખોવાઈ જાય અને ખબરે ન પડે.
પીંછું ખરી પડયું ન હોત તો
ઊડતું હોત ભૂરી હવાઓ વચ્ચે,
વરસાદમાં થરથરતું હોત કે હૂંફ આપતું હોત ઈંડાને.
પણ અત્યારે નિશ્ચેતન પડયું છે
એની આંખોમાં છે તાજું મૃત્યુ.
હવામાંય ક્યાંક થીજી ગયો હશે ફફડાટ
પંખીને પીંછું ખરવાની વેદના થાય ?
ફૂંક મારવાથી જેમ ફફડે છે પીંછું
તેમ
પાંખ તરફડતી હશે પીંછાં વિના ?
પીંછું ખરી ગયા પછી પાંખમાં
જગ્યા રહી હશે
સહેજ ખાલી.

અહીં તો છે લાંઢરિયા સાપ જેવા
લાંબાલસરક પાટા.
વિવાહના વહેવાર જેવા વાંકા ને ચૂંકા.

વૅગન તો પડયાં છે
બજારના બંધાણીઓ જેવાં,
મોં પરથી માખ પણ નથી ઉડાડતાં.
ક્રૂડ ઑઇલ, કાંકરી ને કોલસીવાળી જમીન
કેવી કદરૂપી લાગે છે!
તોય રાડા થાય છે મોટા ને મોટા.
જુએ અહીંતહીં.
ખળળખળ ખળળખળ.

લોઢાથી લોઢું ઘસાય છે,
પાટા પર વૅગન ધકેલાય છે.
ક્યાંથી આવે છે, ક્યાં જવાના છે,
કોને છે ખબર?
ખરરખર્ ખરરખર્.

વૅગનમાંથી ગોરી ગાવડીએ મોં કાઢ્યું,
બે રાડાય હલ્યા, મુઠ્ઠી ફાટે એવાં ડૂંડાંય ઝૂલ્યાં.
વૅગન ડૂંડાં પાસેથી સરી ગયાં,
છેટું પડી ગયું.
ગાયનો કંધ જરા ખેંચાયો,
જરા રાડા હલ્યા, જરા ડૂંડાં ઝૂલ્યાં.

વૅગન દોડતાં ગયાં,
વૅગન દોડતાં ગયાં.
ખળળખળ ખળળખળ.
ખળળખળ ખળળખળ.

## વીજ

□ સદાનંદ રેગે

□ જયા મહેતા

(મરાઠી)

આષાઢઘનના
ફૂલકોષમાંથી
ગર્ભરેશમી બીજ
નીકળે

જાણે દિગંબર
પુરુરવાને
તજીને ઉર્વશી
નિર્દય નીકળે...

## શુકલ પ્રતિપદા જોઈને □ ઉશનસ્
(ગીત)

કેવડું ઉજ્જડ ખેત, ને શેઢે ઘાસની એક જ પત્તી!
આવડી નાની 'મસ્તી તો યે કેવડી એની વસ્તી!
ઓરે, કેવડી એની વસ્તી!

આમ જોઉં તો દેરીએ ઢળતું
કોડિયું કોઈએ મૂક્યું,
તમસ કેરું તેલ ટકોટક નીતરે
ત્યાં કોઈ ઢૂક્યું,
ઝૂકી એણે તેલમાં ડૂબી
સંકોરી જરી બત્તી!..કે.

તેમ જોઉં તો ઊતરી ગઈ છે
કોઈ સાગર ભરતી,
કળણ કાંપથી લદબદ નદની
બેય કાંઠાની ધરતી,
તણાઈ આવી લાવી ગઈ ત્યાં
કોઈ પરીની કસ્તી!..કે.

ધરબી ઊંડે જાણે ઓરી
કોઈ ગયું છે બીજ,
પડ તોડીને ફૂણગી ઊઠી
વણ તડતડ ઉદ્ભિજ!
આવડા મરણ પ્રાન્તને માથે
વિજયી ધ્વજ શી હસ્તી!..કે.

**□ દિલીપ મોદી**

હું રડયો છું રેશમી જઝબાત પર
ને હસ્યો છું કારમા આઘાત પર
આમ હું જીવી લઈશ હે, જિંદગી!
મેં લખ્યું છે નામ ઝંઝાવાત પર

# ઉમાશંકર જોશીના પત્રોનું સંકલન

સ્વાતિ જોશી અને નંદિની જોશી જણાવે છે કે તેમના પિતાજી ઉમાશંકર જોશીએ પોતાના જીવન દરમ્યાન અનેક મિત્રોને તેમ જ સંસ્થાઓને અસંખ્ય પત્રો લખ્યા છે. ક્યારેક હળવી ક્ષણોમાં એ પોતાને 'એ મૅન ઑફ લેટર્સ' તરીકે ઓળખાવતા. કવિતા જેટલા જ રસથી એ પત્રો પણ લખતા. અથવા પત્રોમાં પણ કવિતાનું કાર્ય ચાલુ રાખતા અને અનેક હૃદયો સાથે સંબંધો અને વિચારો વિકસાવતા. એમના પત્રોનો સંચય કરવાનું કામ મહત્ત્વનું બની રહે છે. જેમની પાસે એમના પત્રો સચવાયા હોય એમને નમ્ર વિનંતી છે કે તેઓ એ પત્રો નંદિની જોશી, સેતુ, ૨૬ સરદાર પટેલ નગર, એલિસબ્રીજ, અમદાવાદ ૩૮૦૦૦૬ને મોકલી આપે. જો આપને મૂળ પત્રો રાખવા હોય તો આપના પત્રોની ઝેરોક્સ નકલ કરી મૂળ આપને રજિસ્ટર્ડ પોસ્ટથી તરત પાછા મોકલવામાં આવશે. અથવા તો આપ પણ આપના પત્રોને બદલે તેમની ઝેરોક્સ નકલો મોકલી શકો છો.

આ ઉપરાંત જે વ્યક્તિઓ અને સંસ્થાઓ પાસે એમનાં પ્રવચનોની ટેઇપ, પ્રવચનોની વિગતો, ફોટોગ્રાફ્સ આદિ એમને વિશે કોઈ પણ સામગ્રી હોય તો તે પણ મોકલી આપવા વિનંતી છે, અથવા જણાવશો તો મેળવવાની વ્યવસ્થા કરીશું.

## સૂર્યદ્વાદશી થશે ! □ મનહર ચરાડવા

(ગદ્યરંગી) ગીત

આ ઉન્મત્ત ગાઢ વિષાક્ત રાત્રી સકલ અદૃશ્ય થઈ જશે
ને સૂર્યદ્વાદશી થશે !...

મથુરાઈ મંદિરો જેવી ઊંચાઈ ધારણ કરી
નગર પેખતી પુષ્કળ ખાંભી ખડી છે !
જે કોઈ જાગે કે જાગવું માગે તેને તેને
ઉષ્મા ઠલવતી ઈ ચોક્કસ અડી છે !
ઝળહળ કેસરી ધ્વજાઓ કાલે ઘરે ઘર ફરકતી હશે -
ને સૂર્યદ્વાદશી થશે !...

હા, આટલું જ કહું છું અને આટલેથી જ મુક્ત
ઝરમર હસીને વિરમું છું, આંઈ !
સંભવ નહીં; પરંતુ સાચું જ છે કે શ્વાસે શ્વાસમાં
પછી પ્રત્યેક પળે પરિમલશે, સાંઈ !
અવિરામ ગર્જતું સુદર્શન સહજ ભૂમા ભણી લઈ જશે -
ને સૂર્યદ્વાદશી થશે !...

## નિરાકાર □ કુસુમાગ્રજ □ જયા મહેતા

આ દુ:ખને નથી આકાર
નથી રંગ, નથી નામ -
તે મારું છે
પણ હું ઓળખતો નથી તેને
અને તું પણ ઓળખતી નહીં હોય
મને આટલી જ ખબર છે -
તારો રૂપેરી રથ દૂર જતો હતો ત્યારે
આ ક્ષિતિજ પર જે તરતો હતો
નીલશ્વેત મેઘ
તે મેઘમાં જ જન્મ થયો
આ નિરાકાર દુ:ખનો
અને તે મેઘની જેમ જ -
તે ફરે છે આકાશના પોલાણમાં
શોભતું પોતાને માટે
એકાદ નામ, એકાદ રેખા
એકાદ આકૃતિ.

## રેતીનું ઘર □ રામદરશ મિશ્ર □ નૂતન જાની

(હિંદી)
દરેક દિવસ આવે છે
નવા સંકલ્પો લઈને
અને સાંજે મૂકી જાય છે
રેતી જ રેતી
અને અમે દરેક સવારે
એ રેતીમાં ઘર બનાવીએ છીએ.

## પત્રો □ જહૉન ડ્યુ □ નૂતન જાની

એક પત્ર
તેં લખ્યો
હું થીજ્યો.

બીજો
હૂંફાળો હતો
અને મેં તને ચાહી.

ત્રીજાએ
કેવળ
જાળવ્યો આપણો સંપર્ક.

હજી બીજા કેટલાય
પત્રો છે
ભીતર સંઘરાયેલા

વણલખ્યા

કદાચ હું તને
કદીય જાણી નહીં શકું.

## અતિજ્ઞાન (બીજું) □ ઉશનસ્

(પૃથ્વી)

નથી હું સહદેવ, તો ય સહું આમ આગોતરો
અનાગત સમસ્ત જે ઊખવી ટીપણા શો રહ્યો,
સમક્ષ મુજ, નેત્ર સંમુખ મહારી, સામે ગ્રહ્યો
ત્રિકાળ કવિ જેમ જોઈ શકું, કાળ કાળોતરો

ડસેલ મુજને અરે, હું અભિશપ્ત છું; નેત્રમાં
નવાઈ નહીં, મુગ્ધતાય નહીં, નષ્ટ કૌતૂહલ
યથાતથ ઝીલે ન રૂપ છબી; આંખમાં એક્સ રે!
ન રૂપ લય રેખ માણી શકું હું ખીલ્યા ક્ષેત્રમાં;

તને હું પરિષ્વંગમાં જકડી ઝૂકું છું ચૂમવા
હજી તું મુજ બાથમાં જ, ત્યહીં પારદર્શીપણે
જુએ નયન: કાળ કર્ચલીની જાળ ઝીણી વણે
રૂપાળી હર રેખ તારી મુજ દેખતાં ભૂંસવા

મથંત વણસાડવા, -સહી શકું ન- કૈં ના કરી
ઉપાય શકું; ભોગવું શું? અધિકાર છે ના જરી.

## ગઝલ □ 'પ્રણય' જામનગરી

હોય સમજણ તો સમજવું જોઈએ
આટલેથી પણ અટકવું જોઈએ.

રાત અન્ધારી મળી છે તો પછી
આગિયા જેવું ઝબકવું જોઈએ

સાવ જ્યારે કે સમય બદલાય છે
આપણે થોડું બદલવું જોઈએ

પંથથી પરિચિત ભલેને હોઈએ
સામે ચાલીને રઝળવું જોઈએ

તું 'પ્રણય' તન્હાઈનો આશિક ભલે
પાંખડી માફક ઊઘડવું જોઈએ

## મારી પ્રિયા : બાગમતી □ હર્ષદ ચંદારાણા

(સવાઈ - ભૂજંગી)

વમળ - હાથની બાથ ભીંડિ, ગળે ખાસ આપે
નદી બાગમતી આમ વાસો તળે ખાસ આપે

જો ઊંચેથી પછડાય; ફુર્ચા બદનના કરીને
ધવલ ફીણની સૃષ્ટિ એવાં સ્થળે ખાસ આપે

ન શંખો, ન છીપો, ન રત્નો, ન મોતી, ન માણેક
મૂડી માત્ર મીઠાશ, દરિયે ભળે, ખાસ આપે

શરીરે ધરેલાં કમળનાં અમૂલાં ઘરેણાં
તરતમાં ઉતારી; મને જ્યાં મળે, ખાસ આપે

## મેં □ ભરત ભટ્ટ "તરલ"

પવનની દીવાલો ચણી જોઈ છે મેં;
ને સઘળી તિરાડો ગણી જોઈ છે મેં!

પીડા બાદ કરતાં કશું ક્યાં મળ્યું છે?
ઘણી વાર ઇચ્છા ખણી જોઈ છે મેં!

મને આમ તો જેણે રસ્તો ચીંધ્યો છે;
એને ટેરવે પણ અણી જોઈ છે મેં!

ફરી વાર આ આંખમાં કૈંક ખટક્યું;
ફરી વાર, આજે કણી જોઈ છે મેં!

હવે ફીણ જોઈને રાજી રહું છું-
હા, દરિયાની છીપો ઘણી જોઈ છે મેં!

## બે ગીતો □ હરીન્દ્ર દવે

૧

લીલા ઓઢણામાં લાલલાલ ટિપકી
  જોઈને આખું વન જાગે,
એના રંગની સુગંધે આંખ ઝલકી
  કે અંગમાં અગન જાગે.

આંખો ચોળીને ઊઠયો સૂરજ ને
  કિરણોની ભાષામાં પૂછે કે કોણ છે?
ઊંઘરેટી ચંદા રોકાઈ ગઈ અધરસ્તે
  આશામાં પૂછે કે કોણ છે?
ભૂરા આભે સોનાની ખેત છલકી
  ઝળહળતા સપન જાગે.

મારગમાં નેહ એનો મલકે ને
  ઝલકે છે ઘરમાં એ યાદની કોજાગરી,
ડાળડાળ, પાનપાન પ્રસરે છે રંગ
  એની રઢિયાળી લ્હેર મને સાંભરી,
જીવ આખો જંપે છે શીળા સથવારે
  છતાં કોના સંગાથે ભર્યું મન જાગે!

૨

રાતભરી સંગમાં હું મ્હાલી
  નાવલિયાના મુખડાનું સ્હેજે ઓસાણ નહીં.

કેશમાં હજી છે એની અંગુલિની ગંધ
  બંધ હોઠે એનું સોનેરી સ્મિત,
મીંચેલાં લોચન જ્યાં ભીતર જુએ, ત્યાં
  હજી પાંગરી રહી છે પ્હેલી પ્રીત;
યુગયુગથી સંગ એની સૂતી - જાગી હું
  છતાં ક્યાંય તો કળાયે એંધાણ નહીં.

શિખરો પર ક્યાંક એના ચરણો અંકાયા
  પછી આભના ઊંડાણે અલોપ,
યમુનાના વહેણ લૈ વળાંક ઝૂકી જોતાં
  છે મોરપિચ્છવાળો ક્યાંય ગોપ!
અંગેઅંગ અડક્યા પ્રમાણું, આકાર એનો
  કેવો છે, લેશ એની જાણ નહીં.

## મારા હાથની માટી કહે છે...

□ સદાનંદ રેગે
□ જયા મહેતા
(મરાઠી)

મારા હાથની
  માટી કહે છે :
    મારે લીલા ઘાસમાં
      આળોટવું છે

મારા લોહીની
  ગતિ કહે છે :
    મારે ડુંગરનો ભમરડો
      ફેરવવો છે

મારા દંડનું
  બંડ કહે છે :
    મારે ઇન્દ્રનું ધનુષ્ય
      ઊંચકવું છે

મારા પ્રાણનું
  ગીત કહે છે :
    મારે તારાઓ સાથે
      રાસ રમવો છે

મારા આકાશનો
  પ્રકાશ કહે છે :
    મારે બ્રહ્માનું કમળ
      ચૂંટવું છે

મારી અસ્મિતાની
  ભસ્મ કહે છે :
    મારે ફિનિક્સનું ઈંડું
      સેવવું છે.

## વાદળામાં ખીલેલું પોયણું

□ ઉષા ઉપાધ્યાય

સખી, સાચું યે હોય
  કદી ખોટું યે હોય
    અરે આંગણાને આવેલું
      ઝોકું યે હોય !

ચાંદનીના ચોક કદી
  પૂરીએ ને આંગળીયે
    ફરફોલા સાત સાવ
      ઊઠી રે જાય !

સખી, સાંભળ્યું ના ક્યાંય
  કદી માન્યું ના જાય
    તો યે ટેરવામાં આભ
      આખું બળતું રે જાય !

પૂનમની છોળ કદી
  ઊછળે ને ચાંદલિયો
    આકાશે આગ થઈ
      ઊગી રે જાય !

સખી, અફવા યે હોય
  કદી સપનું યે હોય
    તો યે જળનું આ પોત
      લ્હાય બળતું રે જાય !

સખી, આવું યે હોય
  કદી તેવું યે હોય
    અરે વાદળામાં ખીલેલું
      પોયણું યે હોય !

# ઉતરાણ માટેના ચકરાવા ઉતરાણ માટે ચકરાવા

□ ઉદયન ઠક્કર

નજરને નીચે ફેંકતાં તો ફેંકી દીધી, પણ એ તરત ખૂંપી ગઈ. કાળી, કરકરી માટીમાં, જે માઈલોના માઈલ સુધી પથરાઈ હતી. તેની વચ્ચોવચ એક સાંકડી, બદામી હવાઈ પટ્ટી પોતાનું અલગ વ્યકિતત્વ જાળવવા મથતી હતી. તેણે ઝીણી આંખે વિચારી જોયું. ના, ઉતરાણ માટે પટ્ટી ટૂંકી પડે. "આવું જોખમ ન લેવાય..." હોઠ ભીંસીને તે દક્ષિણ તરફ આગળ વધ્યો.

હવે નીચેનો પ્રદેશ આમ તો વેરાન અને ખુલ્લો હતો, પરંતુ મધ્યમાં આશ્ચર્યચિહ્નના ટપકા સમું એક રાતું વર્તુળ ઊપસી આવ્યું હતું. શંકાની નજરે ઉપર ઉપરથી ચકરાવા મારીને તે જમણી બાજુ ફંટાઈ ગયો.

પલકવારમાં એક પર્વત સામે આવ્યો, જે પવનોની સૈકાજૂની માથાફોડથી અંતર્કોણ બની ગયો હતો. તેનાં પોલાણોમાં પડઘાતી હતી ખામોશી... ખામોશી... ખામોશી...

ફરી પાછી તેણે દિશા બદલી નાખી. વધુ પરિભ્રમણ તો હવે શક્ય જ નથી. નસો બની ગઈ તંગ. ઝટ કશેક ઉતરાણ કરવું પડશે.

એક સરોવર પરથી તે પસાર થતો હતો. દેવદારનાં પાતળાં, લાંબાં વૃક્ષોથી પરિક્રમિત જળમાં પોતાના પ્રતિબિંબને ડૂબકાં ખાતું તેણે જોયું. તટ પાસેના બુગદાઓમાંથી એકાએક ફૂંકાવા લાગ્યા ઉષ્ણ પવન, જેની થપાટોથી તે હાલકડોલક થઈ ગયો.

હા...શ...! સામેથી સમથળ, ગુલાબી મેદાનો દોડતાં આવે છે. આ મોકો છેલ્લો જ છે. ઊતરી પડો. પ્રીપેર ટુ લૅન્ડ ઇમિજિયેટલી. કાન પર દબાણ વધી ગયું. લોહી સાચી-ખોટી દિશામાં ગતિ કરવા લાગ્યું.

ઉત.. ઉત.. ઉ..ત..રા..ણ... કરી નાખ્યું. નીચેની સપાટી ઉષ્ણ ને રોમાંચક નીકળી. મેદાનને છેડે આવેલી કોતર તરફ એ સરકતો જતો હતો પૂરપાટ. માંડમાંડ અટકી શક્યો, સમયસર જ, સમથળ સુંવાળા ગાલ સાથે ઘસાઈ-ઘસાઈને, આખરે હોઠની અંધારી કોતરો પર.

હલનચલન કર્યા વગર તે થોડો વખત માત્ર પડી રહ્યો, હોઠોની ભીનાશમાં. બે-ચાર શ્વાસ લીધા. પછી તે આખું દૃશ્ય ફરી વાર જોઈ શક્યો :

આઘેઆઘે ઉત્તરમાં, ઘેરી માટી જેવા લાંબા કરકરા કેશ; તેની વચ્ચે સાંકડી, શરમાળ સેંથી; દક્ષિણે જતાં મળેલો ખુલ્લો ભાલપ્રદેશ; મધ્યમાં બિંદીનું રાતું વર્તુળ; જમણે-ડાબે પ્રાચીન પર્વતની અંતર્કોણ પીઠ જેવા કર્ણદ્વય; કાનમાં પડઘાતો પોતાનો વણબોલાયેલો અવાજ; આંખોનાં શ્યામ સરોવરો, કાંઠે પાંપણોની વૃક્ષમાળા; નાસિકામાંથી ફૂંફાડો મારતા શ્વાસ... અને પોતે ઊતરી પડયો હતો સમથળ ગાલ સાથે ઘસાઈ-ઘસાઈને, કોતરની જેમ ખૂલતા જતા હોઠો પર, હાશ, આખરે.

લેડીઝ ઍન્ડ જેન્ટલમેન, લૅન્ડિંગ ઈઝ સક્સેસફુલ ! જ્યાં પહોંચવું હતું એ ગન્તવ્ય સ્થળ આવી ગયું. ધન્યવાદ અને જય હિંદ.

## સરનામું પૂછો □ અજય પુરોહિત

કોઈ સૂની ક્ષણનું સરનામું પૂછો;
મધ્ય દરિયે રણનું સરનામું પૂછો.
જિંદગી છે રેતશીશીનું પ્રતીક
ધૂંધળી સમજણનું સરનામું પૂછો.
રાત અઢળક પરબીડિયે બંધ હોય-
શ્હેરમાં દર્પણનું સરનામું પૂછો.
ક્યાં સુધી વિશ્વાસ પર ચાલી શકું ?
શ્વાસને સગપણનું સરનામું પૂછો.
મેં મને ખીંટી ઉપર ટાંગી દીધો,
લ્યો, દુઃખો કારણનું સરનામું પૂછો.

## ગઝલ □ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

સાક્ષાત્ છું ઝનૂન, મારી ધરપકડ કરો!
મારું કર્યું મેં ખૂન, મારી ધરપકડ કરો!

ના, કોઈથી ઊતરતા હોવું ગુનો નથી, પણ-
હું છું સ્વયમ્‌થી ન્યૂન, મારી ધરપકડ કરો!

લીધેલ શ્વાસ તરત જ ઉચ્છ્‌વાસ થઈ ઢળે ત્યાં
છે જીવવાની ધૂન, મારી ધરપકડ કરો!

આ ખાટકીને ઠંડી ક્યાંથી પડે, જમાદાર!
આ ધાબળા, આ ઊન, મારી ધરપકડ કરો!

છે કાફિયા- શિવાલય, આલય અને વિદ્યાલય!
પણ છે રદીફ સલૂન, મારી ધરપકડ કરો!

જે ખીણમાં વસું છું, એ ખીણની દીવાલે,
મેં ચીતર્યું બલૂન, મારી ધરપકડ કરો!

## □ સુરેશ દલાલ

જનનનાળ કપાઈ ગઈ
અને પછી
મેં તને છાતી સાથે જકડી રાખ્યો
પણ જાણું છું
કે આ બધું ક્યાં લગી?
મારે તને એક દિવસ તો
છાતીથી છૂટો કરવો પડશે
અને મૂકવો પડશે
સંસારની શેરીઓમાં...
હું તને જોઉં છું
દોડતો
ટૅક્સી પકડતો, બસ પકડતો,
ટ્રેન પકડતો, પ્લેન પકડતો,
પડતો, આખડતો, ઊભો થતો
આશાઓથી ઊછળતો,
હતાશામાં પીગળતો,
પલળતો, કોરો થતો, પલળતો
...તો, ...તો, ...તો...
જનનનાળ આમ ને આમ
કપાતી જાય છે.

આદરણીય સુરેશભાઈ,

અગાઉ મનોમન 'કવિતા'માંથી કાવ્યો વાંચી ગમતાં કાવ્યો સામે ઘણી વાર રાઈટની નિશાનીઓ કરી છે. આ વખતે મને ગમતા કાવ્યની વાત તમારા સુધી અને 'કવિતા'ના ભાવકો સુધી પહોંચાડતાં આનંદ થાય છે.

'કવિતા' એપ્રિલ '૮૯ના અંક ૧૩૦માંથી મને કવિ શ્રી જયન્ત પાઠકનું 'વિસર્જન' કાવ્ય વિશેષ ગમ્યું છે.

વૃદ્ધાવસ્થાની સાથે પાંચેય ઇન્દ્રિયો કેવી રીતે વિસર્જન પામી રહી છે તેની વાત કવિએ હૃદયસ્પર્શી રીતે કરી છે.

"ચાલી જાય આંખ
મૂકીને પાછળ મેલા અરીસાની ઝાંખ
હવે જે દેખાય
તેને વિશે આશંકાઓ થાય."

અથવા

'ત્વચા
તે તો જાણે અન્ય કોઈનું ઓઢેલ ચર્મ' જેવી પંક્તિઓ નોંધપાત્ર છે.

મન પણ મંદ પડયું છે. ત્યારે આત્મા મીરાંબાઈનું 'જૂનું રે થયું દેવળ જૂનું રે થયું' ધીમેધીમે ગણગણે છે.

કવિએ એટલું કહ્યા પછી છેલ્લે એક અલગ શબ્દ મૂક્યો છે: 'સ્વાનસોંગ !' હંસગીત.

જાણે કાવ્યનાયક અંતિમ શબ્દો ઉચ્ચારી રહ્યો હોય અને પંચેન્દ્રિયની આ ઘટના વિસર્જન પામી રહી હોય.

કવિશ્રી જયન્તભાઈ પાઠકને અભિનંદન પહોંચાડશો અને તમારો ખૂબ ખૂબ આભાર.

– ગુલાબ દેઢિયાનાં વંદન

## સાંજ-વેળા □ હર્ષદ ચંદારાણા

સાંજ-વેળા ડાળ-ડાળે પંખી છે
જોઈને એ મેં તને પણ ઝંખી છે
એક મારો માળો ખાલી રહી ગયો
ને સળીઓ રુંવે-રુંવે ડંખી છે

ઓકટોબર, ૧૯૮૯



# કવિતા

અંક : ૧૩૩

કવિતા - લીલા છંદોલયની
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૧
વર્ષ : ૨૨, અંક : ૫, જૂન ૧૯૮૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ




# કવિતા

આર. જે. નિમાવત ૫
આર. એસ. દૂધરેજિયા ૧૨
ઉશનસ્ ૩૬, ૩૯
ઉષા ઉપાધ્યાય ૪૨
ઉષા પટેલ ૧૬
ઓક્તાવિયો પાઝ ૨૪, ૨૬
કાકુભાઈ પંચમતિયા ૩૪
કિશોર શાહ ૧૧, ૩૩
કુસુમાગ્રજ ૧૫, ૩૮
કે. સચ્ચિદાનંદન ૨૦
ગુલાબ દેઢિયા ૨૫,૨૬,૨૯,૩૩,૪૬
ચંદ્રકાન્ત શાહ ૨૧
જયા મહેતા ૧૫,૩૫,૩૮,૪૨
જ્યોર્જ બાવરિંગ ૨૬
જ્યોર્જ સેફરિસ ૧૯
જર્હૉન ડ્યુ ૩૮
દિલીપ મોદી ૭
દિનકર પારેખ ૯,૧૨
દાન વાઘેલા ૬
ધનસુખલાલ પારેખ ૬
નીતા રામૈયા ૧૮, ૨૬
નાથાલાલ જોશી ૨૭
નલિન રાવળ ૩૦
નૂતન જાની ૧૩, ૩૮
પન્ના નાયક ૩
પ્રીતિ સેનગુપ્તા ૧
પ્રફુલ્લ પંડયા ૭
'પ્રણય' જામનગરી ૩૯
ભરત ભટ્ટ 'તરલ' ૪૦
ભારતી પંડયા ૧૨
ભવાનીપ્રસાદ મિશ્ર ૧૨
મનીષ પરમાર ૧૧
મનહર ચરાવડા ૩૭
માર્ગારેટ એડવુડ ૧૮
મેઘનાદ હ. ભટ્ટ ૨
યુસુફ મજાદરી 'શબ્દમ્' ૧૦
ર. કૃ. જોશી ૧૪
રીના શર્મા ૩૨
રામદરશ મિશ્ર ૩૮
લલિત ત્રિવેદી ૨
સદાનંદ રેગે ૩૫, ૪૨
સર્વેશ્વરદયાલ સકસેના ૧૬
સચ્ચિદાનંદ રાઉતરાય ૧૩
સુરેશ દલાલ ૧૪,૧૯,૨૨,૨૪,૩૧
સુશી દલાલ ૧૭
સુંદરજી બેટાઈ ૮
શકુંતલા મહેતા ૨૦
શ્યામ સાધુ ૩૪
હરિહર જોશી ૨૭
હરીન્દ્ર દવે ૪૧
હર્ષદ ચંદારાણા ૪૦, ૪૬
હેમેન શાહ ૨૮,૧૦
હેન્રિક નૉર્ડબ્રેન્ડી ૧૫

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૯૦/-, ઍરમેલ રૂ. ૧૬૦/-. આ અંકના છૂટક ૬ રૂપિયા.

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨. …બઈ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧



JAN NERUDA

O stars, ye anthems glowing,
with kindled awe I hear;
death or resurgence showing
gold to my soul ye bear.

My heart entirely strewn
with blooms of deathlessness –
what need to be eternal
in eternity's embrace!

*From Cosmic Songs*

*Translated by Jessie Kocmanová*

## ભુલાય ના □ શિવજી રૂખડા 'દર્દ'

બેય પલ્લાં એક સરખાં થાય ના,
એટલે આ માછલી વીંધાય ના.

ને દડો જઈને પડયો ઊંડાણમાં,
હાથ લંબાવ્યે કદી પ્હોંચાય ના.

કામ અંગૂઠો હજી કરતો નથી;
એમનું ચિત્ર હવે દોરાય ના.

ખૂબ ઈચ્છાઓ લડે તો રોકજો;
ખેલ કુરુક્ષેત્રના ખેલાય ના.

શબ્દ પણ સહદેવ જેવા હોય છે;
અર્થ પણ સમજણ વિના સમજાય ના.

રજકણો મેવાડની ઊડે હજી;
ઝેરપ્યાલા, પ્યાસ, રણ ભુલાય ના.

## સુરક્ષિત □ વિપિન પરીખ

લખવું હોય તો ફૂલો વિષે લખવું
કે આકાશના તારાની કવિતા કરવી
સોળ વરસની છોકરીના
કે તળાવને કાંઠે થાક ખાતી પનિહારીનાં ગીતો રચવાં.
પણ કોઈ પણ ધર્મ વિષે એક શબ્દ ચીતરવો નહીં
મંદિર કે ગિરજાઘર વિષે ચૂપ જ રહેવું.
નાહક કોઈનું દિલ દૂભવવું !
ને આમે
આપણે ક્યાં જૉન ઑફ આર્ક, સોક્રેટીસ કે સલ્માન રશ્દી થવું છે
બધું ગોળ ગોળ લખવાનું
લખવું હોય તો.....

☐ જ્યોર્જ બાવરિંગ ☐ નીતા રામૈયા
(કેનેડિયન)
શકિતશાળી, અવાજ,
      ગ્રીષ્મ રાત્રિઓ અહીં, ગ્રીષ્મ ઋતુમાં
રાત્રિ છેવટે પૃથ્વીની થઈ જાય છે,
                                        પેલા રહ્યા તે તારા
પૃથ્વી ઉપરથી અવકાશમાં ફેંકાયા છે.
                                        આપણે તેની
વચ્ચે જવાનું,
                    તે બધાને શીખી લેવાના
                                    ખાસ તો જાણી લેવાના.
તેની વચ્ચે વચ્ચેના માર્ગો.
                              આપણે ક્યારેય તેને ભૂલવા નહીં.
તે બધા બનેલા છે અનેક મૃત કવિના એક અનેક અવાજમાંથી.
("કરિસ્ડેલ એલિજીઝ"માંથી - ૧૯૮૪)

## વહેલી રજા ☐ ગુલાબ દેઢિયા

ઘણા ફેલફિતૂર કરતો,
વાંધાવચકા કરતો,
મેથીપાક ચાખતો
અને ટિંગાટોળીએ
નિશાળમાં પગ માંડતો.

એક દિવસ મારા જેવા ભણેશરીને
[illegible] તેડું આવ્યું.
'ટે તો માગ્યા મેહ વરસ્યા.
[illegible] ભેગાં મારાં
[illegible] ખોટાં પડયાં હતાં.
હતો,

કૂદકો મારી ઊતર્યો નીચે,
દફતર ઝુલાવતો ભાગ્યો,
મનમાં રાજી થતો થતો,
નિશાળ પર ખાર કાઢતો,
અધ દોડતો,
નાની ફાળ ભરતો.

ઘરે આવી જોયું તો,
ખભે બેસાડી જેમણે
મને બધે ફેરવ્યો હતો
એ દાદાજીની કાંધ દેવા
મને બોલાવ્યો હતો.

## ભુલાય ના □ શિવજી રૂખડા 'દર્દ'

બેય પલ્લાં એક સરખાં થાય ના,
એટલે આ માછલી વીંધાય ના.

ને દડો જઈને પડયો ઊંડાણમાં,
હાથ લંબાવ્યે કદી પ્હોંચાય ના.

કામ અંગૂઠો હજી કરતો નથી;
એમનું ચિત્ર હવે દોરાય ના.

ખૂબ ઇચ્છાઓ લડે તો રોકજો;
ખેલ કુરુક્ષેત્રના ખેલાય ના.

શબ્દ પણ સહદેવ જેવા હોય છે;
અર્થ પણ સમજણ વિના સમજાય ના.

રજકણો મેવાડની ઊડે હજી;
ઝેરપ્યાલા, પ્યાસ, રણ ભુલાય ના.

## સુરક્ષિત □ વિપિન પરીખ

લખવું હોય તો ફૂલો વિષે લખવું
કે આકાશના તારાની કવિતા કરવી
સોળ વરસની છોકરીના
કે તળાવને કાંઠે થાક ખાતી પનિહારીનાં ગીતો રચવાં.
પણ કોઈ પણ ધર્મ વિષે એક શબ્દ ચીતરવો નહીં
મંદિર કે ગિરજાઘર વિષે ચૂપ જ રહેવું.
નાહક કોઈનું દિલ દૂભવવું !
ને આમે
આપણે ક્યાં જૉન ઑફ આર્ક, સોક્રેટીસ કે સલ્માન રશ્દી થવું છે
બધું ગોળ ગોળ લખવાનું
લખવું હોય તો.....

## ☐ જ્યોર્જ બાવરિંગ ☐ નીના રામૈયા

(કિનેડિયન)

શકિતશાળી, અવાજ,
ગ્રીષ્મ રાત્રિઓ અહીં, ગ્રીષ્મ ઋતુમાં
રાત્રિ છેવટે પૃથ્વીની થઈ જાય છે,
પેલા રહ્યા તે તારા
પૃથ્વી ઉપરથી અવકાશમાં ફેંકાયા છે.
આપણે તેની
વચ્ચે જવાનું,
તે બધાને શીખી લેવાના
ખાસ તો જાણી લેવાના
તેની વચ્ચે વચ્ચેના માર્ગો.
આપણે ક્યારેય તેને ભૂલવા નહીં.
તે બધા બનેલા છે અનેક મૃત કવિના એક અનેક અવાજમાંથી.

("કરિસ્ડેલ એલિજીઝ"માંથી - ૧૯૮૪)

## વહેલી રજા ☐ ગુલાબ દેઢિયા

ઘણા ફેલફિતૂર કરતો,
વાંધાવચકા કરતો,
મેથીપાક ચાખતો
અને ટિંગાટોળીએ
નિશાળમાં પગ માંડતો.
એક દિવસ મારા જેવા ભણેશરીને
ઘરેથી તેડું આવ્યું.
માર માટે તો માગ્યા મેહ વરસ્યા.
બાજુવાળા ભેગાં મારાં
પલાખા પણ ખોટાં પડયાં હતાં.
પાટલી પર ઊભો હતો,
પગ દુખતા હતા.

કૂદકો મારી ઊતર્યો નીચે,
દફતર ઝુલાવતો ભાગ્યો,
મનમાં રાજી થતો થતો,
નિશાળ પર ખાર કાઢતો,
અધ દોડતો,
નાની ફાળ ભરતો.
ઘરે આવી જોયું તો,
ખભે બેસાડી જેમણે
મને બધે ફેરવ્યો હતો
એ દાદાજીની કાંધ દેવા
મને બોલાવ્યો હતો.

## ભુલાય ના □ શિવજી રૂખડા 'દર્દ'

બેય પલ્લાં એક સરખાં થાય ના,
એટલે આ માછલી વીંધાય ના.

ને દડો જઈને પડ્યો ઊંડાણમાં,
હાથ લંબાવ્યે કદી પ્હોંચાય ના.

કામ અંગૂઠો હજી કરતો નથી;
એમનું ચિત્ર હવે દોરાય ના.

ખૂબ ઈચ્છાઓ લડે તો રોકજો;
ખેલ કુરુક્ષેત્રના ખેલાય ના.

શબ્દ પણ સહદેવ જેવા હોય છે;
અર્થ પણ સમજણ વિના સમજાય ના.

રજકણો મેવાડની ઊડે હજી;
ઝેરપ્યાલા, પ્યાસ, રણ ભુલાય ના.

## સુરક્ષિત □ વિપિન પરીખ

લખવું હોય તો ફૂલો વિષે લખવું
કે આકાશના તારાની કવિતા કરવી
સોળ વરસની છોકરીના
કે તળાવને કાંઠે થાક ખાતી પનિહારીનાં ગીતો રચવાં.
પણ કોઈ પણ ધર્મ વિષે એક શબ્દ ચીતરવો નહીં
મંદિર કે ગિરજાઘર વિષે ચૂપ જ રહેવું.
નાહક કોઈનું દિલ દૂભવવું !
ને આમે
આપણે ક્યાં જૉન ઑફ્ આર્ક, સોક્રેટીસ કે સલ્માન રશ્દી થવું છે
બધું ગોળ ગોળ લખવાનું
લખવું હોય તો.....

### □ જ્યોર્જ બાવરિંગ □ નીતા રામૈયા

(કૅનેડિયન)

શક્તિશાળી, અવાજ,
      ગ્રીષ્મ રાત્રિઓ અહીં, ગ્રીષ્મ ઋતુમાં
રાત્રિ છેવટે પૃથ્વીની થઈ જાય છે,
                              પેલા રહ્યા તે તારા
પૃથ્વી ઉપરથી અવકાશમાં ફેંકાયા છે.
                                    આપણે તેની
વચ્ચે જવાનું,
            તે બધાને શીખી લેવાના
                              ખાસ તો જાણી લેવાના.
તેની વચ્ચે વચ્ચેના માર્ગો.
                        આપણે ક્યારેય તેને ભૂલવા નહીં.
તે બધા બનેલા છે અનેક મૃત કવિના એક અનેક અવાજમાંથી.

("કરિસ્ડેલ એલિજીઝ"માંથી - ૧૯૮૪)

### વહેલી રજા □ ગુલાબ દેઢિયા

ઘણા ફેલફિતૂર કરતો,
વાંધાવચકા કરતો,
મેથીપાક ચાખતો
અને ટિંગાટોળીએ
નિશાળમાં પગ માંડતો.

એક દિવસ મારા જેવા ભણેશરીને
ઘરેથી તેડું આવ્યું.
માર માટે તો માગ્યા મેહ વરસ્યા.

બાજુવાળા ભેગાં મારાં
પલાખા પણ ખોટાં પડયાં હતાં.
પાટલી પર ઊભો હતો,
પગ દુખતા હતા.

કૂદકો મારી ઊતર્યો નીચે,
દફતર ઝુલાવતો ભાગ્યો,
મનમાં રાજી થતો થતો,
નિશાળ પર ખાર કાઢતો,
અધ દોડતો,
નાની ફાળ ભરતો.

ઘરે આવી જોયું તો,
ખભે બેસાડી જેમણે
મને બધે ફેરવ્યો હતો
એ દાદાજીની કાંધ દેવા
મને બોલાવ્યો હતો.

## નિર્વેદને કિનારે □ યૉસેફ મેકવાન

ખાલી થવું... ભરાવું... પછી ખાલી થવું... પછી ભરાવું...
એક પ્રક્રિયા છે.
સવાર થાય છે સાંજ થાય છે પછી સવાર...
એક ગતિ છે એક સ્થિતિ છે
એ સ્થિતિની ગતિ છે.
જળ વરસે છે દરિયો છલકે છે
એ ગતિની સ્થિતિ છે.
એક ગમન છે એક આગમન છે
એ સતતની પરિસ્થિતિ છે.
એક પ્રક્રિયા છે
એક ગતિ એક સ્થિતિ એક જિંદગી.
ક્યાંક શબ્દો આનંદ છે ક્યાંક શોક છે
ક્યાંક શબ્દો ઉલ્લાસ છે ક્યાંક વેદના છે
એક જિંદગી ને એક મોત છે.
બીજું કશું જ પમાતું નથી...
ઘાસ ફૂલ ફળ ઝાડ પાન વાદળ
બધું જ છળ છળ છળ...
એ એક પરિસ્થિતિ છે...
બીજું કશું જ પમાતું નથી... જિંદગી...
શું છે ?

## માટી □ સદાનંદ રેગે
□ જયા મહેતા

(મરાઠી)

પાગલ હું ઝાડ
મારા માટીમાં જ પગ
મારા મને લીધી
નભનક્ષત્રની રઢ.

મારી માટી તો શાણી
આપે મને પંખ
જોઈતો હોય મને
જ્યારે આકાશનો ડંખ.

મારી માટી મારી મુક્તિ
માટીમાં જ મારો મોક્ષ
ગમતા આ કોયડાનો
તે જ આણે અંત.

## સભામાં પાગલોની, એટલે કે... ☐ જયન્ત પાઠક

પછી મેં
ઘરના આગળા ને ઉલાળા
સાંકળ ને તાળાં
મુઠ્ઠીના એક જ પ્રહારે તોડી નાખ્યાં -
બારીબારણાં બધાં ભોંયભેગાં !-
બુલંદ અવાજે મારા
છાપરું ડામાડોળ... કકડભૂસ !
પગનો પ્રહાર
ને હું ભીંત આરપાર, છેક બ્હાર....!
રસ્તાને ઠોકરથી ઉછાળ્યો અધ્ધર આકાશ ભણી
ઊછળી પડી આંખોમાંથી જ્વાલાઓની ભાલા-અણી
બાબરામાં બેઠેલો ને જાગ્યો ઝંઝાવાત
થરથર આકાશના થરેથરે સાત !
મેદનીને હડસેલતો બે હાથે
સોંસરો ચાલ્યો સપાટાબંધ
વટાવતો દરવાજા એક પછી એક
વટાવતો ખંડ પછી ખંડ પછી ખંડ...
મંચ પરે આવી ઊભો અહીં
ભરચક સભા મહીં,
હાથ કરી પ્હોળા
ક્યારનીય રાહ જોતી ખુરસી
ભેટી પડી મને હસી હસી !
જમણી બાજુએ જોવા જાઉં છું તો...
પ્રમુખ શ્રી !- સ્વયં પ્રભુશ્રી !

☐ સુરેશ દલાલ

પ્રકૃતિની છાયામાં
બેઠેલા કુટુંબને જોઈને
ડાળ પરનાં પંખીઓને
સંવનન કરવાનું
મન થાય છે.

## દવલાં કમાડે □ દિલીપ જોશી

નિશાવસ્ત્ર ફેંકી અનલરૂપ રઝડે પવન બંધ બારી અગોચર ઉઘાડે !
તરત ખેલ થાતો તરલ તખ્તતોરી ધડોધડ ધડોધડ અજાયબ અખાડે !

ફક્ત શાંત જવાળામુખી હોય એ પણ એ તરણાં એ સોનેરી સંભારણાંઓ,
સળી એ સળી છે સ્થિતિભેદ ઘેરી નથી કોઈ નિસ્બતને દરિયો દઝાડે !

સમય પારદર્શકપણું લઈ વિહરતો અલખથી અહોરાત ઉદ્‌વેગ વચ્ચે,
અકળ પોત એવું અજબ ઊડે ઊડે, વિચારીને ચાલે જે એને પછાડે !

સમજ-સરહદોથીય પેલી તરફ છે મહામુગ્ધ આનંદ ઘેરી પતાકા,
પલક મીંચવાથી જ પ્હોંચે પગેરું દશે દિશથી દોસ્ત દવલાં કમાડે !

સતત સત્ય ઊભું સળગવું સજીને કયામતથી કામાંધ કન્યા કળાતું,
મનન માત્રથી તંગ તેગો તણાતી કળીકાળથી દિન દહાડે દહાડે !

## સ્પર્શ □ કુસુમાગ્રજ
□ જયા મહેતા

તળાવ પરના પડછાયા થરથરે છે
તીર પરનાં વૃક્ષોની જાળીમાંથી
પરોઢનાં સોનેરી કિરણો
ટપકવા માંડે એટલે.

ગુફામાં ધૂંધવાતો અંધકાર
ભયભીત થાય છે
એકાકી ભયાનક પગવાટ પરથી
દીવાનો મંદ નિશ્ચલ પ્રકાશ
આગળ આવવા માંડે એટલે.

જમીનના ગર્ભમાં
પથ્થર થઈને પડેલું મારું મન
ભયથી વ્યાકુળ થાય છે
તારો જીવનદાયી પ્રેમસ્પર્શ
પાસે આવે છે એટલે.

# કવિસપ્તક

'કવિસપ્તક' એ સાત કનેઇડિયન કવિઓનાં કેટલાંક કાવ્યોના શીરીન કુડચેડકરે કરેલા અનુવાદનું પુસ્તક છે. 'કવિતા'ના ભાવકો શીરીનબહેને કરેલા કાવ્યાનુવાદથી પરિચિત છે જ. શીરીનબહેન અંગ્રેજીના પ્રાધ્યાપક અને બધી જ બાબતમાં અત્યંત ચોકસાઈ ને ઝીણવટથી કામ કરનાર. પણ કનેઇડિયન કવિઓની કૃતિઓના અનુવાદ એમણે કેવળ ચોકસાઈથી નહીં, ખૂબ સરસતાથી કર્યા છે. આ કવિઓ છે : અર્લ બર્ની, ડૉરથી લાઇવસેઇ, આન એબૅર, ઇલાઈ મૅન્ડેલ, ફિલિસ વેબ, લેનડ કોહેન અને માર્ગરેટ ઍટવુડ. શીરીનબહેને પ્રત્યેક કવિના કાવ્યગુચ્છની પહેલાં એની કાવ્યસૃષ્ટિમાં પ્રવેશવાની નાનકડી બારીનું કાર્ય કરે એવા સંક્ષિપ્ત કવિપરિચય આપ્યા છે ને જરૂર જણાઈ ત્યાં ત્યાં અનુવાદની નીચે ફૂટનોટ આપીને કેટલાક સંદર્ભોની સ્પષ્ટતા કરી છે.

પરદેશી ભાષાની કાવ્યરચનાના અનુવાદ કરીએ ત્યારે કંઈક વધુ ગુમાવવું પડે છે. રચના ગીત હોય ત્યારે તો ખાસ. નહીં તોયે ગદ્યકાવ્ય પણ અનુવાદમાં ભાગ્યે જ નખશિખ ઉતારી શકાય. કૃતિના લય- રાગ- ઢાળ, પ્રાસાનુપ્રાસ, વાણીની આગવી છટાઓ, અભિવ્યક્તિની વિશિષ્ટતાઓ - વગેરે બધામાંથી કંઈ કેટલુંયે અંજલિના જળની જેમ સરી જાય અને છતાં તરસ છિપાય એટલું જળ તો રહે જ. આ બધું જાળવવા મથ્યાં છે તે આવી રચનાઓમાં જોઈ શકાય :

**મારું હૃદય તાર પર તણાયું છે,**
**તંગ, તંગ.**
**નાની અમથી લહેરખી,**
**ભલે મંદ મંદ,**
**મૂકી શકે કંપ -**
**તારો કેવળ એક શબ્દ,**
**ગમે એટલો હળવો,**
**તેને નંદવી શકે.**

વિદ્વાન શીરીનબહેનની વિદ્વત્તાના ભાર વિનાની ભાષાનો પરિચય પણ અહીં થાય છે. કનેઇડિયન કવિતાની તાસીર પામવા માટે તો સંગ્રહનાં કાવ્યો જ વાંચવા રહ્યાં.

બ્રિટીશ અને અમેરિકન કવિઓની રચનાના અનુવાદના સંગ્રહો આપણને મળ્યા હશે, પરંતુ કનેડિયન કવિઓની રચનાનો અનુવાદસંગ્રહ આ કદાચ પહેલો જ છે અને તે પણ એક સાથે સાત કવિઓની રચનાનો. એનો યશ અનુવાદક શીરીનબહેનની સાથોસાથ સુરેશ દલાલની જીવંત કવિતાપ્રીતિનેય આપવો ઘટે.

**– જયા મહેતા**

**[અનુ. શીરીન કુડચેડકર, કવિસપ્તક, એસ. એન. ડી. ટી. યુનિવર્સિટી, મુંબઈ, ૧૯૮૯, પૃ. ૭૬, કિ. રૂા. ૨૫-૦૦.]**

## પેલા ઘોડાને નહિ

પેલા ઘોડાને
        એ વાયોલિન ખાવા ન દેતા
ચિત્કારી ઊઠી શેગલની મા
        પણ એણે
તો ચાલુ રાખ્યું
        ચિત્રકામ
અને વિખ્યાત થયો
અને ચિત્રકલા કરતો રહ્યો
        મોઢામાં વાયોલિન સાથેનો અશ્વ
અને જ્યારે એણે છેવટે પૂરું કર્યું
એ કૂદી પડયો ઘોડા પર
        અને સવાર થઈને ચાલવા મંડયો
વાયોલિનને કોરે મૂકીને
અને દોડતા દોડતા રસ્તે જતાં
જે કોઈ પહેલી નગ્ન સ્રી મળી એને એ ખાસ્સું ઝૂકીને આપી દીધું
અને ત્યાં કોઈ પણ તાર
        જોડાયેલા નહોતા

– લૉરેન્સ ફ્લેરલિંગકેટ્ટી

લૉરેન્સ ફ્લેરલિંગહેટ્ટી અમેરિકાનો કવિ. અદ્યતન વિશેષણ પણ અળખામણું લાગે એટલો સદ્યતન. પ્રણયના વિષયને એણે તદ્દન નવી રીતે, તટસ્થતાથી છેડયો છે, એમાં અભિવ્યક્તિની મૌલિકતા છે. અશ્વ, અશ્વશક્તિ એ કદાચ પુરુષનો પર્યાય છે. વાયોલિન એ પ્રણયનું સાકાર સ્વરૂપ હોય. કાવ્યની મજા એ છે કે તમે આંગળી મૂકીને એક અર્થ ચીંધો, તો બીજો કોઈ અર્થ પણ નીપજી આવે. ઉત્તમ કાવ્યો હંમેશાં અર્થની પાળમાં બંધાતાં નથી. આ પુરુષ એ ચિત્રકાર છે. ચિત્રમાં જ એણે અશ્વ દોર્યો છે. અનુભવી માતા શિખામણ આપે છે કે જોજે, આ અશ્વ વાયોલિનને ખાઈ ન જાય. ઘણીયે વાર વાસના પ્રણયને ઓહિયાં કરી જતી હોય છે. આધુનિક ચિત્રકલા જેવી જ આ કવિતા છે. કોઈક શિખામણ આપે ત્યારે ાપણી વ૫ એ સાંભળવાની નથી હોતી. ચિત્રકાર તો મગ્ન છે, ચિત્ર દોરવામાં, હૃદયની

વાતને કાગળ પર કોરવામાં. અને એ વિખ્યાત પણ થયો. એણે અશ્વ દોર્યો અને અશ્વના મોંમાં વાયોલિન મૂક્યું. ચિત્ર પૂરું પણ કર્યું અને કાગળના અશ્વ પર સવાર પણ થયો. ફૅન્ટસીનું તત્ત્વ અહીં છે, એટલે આવું કેમ ?- ના પ્રશ્નનો છેદ ઊડી જાય છે. વાયોલિનને જાણે કે કોરે મૂકે છે અને જે પહેલી નગ્ન સ્ત્રી મળે છે એને સોંપી દે છે. વાયોલિન સ્ત્રીને આપી દીધું, પણ એની સાથેના તાર જોડાયેલા ન રાખ્યા. (And there were no strings attached – નો ભાવ અનુવાદ પૂરેપૂરો ઊપસતો નથી, પણ ઉપટી જાય છે.) સંબંધ અને સંબંધની નિ:સંગતા, લિપ્તતા અને અલિપ્તતા, પ્રણયનો ભાર વિનાનો ભાવ, પ્લેઝર ખરો પણ કમિટમેન્ટ નહીં - એવી કોઈ પરિસ્થિતિનું આ કાવ્યમાં આલેખન છે. અશ્વ કદાચ લિંગનું પણ પ્રતીક હોય. જેમ આધુનિક ચિત્રમાં અર્થ શોધવાનો ન હોય પણ રંગને માણવાના હોય. એવી રીતે આધુનિક કવિતામાં સામસામા અર્થો ગોઠવવા જઈએ તો કદાચ અર્થ મળે અને આબોહવા ગુમાવી બેસીએ. આ કાવ્યમાં છે એવી - સરરિયલ કવિતામાં હોય છે એવી આબોહવા અહીં હવે જે કાવ્ય આપું છું એમાં નથી, અને છતાંયે ભાર વિનાના ભાવની કવિતા છે :

## હું તો ઊજવું છું

મને માણવાની આવે મજા : કે એકરાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.

આ રાતના અંધારાના સમ :
વફાને હું જાણતો નથી.
હું તો ઊજવું છું મારી મોસમ :
કે પ્રેમને હું નાણતો નથી.

હું તો પળપળમાં ગળાડૂબ જીવું કે ઈંતેજાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.

મને ફૂલમાંયે રસ : મને ફોરમમાં રસ :
પણ હું થોભું નહીં ને બસ ચાલ્યા કરું.
કોઈનેયે વળગું નહીં : ક્યાંય કદી સળગું નહીં :
હું તો મારી મનમોજથી મ્હાલ્યા કરું.

હું તો બારીઓને ખુલ્લી રાખું ને બંધ દ્વાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.

હું તો પવન છું : પંખીનો માળો નહીં
મારા મનમાં શિયાળો કે ઉનાળો નહીં

હું તો જિંદગીને જીવભરી ચાહું કે ધિક્કાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.

# ક, ખ કે ગ...

આધુનિક સમકાલીન ગઝલકારોમાં હેમેન શાહનું નામ પરિચિત છે. 'કવિતા' અને અન્ય સામયિકોમાં પ્રગટ થયેલી એમની ગઝલો હવે ગ્રંથસ્થ થઈને આપણા હાથમાં આવે છે.

ગઝલનું સ્વરૂપ લાગે સહેલું પણ હોય અઘરું એવું છેતરામણું છે. રદીફ-કાફિયા હાથ લાગી ગયા એટલે સરસ ગઝલ રચાઈ જાય એવું નથી. ગઝલની દેખીતી સરળતાથી ઘણા નવોદિતો એ પ્રત્યે આકર્ષાય છે. સદ્ભાગ્યે હેમેન શાહનું એવું નથી. એ પોતીકા અવાજ સાથે આ ક્ષેત્રે પ્રવેશે છે. કવિ વિશે, સર્જકતા વિશે આ કવિને બહુ ઊંચો ખ્યાલ છે તે આ સંગ્રહની ગઝલોના કેટલાક શેરમાં પ્રગટ થાય છે.

છે ઉમર લંબી છતાં વર્ષો નિયત ક, ખ કે ગ,...
માંડ એમાં થઈ સરસ ક્ષણ હસ્તગત ક, ખ કે ગ.

લાંબી ઉંમરમાં કેટલીક 'ક્ષણો' જ સરસ હોય છે ને એ પ્રાપ્ત કરનાર કોઈ કવિ કોણ હશે ?-

જ્ઞાની હશે, યા મૂર્ખ, યા કોઈ હશે કવિ,
સૂતો છે કલ્પવૃક્ષની નીચે ફકીર કોણ ?

એ મૂર્ખ નહીં પણ મુગ્ધ તો હશે જ, નહીં તો કેમ કહે :

જળપરીઓનું વસતિપત્રક પહેલાં આપ !

****

જે ઝાકળથી સીંચાઈ છે,
હું એ ફસલની રાહ જોઉં છું.

ને આ કવિની કલમની તાઝગી એનાં કલ્પનોમાં છલકાય છે : તડકાની વરિયાળી, મરજાદી જલ, સૌ નિસહાય છે પોતપોતાના ચિતોડમાં, હાસ્ય તો તાજો અસલ તડકો, નીચી નજરોમાં સંગીત...

આમ તો હવે જીવનમાં કેટલું બધું 'નિયમસર' થયા કરતું હોય છે, કવિ કહે છે :

આ નિયમસર થઈ જતો મુશાયરો બરખાસ્ત ને,
શાંત ખુરશીની નીચે એકાદ તાળી નીકળે.

આ કવિની ગઝલો આવી એકાદ તાળીની નહીં, અનેક તાળીઓની હકદાર તો જરૂર છે.

– જયા મહેતા

[હિમેન શાહ, ક, ખ કે ગ..., ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, ૧૯૮૯, પૃ. ૯૨, કિં. રૂ. ૨૦.૦૦]

## જ્યોતનો ઝભ્ભો □ અલી સરદાર જાફરી
### □ સુરેશ દલાલ

(ઉર્દૂ)
કોણ ઊભું છે જ્યોતના ઝભ્ભામાં ?
ભાંગેલું શરીર, માથામાંથી વહેતું લોહી
ફરહાદ અને ઓયેસ થોડાંક સમય પહેલાં જ પસાર થઈ ગયાં
તો પછી છે કોણ જેના પર લોકો
જીવલેણ પથ્થરમારો ચલાવે છે ?
અહીં નથી કોઈ સુંદર શીરીન
અને વાસંતી મોસમની લયલા પણ નથી.
તો પછી કોને નામે આ લાલચટાક જખ્મોની શય્યા મ્હોરી છે ?

છે કોઈ એ પાગલ માણસ
અડીખમ ઊભો છે સત્યને વળગીને
જુઠ્ઠાણાં અને લુચ્ચાઈના પવનની સામે ઝૂક્યા વિના
દીવા જેવી ચોખ્ખી વાત છે
એની જીવલેણ શિક્ષા પથ્થરમારાથી જ હોવી જોઈએ.

## દીવાલ □ હસમુખ પાઠક

તું-હું વચ્ચે
વિરહ દીવાલ.

રોજ શબ્દ-ટકોરા પાડું
તું સાંભળ.

રોજ કાન માંડું,
તને સાંભળવા.

મારા શબ્દ સામે
તારા બોલ મૌનના.

ન તૂટે વિરહ
ન ખૂટે વહાલ.

### □ સુરેશ દલાલ

રાતના કાળા પહાડ પર
ફૂલ કે પાન વિનાનું ઝાડ
મારી એકલતાનો
મને ખ્યાલ આપે છે.

## ચ્હેરાઓ □ હર્ષદ ચંદારાણા

કોઈ ચ્હેરો સાવ ઢીલો, કોઈ તોરીલો હતો
ભીંત જેવો એક તો બીજો વળી ખીલો હતો

એટલે ચૂંટયો હતો, ખોસ્યો હતો મારે ખમીસ
વિશ્વ ઉર્ફે પુષ્પનો ચ્હેરો જ ગમતીલો હતો

ખૂબ વરસેલો હતો વરસાદ ચુંબનનો અહીં
તો લચ્યા ખેતર સમો ચ્હેરો પછી લીલો હતો

દાઝવાના ડરથી એને ના કદી સ્પર્શી શક્યો
એક ચ્હેરો જે હિમાલય જેમ બર્ફીલો હતો

ઊંડી રેખા રહી કપાળે એક, બીજું કૈં નથી
ઉમ્ર નામે કાફલો ત્યાંથી ગયો, ચીલો હતો

## જે રસ્તો ભૂલશે □ ચંદ્રકાંત દેવતાલે □ સુશી દલાલ

(હિંદી)
હું સાંભળી રહ્યો છું
કોઈકનો પાસે આવવાનો અવાજ

મારો દેહ દેખાડી રહ્યો છે
કોઈ મને જોઈ રહ્યું છે

જે રસ્તો ભૂલશે
હું એને રઝળપાટના રસ્તા પર લઈ જઈશ

જેઓ રસ્તો નથી ભૂલતા
એમને માટે મને કોઈ દિલચસ્પી નથી.

□ નાથાલાલ જોષી

વન્યપુષ્પોથી સુરભિત,
પક્ષીઓનાં ગીતથી કૂજિત,
ભ્રમર - વૃન્દથી ગુંજિત,
વૃન્દાવનની વીથીઓમાં નટવર નાચે છે;

મયૂરપિચ્છ સોહે છે,
વનમાળા કંઠમાં ઝૂલે છે,
પીતવસન ફરકે છે,
અધરસુધાથી રંધ્રો દ્વારા બાંસુરી બાજે છે;

યમુના જળ થંભે છે,
વૃક્ષોને સ્વેદકણ જામે છે,
જાગ્રત સમાધિસ્થ થાય છે,
વિરહદગ્ધ ઉરમાં મધુર - વેદના ઊઠે છે;

માધવ ! ચિરકાળથી તારું આહ્‌વાન છે;
વેણુનાદમાં તું સાદ કરે છે,
સાંસારિકતા મને જકડે છે,
હે ગોવિંદ ! તવ ચરણ - પ્રાન્તે આશ્રય આપ !

## તાપી લતાકુંજ

□ હ. ભાયાણી

(પ્રાકૃત કવિતા)
તાપીમાં સ્નાન કરતાં
તીરે જે દીસે ઘન લતાકુંજ -
એ હાથ ના પકડતી, ના કશું કહેતી
પણ તોય એ, પ્રિય સખી !
ત્યાંથી પાછા ન વળવા જ દેતી !

## એટલો □ હસમુખ પાઠક

એટલો તને ઓળખ્યો, વહાલા
ઓળખું જરાય નહિ,
લાખ લીટીએ લખું તોયે
લખ્યો લખાય નહિ - એટલો.

સૂરજ તાપની જેટલો તીખો
અડયો અડાય નહિ
ચંદર-ચાંદની જેટલો મીઠો
ઝાલ્યો ઝલાય નહિ - એટલો.

યુગ યુગોની ચેતના જેવડો
વરણ્યો વરણાય નહિ
જનમોજનમ હેતના જેવડો
પરણ્યો પરણાય નહિ - એટલો.

અંતર-આરત જેટલો ઊંડો
ખેંચ્યો ખેંચાય નહિ
વ્રેહની વેદના જેટલો ભૂંડો
વેચ્યો વેચાય નહિ - એટલો.

## આજની નારી

□ વીરેન્દ્ર સકસેના
□ નૂતન જાની

(હિંદી)

કોણ રામ છે કોણ રાવણ
મને નથી ખબર
પરંતુ તું નક્કી સીતા છે.
રામે સીતાને
વનવાસ આપ્યો હતો
અને રાવણે કારાવાસ.
તું પણ ક્યારેક વનવાસી હોય છે
ક્યારેક કારાવાસની
સજા સહે છે.
એટલે જ તું નક્કી સીતા છે.
સીતાને એક જ રાવણનો ભય હતો -
તારી ચારે બાજુ રાવણ છે
એટલે સુધી કે ઘરમાં પણ.
સીતાને એક જ અગ્નિપરીક્ષા પસાર
કરવી પડી હતી
તારી તો રોજ જ એવી
પરીક્ષાઓ થાય છે.
અને તું એમાંથી પસાર થઈને
સોનાની માફક ચમકે છે
માટે જ હું કહું છું
તું નક્કી સીતા છે.

## વેદના □ ભગવતીકુમાર શર્મા

ગઝલ

તલવાર જેવી તીક્ષ્ણ અને નાગી વેદના
આપી છે તેં જ તેથી છે વરણાગી વેદના

મારા તરફ છે કેમ આ અનુરાગી વેદના ?
છોડીને મુજને થઇ જશે વૈરાગી વેદના

મુજને મળી છે કેટલી બડભાગી વેદના !
બીજાનાં આંસુઓમાં છે સહભાગી વેદના !

અભિશાપ સુખનો વેઠવો મુશ્કેલ હોય છે
વરદાન જો મળ્યું તો અમે માગી વેદના

ચંદનનું તોય લાકડું ને તેની ફાંસ આ
પમરે છે રોમ રોમ છતાં વાગી વેદના

જખ્મોના રંગ, આંસુના દીવા ને આ ગઝલ
મુજને હંમેશાં સાંપડી રંગરાગી વેદના

## ગર્દી □ કુસુમાગ્રજ □ જયા મહેતા

(મરાઠી)

મહાપૂરનાં રાક્ષસી જળમોજાંનું
દરેક ટીપું જુદું પાડીએ
તો તે પણ ઘાસની પત્તી પર
ક્યારેક તો થરથર્યું હશે.

વાવાઝોડાના ભીષણ તાંડવનો
દરેક સપાટો જુદો પાડીએ
તો તે પણ ગુલાબની પાંખડીમાં
ક્યારેક તો રણઝણ્યો હશે.

નિર્દય ક્રોધથી દોડતી ગર્દીના
દરેક માણસને જુદો પાડીએ
તો તે પણ કરુણાના મૃણાલ - બંધમાં
ક્યારેક તો બંધાયો હશે.

## પ્રકૃતિ વિષે સોળ ત્રિપદીઓ □ હેમેન શાહ

( ૧) પ્રકૃતિમાં નર હશે, માદા હશે,
ક્યાં હશે ત્યાં સંસ્કૃતિનો અંચળો ?
કેળવેલી કૈં ન મર્યાદા હશે.

( ૨) કોકિલા, બુલબુલ ને કાળો કોશી છે,
દૂરથી ટહુકો કરી બોલાવતા
કેટલા મળતાવડા પાડોશી છે !

( ૩) હોય છે પંચાંગમાં ક્યાં પર્વ આ ?
મૂળ-વતનની દિવ્ય છેડે રાગિણી,
મોરના રૂપે કોઈ ગંધર્વ આ.

( ૪) બેસતાં ગભરાય એ સંભવ નથી,
પીઠ હો એ ભેંસની કે સિંહની,
દેવચકલીને કશી અવઢવ નથી.

( ૫) આરતી ટાણે ઘણો કલશોર જી,
ભક્ત આવ્યા સૂર્ય લઈને ચાંચમાં,
ઠાવકી ખિસકોલી છે ઠાકોરજી !

( ૬) કઈ રીતે સુલઝી શકે આ ભાંજઘડ ?
સામે ચમકે આગિયો કે તારલો ?
પૂછતાં'તાં એકબીજાને ઘુવડ.

( ૭) હોય સુગરી જેવા કારીગર કશે,
કૂજવામાં મસ્ત આ કોયલ જુઓ,
નીડનું પણ ના કરે ચણતર કશે.

( ૮) મૂળ, થડ કે પાન સંડોવ્યા વિના,
પુષ્પ છો લાગે સહજ ઉદ્‌ગાર પણ
ક્યાં પ્રકટતાં જાત નીચોવ્યા વિના ?

) પાદ-ટિપ્પણ કે નથી પરિશિષ્ટ કંઈ,

પૃષ્ઠ છે અનુક્રમ વગર વિખરાયેલાં,
તોય ક્યાં કુદરત મહીં છે ક્લિષ્ટ કંઈ ?

(૧૦) વેશભૂષાથી કદી પરખાય છે ?
આ સમય ચાલાક છે બહુરૂપિયો,
ક્યાંક સાબર, ક્યાંક ગોકળગાય છે !

(૧૧) પ્રાણ શા ફૂંકાય સ્થાયી તથ્યમાં,
આવતી ચિત્તાના પગમાં વીજળી,
આખું જંગલ દોડતું નેપથ્યમાં.

(૧૨) ક્યાં થશે ગુજરાન ? કંઈ નક્કી નથી,
છે અળસિયાની સનાતન આ દ્વિધા,
કઈ તરફ પ્રસ્થાન ? કંઈ નક્કી નથી.

(૧૩) ધૂળમાં લખતો તરત બે-ત્રણ કડી,
સર્પ માટે શીઘ્રતા આસાન છે,
શીખતો વીંછી હજી બારાખડી !

(૧૪) રાહ જોતાં કૈંક ફૂલો દૂરનાં,
એક કોશેટો સૂતો સપનું લઈ,
ઓસભીના પાન પર શેતૂરના.

(૧૫) કુદરતી રીતે શીખે બંદા અહીં,
જીવવાની વિસ્મરિત પ્રાચીન રસમ,
તક્ષશિલા ને છે નાલંદા અહીં.

(૧૬) શું કદી સાહસની પણ સરહદ થઈ ?
એક પણ તૈયાર કેડી ના ગમી,
ત્યારથી યાત્રા શરૂ શાયદ થઈ.

**ત્યારે □ હસમુખ પાઠક**

તને પામવા રટતો રહ્યો
ત્યારે
જણસ મટી હું માણસ થયો.

# એ શહેરમાં જ્યાં* મૌલસિરીનું વૃક્ષ છે □ કેદારનાથ સિંહ
□ શકુંતલા મહેતા

એ શહેરમાં જ્યાં એક મૌલસિરીનું વૃક્ષ છે
ક્યાંક તેની આસપાસ
રહેતી હતી એક સ્ત્રી
જેને હું ચાહું છું.
એ શહેરમાં રહેતા હતા બીજા ઘણા લોકો
જે આ મે મહિનાની ગરમીમાં
મને એ જ રીતે યાદ કરે છે
જે રીતે યાદ કરે છે મૌલસિરીનું તે વૃક્ષ
પણ હવે તે શહેર ક્યાં છે ?
તમે મને પૂછશો તો હું કંઈ જ નહીં કહી શકું
ત્યાં સુધી લઈ જાય છે કઈ સડક
મને કશું જ યાદ નથી
હું ખાતરીથી એ પણ કહી શકતો નથી,
કે એ સ્ત્રી
જેને હું હજી પણ - હજી પણ ચાહું છું
ક્યારેક કોઈક શહેરમાં રહેતી હતી કે નહીં
પણ એટલું ચોક્કસ છે
હું તેને ચાહું છું
હું દુનિયાને
પુરુષની બધી વાસના સાથે
એટલા માટે ચાહું છું
કે હું ચાહું છું
એક સ્ત્રીને
૧૯૮૩

* મૌલસિરી : એક પ્રકારનું સદાબહાર વૃક્ષ, જેની પર બારે માસ નાનાં નાનાં સુગંધિત ફૂલો ઊગે છે.

'કવિતાના જૂન - અંકમાંથી તમને સૌથી વધુ કઈ કૃતિ ગમી ?'

સુરેશભાઈનો આ એક સવાલ મારે માટે વિકટ પ્રશ્નપત્ર બની ગયો. આટલી બધી કવિતાઓમાંથી એક જ પસંદ કરવાની અને એ પસંદગીને વળી જાહેર કરવાની : કામ અઘરું તો ખરું જ.

'કવિતા'નો દરેક અંક હાથમાં આવે ત્યારે પાનાં ફેરવું - ગમતા મુકામે અટકું. ગમે એ કવિતા વારંવાર વાંચું. પણ આ વેળા ઉદ્યમી વિદ્યાર્થીની માફક 'કવર ટુ કવર' 'કવિતા'ની કવિતાઓ વાંચવાની હતી. આ જુદો છતાં પ્રસન્ન અનુભવ હતો. ઉતાવળમાં કેટલું બધું નજર બહાર જતું રહે છે તેનો ખ્યાલ આવ્યો.

ક્યાંક કોઈ પંક્તિનો લહેકો ગમ્યો, તો ક્યાંક અર્થનો સ્પર્શ સ્પંદિત કરી ગયો.

'ઘર જેવો એક જણ કમરો બની ગયો'

અને

'શાળાએ જતો પરાગ રસ્તામાં
શું બન્યું કે પથરો બની ગયો' (લલિત ત્રિવેદી)

જેવી પંક્તિઓની સરળ વેધકતા સ્પર્શી ગઈ. તો

**'પીંછાંનાં રૂંવાડાં આકળાં થયાં
તો એને વાયરાએ પંપાળી લીધાં**

**(દાન વાઘેલા)**

**અને**

**'શું પાંખ તરફડતી હશે પીંછાં વિના ?'**

**(રીના શર્મા)**

જેવી પંક્તિઓનો મુલાયમ મિજાજ માણ્યો; વિદેશની ભૂમિ પર સુખ-સમૃદ્ધિના દરિયાને ગ્રસી જતી એકલતાની ઝાળનો દાહ (પન્ના નાયક) દઝાડી ગયો. પણ આવા મુકામો વટાવી આંખ જ્યારે વનમાં પહોંચી ત્યારે આંખોને પણ આગળ ગતિ કરવાની ઇચ્છા ન થઈ. હા, હેમેન શાહની વન વિશેની ત્રિપદીઓ મને 'કવિતા'ના આ અંકની શ્રેષ્ઠ ભેટ લાગી.

એ અડતાલીસ પંક્તિઓએ વનને એની સર્વાંગી નૈસર્ગિકતા સહિત જાણે આ પૃષ્ઠો પર જીવતું કરી દીધું છે. રંગ ને સુગંધની પ્યાલીઓમાં ઝબકોળાયેલી પીંછીથી રચાયાં હોય એવાં કવિનાં કલ્પનો સરળ શબ્દો થકીય સૂક્ષ્મ અભિવ્યક્તિની સેર રચી આપે છે.

'ડોલતાં વૃક્ષો ભણી મૂછમાં હસતા પથ્થરો, મોગરો - ચંપો - જૂઈની ફોરમનાં સંપેતરાં લઈ દોડતો વાયરો, પુષ્પના બહુરંગી અનુયાયીઓ, ઘાસને શોભાવતો ઝાકળનો કંદોરો, ઝરણાંને વહેવાનો, પંખીને ઊડવાનો ને વૃક્ષને કોળવાનો એક માત્ર વ્યવસાય છે એવું વનનું મુક્ત વાતાવરણ, વૃક્ષોની વિધ-વિધ મુદ્રાઓ થકી રચાતી ખજૂરાહોની લાવણ્યમૂર્તિઓ – આ બધાએ કંઈક અનોખા અંદાજથી વનભૂમિની સંમોહક સફર કરાવી એ માટે હેમેન શાહને ખૂબ ખૂબ અભિનંદન.

તરુ કજારિયા

## ઑપરેશન પહેલાંની રાત ☐ વિપિન પરીખ

રીટા મને કહે, "થોડીક વાર સૂઈ જતા હો તો ?
ખોટી ખોટી ચિંતા ન કરો.
ઈશ્વર ઉપર ભરોસો રાખો. રામનામ લો.
બધાં સારાં વાનાં થશે."
હું હસતાં જવાબ આપું છું,
'હું ક્યાં ચિંતા કરું છું ?
તું ચિંતા કરે છે.
તું કેમ સૂતી નથી ?
મને તો શ્રદ્ધા છે
જે પરમ સત્તા આપણને આંગળી પકડી
અહીં સુધી લાવી છે
તે આપણો હાથ છોડી નહીં દે.'
એકમેકને ઠપકો આપતી
અમારી વાત સાંભળીને
સૂરજ ખૂબ વહેલો ઊઠી ગયો.
લાલ આંખ કરીને કહે,
'તમે બંને અશ્રદ્ધાળુ છો ને
બીજાને સૂવા પણ નથી દેતાં.'
હું એને ઠંડો પાડતાં કહું છું,
'તું માણસ હોત તો તને ખબર પડત !'

☐ સુરેશ દલાલ
દરિયો ડૂબી ગયો
પછી ડૂબેલાં વહાણોની ભરતી
રેતી પર.

## કાવ્ય - સમસ્યા □ રમેશ પુરોહિત

કૌરવ અને પાંડવો વચ્ચે મહાભારતનું ભયાનક યુદ્ધ થવાના ભણકારા વાગી ચૂક્યા છે. બંને પક્ષે તૈયારીઓ થઈ રહી છે ત્યારે કૌરવસભામાં એક દૂત લડાઈનું કહેણ લઈને ધૃતરાષ્ટ્ર પાસે આવે છે. ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે કે આ દૂત કેવો સંદેશો લઈને આવ્યો છે ? સંજય ચાલાકીપૂર્વક જવાબ આપે છે :

ભીમકો દીયો થો બિખ,
તા દીન ભયો હો બીજ,
લાખાગ્રહ ભયો તાકો,
અંકુર લખાયો હૈ;
ઘુત ક્રીડા કાલ બિસ્તાર-
પાય બડો હુવો,
દ્રૌપદી હરણ ભયો,
ગંજરીતેં છાયો હૈ;
પછે ગાય ઘેરી તબ,
પુષ્પ ફલ ભાર ભયો,
તેનેહી કુમંત્ર જલ,
સિંચકે બઢાયો હૈ;
વિદુર કે વચન કુઠાર તેં-
ન કટયો વૃચ્છ,
તાકો ફલ પાક્યો સો
ભૂપ તેરી ભેટ આયો હૈ.

કવિએ કેવી ચતુરાઈ વાપરી છે તે જોઈએ. દૂતના પેગામને એક ફળની ઊપમા આપી છે અને તે ફળ કેવી રીતે ઉત્પન્ન થયું તેનું વર્ણન કરતાં સંજય કહે છે કે : જે સમયે ભીમને ઝેર આપવામાં આવ્યું ત્યારે એક બીજ રોપવામાં આવ્યું હતું. ત્યાર પછી લાક્ષાગૃહમાં આગ લગાડી ત્યારે એ બીજને અંકુર ફૂટયો હતો. ઘુતક્રીડા એટલે જુગટું રમીને પાંડવોને છેતર્યા ત્યારે એ અંકુર ફલીફાલીને વૃક્ષ બની ગયો હતો.

દ્રૌપદીના વસ્ત્રહરણ વખતે એ વૃક્ષને મંજરી એટલે મોર આવ્યો.
ત્યાર બાદ પાંડવોની ગાયો જંગલમાંથી ઘેરીને લાવવાનો પ્રયાસ થયો ત્યારે એ વૃક્ષ ફૂલીફળી જવા લાગ્યું. કુમંત્ર એટલે ખોટી સલાહથી, હે ધૃતરાષ્ટ્ર, તમે એ ઝાડને પાણી પાતા રહ્યા છો તેથી તે ખૂબ જ મોટું થયું છે. વિદુર જેવા મહાત્માની નીતિરૂપી કુહાડીથી એ ઝાડ કાપી શકાત પણ તમે એની વાત માની નહીં તેથી એ ઝાડ પર લાગેલું ફળ હવે પાકી ગયું છે જે તમારી પાસે ભેટરૂપે આવ્યું છે. લડાઈ કરવાનો સમય પાકી ગયો છે. એક જ કાવ્યમાં સમગ્ર મહાભારતનો મર્મ સમાવી લેવાની આ કવિત્‌ની શક્તિ દાદ માગી લે છે.

## તે મારી ભીતર ગાવા લાગી

☐ ચંદ્રકાંત દેવતાલે

☐ સુશી દલાલ

(હિંદી)

મેં એને જોઈ -
તે નહાવા લાગી દૃષ્ટિના અદૃશ્ય ઝરણામાં
મેં એને કંઈક કહ્યું -
તે અવાજથી પોતાનું શરીર લૂછવા લાગી

હું એને સ્પર્શ્યો નહીં
બપોર હતી - લોકો હતા
તે મારી છાયામાં પોતાના માથાની છાયા છુપાવવા લાગી

હૂં ચૂપ રહ્યો -
સાવધ હતા દીવાલોના કાન - દુનિયા હતી
હોઠો હલાવ્યા વગર
તે મારી ભીતર ગાવા લાગી.

□ કિશોર શાહ

એક દિવસ
દરિયાનો કિનારો એકાએક ઓગળી ગયો
અને દરિયો થઈ ગયો શૂન્ય.
ભરતીમાં ઊછળવાનું
ઓટમાં આથમવાનું
ખડક પર પછડાવાનું
રેતી પર પથરાવાનું
લાંગરેલી નૌકાઓને ચૂમવાનું
- હવે ક્યાં ?
દરિયો આવરો - બ્હાવરો થઈ ગયો.
એણે મોજાં ઊછાળીને વાદળને પૂછ્યું
તેં મારો કિનારો જોયો છે ?
સસલા જેવું ગભરુ વાદળ વરસી પડ્યું.
એણે નદીને પૂછ્યું.
ખળખળ વહેતી નદી એના બાહુમાં સમાઈ ગઈ.
સરોવર, તળાવ ફાટી પડ્યાં.
દરિયાથી ડરેલા કૂવાએ કૂવો પૂર્યો
હજી પણ
એક દરિયો કિનારો શોધે છે.
અને
કિનારાઓ દરિયો.

□ સુરેશ દલાલ
સૂર્યપંખીની યાદ જેવાં
ક્યારનાં ઊભાં છે
ધુમ્મસનાં ઝાડ.

## ગઝલ □ જયન્ત પાઠક

એ પછી આગળ અને આગળ અને આગળ હશે
નીકળેલી નાવ સામે હદ વગરમાં જળ હશે;

સાથમાં વરસાદની અંધાર શો વરસી રહ્યો !
એમણે આંસુમાં નક્કી કાલવ્યું કાજળ હશે.

એમ ભ્રમમાં જિંદગી આખીય તે ચાલી ગઈ :
સર્પ રજ્જુને ગણી ને જળ ગણી મૃગજળ હશે !

એક સાગરને મળે, રણમાં ભળે બીજી નદી
એમ મળવામાં ને ભળવામાંય કંઈ અંજળ હશે.

હું અમરતાની અજબ શ્રદ્ધાથી ચીતરતો રહ્યો
કોણે જાણ્યું'તું બટકણો આટલો કાગળ હશે !

## આંખો □ વિપિન પરીખ

મારા પ્રથમ શ્વાસથી જ બંને સાથેને સાથે જ
રંગરૂપના મેળામાં હસતી ફરતી કૂદતી, મને ફેરવતી
બે સહેલીઓ
ક્યારેક દુ:ખનો ચહેરો જોઈ રડી પડતી, એકમેકને આશ્વાસન આપતી
એક જ માની બે સગી બહેનો.
કદાચ એક જો રિસાઈ જાય તો
બીજીને હું કેમ કરી સમજાવીશ ?

## ગીત □ હરીન્દ્ર દવે

મથુરાથી ઊડીને મોરપિચ્છ એક
ઓલ્યા ગોકુળની ગલીએ લહેરાયું,
અંધારી રાતે જોયું વીજળીના દીવે,
એને ઝીલવાને દોડી ગયો વાયુ.

લઈને હિલોળાં નીર યમુનાનાં સરખાવે
એની નીલાશ સંગે વાન,
વૃંદાવન કુંજે કોઇ ગમતીલા તરુવરની
ડાળીમાં ઊગ્યું એક ગાન,
સૂતી યશોદાની વેદનાને વીંધી
એનાં ઊંઘરેટાં નેણમાં સમાયું.

કૌતુકથી રાતે સૂતો સૂરજ જગાડયો -
એનાં કિરણોનું ટોળું આવ્યું આંગણ,
નંદજીના ઘેર આખું આભ ઊતર્યું ને
ડોક ઊંચી કરીને જુએ ગોધણ,
રાધાએ મખમલિયા પીંછાને ચૂમ્યું
ત્યાં તો વાંસળીમાં સગપણ છલકાયું.

## ચંદ્રલેખા નિહાળે
(પ્રાકૃત કવિતા)

□ હરિવલ્લભ ભાયાણી

રિસાઇ પરાઙ્મુખ ઊભી ગૌરીના
ગાલની કાન્તિના સ્મરણથી વિકળ શંભુ
જટા ઉપરથી ચંદ્રલેખા ઉતારી
નિહાળ્યા કરે.

## શ્રી નાથાભાઈ જોષીને □ વિપિન પરીખ

કહે છે : વીજળીના એક જ ઝાટકે
દર્શન થાય છે.
હું અંધારામાં જીવું છું ને
ઘોર તમસથી વીંટળાયેલો છું.
કયારેક હા, વીજળી પડી છે જીવનમાં એકાદ-બે વાર,
બધું જ બળીને ખાખ થઈ ગયું હતું, ભસ્મીભૂત !
હું ડગુમગુ કરતો ઊભો તો થયો.
ટકી શકયો માંડમાંડ
હાહાકાર ફેલાઈ ગયો હતો રગરગમાં
હવે, વાદળ જરા પણ ગોરંભાય આકાશમાં
ને હું ફફડી ઊઠું છું,
દેવળે દેવળે દોડું છું,
ને પથ્થરોની માનતા માનું છું.
મને હવે વીજળી નહીં, કમળપુષ્પના સ્પર્શની જરૂર છે, ભાઈ !
તમારી આંખોમાં મેં એક પુષ્પને તરતું જોયું છે.
ને વાંચી છે એક કરુણાની સંહિતા.
મને તમારો સ્પર્શ આપો !

## □ નલિની માડગાંવકર

સોળમી વસંતની
મૈત્રીનો લીલોછમ્મ મર્મ
પાંત્રીસમા ચોમાસાએ ઉઘાડયો.

કવિતા

## ગઝલ □ હેમંત જી. ધોરડા

બોલો ઘડીક સંગ વિષે આ પ્રવાસમાં
આંસુ વિષે અનંગ વિષે આ પ્રવાસમાં

પ્રત્યેક ક્ષણ સભાન રહી ચિંતવન કરો
પથ્થર વિષે તરંગ વિષે આ પ્રવાસમાં

અટકી ગયેલ કૈંક પ્રવાહો વહી જશે
યુગાન્તરે 'અભંગ' વિષે આ પ્રવાસમાં

પ્રત્યક્ષ ને પરોક્ષપણે વ્યાપ્ત એ મળે
નિષ્કામ રંગ ઢંગ વિષે આ પ્રવાસમાં

નિર્ગુણ કામના જ ચગાવે તને મને
આકાશ થૈ પતંગ વિષે આ પ્રવાસમાં

હેમંત ક્ષુબ્ધ શાંત જણાતો ભલે સતત
મળતો રહે અંસંગ વિષે આ પ્રવાસમાં

## ના કો સ્મરણ જગાવે ?

(સંસ્કૃત)

□હરિવલ્લભ ભાયાણી

પાંથ ! તું દ્વારિકા જાય કદાપિ
તો દેવકીનંદનને જઈ કહેજે :
ગોપાંગના સ્મર-મોહન-મંત્રે
વિવશ બનેલીને છાંડી ભલે તેં-
કિંતુ શું કેતકી-પુંજ-પરાગે
આ રમ્ય બનેલ દિશેદિશ ભાળીને
કાલિંદી-તટ કેરી નિકુંજોયે
ના તવ ચિત્તે કો સ્મરણ જગાવે ?

## પલળી જવાની ઓર મઝા

□ ભરત ભટ્ટ "તરલ"

એવી મઝા ન આવી વરસાદમાં હતી;
પલળી જવાની ઑર મઝા યાદમાં હતી !

દરિયે ભળી જવાથી ખારુ થવું પડયું;
કેવી દશા નદીની ઉન્માદમાં હતી !

સારું થયું કે એને સમર્થન મળ્યું નહીં;
શંકા બધીય એની ફરિયાદમાં હતી !

સુખ સાંપડયું છતાંયે દુ:ખથી લગાવ છે;
ખુશી મળી ખરેખર અવસાદમાં હતી !

દૃષ્ટાંત આપવાથી સંતોષ કયાં હતો;
મારી કથાયે મિત્રો, વિવાદમાં હતી !

## વસંત-વ્યથિત વિરહિણી

(સંસ્કૃત)

□ હરિવલ્લભ ભાયાણી

અશ્રુ-અંધ લોચને
ન ભાળ્યા એણે આમ્ર મંજરીએ વિકસિત
સતત નિ:શ્વસને
ન પ્રીછયા એણે વાયુ પરિમલ - સુરભિત
અલક-ઢંકાયા કર્ણે
નવ સુણ્યું રુઝઝુણ ભ્રમરસંગીત -
પથિકા તારી પ્રિયાએ
હેમખેમે કર્યો રમ્ય વસંત વ્યતિત.

# સદ્‌ગત શ્રી સુંદરજી બેટાઈને

□ નીના રામૈયા

ઉપર બધું ઠીક છે ને ? ખાદીની કફની
ત્યાં મળી રહે ખરી ?
તમે ઓઢતા'તા તે ગરમ શાલ
ઉપર આવવા મથી રહી છે તમારી કને
તમને ગરમાવો આપવા

જૂહુના દરિયાકિનારે
સાહિત્યના ભા થઈને ફરતાં ફરતાં
તમે દરિયાઈ લહેરને
કશુંક વચન આપી બેઠા હતા
તે ભૂલી ગયા
ને ઝટ રવાના થઈ ગયા આમ જ
દરિયો
દરિયાઈ લહેકો
કાઢશે ક્યાંથી હવે

ઉપર બધું ઠીક છે ને
હાઈવે નજીકના તમારા રહેઠાણ કરતાં
તમે ક્યારેય ક્યાં
ગલીગૂંચીના માણસ હતા
કયો હાઈવે છે તે તમે જાણી લીધું હતું ક્યારનું
તમે જોવાનું નક્કી કર્યું હતું
તે અને એવું જગત તમે
તમારામાં આવવા દીધું
અને તમે તેને છેતર્યું નહીં.
મુંબઈ નામના આ ટાપુની વચ્ચે
બેટાઈયન કલ્ચરનો એક ટાપુ

મુંબઇ નામના આ ટાપુની વચ્ચે
પાણીપુરીના સ્વાદે ટેવાયેલા
ખાટું, તૂરું, તીખું કશુંક
કાનથી' આરોગવા આવતાં વિદ્યાર્થીઓને તમે
એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીના
સાહિત્ય - ચબૂતરે
શબ્દનું ચણ વેરતાં
તે ચણના દાણા વીણ્યાનું
કેટલાયને યાદ છે

તમારું ગુરુપણું
તમારા ગળચટ્ટા શબ્દો
તમારું ગુરુપણું
કોણે નથી અનુભવ્યું
કહો તો
"લઘુ"નું "લાઘવ" થાય તો "ગુરુ"નું શું થાય
એક વિદ્યાર્થિનીએ
પૂછેલા આ પ્રશ્નનો જવાબ
તમે પોતે જ હતા
તે આજ સમજાયું

## ચિતા સમી વનસ્થળી

(સંસ્કૃત)

□ હરિવલ્લભ ભાયાણી

કુંદકળીઓ તણા અસ્થિચૂર્ણે ભરી
ફુલ્લ-કિંશુક - અંગારથી ધીખતી
ઊડી રહ્યા ભમર-ધૂમ-ગૂછળે ધૂંધળી
રક્તનયન કોકિલો ઉંબાડિયાં જ્યહીં-
વનસ્થળી ચિતા સમી વસંતપંથીએ લ઼

□ हसित बूच □ जशवंती दवे

(गुजराती-काव्यम्)

एकम् एव अभीष्ट
रसं पाययेम अनिशम्।
परस्परेषु मग्नाः
वयं गायेम अनिशम्! ॥

प्रीतः कश्चिद् लब्ध्वा चुलुकं
चषकं अथवा पूर्णं कुम्भम्!
कश्चिद् वदनं तिर्यक् कुर्यात्
कुर्यात् क्रोधम् अत्यन्तं वा!
छाया वा स्यात् अथवा घर्मः
वयं रसं पाययेम अनिशम्॥
प्रवासे स्यात् मरुस्थलं वै
दीप्तिमत्नगराणि वा स्युः,
वलेत् केशरः लवणाब्धेः
वान्तु अथवा जलप्रवाहाः
मुग्धो अस्ति उदात्तं गगनम्।
वयं ननु गायेम अनिशम्।

મુંબઇ નામના આ ટાપુની વચ્ચે
પાણીપુરીના સ્વાદે ટેવાયેલા
ખાટું, તૂરું, તીખું કશુંક
કાનથી' આરોગવા આવતાં વિદ્યાર્થીઓને તમે
એસ.એન.ડી.ટી. યુનિવર્સિટીના
સાહિત્ય - ચબૂતરે
શબ્દનું ચણ વેરતાં
તે ચણના દાણા વીણ્યાનું
કેટલાયને યાદ છે
તમારું ગુરુપણું
તમારા ગળચટ્ટા શબ્દો
તમારું ગુરુપણું
કોણે નથી અનુભવ્યું
કહો તો
"લઘુ"નું "લાઘવ" થાય તો "ગુરુ"નું શું થાય
એક વિદ્યાર્થિનીએ
પૂછેલા આ પ્રશ્નનો જવાબ
તમે પોતે જ હતા
તે આજ સમજાયું

## ચિતા સમી વનસ્થળી

(સંસ્કૃત)

☐ હરિવલ્લભ ભાયાણી

કુંદકળીઓ તણા અસ્થિચૂર્ણે ભરી
ફુલ્લ-કિશુક - અંગારથી ધીખતી
ઊડી રહ્યા ભમર-ધૂમ-ગૂછળે ધૂંધળી
રકતનયન કોકિલો ઉંબાડિયાં જ્યહીં-
વનસ્થળી ચિતા સમી વસંતપંથીએ લહી.

## □ હસિત બૂચ

એક નિરંતર લગન;
અમે રસ પાયા કરિયેં!
એક બીજામાં મગન:
અમે બસ ગાયા કરિયેં!

કોઈ ચાંગળું લિયે, પવાલું
કુંભ ભરે, જો રાજી!
કોઈ કરે છો ને મુખ આડું,
કે ઈતરાજી ઝાઝી!
છાંય હોય કે અગન:
અમે રસ પાયા કરિયેં!
સફર મહીં હો ઉજ્જડ વગડો,
કે નગરો ઝળહળતાં,
ગાજ ઉછાળે ખારો દરિયો,
કે ઝરણાં ખળખળતાં;
હવે મુઠ્ઠીમાં ગગન!
અમે બસ ગાયા કરિયેં!

## □ हसित बूच □ जशवंती दवे.

(गुजराती-काव्यम्)

एकम् एव अभीष्ट
रसं पाययेम अनिशम्।
परस्परेषु मग्नाः
वयं गायेम अनिशम्! ॥

प्रीतः कश्चिद् लब्ध्वा चुलुकं
चषकं अथवा पूर्णं कुम्भम्!
कश्चिद् वदनं तिर्यक् कुर्यात्
कुर्यात् क्रोधम् अत्यन्तं वा!
छाया वा स्यात् अथवा धर्मः
वयं रसं पाययेम अनिशम्॥
प्रवासे स्यात् मरुस्थलं वै
दीप्तिमत्नगराणि वा स्युः,
वलेत् केशरः लवणाब्धेः
वहन्तु अथवा जलप्रवाहाः
मुष्टौ अस्ति इदानीं गगनम्।
वयं ननु गायेम अनिशम्।

# કેટલાક ગઝલ પ્રમેયો □ નયન દેસાઈ

### પ્રમેય ૧લો

પૂર્વધારણા : દરેક સાંજ એકાંતનું સંગીત હોય છે
પ્રત્યેક સાંજ લોહીમાં બાંધે છે રાફડો
લાચાર સૂર્ય પણ નભે ડૂબે છે બાપડો
ઉદાહરણ : જેવી રીતે આ દશ્ય સૌ આંખોમાં આથમે
ચશ્માના કાચ પર પડે ઝીણી ઝીણી તડો
પક્ષ : ડૂબે છે તારી યાદનો સારું છે આ સમય
નહીંતર તો લાંઘવી પડે એ ઊંચી ભેખડો
સાધ્ય : પડછાયો થઈ ગયા પછી માળા તરફ જવું
એવું શીખ્યો છે આટલી ઉમ્મરમાં કાગડો
સાબિતી : ચારે તરફથી આમ બસ કોરાવું કાળજે
મારી ગઝલ છે સાંજની જણસોનો દાબડો

### પ્રમેય ૨જો

પૂર્વધારણા : છગનલાલ મગનલાલને મળે તો
એકાંત ઓછું થતું નથી
એકાંત એક છેડે ને બીજે કશે છગન
છેદી શકાય ના સમય તો કયાં જશે છગન ?
ઉદાહરણ : જેવી રીતે આ પર્ણનો ઢગલો જુએ છતાં
દેખી શકાય છે કદી વાયુ કશે છગન ?
પક્ષ : મળવાનો અર્થ એટલે બમણા થવું નહીં
મળશે મગનને તોય ના હળવો થશે છગન !
સાધ્ય : તરવી પડે છે એ રીતે એકાંતની નદી
હોડીના બિન્દુ બિન્દુએ ફંફોસશે છગન
બિતી : કારણ વગરનાં બિન્દુઓ ભેગાં થયાં કરે,
કારણ વગરની રેખાઓ રેખાવશે છગન !

## પ્રમેય ઉત્રીજો

પૂર્વધારણા : પડછાયાનાં બિન્દુએ બિન્દુ ભેગાં થાય છે ત્યારે માણસ બને છે.

જેને કહે. છે માનવી પડછાયો મૂળમાં
અકબંધ એમ શખ્સ હર સચવાયો મૂળમાં

ઉદાહરણ : ટોળું પીંછાનું જે રીતે પક્ષીના મૂળમાં
ભીંતોના ગર્ભમાં હરેક ઢલવાયો મૂળમાં

પક્ષ : પડછાયો પૂર્ણ બિન્દુ થૈ આપણને સાચવે
નહીંતર તો એક એક જણ વહેરાયો મૂળમાં

સાધ્ય : ઘરમાં રહે ને લોહીના ખંડેરમાં ફરે,
બબ્બે સ્થળોએ માનવી વહેંચાયો મૂળમાં

સાબિતી : માણસના બેઉ- કાંઠે આ પડછાયાની નદી
ખળખળનો અર્થ એ રીતે છેદાયો મૂળમાં

## પ્રમેય જથો

પૂર્વધારણા : હથેળી કાંઈ નદી નથી છતાં દરેક હથેળીમાં સૂકી નદી વહેતી હોય છે.

રેખાઓ ભેગી થાય પણ બનતી નથી નદી,
હાથોના બેઉ તટ ઉપર વસતી નથી નદી.

ઉદાહરણ : જેવી રીતે આ સાંજદી એકાંતમાં વહે,
ઝળઝળિયાં સોની આંખમાં વહેતી નથી નદી.

પક્ષ : ઑથાર રણનો ઓઢીને કયાં કયાં જવું પડત ?
સારું છે માર્ગમાં સૂકી ડસતી નથી નદી !

સાધ્ય : માણસ નદીનું તીર્થ છે અશ્રુ વહાવતો,
શ્રદ્ધા છે, જળપ્રવાહ છે રેતી નથી નદી.

સાબિતી : જન્માંતરોથી આપણે પડછાયા પી ગયા,
હાથોમાં ત્યારથી 'નયન' ઊગતી નથી નદી.

# કેટલાક ગઝલ પ્રમેયો □ નયન દેસાઇ

### પ્રમેય ૧લો

પૂર્વધારણા : દરેક સાંજ એકાંતનું સંગીત હોય છે
પ્રત્યેક સાંજ લોહીમાં બાંધે છે રાફડો
લાચાર સૂર્ય પણ નભે ડૂબે છે બાપડો
ઉદાહરણ : જેવી રીતે આ દશ્ય સૌ આંખોમાં આથમે
ચશ્માના કાચ પર પડે ઝીણી ઝીણી તડો
પક્ષ : ડૂબે છે તારી યાદનો સારું છે આ સમય
નહીંતર તો લાંઘવી પડે એ ઊંચી ભેખડો
સાધ્ય : પડછાયો થઇ ગયા પછી માળા તરફ જવું
એવું શીખ્યો છે આટલી ઉમ્મરમાં કાગડો
સાબિતી : ચારે તરફથી આમ બસ કોરાવું કાળજે
મારી ગઝલ છે સાંજની જણસોનો દાબડો

### પ્રમેય ૨જો

પૂર્વધારણા : છગનલાલ મગનલાલને મળે તો
એકાંત ઓછું થતું નથી
એકાંત એક છેડે ને બીજે કશે છગન
છેદી શકાય ના સમય તો ક્યાં જશે છગન ?
ઉદાહરણ : જેવી રીતે આ પર્ણનો ઢગલો જુએ છતાં
દેખી શકાય છે કદી વાયુ કશે છગન ?
પક્ષ : મળવાનો અર્થ એટલે બમણા થવું નહીં
મળશે મગનને તોય ના હળવો થશે છગન !
સાધ્ય : તરવી પડે છે એ રીતે એકાંતની નદી
હોડીના બિન્દુ બિન્દુએ ફંફોસશે છગન
સાબિતી : કારણ વગરનાં બિન્દુઓ ભેગાં થયાં કરે,
કારણ વગરની રેખાઓ રેખાવશે છગન !

## પ્રમેય ૩જો

પૂર્વધારણા : પડછાયાનાં બિન્દુએ બિન્દુ ભેગાં
થાય છે ત્યારે માણસ બને છે.

જેને કહે. છે માનવી પડછાયો મૂળમાં
અકબંધ એમ શખ્સ હર સચવાયો મૂળમાં

ઉદાહરણ : ટોળું પીંછાંનું જે રીતે પક્ષીના મૂળમાં
ભીંતોના ગર્ભમાં હરેક ઠલવાયો મૂળમાં

પક્ષ : પડછાયો પૂર્ણ બિન્દુ થૈ. આપણને સાચવે
નહીંતર તો એક એક જણ વહેરાયો મૂળમાં

સાધ્ય : ઘરમાં રહે ને લોહીના ખંડેરમાં ફરે,
બબ્બે સ્થળોએ માનવી વહેંચાયો મૂળમાં

સાબિતી : માણસના બેઉ- કાંઠે આ પડછાયાની નદી
ખળખળનો અર્થ એ રીતે છેદાયો મૂળમાં

## પ્રમેય ૪થો

પૂર્વધારણા : હથેળી કાંઇ નદી નથી છતાં દરેક
હથેળીમાં સૂકી નદી વહેતી હોય છે.

રેખાઓ ભેગી થાય પણ બનતી નથી નદી,
હાથોના બેઉ તટ ઉપર વસતી નથી નદી.

ઉદાહરણ : જેવી રીતે આ સાંજદી એકાંતમાં વહે,
ઝળઝળિયાં સોની આંખમાં વહેતી નથી નદી.

પક્ષ : ઑથાર રણનો ઓઢીને કયાં કયાં જવું પડત ?
સારું છે માર્ગમાં સૂકી ડસતી નથી નદી !

સાધ્ય : માણસ નદીનું તીર્થ છે અશ્રુ વહાવતો,
શ્રદ્ધા છે, જળપ્રવાહ છે રેતી નથી નદી.

સાબિતી : જન્માંતરોથી આપણે પડછાયા પી ગયા,
હાથોમાં ત્યારથી 'નયન' ઊગતી નથી નદી.

## વિકલ્પ નથી □ મનોજ ખંડેરિયા

બધાનો હોઇ શકે, સત્યનો વિકલ્પ નથી
ગ્રહોની વાત નથી, સૂર્યનો વિકલ્પ નથી

પતાળે શાખ બધી, મૂળ સર્વ આકાશે
અમારા બાગના આ વૃક્ષનો વિકલ્પ નથી

હજાર મળશે મયૂરાસનો કે સિંહાસન
નયનનાં આંસુ જડિત તખ્તનો વિકલ્પ નથી

લડી જ લેવું રહ્યું મારી સાથે ખુદ મારે
હવે તો દોસ્ત, આ સંઘર્ષનો વિકલ્પ નથી

કપાય કે ન બળે, ના ભીનો વા થાય જૂનો
કવિનો શબ્દ છે, એ શબ્દનો વિકલ્પ નથી

પ્રવાહી અન્ય ન ચાલે ગઝલની રગરગમાં
જરૂરી રક્ત છે, ને રક્તનો વિકલ્પ નથી.

□ રથિન મુનશી

ભૂરો અરીસો મઢયો હોય
એવું એક સરોવર :
એમાં મારું પ્રતિબિંબ જોઉં છું
તો એ પણ મને
આસમાની લાગે છે
પાર્થિવ અને અપાર્થિવનો
વચમાં આવો સમન્વય જોયો નથી

## વૃદ્ધાવસ્થામાં ☐ દિનેશ દાસ ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

હવે આકાશમાં અજવાળું થતાં, વૃષ્ટિ થતાં
મને તો કોઇ બોલાવતું નથી.
હવે ગુપચુપ એક ખૂણામાં બેસીને
ધીરેધીરે શાંતભાવે બુઢ્ઢા થઇ જવાનું
પરંતુ જીવનમાં એકેય એવો ખૂણો નથી
જયાં આરામથી અઢેલીને બેસી શકું.

બાળપણમાં જીવન નાચતું પગલાંમાં,
મધ્યવયમાં આવ્યું દેહના મધ્યભાગમાં,
હવે વાર્ધકયે પહોંચ્યું,
મોઢા સુધી કે માથા સુધી.
જ્યાં આત્મા રહે છે.
પણ એય કોઇક દિવસ મારા દેહને ફાટેલી ચપ્પલની જેમ રસ્તામાં ફેંકી દેશે.

આંબા - ફણસની ઋતુની જેમ
વાર્ધકયની પણ એક ઋતુ હોય છે.
જ્યાં ગમગીની ટપકે છે
કાળા જાંબુની જેમ.
જીવન સરગવાની ડાળીની જેમ બટકણું હોઇ શકે
પણ સસ્તું નહીં :
જેટલા અંધારાની કલ્પના કરું છું.
એથીય વધુ ગાઢો આ અંધકાર છે.

એક પછી એક દિવાસળી સળગાવ્યે જાઉં છું
તોય એનું અંધારું દૂર થતું નથી.
અને હવે આમેય મારા બાકસમાં કેટલી દિવાસળી બચી છે !

જિંદગીનો એવો એકેય ખૂણો નથી

જેને અઢેલીને ઘડી બે ઘડી બેસી શકું,
મૂંગા મૂંગા ચાના કપમાંથી ઘૂંટડો ભરતાં ભરતાં
ધીરે ધીરે શાન્તિથી બુઢાપામાં સરતો જાઉં છું.
કદાચ આખરે આશ્રય લેવો પડશે
કવિતાના શબ ઉપર :
પરંતુ હવે ચંદ્રના પ્યાલામાંથી
દૂધ લાવવાની શક્તિ નથી
હવે અત્યારે કંઇ મરઘીની જેમ ચક્ચક્ કરતાં
ભાવના કણ વીણી નહીં શકું.

□ સુરેશ દલાલ

દરિયો ઊછળ્યો ને કાંઠાઓ પીગળી ગયા
દરિયાઓ દરિયામાંથી નીકળી ગયા.

દીવાદાંડી પણ પોતાની મેળે કાંઠા કૂદીને ક્યાંક ચાલી
ખડકોને જાણે હવે ફૂટી છે પાંખ : કહો કેમ કરી એને શકો ઝાલી ?
મોજાંઓ રાતોરાત ટિખળી થયાં....
દરિયો ઊછળ્યો ને કાંઠા પીગળી ગયા.

બહાવરો થઈને હવે પૂછે છે ચાંદ
કોઈ કહોને દરિયાનું સરનામું :
કાલ લગી ઊછળતો દરિયો હતો
હવે દરિયાને કેમ કરીને પામું ?
આભમાં વરસાદ ને વીજળી થયાં
દરિયાઓ દરિયામાંથી નીકળી ગયા.

## જયાબેનને □ પન્ના નાયક

"તમને ઘણી વાર યાદ કરીએ છીએ"
એમના પત્રની આ અંતિમ પંક્તિ
દસ હજાર માઈલ દૂર
મારો પ્રશ્ન એમને પહોંચે
એ પહેલાં
હું મને જ
સહજ પૂછી લઉં છું
કે
એ મને કયા સંદર્ભમાં યાદ કરતાં હશે ?
કોઈ ચહેરો મારા ચહેરાને મળતો આવતો હશે ત્યારે ?
એ ચહેરાની વિશાળ બદામી આંખો
મારી જેમ વાતો કરતી હશે ત્યારે ?
કોઈ વ્યક્તિના સ્વભાવ
કોઈના હાવભાવ
કોઈનાં કપડાંની પસંદગી
કોઈની કપડાં પહેરવાની રીત
કોઈનું સમગ્ર વ્યક્તિત્વ -
આ બધામાં કોઈ સામ્ય છતું થતું હશે ત્યારે ?
મારા મિત્રોને
મારા આત્મજનોને મળતાં હશે
અને મારી વાતો નીકળતી હશે ત્યારે ?
કોઈ પરદેશી
કે સ્થાનિક કવિ સાથે વિચારવિનિમય કરતાં કરતાં ?
અવનવો કાવ્યસંગ્રહ સાંપડતો હશે ત્યારે ?
સ્ત્રીની સંવેદનશીલતાની
અને

એની અભિવ્યક્તિની રજૂઆત વિશે
ચર્ચા થતી હશે ત્યારે ?
સરસ ગીત, ઠુમરી
કે
ખોવાઈ જવાય એવી
શાસ્ત્રીય સંગીતની તરજ સાંભળતાં સાંભળતાં ?
કે પછી
પૂનમની રાતે
રાતરાણીની સુરભિથી ઘેરાઈને
ઝરૂખાની આરામખુરશીમાં બેઠાં બેઠાં
સામે પછડાટ ખાતાં એટલાન્ટિકનાં મોજાં પર
શાંત તરતી સઢવાળી નૌકાના સંદર્ભમાં હું યાદ આવી જતી હોઈશ ?

□ રાકેશ આશર

પાનખરના પીળા સૂકા
ઘાસની વચ્ચે
વૃદ્ધ સ્ત્રી
આકાશ તરફ જુએ છે
ભીની આંખે.

□ અપૂર્વ મહેતા

મોટાઓનાં તળિયાં જોયાં
નાનાઓનાં નળિયાં જોયાં
પાનખરના નિર્જન વનમાં
ફાગણનાં મેં ફળિયાં જોયાં

## □ મયંક મહેતા

હરવા મળ્યું ફરવા મળ્યું
ચાલો થોડુંક ઠરવા મળ્યું.
ફોનની ઘંટડી રણકે નહીં
કોઈના પ્રશ્નો સણકે નહીં
વાતમાંથી વાત વણસે નહીં
વેદના કોઈ કણસે નહીં
એક અજાણ્યા તળાવમાં અહીં
સરવા મળ્યું તરવા મળ્યું
શૂન - ચોકડીની રમત જેવી
મુલાકાતો હોતી નથી
અહીંયા કોઈ ઝાકળ નથી :
અહીંયા કોઈ મોતી નથી.
આમ તો અહીં ઊઘડવા મળ્યું
ચાલો થોડુંક ઠરવા મળ્યું.

## □ મેહુલ શાહ

ગઈ કાલે રાતે
તારી ઝંઝાવાતી યાદે
મને એટલો
મરી મરીને જીવાડયો
કે હું જીવું છું એ પણ ભૂલી ગયો

## ગીત □ નિરંજન યાજ્ઞિક

શ્રાવણમાં અણધાર્યો વાગ્યો રે વાગ્યો રે વરસાદી છાલકનો માર,
નજરૂએ નજરૂથી સાંધ્યો રે સાંધ્યો રે સગપણનો આછેરો તાર!
સોળ સોળ ચોમાસા કોરાં
ને સત્તરમે ચોમાસે આવી આ હેલી;
મબલખ મુંઝારાએ એવી તો
આજ મને કરી મૂકી સાવ ઘેલી ઘેલી;
છાતીને મુંઝવવા લાગ્યો રે લાગ્યો રે વણદીઠાં શમણાંનો ભાર,
નજરૂએ નજરૂથી સાંધ્યો રે સાંધ્યો રે સગપણનો આછેરો તાર!
હું મારાં શમણાંની આંગળીઓ
પકડીને અજાણ્યા રસ્તા પર ચાલી,
ધૂમ્મસમાં ડૂબેલી કેડી પર કોઈ
મને અડકીને આપે છે તાલી;
નાનકડી ઉંમરમાં લાગ્યો રે લાગ્યો રે કૂંપળનાં ફૂટવાનો ભાર,
શ્રાવણમાં અણધાર્યો વાગ્યો રે વાગ્યો રે વરસાદી છાલકનો માર.

## આધાર □ કુસુમાગ્રજ □ જયા મહેતા

(મરાઠી)
તરબોળ
ભીંજાઉં છું,
ભીંજાતાં ભીંજાતાં
માટીમાં
ફરી એક વાર ઊગું છું.
લીલા કુમળા અંકુર માટી
મારી આસપાસ બાંધે છે.
વિરમતા પાશ સરી જતા સંબંધ

## ગઝલ □ હનીફ સાહિલ

એમ અસ્તિત્વ પળમાં રાખું છું
લાગણીવશ છું છળમાં રાખું છું

સુક્કી આંખોમાં જેમ હો પાણી
એમ ઇચ્છા કમળમાં રાખું છું

હું વસું છું ક્ષણોમાં, કણકણમાં
તોય તે સ્થાન સ્થળમાં રાખું છું

આમ મન રહે છે સ્હેજ અવઢવમાં
આમ શ્રદ્ધા સકળમાં રાખું છું

હું સ્મરણ તારું રકતમાં ઊંડે
ધૂમરાતું વમળમાં રાખું છું

એ હજી પણ છે દર્પણી વશમાં
પારદર્શક પડળમાં રાખું છું

આશ રાખું છું એમનાથી હનીફ
જાળ સોનાની જળમાં રાખું છું

□ મયંક મહેતા

હતાશ થઈને બન્ને હાથ
માથે મૂકવાથી
વેદના ઓછી થતી નથી.
બન્ને હાથ જોડવાથી પણ શ્રદ્ધાથી
વેદંના જાય છે.
અને હથેળીમાં
ઈશ્વરની સંવેદના
કમળની જેમ ઊઘડે છે.

## ગીત □ નિરંજન યાજ્ઞિક

શ્રાવણમાં અણધાર્યો વાગ્યો રે વાગ્યો રે વરસાદી છાલકનો માર,
નજરૂએ નજરૂથી સાંધ્યો રે સાંધ્યો રે સગપણનો આછેરો તાર!
સોળ સોળ ચોમાસા કોરાં
ને સત્તરમે ચોમાસે આવી આ હેલી;
મબલખ મુંઝારાએ એવી તો
આજ મને કરી મૂકી સાવ ઘેલી ઘેલી;
છાતીને મુંઝવવા લાગ્યો રે લાગ્યો રે વણદીઠાં શમણાંનો ભાર,
નજરૂએ નજરૂથી સાંધ્યો રે સાંધ્યો રે સગપણનો આછેરો તાર!
હું મારાં શમણાંની આંગળીઓ
પકડીને અજાણ્યા રસ્તા પર ચાલી,
ધૂમ્મસમાં ડૂબેલી કેડી પર કોઈ
મને અડકીને આપે છે તાલી;
નાનકડી ઉંમરમાં લાગ્યો રે લાગ્યો રે કૂંપળનાં ફૂટવાનો ભાર,
શ્રાવણમાં અણધાર્યો વાગ્યો રે વાગ્યો રે વરસાદી છાલકનો માર.

## આધાર □ કુસુમાગ્રજ □ જયા મહેતા

(મરાઠી)
તરબોળ
ભીંજાઉં છું,
ભીંજાતાં ભીંજાતાં
માટીમાં
ફરી એક વાર ઊગું છું.
લીલા કુમળા અંકુર માટી
મારી આસપાસ બાંધે છે.
રમતા પાશ સરી જતા સંબંધ
ફરીફરીને સાંધે છે,
અહો મારા તારણહાર,
જાંબળી મેઘ ધોધમાર,
એટલો વરસાદ
પાછા હટો;
આકાશમાંના પ્રવાસને
હવે તો આધાર આપો.
આધાર એટલે
નિરાધાર....

## ગઝલ □ હનીફ સાહિલ

એમ અસ્તિત્વ પળમાં રાખું છું
લાગણીવશ છું છળમાં રાખું છું

સુક્કી આંખોમાં જેમ હો પાણી
એમ ઇચ્છા કમળમાં રાખું છું

હું વસું છું ક્ષણોમાં, કણકણમાં
તોય તે સ્થાન સ્થળમાં રાખું છું

આમ મન રહે છે સ્હેજ અવઢવમાં
આમ શ્રદ્ધા સકળમાં રાખું છું

હું સ્મરણ તારું રકતમાં ઊંડે
ધૂમરાતું વમળમાં રાખું છું

એ હજી પણ છે દર્પણી વશમાં
પારદર્શક પડળમાં રાખું છું

આશ રાખું છું એમનાથી હનીફ
જાળ સોનાની જળમાં રાખું છું

□ મયંક મહેતા

હતાશ થઈને બન્ને હાથ
માથે મૂકવાથી
વેદના ઓછી થતી નથી.
બન્ને હાથ જોડવાથી પણ શ્રદ્ધાથી
વેદના જાય છે.
અને હથેળીમાં
ઇશ્વરની સંવેદના
કમળની જેમ ઊઘડે છે.

□ સુરેશ દલાલ

સોળ વરસની અજાણ ઉંમર,
ને સાવ અજાણી કેડી.
કોઈક અજાણ્યું ઘર
ને એની સાદ પાડતી મેડી.

આજુબાજુ કશું ન જોઉં
પંથ પર ફૂલ પડયાં કે કાંટા,
સાવનની હું થઈ બદરિયા
ઝરતી ઝીણા છાંટા.
ક્યાંક રોપવા જાઉં જાતને
મૂળથી મને ઉખેડી,
સોળ વરસની અજાણ ઉંમર
ને સાવ અજાણી કેડી.

ક્યાંક હવાના છોડ ઝૂલે છે
પરસે મને સુગંધી
આજે હું છલકાઉં એટલી :
હું નહિ મારામાં બંદી.
કરનાં કંકણ, પગનાં નેપૂર :
વરમાળા : નહિ બેડી,
સોળ વરસની અજાણ ઉંમર
ને સાવ અજાણી કેડી.

□ દિલીપ મોદી

જેનું સરનામું નથી મળતું દિલીપ,
તે જ મારામાં વસે છે આમ તો -

## ☐ કિશન શાહ

આંખ સામે ઊછળે છે દરિયો,
એમાં મોજાં થઈ છલકે છે તારી એક યાદ.

મારું આકાશ અહીં આથમી રહ્યું,
એમાં ચાંદ થઈ ઊગે છે તારી એક યાદ.

મારું એક ઝાડ અહીં કરમાઈ રહ્યું,
તોયે પાન થઈ ઊગે છે તારી એક યાદ.

તારી યાદને રેતીમાં દાટી હું દઉં,
પણ પહાડ થઈ ઊગે છે તારી એક યાદ.

તારી યાદને હું ક્યાંક જઈ સંતાડી દઉં
પણ લાડ થઈ ઊગે છે તારી એક યાદ.

મારી આંખ સામે છલકે છે દરિયો,
એમાં મોજાં થઈ રણકે છે તારી એક યાદ.

## ☐ કૅથલિન રેઇન ☐ સુરેશ દલાલ

(અંગ્રેજી)
કબર :
જ્યાં મારો ખજાનો છે
મારું હૃદય પણ છે
ખાલીખમ.

ગમગીની

છે પોતાને સ્થાને, કાચ
સ્મૃતિનો અને સપનાંનો; સરોવર
આંસુઓનું. ફિક્કો નાર્સિસસ
જુએ છે પોતાનો ડૂબતો ચ્હેરો.

## મોંઘી પડી □ તુરાબ 'હમદમ'

પ્યારની મીઠી મમત મોંઘી પડી.
આગ સાથેની રમત મોંઘી પડી.

સ્વપ્નમાં પણ આવ - જા ના થઈ શકી,
દૂર રહેવાની શરત મોંઘી પડી.

એ હકીકત તો હકીકત રહી ગઈ,
વાત કેવળ મન ઘડત મોંઘી પડી.

સાંજ પડતાં સૂર્ય પણ થાકી ગયો,
રોશની માટે લડત મોંઘી પડી.

બહુ સરળ રીતે જીવન વીતી જતે,
એક - બે ઈચ્છા ફકત મોંઘી પડી.

અંતમાં 'હમદમ' ઝૂકી જાવું પડયું,
જિંદગીની માવજત મોંઘી પડી.

## ભારવિહોણો વળાંક
□ ગ્યુસેપી ઉંગારેટ્ટી □ સુરેશ દલાલ

(ઇટાલિયન)

બાળકની જેમ હસતા ઈશ્વર માટે
કેટલીય ચીંચીં ચકલીઓની
કેટલું બધું નર્તન ડાળીઓમાં
આત્મા ખંખેરી નાખે છે બધોય ભાર
લીલાંછમ ખેતરો પાસે નરી નજાકત
આંખ પામે છે ફરીથી કેવળ પવિત્રતા
પાંદડાં જેવા હાથ હવામાં વિસ્મયમુગ્ધ...
ભય અને ન્યાયથી પર.

## બે મંજીરાં □ ભગવતીકુમાર શર્મા

મારે રુદિયે બે મંજીરાં
એક જૂનાગઢનો મહેતો,
બીજી મેવાડની મીરાં..... મારે રુદિયે ૦

કૃષ્ણ - કૃષ્ણના રસબસ રણકે
પડે પરમ પડછંદા
એક મંજીરે ઝળહળ સૂરજ,
બીજે અમિયલ ચંદા.
શ્વાસ શ્વાસમાં નામસ્મરણના
સર સર વહત સમીરા.... મારે રુદિયે ૦

રાસ ચગ્યો ને હૈડા - હોંશે
હાથની કીધી મશાલ
વિષનો પ્યાલો હોઠ પામીને
નરદમ બન્યો નિહાલ.
હરિનાં જન તો ગહન ગભીરાં
જેમ જમુનાનાં નીરાં..... મારે રુદિયે ૦

("અખંડઆનંદ"માંથી)

□ સુરેશ દલાલ

હું તમને અહીંથી મોકલું છું
મારા શબ્દો.
મારા શબ્દોને તમે તમારા
મૌનમાં વીંટી લેજો
અને મારા શબ્દો થઇ જશે
સ્વયં પ્રાર્થના.

□ સુનીલ આશર

આ સવાર પડે કે હસવું નહીં
ને રાત પડે કે રડવું નહીં
કોઈને આપણે મળવું નહીં
ને જાતની સાથે લડવું નહીં
આ પંથ વહે તો વહેવા દો
પણ આપણે પંથે ચડવું નહીં
મોજાંની જેમ નહીં ઊછળવું
ને નાવની જેમ ઊપડવું નહીં.
ભડભડ ભડભડ બળવું નહીં
ને થીજી જવાય એમ ઠરવું નહીં:
વૃક્ષની જેમ જ ઊભા રહીને
ખૂશ્બુની જેમ સરવું અહીં.

□ સુરેશ દલાલ

મને સોળ વરસની ઉંમર ગમે છે
આંખોમાં માછલીઓ તરતી હોય અને
દરિયો દેખાતો ન હોય.
એવી સોળ વરસની વય
ો નિતનવો લય
સ્વયં સમય વિવિધરંગી
ીઓ જેવો.

આ માછલી જળમાં પણ નથી
અને જાળમાં પણ નથી.
માછલી તરતી હોય છે અને
લાગે છે કે ઊડે છે.
હરણફાળ ભરતી માછલીઓ
દૂરથી પતંગિયા જેવી લાગે છે
સોળ વરસની વય
માછલી અને પતંગિયાનો સમન્વય.

ઓક્ટોબર, ૧૯૮૯



# કવિતા

અંક : ૧૩૩

‘કવિતા’નો દિવાળી-અંકઃ પુષ્પોની કવિતા. ઈશ્વરને જ્યારે જગતમાં સૌથી કોમળ વસ્તુ રચવાનું મન થયું ત્યારે એમણે ફૂલનું સર્જન કર્યું. ફૂલ એ ઈશ્વરની નાજુક કવિતા છે. ફૂલવિશેનાં કાવ્યો, કાવ્યકુસુમો..

## ફૂલોની રંગીન તસવીરો અને સુગંધિત કાવ્યો એટલે

## ‘કવિતા’નો દિવાળી-અંક

*વાર્ષિક લવાજમ રૂ. ૫૦/-*
*‘કવિતા’ના છૂટક અંકની કિંમત રૂ. ૧૦/-*
*‘કવિતા’ના દીપોત્સવી અંકનું મૂલ્ય રૂ. ૨૫.*

**લવાજમ ભરનારને દીપોત્સવી અંક લવાજમ પેટે મળશે.**

“ફૂલનો પવન લોચન મારે વાયો,
આકાશ ભરાય એટલી સુગંધ લાવ્યો”



“ફૂલના તકિયા ને ફૂલની ગાદીઓ,
ફૂલનાં કીજિયે બિછામણાં રે”

પત્રવ્યવહારનું સરનામું :
સર્ક્યુલેશન મૅનેજર, જન્મભૂમિ ભવન,
જન્મભૂમિ માર્ગ, ફોર્ટ, મુંબઈ ૪૦૦ ૦૦૧.

લવાજમની રકમ મ.ઓ. કે ડ્રાફ્ટથી ‘Saurashtra Trust’ના નામે મોકલવી.

કવિતા : વાણીની વિજયપતાકા
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૨
વર્ષ : ૨૨, અંક : ૬, ઑગસ્ટ ૧૯૮૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા


| | |
|---|---|
| અપૂર્વ મહેતા | ૩૮ |
| અલી સરદાર જાફરી | ૧૧ |
| કિશોર શાહ | ૨૩ |
| કિસન શાહ | ૪૩ |
| કેથલિન રેઈન | ૪૩ |
| કેદારનાથ સિંહ | ૧૮ |
| કુસુમાગ્રજ | ૬, ૧૫, ૪૦ |
| ગુલાબ દેઢિયા | ૩ |
| ગ્યુસેપી ઉંગારેટી | ૪૪ |
| ચંદ્રકાંત દેવતાલે | ૧૨, ૧૯ |
| જયંત પાઠક | ૧, ૫, ૨૪ |
| જયા મહેતા | ૪, ૬, ૭, ૧૦, ૧૫, ૪૦ |
| જશવંતી દવે | ૩૧ |
| જ્યોર્જ બાવરિયા | ૩ |
| તરુ કજારિયા | ૧૯ |
| તુરાબ 'હમદમ' | ૪૪ |
| દિનેશ દાસ | ૩૫ |
| દિલીપ જોશી | ૬ |
| દિલીપ મોદી | ૪૨ |
| નયન દેસાઈ | ૩૨ |
| નલિની માડગાંવકર | ૨૬, ૩૫ |
| નાથાલાલ જોશી | ૧૩ |
| નિરંજન યાજ્ઞિક | ૪૦ |
| નીતા રામૈયા | ૩, ૨૯ |
| નૂતન જાની | ૧૪ |
| પન્ના નાયક | ૩૭ |
| ભગવતીકુમાર શર્મા | ૧૫, ૪૫ |
| ભરત ભટ્ટ 'તરલ' | ૨૮ |
| મનોજ ખંડેરિયા | ૩૪ |
| મયંક મહેતા | ૪૧, ૩૯ |
| મેહુલ શાહ | ૩૯ |
| યૉસેફ મેકવાન | ૧, ૪ |
| રઘિન મુનશી | ૩૪ |
| રમેશ પુરોહિત | ૨૧ |
| રાકેશ આશર | ૩૮ |
| વિપિન પરીખ | ૨, ૨૦, ૨૪, ૨૬ |
| વીરેન્દ્ર સકસેના | ૧૪ |
| શકુંતલા મહેતા | ૧૮ |
| શિવજી રૂખડા 'દર્દ' | ૨ |
| સદાનંદ રેગે | ૪ |
| સુનીલ આશર | ૪૬ |
| સુરેશ દલાલ | ૫, ૮, ૧૧, ૨૦, ૨૩, ૩૬, ૪૨, ૪૩, ૪૪, ૪૫ |
| સુધી દલાલ | ૧૨, ૨૨ |
| હનીફ સાહિલ | ૪૧ |
| હરિવલ્લભ ભાયાણી | ૧૩, ૨૫, ૨૭, ૨૮, ૩૦ |
| હરીન્દ્ર દવે | ૨૫ |
| હર્ષદ ચંદારાણા | ૧૨ |
| હસમુખ પાઠક | ૧૪, ૧૭ |
| હસિત બૂચ | ૩૧ |
| હેમંત જી. ધોરડા | ૨૭ |
| હેમેન શાહ | ૧૬ |


સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂ. ૯૦/-, ઍરમેલ રૂ. ૧૬૦/-.

અંકના છૂટક ૧૦ રૂપિયા.

...મનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

...ત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, ...ઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧

## ફાગણનું એક ફૂલ ☐ સુન્દરમ્

મને ફાગણનું એક ફૂલ આપો, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

વનની વાટે રે વહાલા એક ફૂલ દીઠું લોલ,
એકલ કો ડાળ, એક એકલડું મીઠું લોલ,
મેં તો દીઠું દીઠું ને મન મોહ્યું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

ઉત્તરના વાયરાએ ઢંઢોળ્યાં વંન લોલ,
જાગી વસંત, કૈંક જાગ્યાં જીવંન લોલ,
મેં તો સુખડાંની સેજ તજી જોયું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

રૂપલિયા વાટ મારી રૂપલિયા આશ લોલ,
સોનલા સૂરજ તારા, સોનલ ઉજાશ લોલ,
તારી વેણમાં વેણ મેં પરોવ્યું, કે લાલ મોરા,
કેસૂડો કામણગારો જી લોલ.

## ફૂલડાંકટોરી □ ન્હાનાલાલ

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન!
ફૂલડાંકટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

અંજલિમાં ચાર ચાર ચારણી, રે બ્હેન!
અંજલિએ છૂંદણાંના ડાઘ:
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

ઝીલું નહિ તો ઝરી જતું, રે બ્હેન!
ઝીલું તો ઝરે દશ ધાર
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!
ફૂલડાંમાં દેવની હથેળીઓ, રે બ્હેન!
દેવની કટોરી ગૂંથી લાવ;
જગમાલણી રે બ્હેન!
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન!

## ભૃંગ વેશે શ્યામ □ અનુ. હ. ભાયાણી

પ્રિયંગુ સમો શ્યામ અંગે
અહીં ગુંજતો જે ભમે
વિકચ પંકજ-વને,
લોક એને ભલે
'ભૃંગ' નામે બકે.
પ્રબળ શંકા મને તો-
કમળ-ઉદરમાં વસતી શ્રી-સંગ રમવા ઢૂક્યા
શ્યામ ના હોય શું ભૃંગવેશે?

## શતદલ પદ્મમાં પોઢેલો □ ન્હાનાલાલ

શતદલ પદ્મમાં પોઢેલો
હો ! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.
શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ;
શોધી રસકુંજ જહાં રમેલો;
શોધી આયુષ્યની મ્હોરી અમરાઈઓ,
દીઠો ન દુનિયાં ફેરેલો;
હો ! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.

ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમર ભ્રમર કીધ સંગીત સોહામણો,
પંખીડિ પંખીડિ પઢેલો :
હો ! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.

અડધેરી પાંદડીઓ વીણતામાં વેરી, ને
આસવ ઢોળીઓ અમોલો :
હૈયાના ધૂપ સમો ઊડતો બતાવો કોઈ
જીવનપરાગ જગતઘેલો :
હો ! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.
શતદલ પદ્મમાં પોઢેલો
હો ! પરિમલ દાખવો, હોય જો દીઠેલો.

## □ રવીન્દ્રનાથ ટાગોર □ નલિની માડગાંવકર

વૃક્ષ તો છે આધુનિક, પુષ્પ જ છે જુગજૂનું
આદિમ બીજની વાત પુષ્પ જ વહેતું લઈ આવ્યું.

## વસંત ઋતુનું વર્ણન □ દલપતરામ

(એક ખંડ)
(ઉપજાતિ વૃત્ત)

રૂડો જુઓ આ રૂતુરાજ આવ્યો,
મુકામ તેણે વનમાં જમાવ્યો;
તરૂવરોએ શણગાર કીધો,
જાણે વસંતે શિરપાવ દીધો.

જુનાં જુનાં પત્ર ગયાં ખરીને,
શોભે તરૂ પત્ર નવાં ધરીને;
જાણે નવાં વસ્ત્ર ધર્યાં ઉજાળી,
સમીપમાં લગ્નસરા નિહાળી.

આંબે જુઓ મોર અપાર આવ્યો,
જાણે ખજાનો ભરી મ્હોર લાવ્યો;
જો કોકિલા ગાન રૂડું કરે છે,
વસંતના શું જશ ઉચ્ચરે છે.

બોલે મિઠું કોકિલ એક જ્યારે,
વાદે બિજા એથિ મિઠું ઉચારે;
વિવાદ જાણે કવિયો કરે છે,
વખાણ લેવા સ્પરધા ધરે છે.

ચોપાનિયાં પુસ્તક જો પ્રકાસે,
ભલૂં જ તેથી નૃપરાજ્ય ભાસે;
તથા તરૂ શોભિત પુષ્પ ભારે.
તો કેમ આંબા નહિ પુષ્પ તારે ?

સુશોભિતો થા હરિને પ્રતાપે,
પ્રભૂ તને ઉત્તમ પુષ્પ આપે;
સ્તુતી કરી માગ્ય પ્રભૂ સમીપે,
સુપુષ્પથી સુંદર દેહ દીપે.

□ જશવંતી દવે
(સંસ્કૃત)

રે પદ્મપત્ર તુજ આ ચરિત્ર
લાગે મને તો ઘણું કૈં વિચિત્ર
સંજોગ એવો, તુજ જન્મ પંકે
સ્પર્શે ન તોયે જળ પંકલગ્ન !

### વિધાતાને ઠબકો

અરે ન કીધાં ફૂલ કેમ આંબે, કર્યા વળી કંટક શા ગુલાબે;
સુલોચનાને શિર અંધ સ્વામી, ખરે વિધાતા તુજ કૃત્ય ખામી.

### વનનો દેખાવ

(શાર્દૂલવિક્રીડિત વૃત્ત)

આંબા આમલિ લીંબડા વડ વડા, ઝુંડે ઝુકયાં ઝાડ છે;
છત્રોની છબિ છાઈ હોય છતમાં, તેવા ઊંચા તાડ છે;
ગાયો વૃંદ હરે ફરે તૃણ ચરે, ગોવાળિયા ગાય છે;
જોતાં આ વનને જરૂર ઉરમાં, આનંદ સંધાય છે,

(ઉપજાતિ વૃત્ત)

વાએ નવાં પલ્લવ ઝાડ ડોલે, તે જેમ નાચે નટ તેનિ તોલે;
વસંત દેખાવ દિલે રિઝાવે, આશ્ચર્ય પામી શિર શું ધુણાવે.

ટોચે નવાં પલ્લવ લૂમખાં છે, દિસે વળી સુંદર ડોલતાં છે;
કહે રૂડાં ચામર તે કવીશ, જાણે ફરે છે વન રાય શીશ.

(દોહરા)

પલાશનાં પલ્લવ નવાં, શોભે તથા તમાલ;
વસંતમાં વનની છબી, વિલોકી ઉપજે વહાલ.

શેલડિ પણ પાકે સરસ, લવિંગ લુમખાં થાય;
સાગ તથા સામેરની, શોભા કહી ન જાય.

(ઉપજાતિ વૃત્ત)

અનેક જાતી તરૂ ફૂલ ફૂલ્યાં, તે ફૂલ ભારે નમિ ખૂબ ઝૂલ્યાં;
જાણે નવી દોલત તે કમાઈ, અન્યોન્ય ચેષ્ટાઈ કરે ફુલાઈ.

અનેક જાતી બહુ ફૂલ ફૂલ્યાં, ઝાઝાં સુગંધીમય ખૂબ ઝૂલ્યાં;
પામી સમૃદ્ધિ સુખ તો અતુલ્યે, કહો ખુશીથી નહીં કોણ ફૂલે ?

કેવાં જુઓ આ ફૂલ કર્ણિકાનાં, રાતાં તથા શ્વેત દિસે મઝાનાં;
પ્રીતી તણા રંગથિ હોય રાતાં, સુકીર્તિથી શ્વેત હશે જણાતાં.

કહું ભલાં ચંપક પુષ્પ કેવાં, જોતાં દિસે કાંચનપુષ્પ જેવાં;
કારીગરીનો કરનાર ધન્ય, કોઈથિ એવું ન કરાય અન્ય.

ગુલાબના ગુચ્છ સુગંધિમાન, વસંતમાં તે વિકસે નિદાન;
જો અન્ય ટાણે ઉપજે અનેક, વસંતની વાત જ ન્યારી છેક.

(દોહરા)

પારિજાત ને કેવડો જૂઈ ને વળી જાય;
બકૂલ મોગર થળકમળ, કુસુમ કડાનાં થાય.
કેસૂડા ને કરમડી, બપોરિયો મુચકંદ;
અનેક એવાં પુષ્પનાં, ઊપજે વૃંદે વૃંદ.

## જીવન-ડાળખી □ મકરન્દ દવે

ઈર્ષ્યા કાજ ઘણી નીચી. ઊંચી ક્યાંયે ઘૃણા થકી;
મામુલી ફૂલથી મ્હોરી મારી જીવન-ડાળખી.

## પરેશાન ઈન્સાન જોયા કરે છે

□ શેખાદમ આબુવાલા

કદી કંટકો છે, કદી ફુલવાડી, પરેશાન ઈન્સાન જોયા કરે છે;
સદા આંખ પોતાની રાખી ઉઘાડી, પરેશાન ઈન્સાન જોયા કરે છે.

સ્વમાની કવિ કોઈ જગના ચરણમાં ! ઉમંગી ઝરણ કોઈ વેરાન રણમાં !
વસંતોનો માલિક છે કોઈ અનાડી ! પરેશાન ઈન્સાન જોયા કરે છે.

કદી દૂર રહે ઢૂંઢનારાને પજવે; કદી મૂંગી લાશોને પોકારી લજવે;
સફળતાની રીતો ન સીધી ન આડી, પરેશાન ઈન્સાન જોયા કરે છે.

ચમનમાં રહો પણ ફૂલોને ના અડકો, ઝબોળી દો જળમાં જુવાનીનો ભડકો
પડે છે મુહબ્બતના પગ પર કુહાડી, પરેશાન ઈન્સાન જોયા કરે છે.

તમન્ના, ઉમંગો ને અરમાન ચુપ છે; હૃદયતલનાં બેચેન તોફાન ચુપ છે,
જીવનને કિનારા રહ્યા બૂમ પાડી ! પરેશાન ઈન્સાન જોયા કરે છે.

## વસંતનાં ફૂલડાં □ ઉમાશંકર જોશી

મારે આંગણે ઊડી ઊડી આવે
આવે ને હસાવે વસંતનાં ફૂલડાં, સખી.
મને ક્‌હોને એ શીદ ઊડી આવે
જાવે ને રડાવે વસંતનાં ફૂલડાં, સખી.
મેં તો પૂજી'તી પાનખર પ્હેલી
સૂકી'તી ઉરવેલી વસંતનાં ફૂલડાં, સખી.
ત્યાં તો વાયરાની વેણુ ક્યાંક વાગી
જાગી હું અભાગી વસંતનાં ફૂલડાં, સખી.
હવે ફૂટતાં ફૂલોને કોણ રોકે
આવતા અહીં ટોકે વસંતનાં ફૂલડાં, સખી.
હું ના જાણું એ કોણ શું કહાવે
આવુંક તે સતાવે વસંતનાં ફૂલડાં, સખી.
એને ક્‌હોને આ ગમ કદી ના'વે
ઓ રે, ન કદી આવે વસંતનાં ફૂલડાં, સખી.
વારું વારું ને ઊડી ઊડી આવે
સૂતેલને જગાવે વસંતનાં ફૂલડાં, સખી.
મારે આંગણે ઊડી ઊડી આવે વસંતનાં ફૂલડાં,
સખી.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

વસંત, તું રસ્તો ભૂલીને અહીં
આવી જ છે તો
શુષ્ક ડાળે આજે
એકાદું તો ફૂલ ખીલવ !

## પુષ્પ થૈ આવીશ ☐ સુન્દરમ્

હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.
તું બાળ નાનું ખેલતું હોશે તરુની હેઠળે,
હું ટપ દઈ તારા શિરે ટપકીશ,
તારી આંખનો ભોળો અચંબો પીશ,
તારા હાથનું નાનું રમકડું થૈ રહીશ રમી, ભલે
તું પાંદડી પીંખી પીંખી ગેલે ઉડાડી આભમાં.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.
તું નાનકી બાળા હશે કોડે ભરી કૌમાર્યના,
હું કેશ તારે લાડિલી વેણી બની ઝૂલીશ,
તારા કાનમાં ઝૂલી કપોલે તાહરે ગેલીશ,
કે ગજરો બની તારા કરે સોહીશ, મોહીશ સર્વનાં મન,
તું ભલે હો સ્વપ્નની ડાળે ચડી મુજને જતી બસ વિસ્મરી.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.
તું હશે જોબનછટાળો છેલ કો સોહામણો,
હું હૃદય પર તારે બટન આવી જઈ બેસીશ,
તારી આંગળીનાં ટેરવાં હા પળપળે ચૂમીશ,
તારું ચિત્ત ચોર્યાસી દિશે ભમતું ભલે હોશે છતાં,
શી ખબર તુજને અરે કે હૃદયરસ તારો પીનાર જ એક હું.
તું હશે ગૌરવઘટાળો કો મહાજન માનીતો,
હું કંઠ તારે હાર ભરચક સૌરભે મ્હેકીશ,
હું આજાનુ તારે અંગ ઝૂલતો કદમ કદમે
સંગ તવ આંદોલતો ડોલીશ,
તારું ચિત્ત કોઈ ઉદાર પ્રેમળ નિશ્ચયે ર્‌હેશે વહ્યું,
એ વહનમાં તવ સંગ આખું જગત જૈ ઘૂમીશ હું.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.
તું હશે કો માનવોત્તર દેવચિતિ સંબુદ્ધ જન,

હું ચરણ તારે શ્વેત જૂઈ પુષ્પ પુંજ થઈ ઠરીશ,
એ ચરણની રજશું ભળી, રજને સુગંધે સંભરીશ,
તવ આત્મ હા પરમાત્મા સંગે ગુફતગૂમાં લીન તબ,
તવ દ્વારરક્ષક ધવલતમ પાવિત્ર્ય ધન્વા થૈશ હું.
હું પુષ્પ થૈ આવીશ તારી પાસમાં.

□ નિરંજન ઉદાસ

ફૂલોની આચાર સંહિતા
કોટાઓ રચે છે.

## પૃથ્વી કેરું પદ્મ

□ અનુ. હ. ભાયાણી

આ પૃથ્વી કેરું પદ્મ-
એનું પ્રલંબ નાળ ફણીન્દ્ર,
કેસર ભૂધરો,
ને અષ્ટ દિશનાં દલ :
કાળ-ભમરો પી રહ્યો છે
પ્રાણી-રૂપ મકરંદ.

## અંબોડે ગૂંથી □ હરીન્દ્ર દવે

અંબોડે ગૂંથી કળી ચંપાની એક
જરા ચૂમી ત્યાં જાસૂદનું ફૂલ,
બેઉ આ હથેળી વચ્ચે હસતું કમળ
ક્યાંક વાસંતી વાયરાની ભૂલ.

નીલ રંગ ઝારી થકી ઝરમરતી જલધારા
ધરતી આખીય બની બાગ,
ક્યાંક ક્યાંક કેસૂડો કોળે શીતળ, ક્યાંક
મોગરાની પથરાઈ આગ,
ઘેઘૂર આ આંખ આડે પડદો રચે છે
ઝીણા રણઝણતા શ્વાસનું દુકૂલ.

ઊગતે પરોઢ કોઈ આવી મળ્યો કોલ
એક ઝાકળનું બિંદુ આભ ઊડયું,
ભીની આ પાંદડીના સુરભિત હૈયામાં જઈ
સૂરજનું બિમ્બ એક બૂડયું,
પંખીઓએ ટહુકી જે આપ્યા, એ એકેએ
વાયદાઓ અમને કબૂલ.

## ચમેલીને ઠપકો ☐ બાલમુકુન્દ દવે

ચટકીલી મહોરી ચમેલડી રે,
લૂમે લૂમે લટકયાં ફૂલ 'લી ચમેલડી!
ઝાઝાં ઉછાંછળાં ના થૈયે જી રે.

ચટકીલી મહોરી ચમેલડી રે,
માનભર્યાં મોઘમમાં રૈયે 'લી ચમેલડી!

ગોપવીએ ગોઠડીને હૈયે જી રે.
ખીલે સરવર પોયણી, રમે ચન્દ્રશું રેન,

પરોઢનો પગરવ થતાં, લાજે બીડિ નેન.
ચટકીલી મહોરી ચમેલડી રે,
ઝાઝી ના ગંધ ઢોળી દૈયે 'લી ચમેલડી!
જોબનને ધૂપ ના દૈયે જી રે.

ચટકીલી મહોરી ચમેલડી રે,
વાયરાના વાદ ના લૈયે 'લી ચમેલડી!
ઘેર ઘેર કહેવા ના જૈયે જી રે.

સ્વાતિમાં સીપોણીએ જલબિન્દુ ઝિલાય,
વિશ્વ ભેદ જાણે નહીં, મોતી અમૂલખ
થાય!

ચટકીલી મહોરી ચમેલડી રે,
ભમરાની શી ભૂલ 'લી ચમેલડી!
પોતે જો ઢંગે ના રૈયે જી રે?

ચટકીલી મહોરી ચમેલડી રે,
રૂપનાં રખોપાં શીખી લૈયે 'લી ચમેલડી!
દૂજાંને દોષ ના દૈયે જી રે.

## મોગરો

☐ બાલમુકુન્દ દવે

વણવાવ્યો ને વણસીંચિયો
મારા વાડામાં ઘર પછવાડ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આતપનાં અમરત પાવિયો
ધોળો ઊછર્યો ધરતીબાળ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આવે સમીરણ ડોલતા.
લખ કુદરત કરતી લાડ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આડો ને અવળો ફાલિયો
મસ ફૂલડે મઘ મઘ થાય રે,
મોગરો મોર્યો મોર્યો રે.

એવો મોર્યો અલબેલડો
એને ચૂંટતાં જીવ ચૂંટાય રે!
મોગરો મોર્યો મોર્યો રે.

સૃષ્ટિ ભરીને વેલ વાધતી
વળી વાધે નભવિતાન રે,
મોગરો મોર્યો મોર્યો રે.

કળીએ કળીએ રાધા રમે
એને પાંદડે પાંદડે કા'ન રે,
મોગરો મોર્યો મોર્યો રે.

## અંબોડલે □ ઉમાશંકર જોશી

ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.
એક મારું વેણ તને, મૂકજે અંબોડલે

હું તો નાનું ફૂલડું
ખીલ્યું અણમૂલડું,
હીંચું હીંચું ને હસું ડોલતે રે ટોડલે.
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

વાયુરાજ પૂછતો,
આંખ મારી લૂછતો,
મુજને ફાવે ન એને વીજફાળ ઘોડલે,
એક મને ભાવે આ હીંચવું રે ટોડલે.

આજ તારી આંખમાં
ફૂલ દીઠાં લાખ શાં !
હોડે હૈયું તે ચડયું હેત કેરે હોડલે.
હુંય ઝૂલું આંખશું તારે દેહટોડલે.

માળમાં વીંધીશ મા,
કંઠે ચીંધીશ મા,
મૂકજે આંખોથી કોઈ ઊંચેરે ટોડલે,
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

ચૂંટજે ને ચૂમજે;
ગૂંથીને ઘૂમજે.
હૈયાની આંખ બની બેસું અંબોડલે.
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

## ફોરમ □ મકરન્દ દવે

ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.
વાયરો ક્યાં જઈ ગંધ વખાણે,
ફૂલ તો એનું કાંઈ ન જાણે,
ભમરા પૂછે ભેદ તો વળી
મૂંગું મરતું લાજી.
એક ખૂણે આ આયખું નાનું,
કેવું વીતી જાય મજાનું !
કોઈનું નહીં ફરિયાદી ને
કોઈનું નહીં કાજી.
એનું નિજના રંગમાં રાતું,
ખૂશ્બુભર્યું એકલું ખાતું,
મસળી નાખે કોઈ તો સામે
મહેક દે તાજી તાજી !
ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.

## ચમેલીને ઠપકો □ બાલમુકુન્દ દવે

ચટકીલી મ્હોરી ચમેલડી રે,
લૂમે લૂમે લટક્યાં ફૂલ 'લી ચમેલડી!
ઝાઝાં ઉછાંછળાં ના થૈયે જી રે.

ચટકીલી મ્હોરી ચમેલડી રે,
માનભર્યાં મોઘમમાં રૈયે 'લી ચમેલડી!

ગોપવીએ ગોઠડીને હૈયે જી રે.
ખીલે સરવર પોયણી, રમે ચન્દ્રશું રેન,

પરોઢનો પગરવ થતાં, લાજે બીડે નેન.
ચટકીલી મ્હોરી ચમેલડી રે,
ઝાઝી ના ગંધ ઢોળી દૈયે 'લી ચમેલડી!
જોબનને ધૂપ ના દૈયે જી રે.

ચટકીલી મ્હોરી ચમેલડી રે,
વાયરાના સાદ ના લૈયે 'લી ચમેલડી!
ઘેર ઘેર કહેવા ના જૈયે જી રે.

સ્વાતિમાં સીપોણીએ જલબિન્દુ ઝિલાય,
વિશ્વ ભેદ જાણે નહીં, મોતી અમૂલખ
થાય!

ચટકીલી મ્હોરી ચમેલડી રે,
ભમરાની શી ભૂલ 'લી ચમેલડી!
પોતે જો ઢંગે ના રૈયે જી રે?

ચટકીલી મ્હોરી ચમેલડી રે,
રૂપનાં રખોપાં શીખી લૈયે 'લી ચમેલડી!
દૂજાંને દોષ ના દૈયે જી રે.

## મોગરો

□ બાલમુકુન્દ દવે

વણવાવ્યો ને વણસીંચિયો
મારા વાડામાં ઘર પછવાડ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આતપનાં અમરત પાવિયો
ધોળો ઊછર્યો ધરતીબાળ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આવે સમીરણ ડોલતા.
લખ કુદરત કરતી લાડ રે,
મોગરો મોર્યો મોર્યો રે.

આડો ને અવળો ફાલિયો
મસ ફૂલડે મઘ મઘ થાય રે,
મોગરો મોર્યો મોર્યો રે.

એવો મોર્યો અલબેલડો
એને ચૂંટતાં જીવ ચૂંટાય રે!
મોગરો મોર્યો મોર્યો રે.

સૃષ્ટિ ભરીને વેલ વાધતી
વળી વાધે નભવિતાન રે,
મોગરો મોર્યો મોર્યો રે.

કળીએ કળીએ રાધા રમે
એને પાંદડે પાંદડે કા'ન રે,
મોગરો મોર્યો મોર્યો રે.

## અંબોડલે □ ઉમાશંકર જોશી

ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.
એક મારું વેણ તને, મૂકજે અંબોડલે

હું તો નાનું ફૂલડું
ખીલ્યું અણમૂલડું,
હીંચું હીંચું ને હસું ડોલતે રે ટોડલે.
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

વાયુરાજ પૂછતો,
આંખ મારી લૂછતો,
મુજને ફાવે ન એને વીજફાળ ઘોડલે,
એક મને ભાવે આ હીંચવું રે ટોડલે.

આજ તારી આંખમાં
ફૂલ દીઠાં લાખ શાં!
હોડે હૈયું તે ચડયું હેત કેરે હોડલે.
હુંય ઝૂલું આંખશું તારે દેહટોડલે.

માળમાં વીંધીશ મા,
કાંડે ચીંધીશ મા,
મૂકજે આંખોથી કોઈ ઊંચેરે ટોડલે,
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

ચૂંટજે ને ચૂમજે;
ગૂંથીને ઘૂમજે.
હૈયાની આંખ બની બેસું અંબોડલે.
ચૂંટે તો, બહેન, મને મૂકજે અંબોડલે.

## ફોરમ □ મકરન્દ દવે

ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.
વાયરો ક્યાં જઈ ગંધ વખાણે,
ફૂલ તો એનું કાંઈ ન જાણે,
ભમરા પૂછે ભેદ તો વળી
મૂગું મરતું લાજી.
એક ખૂણે આ આયખું નાનું,
કેવું વીતી જાય મજાનું!
કોઈનું નહીં ફરિયાદી ને
કોઈનું નહીં કાજી.
એનું નિજના રંગમાં રાતું,
ખૂશ્બુભર્યું એકલું ખાતું,
મસળી નાખે કોઈ તો સામે
મહેક દે તાજી તાજી!
ફૂલ તો એની
ફોરમ ઢાળી રાજી.

## મોગરો ☐ બળવંતરાય ઠાકોર

પ્રિયે, તુજ લટે ધરૂં ધવલ સ્વચ્છ આ મોગરો,
નહીં નિકટ એથિ પર્સહક આ 'સમે માહરો.
બને ચકિત ? ના, ખરૂં જ કહું, – ના, દયા ના સહૂં !
કયાં વચન શોધું ? આ જિગર ખોલિ દેવા ચહૂં.
કુટુંબ વચમાં સુરક્ષિત ઉગી, ન જગ જાણતી,
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી !
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડો એટલાં !
અને કહું શિ રીત જાય, સખિ મ્લાન એ કેટલાં !
'દુરીત' 'અપરાગ' 'મોહ' વચનો સુણ્યાં તો હશે;
કરે મલિન કેટલૂં ઉર ન તૂં કદા જાણશે.
પરંતુ પ્રિય દેવિ તૂં ઉતરિ હાથ મુજ સાહવા,
–જરા ધિરજ ! જરા વખત ? તલસું પોતે પ્રકટાવવા:
દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર, – પછી જ હૂં તાહરો.

☐ દીપક સાંગોઈ

ફૂલદાનીમાં
છલકાતી કદીયે -
ઋતુ વસંત ?

☐ દીપક સાંગોઈ

ખરેલું ફૂલ
તાકી ડાળીને, યાદ
કરે સંબંધ

☐ રણછોડ

ફૂલ્યો હે ફાગણ માસ, ફૂલન પર, ફૂલ્યો.
ફૂલી વન વૃંદાવન વેલી, આવત વાસ-સુવાસ. ફૂલ્યો.
વ્યાકુળ વિરહિણી નિરખન નીકસી, પિયુ મિલનકી આસ- ફૂલ્યો.
કેસર કેસુ લાલ ગુલાલા, ઉરણ ભયો આકાશ. ફૂલ્યો.
ગોકુળચંદ ગોવિંદકે ગુણ ગાવત રણછોડદાસ. ફૂલ્યો.

## વસંત □ ઉશનસ્

આવ્યો વસંત કુસુમોત્સવશો વનોમાં
તે આ ઋતુ, પૃથિવી જ્યાં ફૂલગચ્છ જેવી
ગૂંથાતી નીલ નભસુંદરી - કુંતલોમાં !
તે આ ઋતુ જ, ક્ષિતિ જ્યાં ધૂપદાની જેવી
ભાનુપરિક્રમણમાં કુસુમોની ભીંડિ
આકાશમાં સુરભિનાં ઘન ઉત્સૃજે છે !
આ તે ઋતુ, પૃથિવી જ્યાં નવ ઓળખાતી
સ્વભૂમિથી અલગ પુષ્પવિભૂતિ આઢ્ય,
ફૂલોની હ્યાં ભરતી નંદન-શી, ન ન્યૂન
દેવાંગનાથી મધુમાં અહીં નારી રૂપે !
ને આ રતે મદન સ્વર્ગનું ક્ષેત્ર છોડી
ભૂ ઊતરે, ગડી કરી મૂકી જાળવ્યા-શી
લ્હેરો સ્ખલે, દિન પલેપલ ગાઢ ભોગ્ય,
પ્રત્યેક ચંદ્ર મધુનો મધુરાત્રિયોગ્ય !

### □ જશવંતી દવે

(સંસ્કૃત)
જળમાં (જડમાં) તારો વાસ
પ્રીતિ ભમરા પર અને સંગ કાંટાનો.
તો ય કેવું વિચિત્ર હે કમલ !
કે મિત્રોદયે તું થતું હર્ષનિર્ભર !

### □ અકાહિતો □ સુ. દ.

(જાપાનીસ)
આવતી કાલે હું જવાનો હતો
વાસંતી વનમાં
લીલીછમ તાજી કળીઓ વીણવા
પણ ગઈ કાલે આખો દિવસ
બરફ વરસ્યો અને આજે પણ.

## પારિજાત

### □ રઘુવીર ચૌધરી

લહુ ના ગતિ રાત્રિની, ક્ષણો
ઠરતી આ ઝમતી તમિસ્રમાં,
વિકસી નિજ સૃષ્ટિમાં રહ્યું
નભ જેવું ગૂઢ પારિજાત; ને
ખરતાં મૃદુબંધ પુષ્પનો
સુણતો સૌરભશેષ શો ધ્વનિ ?
પમરે સ્વર એ સલજ્જ ત્યાં
ગ્રહવા સંનિધિ કર્ણમૂલની.
દ્રવતા અણુ પૂર્વરાગના
વિરમે કેમ અશબ્દ કંપતા ?
સ્વર એ જ ધરા પરે બધે
પથરાયો કુસુમો બની બની.
કુસુમો લય થાય કાળમાં
પ્રસરે કેવળ શ્વેત રિક્તતા.

## આપણી બારમાસી ▫ રાજેન્દ્ર શાહ

આ શાશ્વતી તદપિ નિત્ય વિવર્તશીલ
સંસૃષ્ટિ માંહી ઋતુએ ઋતુએ વિભિન્ન
ધારી સ્વરૂપ, પ્રિય ! સૌ સ્થિતિમાં પ્રસન્ન
ખીલી રહ્યાં કુસુમ આપણ બે પ્રફુલ્લ.
વાતી વસંતની હવા રતિને હુલાસ
સંજીવની-શી, જડ મૃત્યુની મૂર્છનામા;
જ્યાં પિંડ-પુદ્‌ગલ અનંતની ઝંખનામાં
જાગી રહે ત્યહીં તું માલતી, હું પલાશ.
તું કુંદ, શુભ્ર તવ અંગ સુચારુ સ્નિગ્ધ;
હું ગુલમહોર ઝીલતો નભતાપ લાલ
શોષી રહે જીવનનો રસ ગ્રીષ્મકાલ,
ત્યાં આપણે સુરભિ-નંદથી મત્ત મુગ્ધ.
ને વર્ષણે ઘન યદા રમણે ચડેલ,
એનાં તુફાન પયપાનથી ભાગ્યવંત
લજજાળ તું બકુલ નાજુક, હું કદંબ,
શી રોમહર્ષ તણી મર્મરથી છકેલ!
જ્યાં નીતર્યાં જલ નવાણ તણાં સુનીલ
ને ચંદ્ર ઉજ્જવલ અનભ્ર નભે લસંત,
તું પોયણી (રજનિનું નવ હાસ્ય મંદ!),
હું કેવડો અનનુભૂત રસે મદીલ.
હેમંતની સુરખી અંબરમાં અપાર
ને આ ઋતંભર ધરા જ્યહીં શસ્યશ્યામ,
ત્યારે શું દિવ્ય સ્વરલોક તણું લલામ
તું પારિજાત, પ્રિય ! કોક હું કાંચનાર.
ઉત્તુંગ કો શિખરના હિમને પ્રપાત
જ્યારે બને કરણ શીતલ સ્વસ્થ શાન્ત ;
કોઈ નિગૂઢ દ્યુતિનાં કિરણોથી કાન્ત

## ફૂલોને

▫ પ્રદ્યુમ્ન તન્ના

ફાગને ફળિયે ફૂલ બેઠાં બધાં
નાહકનો ભરી દાયરો હો જી,
રંગ-સુગંધનાં મૂલ કરે એવો
ક્યાં છે સોદાગર વાયરો હો જી ?

## સપ્તપર્ણ

▫ અનુ. હ. ભાયાણી

વર્ષાકાળે મત્ત બનેલો
કેતકીવનમાં કરવત-ધાર-ઘવાયો
પવન પાંગળો
શરદ-નિશાને પ્રથમ પહોર આ
ચંદ્રકરો આલંબી
ધીરે સપ્તપર્ણને મૃદુલપથે સંચરતો.

તુ જૂઈ, ડોલર હું શ્વેત ધરંત ગાત્ર.
નીચે વિલોલ જલ નિર્મલ, ભૂમિ છન્ન,
મધ્યે સમીર અણદીઠ લહાય સ્પર્શે,
ને તેજ ને ગગન છત્ર સમાન શીર્ષે,
ત્યાં આપણે શતદલે વિકસેલ પદ્મ.
જો, સત્ત્વ આપણું જ આપણ સંગ ખેલી
આનંદગુંજનની પ્રાવૃષ જાય રેલી.

□ કિન્સુને □ સુ. દ.
(જાપાની)
બરફની જેમ પવનમાં
ફૂલો ચકરાવે ચડ્યાં છે.
જે કંઈ ખરે છે
તે હું પોતે જ છું.

## આજ □ પ્રહ્લાદ પારેખ

આજ અંધાર ખુશબોભર્યો લાગતો,
આજ સૌરભ ભરી રાત સારી;
આજ આ શાલની મંજરી ઝરી ઝરી,
પમરતી પાથરી દે પથારી. આજ.

આજ ઓ પારથી ગંધને લાવતી
દિવ્ય કો સિન્ધુની લહરી લહરી;
આજ આકાશથી તારલા માંહીથી
મ્હેકતી આવતી શી સુગંધી! આજ.

ક્યાં ક્યું પુષ્પ એવું ખીલ્યું, જેહના
મઘમઘાટે નિશા આજ ભારી?
ગાય ના કંઠ કો, તાર ના ઝણઝણે:
ક્યાં થકી સૂર કેરી ફુવારી? આજ.

હૃદય આ વ્યગ્ર જે સૂર કાજે હતું?
હરિણ શું, તે મળ્યો આજ સૂર?
ચિત્ત જે નિત્ય આનંદને કલ્પતું,
આવિયો તે થઈ સુરભિ-પૂર? આજ.

☐ સુરેશ દલાલ

હું તો ફોરમના ઘેનમાં ઝબકી જાગી
મને ફૂલોના રંગની છાલક વાગી.

સૂરજનાં કિરણોને વારી લીધાં,
અને ઝાકળના આસવને આંખે પીધા.

કોયલના લયને ગીતમાં લપાવીને
પારકાંને પોતીકાં એવાં કીધાં.
ઊડતા પતંગિયાની ઝાલર વાગી
મને ફૂલોના રંગની છાલક વગી.

ગુંજનવશ હોય છે ફૂલોનો દેશ
પરિમલનો હવા સંગ છૂપો આશ્લેષ.

તારી નજરુંની ઊની ઊની ટાઢક વાગી
મને ફૂલોના રંગની છાલક વાગી.

## ન ફૂલ ને

☐ નિરંજન ભગત

ન ફૂલ ને ફોરમ તોય ફોરતી,
વ્હેતી હવામાં હળુ ચિત્ર દોરતી.

અવ સુવર્ણે બધી જ ક્ષણેક્ષણ,
દિશદિશે પ્રસર્યું અહીં જે રણ
ત્યાં વેળુમાંયે મૃદુ શિલ્પ કોરતી.

મધુર આ ઉરમાં પ્રગટી વ્યથા,
ક્ષણિકમાં ચિરની રચતી કથા,
સૌંદર્યની સૌ સ્મૃતિ આમ મ્હોરતી.

## ફૂલ અને કંટક

☐ પુરુષોત્તમ મિસ્ત્રી

રે કેટલાંયે ફૂલની કેવી કથા
કે ખીલવું તો કંટકો પર...!
ને કેટલાયે કંટકોની શી વ્યથા
કે જાળવી કૈં ફૂલ, રે
બદનામ કરવી જાતને!

## ફાગણિયાનાં ફૂલ

☐ દિનેશ કોઠારી

ફાગણિયાનાં ફૂલ
ઉરને એવાં ડંખે, જેવી કદી ન ડંખે શૂલ
ફોરેફોરે મ્હેક મધુરવી ચટકે
હરીફરીને નજર ત્યાં જ બસ અટકે,
નેન મીંચતાં કાન મહીં કૈં બોલે રે બુલબુલ.
મલય-લહરમાં મનની માયા વેરે,
એકેમેકથી અદકાં સરવે હેરે,
'શરસંધાને ક્યું મૂકવું ?' અનંગ પણ વ્યાકુલ.

## હરિ ! આવોને □ ન્હાનાલાલ

આ વસન્ત ખીલે શત પાંખડી, હરિ ! આવોને;
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ; હવે તો હરિ ! આવોને.
આ વિશ્વ વદે છે વધામણી, હરિ ! આવોને;
આવી વાંચો અમારાં સૌભાગ્ય; હવે તો હરિ ! આવોને.
આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ; હવે તો હરિ ! આવોને.
પ્રભુ પાથરણાં દઈશ પ્રેમનાં, હરિ ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ : હવે તો હરિ ! આવોને.
આ જળમાં ઉઘડે પોયણાં; હવે તો હરિ ! આવોને;
એવા હૈયાના ઉઘડે ભાવ; હવે તો હરિ ! આવોને.
આ માથે મયંકનો મણિ તપે, હરિ ! આવોને;
એવા આવો, જીવનમણિ માવ ! હવે તો હરિ ! આવોને
આ ચન્દનભરી છે તળાવડી, હરિ ! આવોને;
ફૂલડિયે બાંધી પાજ; હવે તો હરિ ! આવોને.
આ આસોપાલવને છાંયડે, હરિ ! આવોને;
મનમહેરામણ મહારાજ ! હવે તો હરિ ! આવોને.
મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં, હરિ ! આવોને;
મ્હારા આતમસરોવરઘાટ, હવે તો હરિ ! આવોને.

□ પ્રસન્ન વૈદ

ગુલમહોર
સળગે ઉપવને
મશાલ થૈને

□ સુરેશ દલાલ

હું તો ફોરમના ઘેનમાં ઝબકી જાગી
મને ફૂલોના રંગની છાલક વાગી.

સૂરજનાં કિરણોને વારી લીધાં,
અને ઝાકળના આસવને આંખે પીધા.

કોયલના લયને ગીતમાં લપાવીને
પારકાંને પોતીકાં એવાં કીધાં.
ઊડતા પતંગિયાની ઝાલર વાગી
મને ફૂલોના રંગની છાલક વગી.

ગુંજનવશ હોય છે ફૂલોનો દેશ
પરિમલનો હવા સંગ છૂપો આશ્લેષ.

તારી નજરુંની ઊની ઊની ટાઢક વાગી
મને ફૂલોના રંગની છાલક વાગી.

## ન ફૂલ ને

□ નિરંજન ભગત

ન ફૂલ ને ફોરમ તોય ફોરતી,
વ્હેતી હવામાં હળુ ચિત્ર દોરતી.

અવ સુવર્ણે બધી જ ક્ષણેક્ષણ,
દિશદિશે પ્રસર્યું અહીં જે રણ
ત્યાં વેળુમાંયે મૃદુ શિલ્પ કોરતી.

મધુર આ ઉરમાં પ્રગટી વ્યથા,
ક્ષણિકમાં ચિરની રચતી કથા,
સૌંદર્યની સૌ સ્મૃતિ આમ મ્હોરતી.

## ફૂલ અને કંટક

□ પુરુષોત્તમ મિસ્ત્રી

રે કેટલાંયે ફૂલની કેવી કથા
કે ખીલવું તો કંટકો પર...!
ને કેટલાયે કંટકોની શી વ્યથા
કે જાળવી કૈં ફૂલ, રે
બદનામ કરવી જાતને !

## ફાગણિયાનાં ફૂલ

□ દિનેશ કોઠારી

ફાગણિયાનાં ફૂલ
ઉરને એવાં ડંખે, જેવી કદી ન ડંખે શૂલ
રૂંવેરૂંવે મ્હેક મધુરવી ચટકે
હરીફરીને નજર ત્યાં જ બસ અટકે,
નેન મીંચતાં કાન મહીં કૈં બોલે રે બુલબુલ.
મલય-લહરમાં મનની માયા વેરે,
એકેમેકથી અદકાં સરવે હેરે,
'શરસંધાને ક્યું મૂકવું ?' અનંગ પણ વ્યાકુલ.

## હરિ ! આવોને □ ન્હાનાલાલ

આ વસન્ત ખીલે શત પાંખડી, હરિ ! આવોને;
આ સૃષ્ટિએ ધરિયા સોહાગ; હવે તો હરિ ! આવોને.
આ વિશ્વ વદે છે વધામણી, હરિ ! આવોને;
આવી વાંચો અમારાં સૌભાગ્ય; હવે તો હરિ ! આવોને.
આ ચન્દરવો કરે ચન્દની, હરિ ! આવોને;
વેર્યાં તારલિયાનાં ફૂલ; હવે તો હરિ ! આવોને.
પ્રભુ પાથરણાં દઈશ પ્રેમનાં, હરિ ! આવોને;
દિલ વારી કરીશ સહુ ડૂલ : હવે તો હરિ ! આવોને.
આ જળમાં ઉઘડે પોયણાં; હવે તો હરિ ! આવોને;
એવા હૈયાના ઉઘડે ભાવ; હવે તો હરિ ! આવોને.
આ માથે મયંકનો મણિ તપે, હરિ ! આવોને;
એવા આવો, જીવનમણિ માવ ! હવે તો હરિ ! આવોને
આ ચન્દનભરી છે તળાવડી, હરિ ! આવોને;
ફૂલડિયે બાંધી પાજ; હવે તો હરિ ! આવોને.
આ આસોપાલવને છાંયડે, હરિ ! આવોને;
મનમહેરામણ મહારાજ ! હવે તો હરિ ! આવોને.
મ્હારે સૂની આયુષ્યની શેરીઓ, હરિ ! આવોને;
મ્હારે સૂની સૌ જીવનની વાટ; હવે તો હરિ ! આવોને.
મ્હારા કાળજ કેરી કુંજમાં, હરિ ! આવોને;
મ્હારા આતમસરોવરઘાટ, હવે તો હરિ ! આવોને.

□ **પ્રસન્ન વૈદ**

ગુલમહોર
સળગે ઉપવને
મશાલ થૈને

## બનાવટી ફૂલોને □ પ્રહ્લાદ પારેખ

તમારે રંગો છે,
અને આકારો છે,
કલાકારે દીધો તમ સમીપ આનંદકણ છે,
અને બાગોમાંનાં કુસુમ થકી લાંબુ જીવન છે.

ઘરોની શોભામાં,
કદી અંબોડામાં,
રહો છો ત્યાં જોઈ ઘડીકભર હૈયું હરખતું;
પ્રશંસા કેરાં એ કદીક વળી વેણો ઉચરતું.

પરંતુ જાણ્યું છે,
કદી વા માણ્યં છે,
શશીનું, ભાનુનું, ક્ષિતિજ પરથી ભવ્ય ઊગવું ?
વસંતે વાયુનું રસિક અડવું વા અનુભવ્યું ?

ન જાણો નિંદું છું,
પરંતુ પૂછું છું :
તમારાં હૈયાનાં ગહન મહીં યે આવું વસતું:
'દિનાન્તે આજે તો સકલ નિજ આપી ઝરી જવું.' ?

### □ વિપિન પરીખ

વહેલી સવારે
સાવ તાજાં હજુ ઝાકળભીનાં
રંગબેરંગી ફૂલોને લઇ જતી કન્યાને જોઉં છું
ને હું મૂંઝવણમાં મુકાઇ જાઉં છું.
હું ફૂલોને જોઉં કે....

## વ્હાલમની વાડીએ □ પ્રહ્લાદ પારેખ

મારા વાલમની વાડીએ રે
એક ફૂલ ખીલ્યું છે.
એની ક્યાંયે કળાયે ના ડાળ રે,
એનું ક્યાં રે હશે મૂળ!
એક ફૂલ ખીલ્યું છે....મારા....

વિના તે ડાળ, વિના મૂળિયે રે
જેવા ખીલે છે સૂરજ ને સોમ રે;
એમ રે ખીલે મારા વાલમનું ફૂલ,
એ તો ફરકે ને હરખે મારાં રોમેરોમ રે
એક ફૂલ ખીલ્યું છે..........મારા.............

ઊગ્યું છે ફૂલ પેલી વાલમની વાડીએ ને
આવે છે મહેક મારા મનમાં રે;
આ રે ધરાયે મારા મેલ્યા છે પાય
તોયે જાણે ઊડું છું ગગનમાં રે,
એક ફૂલ ખીલ્યું છે....મારા......

એના તો રંગ આવે આવે છે ઊડતા ને
છંટાઈ જાયે મારા અંગ રે;
શાણાં તે શમણાં મારી જાણે છે વાત,
એ તો ચાલી જાયે છે એને સંગ રે
એક ફૂલ ખીલ્યું છે.....મારા.....

## એક્કેય એવું ફૂલ □ પ્રિયકાંત મણિયાર

એક્કેય એવું ફૂલ ખીલ્યું છે નહીં !
કે જે મને હો ના ગમ્યું !
જેટલાં જોયાં મને તો એ બધાં એવાં જચ્યાં
કે જે નથી જોયાં થતું – ક્યારે હવે હું જોઉં...
એમાંય તે આજે વસંત
મબલખ ફૂલોના ભારથી ડૂબું ડૂબું નૈયા લઈને નાંગરી
આછા શિશિરના તટ ઉપર
ત્યાં
હું જ ડૂબી જાઉં છું
હું ભાનમાં બોલી રહ્યો બેહોશ છું
હું ફૂલ પી એવાં ગયો છું ગટગટાવી
આંખમાં એની અસર એવી થતી
જેની સુગંધે જગત આ આખું શ્વસે
તે સૂર્ય મુજને તાતો ખીલેલો લાગતો,
ઓટ-ભરતીમાં ઊછળતા માત્ર પાણીનાં
અરે બહુ પર્ણમાં
સાગર ખીલેલો લાગતો;
પર્વતો પાષાણના કેવા ઠરેલા
તે પણ ખીલેલા લાગતા;
એકસરખું ચોતરફ ફેલાયલું આ આભ પણ
મુજને ખીલેલું લાગતું;
ભમરા સમો ભમતો પવન ને ભમરા સ્વયં
મુજને ખીલેલા લાગતા;
હું આ બધું શું અરે બોલી ગયો
ફૂલથી કે ભૂલથી ?
જે કંઈ ખીલ્યા તે શબ્દ મારા-
કીંતહીં બધે વેરાઈ ગયા !

□ કિશોર શાહ

પુષ્પ પ્રભાતે
રડતું ઝીણું ઝીણું
ઝાકળ આંસુ

## એક ફૂલને ☐ નિરંજન ભગત

તારે ન રૂપ, નહિ રંગ-સુગંધ, કૈં ના;
તારે વસંત પણ ના, બસ અંગ ઓઢી
કંથા જ પાનખરની, ચિરકાલ પોઢી
તારી સુદૂર સપને ચકચૂર નૈનાં !
રે મૃત્યુને શયન નીંદર આજ મીઠી !
છેલ્લી હતી મિલનરાત, વિદાય લેતાં
'લે ફૂલ' એ પ્રિયમુખે મૃદુ શબ્દ વ્હેતા;
તારે મુખે ચમક તે દિ, પછી ન દીઠી.

આજે વનેવન હસે રસરંગ ફાગે,
જાગે વસંતપરશે ઝબકી જવાની
સૌ ફૂલની, અસર પાગલ કો હવાની;
કિન્તુ તને બસ જરીય ન રંગ લાગે.

ના, ના; વસંત પણ છે જ તનેય એવી !
તારે પેલી સખીની સ્મરણસુરભિ અંગાંગ મ્હેકે છ કેવી !

☐ પ્રસન્ન વૈદ્દ

ભીનું યૌવન
લજામણીની ભૂલ
બિડાય સ્પર્શે

☐ વિપિન પરીખ

એક ગુલાબી સાંજે
કોઈએ મને સોનચંપાનું ફૂલ આપ્યું હતું.
આખું વિશ્વ સોનેરી આભાથી વીંટળાઇ ગયું હતું
તેવો તેનો પીળચટ્ટો રંગ
ને હવાને તેની સ્હેજ ગંધ સ્પર્શી
તે પાગલ થઈ ડોલવા માંડી
ફૂલ હથેળીમાં મૂકતી વખતે તેણે મને કહ્યું હતું
આ ફૂલ ક્યારેય કરમાશે નહીં.
મેં સાચું માન્યું હતું.

☐ રશ્મિ રૂપારેલ

રાતરાણીની
સાથે ઝૂરતી રાત
સુગંધ થૈને

## ફૂલોને □ મનસુખલાલ ઝવેરી

તમને ન્યહાળિયાં છે મેં વેણી ં વનિતાતણી
ઘરની ફૂલદાનીમાં, બાલાન કરકંકણે
નિહાળ્યાં છે દુકાનોમાં શહેરોની, જહીં તમે
તાજે તાજાં છતાં જાણે દીસતાં સાવ કૃત્રિમ.
કન્યાની કેસરી કાયે, નવયૌ નની ધરી
ખુમારી, ડોલતાં દીઠાં પણ મેં મને કદી.
ન્યહાળ્યાં આથમતી રાતે તમને ચિમળાયલાં
સાક્ષી સુભગ સ્વપ્નોની વધૂની ખસેજમાં.
કૃષ્ણના કંઠમાં ન્યહાળ્યાં, ન્યહાળ્યાં છે વને શિરે,
ન્યહાળ્યાં શિશુકરે એનું ઝીલતાં હાસ્ય નિર્મળ.
ન્યહાળ્યાં ચાદરરૂપે મેં કાયાએ નવીતણી,
જતું જીવનમાં વામી કલેશો જે ધામ અન્તિમે.
પણ સાચું કહું ? શોભ્યાં તમે એવું નથી,
શોભો છો જેવું વૃક્ષોની ડાળીએ તમે.

## આકુળવ્યાકુળ ભ્રમર
□ અનુ. હ. ભાયાણી

કુંદરસમાં નિરાનંદ, ન લબકુલે રહે વિધુર,
ના સાલ-ફૂલેય આલંબતો આમ્રની મંજરી નવ વિચરતો,
લવ ન રમતો લવંગે, પ્રિ ગુ-ફુલે પણ ન આસંગ-
શો લક્ષ્મી - લીલાકમળ મધુપાનને સ્મરણ
આકુળ વ્યાકુળ આ ભટકતો ભૃંગ!

## ફૂલોની વેદના □ નિનુ મઝુમદાર

મેં તો ફૂલોની વેદના જાણી
વિજન વાટે શિશિર રાતે
કહેતી'તી સુગંધવાણી
ટપકંતાં પારિજાતની સાથે
રોઈ પડી રાતરાણી-મેં તો ફૂલોની-૦
આરા વિનાના એકલ ગગને ભમતો વ્યાકુલ ઈન્દુ
એના અનિમેષ નયનથી ઝરે લાખો તુષાર બિન્દુ
કંપિત વનમાં કોમલ પાંદડી થઈ ગઈ પાણી પાણી
મેં તો ફૂલોની વેદના જાણી-૦
ખોવાયલા ભયભીત શિશુ સમ ધ્રૂજતો કુંજનો છાંયો,
અહીંત્યહીં જઈ શોધતો કોને સમીર એકલવાયો.
ખૂણે ખૂણે કોની નિરાશ આંખો ફરી ગઈ અણજાણી
મેં તો ફૂલોની વેદના જાણી-૦

**□ સુરેશ દલાલ**

તારા બગીચાનું સૂંઘ્યું મેં ફૂલ
એના કેફમાં હું કેવી મશગૂલ છું
મેં તો મનગમતી રણઝણતી કીધી છે ભૂલ
એના કેફમાં હું કેવી મશગુલ છું

મારે કહેવી છે વાત એ ઊઘડતી નથી
જો કે કાંટાની વાડ કોઈ નડતી નથી
ભમરાઓ ગુંજે છે મારા એક ગીતને એના લયને હું કરતી કબૂલ

એક હળવી હવા મને આપે છે પાંખ,
કોઈક એક રસ્તા પર કયાંક છે વળાંક
તારા તે વ્હાલમાં હું એવી વ્યાકુળ
કે સપનાંના બાંધ્યા મેં પુલ.

**□ કિશોર શાહ**

ફૂલ ખરતું
પાંચ પાંખડીવાળું
સંધ્યાટાણે

## એક મધ્યરાતે □ રાવજી પટેલ

અરે આ ઓચિંતું, થઈ જ ગયું શું સ્હેજ પરસે !
પથારી ખીલી ગૈ, કુસુમ ટહુક્યાં કૈં રુધિરમાં !
ઝમે અંગુલિનાં શિખરે લયમાં, ને નયનમાં
હજારો પૂર્ણિમા પ્રગટ થઈ ગૈ શી પલકમાં !
અને આ હૈયાની ઊષર ધરતીમાં પરિમલ્યા
નર્યાં દૂર્વાંકુરો ફર ફર થતા. સ્હેજ ચમક્યું
સૂતેલી પત્નીનું શરીર; ઝબાક્યો હુંય; પરખી.
જરા મેં પંપાળી પ્રથમ. ઉર મારુંય છલક્યું.

વીતેલાં વર્ષોમાં કદીય પણ ચાહી નવ તને.
સ્તનોનાં પુષ્પોમાં શરમ છૂપવીને રડી પડયો.

### □ નવલ ભીમાણી

ખરતું ફૂલ
કહે ડાળીને વાત
પુનર્જન્મની

## ફૂલ □ જયંત પાઠક

ફૂલને સવાર પડતાં સૂરજ સાથે ઊઘડી જવું પડે જ !
પાંખડીઓને પતંગિયાં પંપાળે
ભમરા ભોળા મોહનજરથી ભાળે
ને પડખામાં રહીને પેલો કાંટો તો કનડે જ !
દિવસભર ડંખવેદના સહે
હવામાં સુગંધ ભરતું રહે
ફૂલ સમજણું-સૂરજ ઊગ્યો કે સાથે ઊઘડે જ !
નહીં ડંખ, નહીં ઝેર
વેરીથીયે નહીં રાખવું વેર
નહીં કોઈ હઠ : ઉપવનમાં ઊઘડવું કે વગડે જ !

### □ નવલ ભીમાણી

ધજા પતાકા
થઈ ફૂલ ફરકે
વૃક્ષ મંદિરે

## ફૂલ વીણ સખે! □ કલાપી

ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત, સખે!
અધુના કલી જે વિકસી રહી છે,
ઘડી બે ઘડીમાં મરતી દીસશે.
સુમહોજ્વલ આ કિરણો રવિનાં
પ્રસરે હજુ તો નભઘુમ્મટમાં;
ન વિલમ્બ ઘટે
કંઈ કાલ જતે,
રવિ એ પણ અસ્ત થવા ઢળશે,
નમતાં શિર સૌ કુસુમો કરશે,
પછી ગન્ધ પરાગ નહીં મળશે!
ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત સખે!
નકી ઉત્તમ અગ્રિમ કાલ, સખે!
ભર યૌવન આ હજુ રક્ત, સખે!
ગતિ કાલની ચોક્કસ ન્હોય, સખે!
ભરતી પછી ઓટ જ ત્હોય, સખે
ફૂલ વીણ, સખે!
તક જાય, સખે!
ઢળતી થઈ તો ઢળતી જ થશે,
રજની મહીં ચન્દ્ર ઊગે ન ઊગે;
હજુ દિવસ છે,
ફૂલડાં લઈ લે;
ફરી લે, રમી લે, હસી લે તું, સખે!
મૃગલાં રમતાં,
તરુઓ લડતાં,
વિહંગો ઊડતાં,
કલીએ કલીએ ભ્રમરો ભમતા;
ઝરણું પ્રતિ હર્ષભર્યું કૂદતું,
ઊગતો રવિ જોઈ ન શું હસતું?
પછી કેમ વિમાસી રહ્યો તું? સખે!
ફૂલ વીણ, સખે! ફૂલ વીણ, સખે!
હજુ તો ફૂટતું જ પ્રભાત સખે!

## ૫૬ □ નરસિંહ મહેતા

રાગ વસંત

લાવ લાવ રે, માલણ! વેલ મરવો,
મારે પૂજવો છે ગોપીનાથ ગરવો. ૧
જાઈ જૂઈ કેતકી વેલ વાળો,
ગુલાબચો પરિમલ અતિ રસાળો. ૨
લાવ રે, માલણ લટકાળી!
જેણે પૂજીએ શ્રીવનમાળી. ૩
આહીરડાં અદકાં જાત જાણી,
ભણે નરસૈયો: ભજો સારંગપાણિ. ૪

## ફૂલો સાથે મારો શો સંબંધ ? □ ભગવતીકુમાર શર્મા

ફૂલો સાથે,
આમ જોવા જઈએ તો,
મારે શો સંબંધ ? અને કેટલો ?

બાગમાં જવાનો ઉત્સવ તો લુપ્ત:પ્રાય વર્ષોથી;
જાઉં તોયે
ફૂલો પ્રત્યે મીટ માંડવાના
અવસરને શોધવા બાથોડિયાં જ ભરવાં પડે.
ઘરના વાડામાં ફૂલછોડ ઉછેરવા
હાથ માટિયાળા ક્યારેય ક્યાં કર્યા છે ?
તેથી જ હાથ રહી ગયા સુંવાળા, આળા;
સુગંધ એમાંથી આવે
તોયે કદાચ ભૂરી-કાળી સાહીની !
અગાસીમાંના કૂંડામાં ઊગેલાં
બારમાસીનાં ફૂલો પરનું
લયહિલ્લોળ ચકલીનૃત્ય આંખોને અડવું અડવું !

ઘરમાંની દેવમૂર્તિઓને
સુગંધપુંજ હેઠળ ઢાંકી દીધાનેય
વીતી ગયો આગલા જન્મ જેટલો સમય.
પ્રાર્થનાઓ જો ફૂલો હોય,
અને શ્વાસ સુગંધ,
અને સૃષ્ટિનો પ્રત્યેક કણ મૂર્તિ,
તો તેની વાત અલગ...
નથી મૂક્યું ક્યારેય કોઈને શિરકેશ
મોગરા કે ગુલાબનું ફૂલ;
એકાદી ઉન્મત્ત સાંજે આણી હતી
કોઈકને માટે જાસવંતીની વેણી ?

## મૃત્યુ

□ પન્ના નાયક

એવું હજો......
વસંતપંચમીને દિને
કોઇક કવિની
આંખને
સહેજ લાલ કરી
વાસંતી વાયરાના સ્પર્શે
જાણે
કેસૂડાની એકાદ કળીનું
સહેજે ખડખડાટ વિના
હળવેથી ખરી જવું...

ઓશિકે રાતરાણી મૂકી
જોઈ હતી રાત આખી કોઈકની વાટ ?
હા, બધું લગભગ કલ્પનામાં !
(અને કવિતામાં !!)

સાડાત્રણ દાયકા પૂર્વે મારાં
અને હમણાં સંતાનોના લગ્નપ્રસંગે
ફૂલો સાથે થોડીક વાર રહેવાનું બન્યું,
પણ પછી તો
એની સુગંધેય...

સજાવેલા મંચો, પુષ્પગુચ્છો, ફૂલમાળાઓ,
ચીતરેલા જેવા શ્રોતાઓ અને હું
વારંવાર થઈ જઈએ છીએ એકાકાર;
એક-બે વાર તો
મારું આખું શબ દટાઈ જાય એટલાં ફૂલો...
પણ બધી જ લાગણીઓ સુગંધિત
અને બધી જ ઔપચારિકતાઓ પ્લાસ્ટિકિયા
ન પણ હોય...

શક્ય છે : મૃત્યુ ટાણે
શબ પર થોડીક પુષ્પમાળાઓ હશે.
લાગણી અને ઔપચારિકતાની
ત્યારેય સેળભેળ...
પણ હજી સુધી કોઈએ
શબ પર
પ્લાસ્ટિકનાં ફૂલો ચઢાવ્યાનું જાણ્યું નથી !
ચિતાનો અગ્નિ
હંમેશની જેમ હશે સર્વભક્ષી.
ફૂલ અને અસ્થિફૂલ,
સર્વ જ્વાળાઓ અને જળને સમર્પિત...

## સ્પર્શે □ પન્ના નાયક

આજ ભરભર શિયાળાના
પીળા રણમાં
ઝંખું હું
ગુલમહોરની ઝૂમતી જ્વાળાનો સ્પર્શ.
પછી,
હું ખુદ વસંતપંચમી.

ફૂલો સાથે,
આમ જોવા જઈએ તો,
મારે શો સંબંધ ? અને કેટલો ?

પણ શબ્દો જો પુષ્પો હોય
તો એની વાત સાવ અલગ
શબ્દસંગે
હું પુષ્પિત, પુષ્પમય, પુષ્પ જ...

□ **અમૃત ઘાયલ**

જીવનવાટે જરા જુદા પ્રકારે ફૂલ વેરાયાં,
હતાં થોડાં છતાં લાગ્યું વધારે ફૂલ વેરાયાં,

અતિ વસમી વ્યથા વસમા વિચારે ફૂલ વેરાયાં,
સરી ગઈ શૂન્યમાં નૌકા કિનારે ફૂલ વેરાયાં.

બની કરડી જરી તો વીજળી તૂટી પડે જાણે,
હસી એ આંખ તો એક જ ઈશારે ફૂલ વેરાયાં.

નજર ૩ઠી અને જીવનની સહુ રંગત ગઈ મારી
ન સાંજે રંગ રેલ્યા કે સવારે ફૂલ વેરાયાં

ગજું શું ફૂલનું કે આપ મેળે જાય વેરાઈ,
તમે આપ્યો સહારો તો સહારે ફૂલ વેરાયાં,

ઉદયકાળે અમે લોકો હતાં આનંદ મૂર્છામાં,
ખબર સુદ્ધાં નથી અમને કે ક્યારે ફૂલ વેરાયાં.

કરે છે કોણ મૃત્યુ બાદ 'ઘાયલ' યાદ કોઈને
ખુદાની મે'ર કે થોડાં મજારે ફૂલ વેરાયાં.

□ **રાઘવ મુનીમ**

એક અટૂલું
ઝૂરતું વનફૂલ
સૂની કેડીએ

□ **આદિલ મન્સૂરી**

કંટકને ક્યાંથી હોય અનુભવ વસંતનો,
ફૂલો જ માત્ર પી શકે આસવ વસંતનો.

આવે છે એમ ભગ્ન હૃદયમાં તમારી યાદ,
જાણે કે પાનખર મહીં ઉદ્ભવ વસંતનો.

પીગળી ગયાં છે મેઘધનુષ્યો તુષારમાં,
મ્હેકી ઊઠયો છે બાગમાં પાલવ વસંતનો.

સ્વપ્નોનાં ખંડિયેરમાં એની છબી ન શોધ,
વેરાન રણમાં હોય ના સંભવ વસંતનો.

ખૂશ્બૂનાં તોરણોથી સજાવ્યો છે બાગને,
ઊજવી રહ્યાં છે ફૂલડાં ઉત્સવ વસંતનો.

□ **રાઘવ મુનીમ**

રંગે સુગંધે
ધરે ભિન્નતા છતાં
ફૂલ તે ફૂલ

## અવહેલા □ જગદીશ જોશી

સૂરજને જોઈ મુખ કમલિની ફેરવે
 હવે સૂરજને ઢૂંઢવું પાતાળ.
મોઢું દેખાડવાનો મહિમા નહીં : એને
 પાંદડીને ચૂમવી વાચાળ.

ખોવાયો ખોવાયો ફરતો રહે બ્હાવરો
 ને ઓછપને ઓઢી સંતાય.
નભનો મારગ મથે ટૂંકવવા, શમણાંઓ
 પળપળને કાંતી કંતાય.
ઝાંઝેરું જીવ્યાનો થાતો અફસોસ : એને
કિરણો પણ લાગે જંજાળ.

વાદળના મ્હેલ સૂના સૂના લાગે ને
 હવે જળના દર્પણમાં તિરાડ,
ઝંખેલા પ્રેમને પામ્યા વિના તો હવે
 પાંપણ પર પથરાતા પ્હાડ.
આભના બે છેડાની વચ્ચે આ રણ, અને
 મૃગજળની ઝળહળતી ઝાળ !

## ચંપાકળી □ અનુ. હ. ભાયાણી

વસંતરાજ વિહરતા ત્યારે
ઊડઊડ કરતું કોકિલમંડળ,
ગૂંજત ભ્રમરગણો,
ને ઘરવાડીના કળીએ ભરચક કેસૂડા-
એ સૌએ જેવો ઉપજાવ્યો અંધાર,
ચંપકતરુ ચોપાસ ધરે ત્યાં
સ્નિગ્ધ કળીની દીપાવલિ-
 શો પ્રગટે દ્યુતિઅંબાર !

## □ રશ્મિ રૂપારેલ

ગુલમહોર
સળગે ગ્રીષ્મતાપે
પર્ણે લીલાશ

## □ જગન્નાથ □ જશવંતી દવે

(સંસ્કૃત)
તુજમાં વસે છે લક્ષ્મી ખુદ લોકધાત્રી
તારો ખરે જ દૃઢ છે રવિ સાથ સ્નેહ.
ગાતા ગુણો ભ્રમર, બન્દીની જેમ તારા
હે પુણ્ડરીક ! અહીં કોણ સમાન તારા ?

## ફૂલો... □ યૉસેફ મેકવાન

કોની તે વેદનાએ લીધો આકાર... જો ફૂલો ખીલ્યાં!
ડાળીને ક્યાં એનો લાગે છે ભાર... આ ફૂલો ખીલ્યાં!

આંખોમાં તારી લ્હેરાતી મોસમ,
ખેંચે કોઈ તાર મને મોઘમ મોઘમ;
મ્હેંક મ્હેંક થઈ જાતા કુંવારા શ્વાસ,
ઉમ્મર ફૂટયાનો મને થાતો અહેસાસ!

ઊઘડે આકાશ મારી પાંપણને પાર... જો ફૂલો ખીલ્યાં,
પડઘો આ એનો છે આખો વિસ્તાર.... આ ફૂલો ખીલ્યાં.

વરસ્યા વિનાની જાય વરસાદી રાત,
એવું થયું છે પછી મારી સંગાથ;
ફૂલોની મોસમ કે મોસમનાં ફૂલ!
ઓળખતાં આવડયું ના, ઉમ્મરની ભૂલ!

જીવતરને કાચા તે રંગનો આધાર?... જો ફૂલો ખીલ્યાં,
મેં તો, ધરતીને સપનાંનો દીધો ઉપહાર.... આ ફૂલો ખીલ્યાં!

## □ અંકુર દવે

પરબીડિયામાં બીડ્યું ગુલાબ : સુગંધની રાહ જોઉં છું
તારો કોઈક દિવસ આવશે જવાબ : સુગંધની રાહ જોઉં છું.

એક એક પળ એ તો ખીલતી છે પાંદડી
એક એક પળ એ તો ખરતી છે પાંખડી
પાંદડી તો પડતો ઊપડતો નકાબ : સુગંધની રાહ જોઉં છું.

કોઈક એક સાંજે તું સરનામું શોધતો
આવશે અચૂક : મને વ્હાલથી સંબોધતો
હું તો પ્યાલી : પણ તું છે શરાબ : સુગંધની રાહ જોઉં છું.

## ફૂલોમાં □ ઉશનસ્

(ગઝલ)

શી ખબર એ રોજ શું લખીજાય ફૂલોમાં!
થતું કંઈ રાઝ ખુલ્લું કે કંઇ ઢંકાય ફૂલોમાં!

દીઠું મેં ફૂલ ને તરત જ તને પણ જોઈ, તે ક્ષણથી
ભ્રમે ભટકયા કરું તુંમાં, અને તુંમાંથી ફૂલોમાં;

ન જાણે એ હશે કેવાંય કોમળ ને રૂપાળાં, જે
ગયાં છે ચાલી, છોડીને પદોની છાપ ફૂલોમાં?

હું પેલાં આદિ બીજની ભાળમાં ભટક્યા કરું ભવભવ,
સતત પ્રગટ્યા કરે જે વિશ્વને આ વૃક્ષ, ફૂલોમાં;

મહાસર્જકની એ ધીરજ ઉપર તો ખાસ આફ્રિન છું
ફલત્વે લઈ જતાં બીજને, ઘડી થંભેલ ફૂલોમાં;

નમે સૌ તત્ત્વને ટૂંપણે જ જો રાજી, ભલે રાજી;
અમેતો મોરપીંછથી મુગ્ધ જે ફરકેલ ફૂલોમાં;

નભે દેવોની ગીતિની ફૂટી જો પંક્તિ તારામાં,
કવિ એ કોણ જેણે મેળવ્યો ભૂ-પ્રાસ ફૂલોમાં?

□ **નાથાલાલ જોશી**

પુષ્પોનો વિકાસ, સરિતાઓનો પ્રવાહ અને સૂર્યચંદ્રના ઉદયઅસ્ત શ્રમવિહીન અને સરળ હોય છે. માનવ ચેતના એવી જ બને તો સ્વાભાવિકતા અને સરળતાની વીણા ગુંજી ઊઠશે.

□

સંતો પ્રભુના ઉદ્યાનનાં સુંદર પુષ્પો છે; એમના દ્વારા પ્રભુનું સ્મિત અભિવ્યકત થાય છે.

□ ચન્દ્રવદન મહેતા

દિવાળીનો અંક મનોહર "સુગંધિત" કાવ્ય થકી રસભર,
વિષયો વિધવિધ, છંદ, અછંદે નવીન વૃત્ત થકી સરભર;
કાવ્યો અનુપમ, કૈંક અલૌકિક સર્જનના ફૂટતા અંકુર
અર્થ પ્રવાહે સરસ રસળે, હૈયે ભાવ ભરે ભરપૂર.

જનગણમનના ઘરદીવડાઓ દીપમાળની કરે ઝબકાર,
ગરીબના ઘર દીવિલ તેલે ઉજળાશે સૌના ઘરબાર,
ખાધે પીધે ભલેને ખૂટતું, હૈયે હોંસ તણો ભંડાર,
એમ દિવાળીપર્વ ઊજવી અંક તણા કરશે લલકાર.

કોઈ ખૂણામાં ભવ્ય બંગલે વીજ તણી ચમકે અલગાર,
ચાંપ દબાવે ઘરનોકર તે જેવા એને હુકમ અનુસાર;
અંદર રહેનારા અંતરમાં દૂરદર્શનનો શોખ અપાર,
જોતાં એનો પાર ન આવે વાચનની નહીં હોંસ લગાર.

ચિત્ર વિચિત્ર રંગીત ને વળી જાહેરખબર બધી વાંચે,
અહોહો ! અહીં પૂરી દિવાળી, ખાઈ પી સૌ કોઈ નાચે.

## સપનાં □ રાજેન્દ્ર શુક્લ

મ્હેંકનો મૃદુ ભાર, ભીની સ્હેજ ઝૂકી ડાળ, સપનાં;
નિષ્પલક પળની પરી તે જોઈ રહેતો કાળ સપનાં.
એક લટને, લ્હેરખીને લ્હેરવું નખરાળ, સપનાં;
ને પલકનું પાંખડી સમ ઝૂકવું શરમાળ, સપનાં.
લાલ, પીળી, કેસરી, નીલી, ગુલાબી ઝાળ-સપનાં,
હું, તમે, ઉપવન, વસંતોનું રૂપાળું આળ, સપનાં.
હા, હજુ થાક્યાં ચરણને કોક વેળા સાંભરે છે,
આભને ઓળંગતી એ સ્વર્ણમૃગની ફાળ, સપનાં.
જિંદગીને લક્ષ્ય જેવું તો કશું આમે હતું ના,
મદછકેલાં ત્યાં મળ્યાં એ સાવ અંતરિયાળ સપનાં.

## કેસૂડો અને સોનેરુ *

□ હરિશ્ચંદ્ર ભટ્ટ

### કેસૂડો

ઓ કેસૂડા!
ઓ નંદના કુંવર! યૌવનમુગ્ધ લાલ,
શો ખીલતો નવવસંતની દીપ્તિ ધારી,
ઉન્માદ શો જગવતો જનચિત્ત માંહીં!
ઓ મસ્ત? તેં વ્રજ મહીં ગ્રહી રાધિકાને?
શું તેં જ કામણ કરી વ્રજનારીઓને
રાસે રમાડી રસ-સાગરમાં ડુબાડી?
રે મેં ય પી અમૃત એ તુજ રૂપ કેરાં
હૈયાની ભૂખ શમવી હતી કૈંક વેળા.
ઓ લાલ લાલ! ગિરિધારી લલા, ઓ લાલ!

### સોનેરુ

સોનેરુ ઓ!
પીળાં પ્રફુલ્લ ફૂલ, પ્રૌઢ વિશાલ કાય,
ને ઘેરી છાંય વપુની કિરીટીસખા શી!
તું પૌરુષે સભર પ્રેરક સારથી શો!
ગાત્રો ગળે જીવન-યુદ્ધ મહીંય જ્યારે
તું એક કૃષ્ણ સમ પ્રેરક વર્તમાન
સંમોહ, સંભ્રમ ભૂલું તુજ પ્રેરણાથી;
સોનેરુ! તેં જય પરાજય કૃષ્ણ જેમ
મારા અનેક નીરખ્યા;
છે તું હિ પીતાંબર, પાર્થસારથિ!

* કાલિદાસે દેવદાર વિષે કહેવડાવ્યું છે : अमुं पुरः पश्यसि देवदारुं पुत्रीकृतोऽसौ वृषभध्वजेन। એ પ્રમાણે કેસૂડાને નંદકુંવર કહ્યો છે. Laburnumનું આસામી નામ 'સોનેરુ' કાકાસાહેબ કાલેલકરે આપ્યું છે. આ બંને કાવ્યોમાં આરાધના અભિપ્રેત નથી.

□ કિશોર શાહ

ફૂલ આંગણે
ઉત્સવ વસંતનો
ભમરો ગૂંજે

□ કોમાશી □ સુ. દ.
(જાપાની)
અદૃશ્યપણે
એ કરમાય છે વિશ્વમાં,
આ ફૂલ જેવું માનવહૃદય.

## ગૌરવ

□ દિનેશ કોઠારી

ફૂલ કો ખીલેલ હું ગાઢા વને,
ના રૂપ કે ના રંગ
ને કૈં મ્હેકનો છાંટો નથી;
ને તે છતાં ગૌરવ મને,
કે આમ તો વગડાઉ તો યે ફૂલ છું,
કાંટો નથી.

# એક પુષ્પ-ગુચ્છ

## □ રૉબર્ટ ફ્રૉસ્ટ □ કનુભાઈ જાની

એકદા ઝાકળટાણે પ્રાગડ ફૂટયા મૉર વઢાયું ઘાસ !
હશે એ કોણ ? ખોજતો ફરું ફેરવું ઘાસ.
દાતરડાને પાણી પાતું ઝાકળ પણ ઊડેલ
મજાની સમથળતા આ નિહાળવા હું પહોંચું તેની પ્હેલ.
ઝાડના ઝુંડતણા ટાપુ પછવાડે એનાં ઢૂંઢું નિશાન
વાયુની લ્હેરખડી પર સરાણ એની સુણવા માંડુ કાન;
પરંતુ એ તો એને પંથ, વાઢીને સઘળું યે તે, ગયો,
અને હું હતો અહીં એ તેમ હશે ને સાવ એકલો થયો !
"અરે હ્યાં સહુયે એવા" –એમ મેં વળી મારી મનને કહ્યું "સંગમાં સહુયે
કીધું કાજ કે પછી એકલ એકલ થયું."
કહ્યું-ના-કહ્યું ત્યહીં તો એક વેગથી મુજ પાસેથી સર્યું
પતંગુ નીરવતાની પાંખ પરે કો વ્યાકુળતાથી ભર્યું.
ખોજતું રાતતણે અંધાર જેહની યાદ થઈ'તી ડૂલ
ગયેલી કાલતણા આનંદતણું જે ધામ હતું તે ફૂલ.
અને મેં જોયું બરાબર, ચક્કર ચક્કર ફરતું એ ત્યાં ફરે
જ્યાં પડ્યું મુરઝાઈને કોક ફૂલ કો ધરણીની ઉપરે.
અને તે ત્યાંથી ઊપડી ક્યાંય વહી ગયું નજર તણી યે પાર,
અને તે નજીક પાછું મારી આવ્યું પાંખે કંપ અપાર.
પ્રશ્ન કંઈ ઊઠે અંતરમાંહ્ય જે તણા ઉત્તર ન મળે ક્યાંય,
અને ઊછળતું બધુંય ઘાસ ભેઠ સૂકેલું સાવ જ થાય, પરંતુ તે પહેલાં તો
ફર્યું પાછું એ નજરો તાણી જ્યાંહ,
ઝરણને કાંઠે ઊભો ગુચ્છ પુષ્પનો એક હતો જે ત્યાંહ.
પ્રફુલ્લતાની ચાડી ખાતી ઊછળતી એ જીભ છોડી દાતરડું ચાલ્યું,
બરુ-આળાં ઝરણાંને તીરિ એ છાંડી દાતરડું મ્હાલ્યું.
નીકળું હુંય છોડી મુજ સ્થાન જાણવા એ ફૂલોનાં નામ,
જાણ્યું એ-પતંગિયાંનું ખડ-તેનાં રે ફૂલ; ફર્યો પાછો હું મારે ધામ.
ઝાકળટાણે વાઢનારનાં હૈયાં કેરું હેજે,
ફાલવા દીધાં ફૂલો તે કૈં આપણ કારણ નહીં સહેજ,
નહીં રે પોતા પ્રત્યે જરા ખેંચવા ધ્યાન આપણું કોઈ,

પરંતુ પ્રભાત કેરી પ્રફુલ્લતા આ કેવળ કાંઠે જોઈ.
પતંગિયું ને મેં બન્ને યે પ્રગટયો અહીં નિહાળ્યો.
સંદેશો આ પરોઢમાંથી ફેલાતો ત્યાં ભાળ્યો.
અહીં ચૉપાસે કલરવ કરતાં સુણું જાગતાં પંખી, અને સાંભળું લંબાયેલું
આ દાતરડું ધરતી સાથે કરે ગોઠડી બંકી,
અનુભવું આ પ્રાણ અહીં તો જાણે મારા જેવો!
પછી કામ એકલ કરવાનો ભાવ હવે ત્યાં કેવો!
પણ હું રાજી મને મળ્યો એ, સ્હાય મળી જાણે અવિરામ;
અને થાકતાં; ભરબપોરે, શીળે છાંયડે, કરીએ સાથ વિરામ.
સ્વપ્ન સેવું કે મીઠી ગોઠડી ભાઈબંધની સાથ હવે તો થાતી,
જેને વિચારમાંય મળ્યાની આશા ક્યાં સહેવાતી?
"સાથ સૌ રહીને કરતાં કામ" હૈયું ખોલીને એને કહ્યું,
"સંગમાં સહુ યે કીધું કાજ કે પછી એકલ એકલ થયું."

('ધ ટફ્ટ ઑફ ફ્લાવર્સ'નો અનુવાદ)

□ રાઘવ મુનીમ

કામદેવતા
થઈ ભ્રમર ગૂંજે
ફરે ફૂલોમાં

□ ગુલાબ દેઢિયા

તું બાગ વચ્ચેથી નીકળી
અને ફૂલો તો ડાળીને વળગેલાં
એટલે એમણે
પતંગિયાંને તારી પાછળ દોડાવ્યાં.

## નમીએ અગનફૂલ

□ રાજેન્દ્ર શાહ

નમીએ અગનફૂલને
હેતે નમીએ અગનફૂલ,
ઓથમાં જેની ઊછરે આપણ વનવાસીનું કુલ.

સાંજસવાર તે ઘરમાં ખીલે,
પકવે સકલ અન્ન;
આંગણાના રખવાળની રાતમાં
આણ રમે જોજંન;
રાનપશુનાં નેણમાં એનાં તેજની વાગે શૂલ.
ઝાડવે છાનો વાસ, રે એની
હૂંફ મળે ચોમેર,
કાળના પ્હોળા મુખમાં
અભય ફરીએ રે ઠેર ઠેર;
અરણીમાંથી એમ ઝરે જેમ ગીત ઝરે ચંડૂલ

## ચાર કાવ્યો □ જ્યોતિષ જાની

૧

આપણા સંબંધનું
તારે કોઈ નામ આપવું
હોય તો

આપજે તને ગમતા કોઈ પણ
એક ફૂલનું નામ!

ફૂલ ખરી પડે
એ પહેલાં
એની સુગન્ધથી
નિરંતર છલકાતો દરિયો
હું બની જઈશ!

ભલે પછી
આપણા સંબંધનો દરિયો
કોઈ પણ અજાણ્યા
તટ ઉપર નાંગરે!

૨

મને ખબર ના રહી કે
ગઈ કાલ સુધી
સાવ અજાણ્યા
એક ફૂલની મત્ત સુગન્ધમાં
હું આજે
કેવો નાજુક છતાં
ચસોચસ
વીંટળાઈ ગયો છું!

જાણે શ્વાસ પણ
મારે હવે એ સુગન્ધને
પૂછીપૂછીને
લેવાનો ના હોય?

કોઈની લાગણી અને
એની સુગન્ધમાં ગુંગળાઈ જવાનો
આ કેવો આનન્દ!

૩

હું તો
અરણ્યમાં ઊગી નીકળેલું
એક સૂકું ફૂલ
ડાળી ક્યારે હાલશે કે
કોણ ઝુકાવશે
હું તો
ટપ
ખરી જઈ
સમગ્ર અરણ્યના ગર્ભમાં ધસી
નવો જન્મ લઈશ!

તું
મને ઓળખી તો કાઢીશ ને?

૪

મારી આંગળીઓનાં ટેરવાંથી
રોજ હું તારું નામ
ફૂલની પાંદડીઓમાં
કોતરી દઉં છું -

ફૂલ
ખરી પડે છે
તારું નામ
ફોરમ બની
ચોમેર
વિસ્તરે છે!

અહો! વિસ્મય...

## ફૂલો

□ શાંતા શેળકે □ સુ. દ.

ક્ષણે ક્ષણે કાળી થતી જતી રાત, કાળી મસ
અને મારી બારી નીચે ખીલતાં મોગરાનાં ફૂલ
આ ઘટ્ટ થતું સૂર્યતેજ, પ્રકાશનું નાનકડું અંતર્વર્તી કેન્દ્ર
નિર્મળ શુભ્રતા અંધકારે હૃદયમાં રક્ષી છે.

અચાનક સુવાસ વાતાવરણને ભરતી આવે છે, અર્ધવિસ્મૃત યાદ
સ્વપ્નમાં સ્વપ્ન દેખાય તેવું ઘૂંટાતું ધુમ્મસ–
રાત કાળી થતી જાય છે, શાંતિનો લય વહે છે
ખાલી ખાલી થાય છે, અવકાશમાં ડૂબે છે મન !

કળી શકતી નથી હું મને, બધે જ હું પ્રસરું છું
કે બધું જ મારામાં પૂર્ણપણે ઓતપ્રોત થાય છે ?
   આવે વખતે જીવ કેવો ભરાઈ આવે છે ગળા લગી
જાણું છું જન્મજાહ્નવીનો સનાતન મૂળસ્રોત.
આ પૂર્ણતા ઢાંકી રાખીને મારી દક્ષ પાંપણમાં
ભીતરના અંધકારમાં ખીલશે મોગરા જેવાં શ્વેત ગીતો.

□ વિપિન પરીખ

કૉલેજનું એક પાઠયપુસ્તક
હજુ મેં સાચવી રાખ્યું છે.
પાનાંની વચ્ચે અહીંતહીં થોડીક ગુલાબની પાંદડીઓ છે.
સુકાઈ ગયેલી, રંગ વિનાની
સુગંધ તો કયાંથી જ હોય ?
પણ આજે પણ હજુ હું કોઈ પણ પાંદડીને સ્પર્શું છું
ને આખો ઓરડો મઘમઘી ઊઠે છે.

## વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં ?

□ દિલીપ ચિત્રે □ સુ. દ.

વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં ?
આ તળાવ આંખોનું ઢંકાયું છે મેઘપર્ણથી.
ફૂલફૂલ ખીલ્યાં છે, ખીલ્યાં છે, હોઠ ક્યહીં ?
ચાંદનીની આંખમાંથી ઝાકળ ઝરે છે અંધકારનું
ખલાસ થયો છું, ભૂલ્યો છું, આ રસ્તાઓ ક્યાં જાય છે ?
ચાલી ચાલીને થાક્યો તોપણ પગ તળે કેમ આવે છે ?
વિચિત્ર પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર. મધ ક્યહીં ?
આ અનોખો દેશ તારી ઇન્દ્રિયોને પરિચિત નહિ.
તળાવ બહાર તરંગ જાય છે. તળાવ કેવું નિશ્ચલ હોય છે.
વિચિત્ર. પદ્મપાત્ર. ભ્રમર-રાત્ર મને દેખાય છે.
મધુમય મારાં ગાત્ર ગાત્ર
સૂર્યકમળના ખીલેલા દેશમાં...

## પારિજાત ઝરે ફૂલ

□ બા. ભ. બોરકર □ સુ. દ.

પારિજાત રોજ ઝરે છે ફૂલ
પણ ગણે નહિ
સુક્કો કાળ. આવે પૂછે ન કોઈ
એવું કહે નહિ
તું જ કેમ ફૂલ્યો ફરે છે કાવ્યની પોથી
ક્ષણમાં ભરી છે એથી?
તું જ કેમ છાનું ઝૂરે છે પાગલ!
નળી કોરી છે તેથી?

## આ ગુલાબની

□ મ. મ. દેશપાંડે □ સુ. દ.

આ ગુલાબની સુક્કી ડાળી પર
તું હાથ ફેરવે તોપણ
તેને ફૂલો આવે એવી તું!
અને હું?
ઈંધણ જેવો માત્ર બળતો!
મને પણ ફૂલો આવે...
પણ તે અંગારાનાં !

□ શરદ વૈદ્ય

છોકરાએ બાગ મહીં ભટકી ભટકીને કૈંક
એવો તેં વેપલો કીધો,
છોકરાએ છોકરીને ફૂલોના બદલામાં
કોરો રૂમાલ એક દીધો.
હોઠોમાં થનગનતા શ્વાસોને લાગેલું
રૂપાળા ચહેરાનું ઘેલું,
હોઠોની વંડીઓ ઠેકતું એ જાય દૂર
ઘેલી સીસોટીઓનું ટોળું.
સૂર મહીં હણહણતો શબ્દોનો ધોધ પછી
છોકરીએ ખોબલે પીધો,
લાગણીના તડકામાં છોકરાએ છોકરીનો
મ્હેંક ભર્યો ફોટો તે લીધો,
છોકરાએ છોકરીને ફૂલોના....
છોકરીની છાતીનાં નળિયાં તૂટ્યાં ને પડ્યો
નળિયે વરસાદ કૈંક એવો,
ઝબકીને જાગ્યા રે ફળિયા એ ફળિયામાં.
ઉમટ્યો તો સાદ નીક જેવો.
શમણાંને સથવારે રેશમી રૂમાલ લાલ
પૂર્યો તો સેંથીમાં સીધો,
મીરાં બનીને પછી છોકરીએ લ્હાય લ્હાય
ભગવો તે શ્વાસ એક લીધો
છોકરાએ છોકરીને ફૂલોના બદલામાં
કોરો રૂમાલ એક દીધો.

□ અમૃત ઘાયલ

મેં પુષ્પ ટોળીઓમાં વીતાવી છે જિન્દગી,
હું વીજ જેવું ક્રૂર કદાપિ હસું નહિ.

## પાંખડી □ સુરેશ હ. જોષી

ખૂલી ગઈ આ પાંખડી,
કોની અગોચર આંખડી ?
સંકેલીને એની મહીં ગોપ્યું હતું આકાશ !
શું એ જ ઊઘડી વિસ્તર્યું ? કેવું મધુરું હાસ !
તુષારકેરી મંજૂષામાં સાચવ્યો'તો જે સૂરજ
એ જ આંજે તેજથી આ સૃષ્ટિને ? કેવું અહો અચરજ !
આ હવા આળોટી એની ગોદમાં,
આવી બનીને મત્ત સૌરભ મોદમાં.
ઘૂઘવે વિહ્વળ બની સાગર,
એ ગુપ્ત એના અશ્રુનો આકર ?
અગ્નિની આ દિપ્ત કાન્તિ,
   એના હૃદયની ગૂઢ એ ઘૂંટેલ શાંતિ ?
મર્મમાં એના ઊડે છે જે ગુલાલ,
બ્રહ્માંડ આખું એ વડે છે ખુશખુશાલ !
ખૂલી ગઈ આ આંખડી,
કો અગોચર પદ્મની શું પાંખડી ?

## □ રવીન્દ્રનાથ ટાગોર
## □ નલિની માડગાંવકર

હે મારા ફૂલ, મૂર્ખ ભોગીની માળામાં
                    તારું સ્થાન ન હોય
આ જ તને મારા
                    આ નવપ્રભાતના આશિષ.

## બાગમાં □ શિવજી રૂખડા

ફૂલનો ગજરો તમારા હાથમાં,
એટલે સુગંધ મીઠી વાતમાં.

જૂઈ, ચંપો, કેવડો ફોરે, છતાં-
છે અનોખી વાત પારિજાતમાં.

રાતરાણી ઊંઘવા દેતી નથી;
આવ જલ્દી, આવ જલ્દી આંખમાં.

સૂર્યમુખી સાથ ફરતો હોઉં છું;
હું ભળી ગયો છું સમયની નાતમાં

ફૂલવાડી ફૂલથી ભરચક હશે.
કાયમી જો હોય માળી સાથમાં.

ગંધનો પર્યાય : તારું નામ છે,
એટલે ફૂલો હસે છે બાગમાં.

## પથ્થરને ફૂલડે ☐ રંજનમ્

પથ્થરને ફૂલડે બેઠો પતંગ
રાજ, પથ્થરને ફૂલડે બેઠો પતંગ,
પુષ્પનો પલંગ ભૂલી બેઠો પતંગ,
રાજ, પથ્થરને ફૂલડે બેઠો પતંગ.

જૂઈ અને જાઈનાં સ્મરણાંને લોપતો,
ગોપતો ગુલાબનો ઉમંગ,
ચંદનતલાવડીના પંકજને ભૂલતો,
ઝૂલતો ન ચંપકની સંગ,
હોજી રાજ, પથ્થરને ફૂલડે બેઠો પતંગ.

પથ્થરનાં ફૂલડાંમાં નવી નવી માણતો,
એવી તે કઈ મીઠી ગંધ ?
મીઠા મધુર કિયા રસને એ શોધતો,
પથ્થરની પોચાશે ? અંધ !
હોજી રાજ, પથ્થરને ફૂલડે બેઠો પતંગ.

લીન છે નવીન કો રસની સમાધિમહીં.
સર્વ ઉર-અંગ એનાં તંગ,
પેલો અનંગ આજ દંગ થઈ ન્યાળતો,
નવલો આ પ્રેમનો પ્રસંગ !
હોજી રાજ, પથ્થરને ફૂલડે બેઠો પતંગ.

☐ કોકો ☐ સુ. દ.
(જાપાનીસ)
વાસંતી મેદાનમાં
હું તારે માટે
લીલી કળીઓ વીણવા ગઈ ત્યારે
મારી બાંય પર બરફ પડ્યો.

☐ રવીન્દ્રનાથ ટાગોર
☐ નલિની માડગાંવકર

તારા બાગમાં ખીલ્યું શ્વેત કરેણ
મારા બાગમાં લાલ
દૃષ્ટેદૃષ્ટ ઓળખે એકમેકને
ફાગણ-ઉજાગરે આંખ લાલ.

☐ ગુલાબ દેઢિયા
રોજ રાતે છાને ખૂણે
ફૂલદાની રડે છે.
એને એ જ સમજાતું નથી કે
પોતે એવાં તે કયાં પાપ કર્યાં હશે કે
ફૂલોનું કબ્રસ્તાન બનવું પડયું?

## તારુંમારું એક સૂર્યફૂલ

☐ વસંત ડહાકે ☐ સુ. દ.
તારું મારું એક સૂર્યફૂલ
એકાદા સૂર્યફૂલ પ્રમાણે આપણું આયુષ્ય
સૂર્યસ્તોત્ર થઈ જાયે.
તારો હાથ છે મારા હાથમાં
હવે આ વાટ વિકટ થશે નહિ
આ અનાદિ અનંત રસ્તો
અને આપણા બન્નેના
હાથ ગૂંથાયેલા.

## અન્ડરગ્રાઉન્ડ

વિજુ ગણાત્રાનો આ પહેલો કાવ્યસંગ્રહ 'અન્ડરગ્રાઉન્ડ' પ્રગટ થાય તે પહેલાં જ એ છત્રીસ વર્ષની નાની વયે અન્ડરગ્રાઉન્ડ ચાલ્યાં ગયાં. ચીનુ મોદી અને ભોળાભાઈ પટેલે તેમની કવિતામાંથી પસંદ કરીને આ સંગ્રહનું સંપાદન કર્યું છે. આ પંચાશી કાવ્યોમાં પાંચસાત ગીતગઝલો બાદ કરતાં બધી જ રચનાઓ ગદ્યકાવ્ય છે. એક રીતે આ બધી રચનાઓ સમકાલીન ગુજરાતી કવિતાની છાયામાં ઉછરેલી જણાય છે, તો સાથે જ આ રચનાઓમાં કવિની સંવેદનશીલતા અને કલ્પનસૃષ્ટિનું આગવાપણું પણ પ્રગટ થાય છે. નારીમુક્તિની રીતસરની ઝુંબેશ કાંઈ એમણે કરી નહોતી, પણ એમને એ વિશે જે સહજ અનુભૂતિ થઈ હશે તે આ રીતે પ્રગટ થઈ છે :

પિંજરમાં એક પોપટ
પોપટ હોય કે મેના કે મોર કે હું
એથી શો ફર્ક ?

*

સવારે પોપટની ચાંચ જેટલી જ
મારી આંખ લાલ થઈ ગયેલી
મેં પિંજર હલાવ્યું અને કહ્યું - સીતારામ

વિજુ ગણાત્રાની કવિતામાં, સજીવ - નિર્જીવ સૃષ્ટિ, માનવેતર પ્રાણીજગત, પુરાણકથા, સાંસ્કૃતિક રૂઢિઓ, સાહિત્ય, લોકસાહિત્ય ઇત્યાદિના સંદર્ભયુક્ત કલ્પનો કંઈક પ્રચુર કહી શકાય એટલા બધા પ્રમાણમાં આવે છે ને અનેક સ્થળે કૃતિ પ્રાસની આંગળી ઝાલીને આગળ વધે છે :

આરતીમાં પૈસા નાખવાની
મને ટેવ છે
ટેવ નામે ટેટો
વડ થઈને બેઠો :

*

રાખડી ? ? ?
છોડી દીધાં બાધાઆખડી
બાખડી પડ્યા છે બે શબ્દો

આ કવયિત્રીએ રોજિંદી બોલચાલની ભાષા પાસેથી ક્યારેક સરસ કામ લીધું છે :

કિનારો હસીહસીને બેવડ વળી ગયો

*

સૂરજ સાખે ને ઝાકળ આંખે
દુઃખણાં અમે લઈ લીધાં રે લોલ

સેવાળ પર ઘોડાની રેવાલ ચાલ

કાવ્યસંગ્રહની પ્રસ્તાવનામાં ચીનુ મોદીએ કહ્યું છે : 'વિજુબેન, શબ્દને વધુ સબલ, સક્ષમ બનાવ્યો હોત તો ગુજરાતી કવિતાને એક નોખા અનુભવનું કાવ્ય મળત. ખેર." એમ જ આપણે પણ કહેવાનું રહે.

– જયા મહેતા

[વિજુ ગણાત્રા, અન્ડરગ્રાઉન્ડ, ૧૯૮૮, ગુજરાત સાહિત્ય પરિષદ, અમદાવાદ, પૃ. ૧૬૦, કિ. રૂ. ૨૦.૦૦]

## વનફૂલ ☐ મ.મ. દેશપાંડે

☐ સુ. દ.

વનફૂલ !<br>
તેને ગમે છે ધૂળ;<br>
ઉદાસ ગીત ગાય;<br>
કયાંય આવે નહિ જાય:<br>
કરે દૂર શૂળ<br>
વનફૂલ.<br>
બાજુમાં વહે છે નદી;<br>
પવન પૂછે છે કદી;<br>
પૃથ્વી પર આકાશનું<br>
અનામી છે મૂળ<br>
....... શિશુકુળ<br>
વનફૂલ.<br>
મીઠો રંગ, ઉગ્ર વાસ;<br>
તેનો નહિ કોઈને ત્રાસ<br>
કદી કદી પ્રવાસીઓ<br>
થાય વશગૂલ<br>
વનફૂલ.

## ☐ જગન્નાથ ☐ જશવંતી દવે

(સંસ્કૃત)

તારો ઉદ્‌ભવ છે જળે, મધુરિમા, નારી મુખે જે દિસે<br>
વિષ્ણુના કરમાં નિવાસ તુજ છે, દેવપ્રિય સૌરભ.<br>
તું તો 'કામ'તણું અને કવિતણું સર્વસ્વ હે નીરજ !<br>
તું જો પ્રેમ કરે અરે ભ્રમરને કહીએ તને શું અમે ?

## ચેતવણી ☐ સુરેશ દલાલ

કાળનું કુસુમ આ સાવ નાજુક છે;<br>
જો ખરી જાય ના પાંખડી પલતણી.

## ☐ જશવંતી દવે

(સંસ્કૃત)

હે હેમકેતકી ! કરે અભિમાન શાનું<br>
કે સેવતા મધુકરો તુજને જ સર્વે ?<br>
તારી નથી સરસતા, નલિનીવિયોગે<br>
કાંટા પરે તૂટી પડે તુજ એ સહુ તો.

## ત્રિપદીઓ-પુષ્પ વિષે અને ઈતર □ હેમેન શાહ

( ૧) લખાવટ સુઘડ ને લચકદાર છે,
સુમન પ્રકૃતિના લલિત અક્ષરો,
ભ્રમર જાણે ખસતા અનુસ્વાર છે!

( ૨) ન પહોંચાશે કંટકભર્યા પથ વગર,
પુનિત કંઈ જો અવતારવું હોય તો
નથી શક્ય, કોશિશ ભગીરથ વગર.

( ૩) ભ્રમર ને પતંગાઓ મોડા પડયા,
ખતમ રાતભરમાં જ થઈ ગઈ મહેક,
હવાના ફૂલો પર દરોડા પડયા!

( ૪) ન બંધન, ન કોઈ પરેજી ટકે,
દરેક વાતને એમ ફણગા ફૂટે,
વસંતોની ચકચૂર તેજી ટકે.

( ૫) ફૂલો માત્ર મનગમતા વેશો નથી,
તમે વાળ શણગારવા લો ભલે,
સજાવટ કદી એનો પેશો નથી.

( ૬) ચમનમાં છે મેળાવડાનીઝલક,
ચમેલી, જૂઈ, કેતકી, ગુલછડી,
હલો! આપનું નામ શું? શું અટક?

( ૭) વફાદારી બરખાસ્ત કયાંથી કરે?
પૂજે તેજોબળને જ સૂરજમુખી,
અશ્રદ્ધાની દરખાસ્ત કયાંથી કરે?

( ૮) સરસ શાખ પર તૃણનો ખોબો થયો,
વિહગ આવ્યું ઊડતી મુલાકાતે પણ
પછી વૃક્ષ સાથે ઘરોબો થયો.

### □ બાશો □ ધનવિદ્યા મહેતા
(જાપાનીસ)

ચોખા નથી તો
ચાલો ગોઠવીએ આ ફૂલો
સુંદર કટોરામાં

### □ સુરેશ દલાલ

ફૂલોએ દુકાન ખોલી છે
પતંગિયા વેચવાની
સેલ્સમેન જેવા ભમરાઓ ભમ્યા કરે છે
અને ઝાડના કોઠા પર
કોયલ Call girl.

### □ બુસોન □ ધનવિદ્યા મહેતા
(જાપાનીસ)

મારાં બે પ્લમ વૃક્ષો
એટલાં તો ગૌરવશાળી...
જુઓ, તેઓ ફૂલોથી ખીલે છે
એક હમણાં, એક પછી.

( ૯) વહીવટ બધો કોણ નક્કી કરે ?
કયું પાન ખરશે ? કયું બી ફળે ?
કયો છોડ કયારે તરક્કી કરે ?

(૧૦) હું સમજ્યો નથી ભેદ લવલેશ પણ,
ખર્યાં કેમ સહસા નિરામય ગુલાબ ?
નથી સ્પષ્ટ ઊગવાનો ઉદ્દેશ પણ !

(૧૧) જીવન અલ્પ ને લાગે પામર ભલે,
રહે ઘાસ હંમેશ આનંદમાં,
બધી કોર વૃક્ષો કદાવર ભલે.

(૧૨) શું જાદુ કરી જાય જલ ખ્વાબનું ?
અહીં ફક્ત ખરબચડી માટી હતી,
મળ્યું પોત પુષ્પોને કિનખાબનું !

(૧૩) બદન પાતળું ફૂલદાની થશે,
ઉમર સોળ-સત્તર થઇ ના થઇ
સુગંધોથી બહુ જાનહાનિ થશે.

(૧૪) ફરે સૂર્ય દિનભર અટૂલો થઇ,
સવારે ચમનમાં છુપાઇ જતાં,
સિતારા રમતિયાળ ફૂલો થઇ !

(૧૫) લીલીછમ જુઓ ફરફરે સાબિતી,
બધાં બીજ કયાં કયાં દટાયાં હશે,
રજેરજની છે નીરને માહિતી.

(૧૬) મનુજ, દ્રુમ, પશુ, પંખી કરતાં સહી,
અલગ કોઇનો પણ દરજ્જો નથી,
જગતની તો એક જ છે ખાતાવહી.

☐ ઈસ્સા ☐ ધનવિદ્યા મહેતા

(જાપાનીસ)
જીવો સાદી શ્રદ્ધાથી...
જેમ શ્રદ્ધા રાખતી ચેરી પર
ફૂલો ખીલે, કરમાય ને ખરે પાંદડી

**મુખપદ્મ**

☐ કાલિદાસ ☐ હ. ભાયાણી

તુષાર-પ્રપાતે શ્રીવિનષ્ટ પદ્માકરે
રાતભર
કંપતે અધરદલે
પદ્મગંધિ ઉમામુખ
નૂતન શ્રી ભરે

☐ બાશો ☐ ધનવિદ્યા મહેતા

(જાપાનીસ)
પ્રાચીન નગર છે સાવ શાંત
તરે છે હવામાં ફૂલોની મહેક...
અને સાંજનો ઘંટ

## કરાંજતા કાગવનમાં ! □ ભાનુપ્રસાદ પંડયા

અહો પલાશગોરી !
તમે અહીં ક્યાંથી
ભલાં આવ્યાં, ભલું ખીલ્યાં
કેસરિયાં ફૂલકિશોરી !
તમને નિહાળતાં જ
સીંચાયું ભીતર અમીબિન્દુ !
ઉભરાશે હવે મારો કંઠસિન્ધુ.
આ તો કરાંજતું કાગવન
અહીં શૂળોનાં શાસન !
ઊની ઊની લૂનાં પ્રાશન !
તરફડતા મૃગલાની લાશ પર
નીકળે અહીં તરસરાણીનાં
દબદબાભર્યાં ઝુલુસ !
પછી જામે ગીધોની મહેંફિલની હુંસાતુંસ !
ડોલાં ધૂકે, લેલાં લવકે,
વાયસો કાંઉ કાંઉ બકબકે !
આ થોર બાવળ ને ખીજડા વચ્ચે
ત્રોફાઈ જાય મારો સ્વર,
હું કોકિલ – અહીં મૂંગોમંતર !
એમાં તમે દેખાયાં ફૂલસભર !
ફૂલવતી તમારાં આગમન
અદકેરું પર્વ મારે મન !
અમે તો આમ્રની ઓઝલમાં વસનારાં
વાસંતી લહરને શ્વસનારાં, કાળજાને મીઠું ડસનારાં,
આમ્રમંજરીમાં રેલાવતાં ગાયન
આવી પડયાં આ કાગવન !
પલાશગોરી ! અહીં ધન્ય તમારાં દર્શન !

## વિરહીને વસંત વનસ્થળી
□ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત)

કુંદકળીઓ તણા અસ્થિચૂર્ણે ભરી
ફુલ્લ - કિંશુક - અંગારથી ધીખતી
ઊડતા ભ્રમર - ધૂમગૂછળે ધૂંધળી
રક્તનેત્ર કોકિલો ઊભાડિયા જ્યહીં
વનસ્થળી ચિતા સમી વસંતપંથીએ લહી.

## □ મોરીટાકે □ ધનવિદ્યા મહેતા

(જાપાનીસ)

એક ખરેલું ફૂલ
ફરે પાછું ડાળે ?... ઓહ ના !
શ્વેત પતંગિયું.

☐ સુરેશ દલાલ

રાતરાણી, જૂઇ, ચમેલી કે ગુલાબનાં કાવ્યો
હું લખી શકું એમ નથી.
ડેફોડિલ્સ એ મારે માટે દૂરની ચીજ છે.
મારા બીજમાંથી ફૂટે
રેશનકાર્ડ્સનાં ફૂલ
ટ્રેનના પાસનાં પ્લાસ્ટિક ફૂલો
વિમાનની ટિકીટના કિંમતી કુસુમો
બસની ટિકીટની બોગનવેલ
ટેક્સીના મીટરની મંજરીઓ
કાર્સના કેવડાઓ
ટ્રકસના કેકટસ
હાથગાડીના બાવળ
અહીંથી તહીં જવાની ઉતાવળ
સૂરજ વિના કરમાયેલા સૂરજમુખીઓ
હું રાતરાણી કે સૂરજમુખી
કોઇનાં પણ કાવ્યો લખી શકું એમ નથી.
– બગીચાની તો વાત જ દૂર રહી.
મારું ફ્લાવરવાઝ પણ ખાલીખમ...

☐ મધુકાન્ત મિસ્ત્રી

અધ ખૂલેલા
હોઠ પુષ્પ કળીના
દર્પણ જેવા

☐ મધુકાન્ત મિસ્ત્રી

કર કમળે
પાંચ પાંખડી કરે
નસીબ કેદ

☐ અકાહિતો ☐ સુ. દ.
(જાપાની)
વાયોલેટ્સ વીણવા હું
વાસંતી વનમાં ગયો
ત્યારે મેં મન ભરીને એટલું બધું એટલી હદે માણ્યું
કે આખી રાત હું ત્યાં જ રહી ગયો.

## બકુલફૂલ હે

□ ના. ધ. દેશપાંડે □ સુ.દ.

સાત જનમની અનામ આશા રાખીને હું મનમાં,
બકુલફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!
દૂર નદીની પાર
ખુલ્લું રાખી ઘરનું દ્વાર
સદા નિ:સંગે રહું ઘૂમતી એકલ પાગલપનમાં;
બકુલફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!
છોડીને શણગાર બધોયે
ઘૂમી રહું; પણ તું ક્યાં હોયે?
હવે થશે શું? હાંસી કેવી થઈ ગઈ છે જનમનમાં;
બકુલફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!
શ્રાવણનું ગાજે ઘન-ગર્જન,
એમાં દીપક: મારાં નયનન્
એક આંધળી ગહન નીલ સોનેરી ક્ષણમાં;
બકુલફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!

□ કિશોર શાહ

પલાશવને
બાવળ ઊભું તાકે
છકેલ પુષ્પો

## દુર્વાર ભ્રમર □ અનુ. હ. ભાયાણી

થોડાક ભ્રમર
નીલકમળની કે બંધૂકપુષ્પની શંકાથી નેત્ર પર,
થોડાક, પદ્મબુદ્ધિથી કર પર
થોડાક મહુડાની ભ્રાંતિથી ગાલ પર,
તો થોડાક, સ્વજનો મળ્યાના મોહથી અંબોડા પર
ઝૂમી રહ્યા છે–
તરુણી! આ દુર્વાર ભ્રમરોથી
તું કેટકેટલાં સ્થાન બચાવીશ?

□ કિશોર શાહ

ખરેલું ફૂલ
રાત્રે તાકે આકાશે
ખરતા તારા

# ગુજરાત સાહિત્ય અકાદમીનાં પ્રકાશનો

□ અશોક શાહ

ડૉ. સુરેશ દલાલ જેવા ઉપાધ્યક્ષના માર્ગદર્શન નીચે ગુજરાત સાહિત્ય અકાદમીએ મૌલિક - અનૂદિત કૃતિઓ પર કૃતિઓ પ્રગટ કરવા માંડી છે. તેમાં બે નવી શ્રેણી પણ શરૂ થઇ છે. : (૧) કવિ અને કવિતા અને (૨) કાવ્યવિશ્વ - શ્રેણી. પ્રથમ શ્રેણીમાં ગુજરાતી કવિઓની ઉત્તમ મૌલિક કૃતિઓ પસંદ કરીને તે સાથે સુરેશ દલાલની વિવેચનાત્મક પ્રસ્તાવના, તે તે કવિઓની રચનાઓના આસ્વાદ અને વિવેચનને અનુલક્ષીને સંદર્ભસૂચિ પ્રગટ કરાય છે. અત્યાર સુધી આ શ્રેણીમાં કવિ કાન્ત, ચંદ્રવદન મહેતા, સ્નેહરશ્મિ, મનસુખલાલ ઝવેરી, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે વગેરેનાં પુસ્તકો પ્રગટ થઇ ચૂકયાં છે.

એક કવિની સમગ્ર રચનામાંથી કેટલીકની પસંદગી એ એક રીતે મુશ્કેલ કામ છે, આ લેતાં પેલી રહી જાય. તેથી સંપાદકને પ્રાતિનિધિક સંગ્રહ જ કરવાનો રહે. આ કામ સુરેશ દલાલે સરસતાથી પાર પાડયું છે. વળી આવા સંગ્રહોની મઝા એ છે કે તે તે કવિની કલમના વિકાસનો, તેની ગતિવિધિનો, તેના રચનામાર્ગમાં આવતા વળાંકો ને પલટાઓનો આલેખ પણ તેમાં મળી રહે છે.

દ્વિતીય શ્રેણીમાં દેશ અને દુનિયાના કવિઓની રચનાના અનૂદિત કાવ્યોના સંગ્રહ પ્રગટ કરવામાં આવે છે. તેમાં અત્યાર સુધીમાં 'સહયાત્રા' અને 'મલયાલમ કવિતા' પ્રગટ થયા છે. ને બંગાળી, હિંદી, મરાઠી આદિ કવિઓની કૃતિઓ પ્રગટ થવામાં છે.

## કાન્ત : કેટલાંક કાવ્યો

કવિ કાન્ત, પંડિતયુગના પ્રથમ હરોળના કવિ. એમણે બહુ ઓછી કૃતિઓ રચી છે, પણ એની સંખ્યાના વ્યસ્ત પ્રમાણમાં એની ગુણવત્તા ઘણી ઊંચી છે. સાચો સર્જક સમયની સરાણે પાર ઊતરે છે, સાચો સર્જક સદાય 'આધુનિક' રહે છે, સાચો સર્જક હંમેશા વર્તમાનની જ ઘટના રહે છે. કાન્ત એક એવા સાચા સર્જક છે, આ સંગ્રહનાં સોળ કાવ્યો પણ એની પ્રતીતિ કરાવે છે. 'ઉપહાર' જેવું સોનેટ, 'સાગર અને શશી' જેવું ગીત અને 'વસંતવિજય' કે 'ચક્વાક મિથુન' જેવાં ખંડકાવ્યો આટલી કૃતિઓ પણ કાન્તની સર્જકતાની પ્રતીતિ માટે પૂરતી છે.

આ સંગ્રહની ચારેક પાનાંની પ્રસ્તાવનામાં કવિ કાન્તનો પરિચય કરાવતા સુરેશ દલાલ લખે છે : "ગુજરાતી સાહિત્યમાં પંડિતયુગ એક વૈભવીયુગ તરીકે યાદ રહેશે. નાનાલાલનાં ગીતો, કલાપીની ગઝલો, કાન્તનાં ખંડકાવ્યો, બ. ક. ઠાકોરનાં સોનેટ... નોંધપાત્ર ઘટના એ છે કે દરેક સમર્થ સર્જક મોટે ભાગે એક કાવ્યસ્વરૂપને લઈને આવે છે. અને એ કાવ્યસ્વરૂપને પોતાની માતબર કૃતિઓથી સ્થિર કરે છે." કાન્તે ખંડકાવ્યનું સ્વરૂપ આપ્યું, સ્થિર કર્યું ને એ સ્વરૂપની શ્રેષ્ઠ રચનાઓ પણ કાન્તે જ આપી.

કાન્તનું જીવનદર્શન કરુણનું, કાન્તના કાવ્યવિષયો રોમેન્ટિક, કાન્તની અભિવ્યકિત

ક્લાસિકલ, ને આ ત્રિવેણીસંગમ કાન્તમાં સુચારુ રૂપે થયો છે. કાન્ત છંદોબદ્ધ લખે કે ગેય લખે, એમની કલમની સહજગતિ લીલયાનો અનુભવ થાય છે :

**ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,**
**ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;**

આ સંગ્રહમાં, સ્વાભાવિક છે કે કાન્તનાં અતિપ્રસિદ્ધ કાવ્યો તો હોય જ; તે ઉપરાંત 'સ્નેહશંકા', 'ઉદ્‌ગાર', 'પ્રણયમાં કાલક્ષેપ' વગેરે 'અલ્પપ્રસિદ્ધ પણ આસ્વાદ્ય' કૃતિઓ પણ સંપાદકે સમાવી છે.

[સંપા. ડૉ. સુરેશ દલાલ, કાન્ત : કેટલાંક કાવ્યો, ૧૯૮૭, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃ. ૫૨, કિં. રૂ. ૧૦.૦૦]

## ચંદ્રવદન મહેતા : કેટલાંક કાવ્યો

ચંદ્રવદન નટ, નાટ્યકાર, આત્મકથાકાર, કવિ 'યમલ' (સોનેટ ગુચ્છ), 'ઇલાકાવ્યો', 'ચાંદરણાં', (બાળકાવ્યો), 'રતન', અને 'રૂડો રબારી' (બાળકાવ્યો) અને 'ઇલાકાવ્યો' અને 'રતન' સિવાયનાં બીજાં, બધા સંગ્રહોના રચયિતા ઈ.સ. ૧૯૨૬થી ૧૯૮૩ સુધીની એમની કવિતાયાત્રા.

ચંદ્રવદનનાં ઇલાકાવ્યોથી તો ઘણા પરિચિત હશે. એમણે છંદોબદ્ધ કાવ્યો લખ્યાં છે : પૃથ્વી, ઇન્દ્રવજ્ર, મંદાક્રાન્તા, શિખરિણી, ગુલબંકી, રોળા ચોપાઈ,... ભજન અને ગીત લખ્યાં છે, ઝેઝ કે ઝાઝ તાલમાં તેમ જ કોલોકિયલ ગુજરાતીમાં કવિતા લખવાના પ્રયોગો પણ કર્યા છે. પ્રસ્તુત સંગ્રહમાં સંપાદકે નાનીમોટી મળીને છવ્વીસ કૃતિઓ લીધી છે. લાંબી રચનાઓમાં નગરકાવ્ય 'ઓ ન્યૂ યોર્ક' ખાસ ધ્યાનપાત્ર છે. ને વિષય વૈવિધ્યની દૃષ્ટિએ આ સંગ્રહ જોઈએ તો તેમાં ઇલા, મા, સ્વ. નરસિંહરાવ વગેરે વ્યક્તિઓ છે, દિવાળી જેવા તહેવાર છે, 'સ્વતંત્રતા', 'સ્મારક', 'ગુજરાત', જેવાં ભાવાત્મક કાવ્યો છે, 'નવી કવિતા' જેવો કવિતાપ્રવાસ છે; કેટલાંક ઇલાકાવ્યો અને બીજી કેટલીક રચનાઓ પણ કિશોરકાવ્યમાં સ્થાન પામે તેવી છે. 'કલ્યાણ' નામનું વીરગાન છે. ચંદ્રવદનની વાણીમાં જોમ અને માધુર્ય બંને પ્રગટે છે :

**પ્રભો ! છંકારી દે સકળ ગ્રહ, તારા, ઉદધિમાં**

★

**લઉં ફૂલછડી ? સુગંધીમય પાંખડી ? કે.....**

★

**તણખલાનું હલેસું ને રેશમની છે દોરી,**
**પવનનું પારેવું હું તો મારો મારગ ધોરી.**

ચંદ્રવદને ભાઈબહેનનાં પ્રેમનાં સૉનેટ્સ 'યમલ'માં આપ્યાં, ઉપરાંત 'ઇલાકાવ્યો' પણ એ જ ભાવનાની અભિવ્યક્તિ છે.

[સંપા. : ડૉ. સુરેશ દલાલ, ચંદ્રવદન મહેતા : કેટલાંક કાવ્યો, ૧૯૮૮, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃ. ૫૨, કિં. રૂા. ૧૦.૦૦]

## સ્નેહરશ્મિ : કેટલાંક કાવ્યો

ગુજરાતે જેને પ્રેમપૂર્વક 'સ્નેહરશ્મિ'ને બદલે 'હાઈકુરશ્મિ' તરીકે ઓળખાવ્યા, એમના ઇ.સ. ૧૯૩૫માં પ્રગટ થયેલા પ્રથમ કાવ્યસંગ્રહથી માંડીને ૧૯૮૭-૮૮ સુધીના ગાળામાં લખાયેલાં કાવ્યોમાંથી સંપાદક સુરેશ દલાલે પસંદ કરેલાં કાવ્યોનો આ સંગ્રહ છે. સ્નેહરશ્મિએ છંદોબદ્ધ કાવ્યો લખ્યાં છે, ગીત, સૉનેટ ને ગદ્યકાવ્યો લખ્યાં છે. મુક્તક અને મુક્તક જ કહી શકાય એવાં હાઈકુ લખ્યાં છે. ગુજરાતીમાં આ જાપાની કાવ્યસ્વરૂપ હાઈકુને દૃઢપણે પ્રસ્થાપિત કરવામાં સ્નેહરશ્મિનું પ્રદાન મોટું છે.

ગાંધીયુગીન ભાવનાઓની છાયામાં સ્નેહરશ્મિએ 'અર્ધ્ય' વગેરે કાવ્યો આપ્યા. પણ એ ત્યાં જ અટકયા નહીં, સમકાલીન કાવ્યપ્રવાહોની સાથે રહીને અછાંદસ રચનાઓ પણ કરી. અંગ્રેજો અને સમકાલીનોમાં બહુ ઊંચી પ્રતિભાવાળા સર્જકો હોય ત્યારે કોઈ પણ કવિ પર તેનો પ્રત્યક્ષ - પરોક્ષ પ્રભાવ પડે જ. સ્નેહરશ્મિની કૃતિઓમાં રવીન્દ્રનાથ ટાગોર, સુંદરમ્ ને ઉમાશંકરનો પ્રભાવ વરતાયા વગર નહીં રહે.

હાઈકુ એમનો વિશેષ ઉન્મેષ. એમની સંવેદના ને માધુર્યને દશ્યાત્મકતાથી અભિવ્યક્તિ આપતાં એમનાં કેટલાંક હાઈકુ :

રાખી જળને
બહાર હોડી જળે
તરતી જાય

*

માંડતો ડગ
બગલો ધીમે ધીમે
કલ્લોલે મીન

[સંપા. : સુરેશ દલાલ, સ્નેહરશ્મિ : કેટલાંક કાવ્યો, ૧૯૮૮, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃ. ૫૪, કિં. રૂા. ૧૦.૦૦]

## મનસુખલાલ ઝવેરી : કેટલાંક કાવ્યો

ગાંધીયુગના કવિ મનસુખલાલ એક તરફ ગાંધીયુગીન ભાવનાઓ અને બીજી તરફ સંસ્કૃત તેમ જ તળપદી કાઠિયાવાડી ભાષાનું જોમ લઈને આવે છે 'અભિમન્યુ', 'ફૂલદોલ', 'આરાધના', 'અભિસાર', 'અનુભૂતિ', 'કાવ્યસુષમા' અને 'ડૂમો ઓગળ્યો' એમનાં કાવ્યનાં પુસ્તકો. સંપાદકે તેમાંથી તેંત્રીસ કૃતિઓ અહીં આપી છે, તેમાં કાવ્યસ્વરૂપ ને વિષયવસ્તુ પૂરતું વૈવિધ્ય જણાઈ આવે છે : છંદોબદ્ધ કાવ્યો, ગીત, સૉનેટ, ખંડકાવ્ય,

અછાંદસ, મુક્તક... પ્રણય, પરમની પ્રીતિ, વિષાદ, દેશભક્તિ, વ્યક્તિ... એમની રચનાઓની ઘણી પંક્તિઓ કંઠે વસી જાય છે એના ભાવમાધુર્યથી :

આંખો અટવાણી જ્યારે વનની વનરાઈમાં ને,
ગિરિવર ઘેરીને ઊભા આભને હેજી.

★

ઘમકે ઘૂઘરમાળ સમદરની રણઝણ થતી,
એમાં તારી યાદ અંતર ભરીભરી ગાજતી

★

ત્યાં વાયુની લહરી ધીરે પદે પધારી,
ને દીપની કનકરેખ જરી નચાવી
ચાલી ગઈ; ધવલ કો લટ ત્યાં કપોલી
કૃષ્ણા તણા ફરકીને ઘડી ગોઠવાયે.

★

ઘેરા, ગાઢા રવેથી મનુજ નિધિ અહીં ઊછળી ઊછળીને.
રેલી રેલી મથે શું ભુવન ત્રણ જળે આજ ઝંબોળવાને;

અમૂર્તને મૂર્ત કરતી અભિવ્યક્તિને પણ અહીં માણી શકાય છે.
[સંપા. : સુરેશ દલાલ, મનસુખલાલ ઝવેરી : કેટલાંક કાવ્યો, ૧૯૮૮, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર. પૃ. ૬૪. કિ. રૂ ૧૦.૦૦]

## કેટલાંક કાવ્યો : સુરેશ દલાલ

આ સંગ્રહનું સંપાદન સુરેશ દલાલે કર્યું છે. એટલું જ નહીં, એક ત્રાહિતની જેમ તટસ્થપણે લખેલો લેખ પણ એમાં પ્રસ્તાવનારૂપે છે.

વિપુલ સંખ્યામાં જેમણે કાવ્યો લખ્યાં છે, એમનાં કાવ્યોમાંથી થોડાંકની પસંદગી કરવી એ કપરું કામ બને છે અને અમુક કૃતિઓ એમાં કેમ નથી ?– એવો પ્રશ્ન થાય, પણ અહીં જ્યારે કવિ પોતે જ પોતાનાં કાવ્યોની પસંદગી કરે છે, ત્યારે આ પ્રશ્નને બહુ અવકાશ રહેતો નથી.

સુરેશ દલાલે ગીત, સૉનેટ, છાંદસ ને અછાંદસ, દીર્ઘકાવ્યો, મુક્તક... ગઝલ સિવાયના બધા પ્રકારોમાં સુંદર રચનાઓ કરી છે. ગીત એમનો સૌથી પ્રિય પ્રકાર અને રાધાકૃષ્ણ, મીરાં એમનાં પ્રિય પ્રતીક. લાંબા લયનાં ગીત પણ કદાચ એમણે જ સૌ પ્રથમ આપ્યાં. પ્રાસ એમને અતિ સહજ છે ને ક્યારેક તો પ્રાસની આંગળીએ એમની કવિતા ચાલે છે. પ્રેમ, જીવનનો વિષાદ, એકલતા, સામાજિક દૂષણો પર કટાક્ષ ને વિચારચિંતન એમનાં કાવ્યોમાં વિશેષ પ્રગટે છે. એમનાં ગીતોમાં ભાવ અને અભિવ્યક્તિની નજાકત છે;

ફૂલપાંદડી જેવી કોમળ
મત્ત પવનની આંગળીએથી

લાવ, નદીના પટ પર તારું નામ લખી દઉં!

*

તમારાં અળગાં અળગાં વહેણ
અમારાં એક થવાનાં કહેણ;
એકલશૂરા નાથ! અમે તો પળેપળે સંભાર્યાં
તમે કહો તે સાચું વ્હાલમ, તમે કહો તો હાર્યાં!

*

રાધાનું નામ તમે વાંસળીના સૂરમહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!

ઢળ્યા વિના, લડયા વિના, હસ્યા વિના, રડયા વિના... જોતાં રહેવું.
રસ્તો ભલે ખુલ્લો પડયો, મારે તો ક્યાંય ફરવું નથી.

*

પૂછતી નહીં કેટલો પાગલ... કેટલો પાગલ...
આભમાં જોને કેટલાં વાદળ... એટલો પાગલ...

સુરેશ દલાલનું એક પંક્તિનું મુક્તક કંઈ કેટલીયે પંક્તિઓને જાણે ભીતરમાં સમાવીને બેઠું છે:

મને ઘૂઘવતા જળે ખડકનું પ્રભુ! મૌન દો!

સમકાલીન નગરજીવનની દોડાદોડ ને હાયવોયને એવા જ તેજ ગતિ લયથી આલેખતું '...ને' ગદ્યકાવ્ય, સમકાલીન જીવનદૃષ્ટિ પર કટાક્ષ કરતું '–એવો એનો ફ્લૅટ' ગદ્યકાવ્ય, 'આપણું વિવેચન' જેવું કટાક્ષકાવ્ય, 'એક ઝાડ'ને 'રસ્તાએ નક્કી કર્યું છે કે...' જેવાં પ્રતીકાત્મક કાવ્યો, 'તમે-અમે', 'મીરાં', 'સંકલ્પ', 'રાહ જોઉં છું' વગેરે વિવિધ ભાવ પ્રગટ કરતાં ગીતો...

આ કવિ પ્રયોગો કરે છે, પણ પ્રયોગખોર નથી. કૃતિનું વસ્તુ જ જાણે નવા પ્રયોગ તરફ લઈ જાય છે. 'એવો એનો ફ્લૅટ'નું ગદ્ય-કટાક્ષ-કાવ્ય, 'રસ્તાએ નક્કી કર્યું છે'ના પૂર્વાર્ધ-ઉત્તરાર્ધની નિરાળી વિશિષ્ટ શૈલી, આ સંગ્રહમાં નથી એ 'વિ-સંગતિ' અને 'માયાપ્રવેશ' દીર્ઘકાવ્યો, ફોટોગ્રાફ્સ પર ધ્યાન કેન્દ્રિત કરીને રચેલાં કાવ્યો....

એક કાવ્યના આરંભમાં કવિ કહે છે:

હું તો માણું છું
શબ્દો સાથે ભૂલા પડવાની મજા
નકશા વિનાનો આ પ્રવાસ

ભાવકોએ પણ શબ્દ સાથે ભૂલા પડીને નકશા વિનાનો પ્રવાસ માણવો હોય તો આ કાવ્યસંગ્રહ વાંચવો રહ્યો.

## કેટલાંક કાવ્યો : હરીન્દ્ર દવે

આ સંગ્રહનું સંપાદન સુરેશ દલાલે કર્યું છે. હરીન્દ્રભાઈનાં ગ્રંથસ્થ ને અગ્રંથસ્થ બધાં કાવ્યોમાંથી થોડાંક પસંદ કરીને આ નાનો સંગ્રહ તૈયાર કર્યો છે.દસેક પાનાંની પ્રસ્તાવનામાં

સુરેશ દલાલે સાહિત્યકાર હરીન્દ્રનો આછો પરિચય આપ્યો છે અને કવિ હરીન્દ્રની સમીક્ષા સંક્ષેપમાં કરી છે.

હરીન્દ્ર દવેની કવિપ્રતિભા મુખ્યત્વે ઊર્મિગીતોમાં વહી રહી છે. પ્રેમ, પરમાત્મા અને મૃત્યુ હરીન્દ્રભાઈની કવિતાના કેન્દ્રમાં રહ્યાં છે. આ ગીતોની ભાવ અને ભાષાની નજાકત માણવા જેવી છે :

હોઠ હસે તો ફાગુન, ગોરી, ! આંખ ઝરે તો સાવન
મોસમ મારી તું જ, કાળની મિથ્યા આવનજાવન.

*

રૂપલે મઢી છે સારી રાત રે, સજન,
એનું ઢૂંકડું ન હોજો પ્રભાત.

*

સોળ સજી શણગાર, ગયાં જ્યાં જરીક ઘરની બહાર,
અમોને નજરું લાગી !

*

પાન લીલું જોયું ને તમે યાદ આવ્યાં
જાણે મોસમનો પહેલો વરસાદ ઝીલ્યો રામ,
એક તરણું ફોળ્યું ને તમે યાદ આવ્યાં.

આમ પંક્તિઓ ઉતારીએ તો પાર ન આવે એટલાં બધાં મધુર-સુંદર ભાવભર્યાં ગીતો એમણે રચ્યાં છે. એમની કવિતાનો બીજો ઉન્મેષ ગઝલમાં દેખાય છે. ભીતરની લાગણીનાં ઊંડાણ ને બોલચાલની છટાથી સરસતાથી વ્યક્ત કરતી એમની ગઝલો ગુજરાતી ગઝલના બદલાયેલા રાહના વળાંક પર ઘોંઘાટ વગર ઊભી છે :

આંસુને પી ગયો છું, મને ખ્યાલ પણ નથી,
એક રણ તરી ગયો છું, મને ખ્યાલ પણ નથી.

*

ચહેરા મઝાના કેટલા રસ્તા ઉપર મળ્યા.

*

પ્રેમમાં ચાલને ચકચૂર થૈ ચાલ્યા કરીએ.

*

મારી જો શીખ લ્યો તો મુલાયમ થશો નહીં,
રહીને સુંવાળા સૌને દુભવ્યાનો થાક છે.

*

ચાલ વરસાદની મોસમ છે, વરસતાં જઈએ

અછાંદસ રચનાઓ આ કવિની પ્રતિભાનો ત્રીજો ઉન્મેષ. એમનાં ગીતમાં વિશેષ કરીને પ્રેમની વિવિધ છટાઓની ને ગઝલમાં પ્રેમ, મૃત્યુ, એકલતા આદિની અભિવ્યક્તિ અને

અછાંદસમાં ભાવરસિત વિચારચિંતન પણ છે તથા ક્યારેક જ કટાક્ષ પણ છે :
કોઈનો સ્નેહ ક્યારેય ઓછો નથી હોતો.
આપણી અપેક્ષાઓ જ વધારે હોય છે.

*

આજ બાપુનો જનમદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમેય ભુલાતો નથી.

હરીન્દ્ર દવે નવલકથા લખે છે, નાટક લખે છે, નિબંધ, વિવેચન લખે છે, અનુવાદ કરે છે અને પત્રકાર છે; આ સૌમાં એમની પ્રતિભા સૌથી વધુ કવિ તરીકે પ્રગટી છે.
[સંપા. સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, કેટલાંક કાવ્યો : ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, ૬૮, કિ.રૂ. ૧૦.૦૦]

## કે. સચ્ચિદાનન્દન

'મલયાલમ કવિતા' આ સંગ્રહના કવિ છે કે. સચ્ચિદાનન્દન. અનુવાદ શકુંતલા મહેતાએ કર્યો છે. સંગ્રહના શીર્ષક નીચે એક પંક્તિ છે :

આંધળો માણસ, જેણે સૂર્ય શોધ્યો

આ સંગ્રહની કવિતાની રગ આ પંક્તિમાં પકડાઈ છે. અંધત્વ અને પ્રકાશની વિષમતા આજના મનુષ્યના જીવનની વિષમતાની સૂચક છે. કવિએ જીવનની વિષમતાને, એની વેદનાને, તાર સ્વરે અશબ્દ ચીસથી અહીં પ્રગટ કરી છે. આરંભમાં કવિએ 'મારી કવિતા, મારા લોકો' મથાળા નીચે આપેલી પ્રસ્તાવના કવિની તાસીર સમજવામાં ઉપકારક નીવડે છે, એટલું જ નહિ, કવિ અને કવિતા અને લોકો ને કવિતાના કાર્ય વિશે એક સંવેદનશીલ ને પ્રતિભાશાળી વિદ્વાનની પણ ઝાંખી કરાવે છે. આના છેવટના પરિચ્છેદમાંથી પણ એનો દોર પકડી શકાશે એમ કવિ લખે છે :

"મેં મારી કવિતામાં જે શોધ્યું છે, એની શિલ્પગત વિવિધતા અને રૂપાંતરણો ઉપરાંત એક થીમ છે : ધરતી પર વેદનાનું અસ્તિત્વ અને આનંદની શક્યતા...."

આ સંગ્રહની રચનાઓમાં પણ વેદનાનું અસ્તિત્વ અનેક પંક્તિઓમાં સબળપણે દેખાય છે :

ભૂતકાળથી ભયાનક કોઈ પણ કેદ નથી

*

તેણે પોતાની જાતને પૂછયું છે– આનંદનું રહસ્ય શું છે ?

*

નાના નાના સ્વાર્થ જેને પ્યારથી કહેવામાં આવે છે મમતા

*

હૃદયમાં વહેતી છઠ્ઠી નદી સુકાઈ ગઈ છે.

સુરેશ દલાલે સાહિત્યકાર હરીન્દ્રનો આછો પરિચય આપ્યો છે અને કવિ હરીન્દ્રની સમીક્ષા સંક્ષેપમાં કરી છે.

હરીન્દ્ર દવેની કવિપ્રતિભા મુખ્યત્વે ઊર્મિગીતોમાં વહી રહી છે. પ્રેમ, પરમાત્મા અને મૃત્યુ હરીન્દ્રભાઈની કવિતાના કેન્દ્રમાં રહ્યાં છે. આ ગીતોની ભાવ અને ભાષાની નજાકત માણવા જેવી છે :

હોઠ હસે તો ફાગુન, ગોરી, ! આંખ ઝરે તો સાવન
મોસમ મારી તું જ, કાળની મિથ્યા આવનજાવન.

*

રૂપલે મઢી છે સારી રાત રે, સજન,
એનું ટૂંકડું ન હોજો પ્રભાત.

*

સોળ સજી શણગાર, ગયાં જ્યાં જરીક ઘરની બહાર,
અમોને નજરું લાગી !

*

પાન લીલું જોયું ને તમે યાદ આવ્યાં
જાણે મોસમનો પહેલો વરસાદ ઝીલ્યો રામ,
એક તરણું કોળ્યું ને તમે યાદ આવ્યાં.

આમ પંક્તિઓ ઉતારીએ તો પાર ન આવે એટલાં બધાં મધુર-સુંદર ભાવભર્યાં ગીતો એમણે રચ્યાં છે. એમની કવિતાનો બીજો ઉન્મેષ ગઝલમાં દેખાય છે. ભીતરની લાગણીનાં ઊંડાણ ને બોલચાલની છટાથી સરસતાથી વ્યક્ત કરતી એમની ગઝલો ગુજરાતી ગઝલના બદલાયેલા રાહના વળાંક પર ઘોંઘાટ વગર ઊભી છે :

આંસુને પી ગયો છું, મને ખ્યાલ પણ નથી,
એક રણ તરી ગયો છું, મને ખ્યાલ પણ નથી.

*

ચહેરા મઝાના કેટલા રસ્તા ઉપર મળ્યા.

*

પ્રેમમાં ચાલને ચકચૂર થૈ ચાલ્યા કરીએ.

*

મારી જો શીખ લ્યો તો મુલાયમ થશો નહીં,
રહીને સુંવાળા સૌને દુભવ્યાનો થાક છે.

*

ચાલ વરસાદની મોસમ છે, વરસતાં જઈએ

અછાંદસ રચનાઓ આ કવિની પ્રતિભાનો ત્રીજો ઉન્મેષ. એમનાં ગીતમાં વિશેષ કરીને પ્રેમની વિવિધ છટાઓની ને ગઝલમાં પ્રેમ, મૃત્યુ, એકલતા આદિની અભિવ્યક્તિ અને

અછાંદસમાં ભાવરસિત વિચારચિંતન પણ છે તથા ક્યારેક જ કટાક્ષ પણ છે :
કોઈનો સ્નેહ ક્યારેય ઓછો નથી હોતો.
આપણી અપેક્ષાઓ જ વધારે હોય છે.

*

આજ બાપુનો જન્મદિન
જ્યારથી સરકાર પાળે છે રજા
ત્યારથી કેમેય ભુલાતો નથી.

હરીન્દ્ર દવે નવલકથા લખે છે, નાટક લખે છે, નિબંધ, વિવેચન લખે છે, અનુવાદ કરે છે અને પત્રકાર છે; આ સૌમાં એમની પ્રતિભા સૌથી વધુ કવિ તરીકે પ્રગટી છે.
[સંપા. સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, કેટલાંક કાવ્યો : ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, ૬૮, કિ.રૂા. ૧૦.૦૦]

## કે. સચ્ચિદાનન્દન

'મલયાલમ કવિતા' આ સંગ્રહના કવિ છે કે. સચ્ચિદાનન્દન. અનુવાદ શકુંતલા મહેતાએ કર્યો છે. સંગ્રહના શીર્ષક નીચે એક પંક્તિ છે :

આંધળો માણસ, જેણે સૂર્ય શોધ્યો

આ સંગ્રહની કવિતાની રગ આ પંક્તિમાં પકડાઈ છે. અંધત્વ અને પ્રકાશની વિષમતા આજના મનુષ્યના જીવનની વિષમતાની સૂચક છે. કવિએ જીવનની વિષમતાને, એની વેદનાને, તાર સ્વરે અશબ્દ ચીસથી અહીં પ્રગટ કરી છે. આરંભમાં કવિએ 'મારી કવિતા, મારા લોકો' મથાળા નીચે આપેલી પ્રસ્તાવના કવિની તાસીર સમજવામાં ઉપકારક નીવડે છે, એટલું જ નહિ, કવિ અને કવિતા અને લોકો ને કવિતાના કાર્ય વિશે એક સંવેદનશીલ ને પ્રતિભાશાળી વિદ્વાનની પણ ઝાંખી કરાવે છે. આના છેવટના પરિચ્છેદમાંથી પણ એનો દોર પકડી શકાશે એમ કવિ લખે છે :

"મેં મારી કવિતામાં જે શોધ્યું છે, એની શિલ્પગત વિવિધતા અને રૂપાંતરણો ઉપરાંત એક થીમ છે : ધરતી પર વેદનાનું અસ્તિત્વ અને આનંદની શક્યતા...."

આ સંગ્રહની રચનાઓમાં પણ વેદનાનું અસ્તિત્વ અનેક પંક્તિઓમાં સબળપણે દેખાય છે :

ભૂતકાળથી ભયાનક કોઈ પણ કેદ નથી

*

તેણે પોતાની જાતને પૂછયું છે– આનંદનું રહસ્ય શું છે ?

*

નાના નાના સ્વાર્થ જેને પ્યારથી કહેવામાં આવે છે મમતા

*

હૃદયમાં વહેતી છઠ્ઠી નદી સુકાઈ ગઈ છે.

મારું દિમાગ ભર્યું છે વ્રણોથી, ભયાવહ સ્વાર્થનાં
ફૂલો અને પ્રેમગીતો માટે કોઈ જગા નથી.

*

મારે સીવવો છે સમય, જે ફાટી ગયો છે.

*

અમે વિકાસની વેરવિખેર કડીઓ છીએ
માનવજાતનો તો હજી જન્મ થવો બાકી છે.

પણ કવિ કેવળ નિરાશાવાદી નથી. અનેક યાતનાની વચ્ચે પણ આનંદની આછી રેખા ઝળકી જાય છે :

મેરુ પર્વતની એક ગુફામાં બેસીને
આખી દુનિયાને ચાહવાનું શીખી રહ્યો હતો

*

રાત, હું રાહ જોઈ રહ્યો છું મૃત્યુની
મારી નાની દીકરી એક સંતરું મારી તરફ લંબાવી રહી છે.

"'શુદ્ધ કવિતા' અને 'પ્રતિબદ્ધ કવિતા'ના નિરૂપણ વચ્ચે સારી એવી સંગતિ હોય છે, કારણકે પ્રતિબદ્ધતાનો અર્થ ગતિશીલ અને સંદર્ભાનુકૂળ થવું એવો થાય છે." કે. સચ્ચિદાનન્દનના આ વિધાનની પ્રતીતિ આ સંગ્રહનાં કાવ્યો જરૂર કરાવે છે.

–જયા મહેતા

[અનુ. શકુંતલા મહેતા, કે. સચ્ચિદાનન્દન, ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃ.૫૧, કિ.રૂ. ૧૦.૦૦]

## સહયાત્રા

ભારતીય અને વિદેશી કાવ્યોના સુરેશ દલાલે કરેલા અનુવાદનો સંગ્રહ છે. સુરેશ દલાલની કાવ્યપ્રીતિ અને અનુવાદકલા બંનેથી ભાવકવર્ગ સુપરિચિત છે. ને એની એક વધુ પ્રતીતિ આ સંગ્રહથી થાય છે. ભારતીય કવિઓમાં અહીં રવીન્દ્રનાથ ટાગોર, કેદારનાથ સિંહ, કૈલાસ વાજપેયી, સચ્ચિદાનંદ રાઉતરાય, નિર્મલપ્રભા બાડોર્લોઈ, આલોકરંજન, દાસગુપ્તા, અજ્ઞેય વગેરે છે, તો વિદેશી કવિઓમાં બ્રિટીશ, અમેરિકન, જાપાની, રશિયન વગેરે વિવિધ દેશોની ભાષાના કવિઓ છે. આટલા બધા અનુવાદો આ કવિ શા માટે કરે છે ને પુસ્તકોરૂપે પણ કેમ પ્રગટ કરે છે, એનો જવાબ જિજ્ઞાસુઓને આ પુસ્તકના આવરણ પૃષ્ઠાંક ચાર ઉપર મળે છે :

"કાવ્યોના અનુવાદ એ મારે માટે આનંદની પ્રવૃત્તિ છે. જેમ કાવ્ય મારે માટે અનિવાર્ય છે, તેમ અનુવાદ પણ... હું અનુવાદ શા માટે કરું છું ? મારી ભાષા અને મારી સર્જકતાને સમૃદ્ધ કરવા..." આ કાવ્યોની કેટલીક જ પંક્તિઓ જોતાંયે ખાત્રી થાય છે કે અનૂદિત કૃતિઓ આપણી ભાષાને જરૂર સમૃદ્ધ કરે છે :

અને આરસ
એટલો ચોખ્ખો

એટલો ઊજળો
પૂતળું થવાની પ્રતીક્ષા વિનાનો. (પૃ. ૩૧)

*

અમે ઇશ્વરનું અમૃત પીધું'તું : કૃપા કિરતારની.
અમે શક્તિનો સાગર ખૂંદ્યો'તો : કૃપા કિરતારની. (પૃ. ૪૭)

*

નવા દિવસની સાથે
એક પાનું ખૂલી ગયું કોરું
અમારા પ્રેમનું (પૃ. ૬૫)

*

એનો હાથ
મારા હાથમાં લેતાં લેતાં મેં વિચાર્યું
દુનિયાએ
હાથની જેમ હૂંફાળા અને સુંદર થવું જોઇએ. (પૃ. ૭૨)

*

લ્યો, હું તો અહીંથી ચાલ્યો !
ને તોય હશે અહીં પંખી : રહેશે સૂર મધુરતમ મ્હાલ્યો ! (પૃ. ૮૨)

સર્જક જ્યારે અનુવાદ કરે છે ત્યારે એની ખૂબી જ એ હોય છે કે કૃતિ મૌલિકતાની પ્રતીતિ આપે. અનૂદિત કૃતિમાં મૂળ કૃતિના ભાવ, લય, અર્થ જળવાઈ રહે ને ભાષાની પ્રાસાદિકતા સાથે મૌલિક રચના જેટલી જ ચારુતા પણ પ્રગટ થાય, એવા અનેક અનુવાદ સુરેશ દલાલે આપ્યા છે. તેમાં ગદ્યાનુવાદ છે, તો સુંદર ગીતો પણ છે : સર્જનનો ચમત્કાર (પૃ. ૧૦), કૃપા કિરતારની (પૃ. ૪૭) અભિનવ છંદે (પૃ. ૮૧), પ્રશ્ન (પૃ. ૮૩), અંતિમ યાત્રા (પૃ. ૮૨), પ્રાર્થના (પૃ. ૮૪) વગેરે ગીતો આ કવિ-અનુવાદની કલમની ગતિના સાક્ષી છે.

"... વિમાન ટી.વી. ને કારણે દુનિયા નાનકડી થઈ છે, પણ અનુવાદોને કારણે જ દુનિયા આત્મીય વધારે લાગે છે. આ આત્મીયતા કેટલાંક શીર્ષકોમાંયે પ્રતીત થાય છે : મારાં દાદીમા, જૂનો પુરાણો મોટો અરીસો, મારી એકમાત્ર ઇચ્છા, બચપણ... ને અનુવાદને કારણે જ હવે આપણને અલિઝાબેથ જેનિંગ્સ, એલેકઝાન્ડર પુશ્કિન, ડબ્લ્યુ. એચ. ઓડન, યેવતુશેન્કો, યેહૂદા અમિચાઈ, યિમિનેઝ, કેથેલિન રેઇન વગેરે પરદેશી કવિઓ પણ સ્વજન જેવા જ લાગે છે. અનુવાદ દ્વારા જ સુરેશ દલાલ જેવા 'જાતે જ નિયુક્ત થયેલા સંસ્કૃતિદૂત' સૌ ભાવકોને વિશ્વનાગરિક બનાવે છે.

•

[અનુ. સુરેશ દલાલ, સહયાત્રા, ૧૯૮૯, ગુજરાત સાહિત્ય અકાદમી, ગાંધીનગર, પૃ. ૮૪, કિ. રૂ. ૧૦.૦૦]

# ઐક્ય અને આનંદનું કાવ્ય □ નિરંજન ભગત

**THE DAFFODILS**

**□ –William Wordsworth**

I wandered lonely as a cloud
That floats on high o'er vales and hills,
When all at once I saw a crowd,
A host, of golden daffodils;
Beside the lake, beneath the trees–
Fluttering and dancing in the breeze

Continuous as the stars that shine
And twinkle on the milky way,
They stretched in never-ending line
Along the margin of a bay;
Ten thousand saw I at a glance,
Tossing their heads in sprightly dance.
The waves beside them danced; but they
Out-did the sparkling waves in glee:
A poet could not but be gay,
In such a jocund company:
I gazed –and gazed– but little thought
What wealth the show to me had brought:
For oft, when on my couch I lie
In vacant or in pensive mood,
They flash upon that inward eye
Which is the bliss of solitude;
And then my heart with pleasure fills,
And dances with the daffodils

વર્ડ્ઝવર્થ એમના સર્વશ્રેષ્ઠ કાવ્ય 'Immortality Ode' (અમરતાનું સ્તોત્ર)માં અંતે સંઘર્ષ પછીના સંવાદની, પરાકાષ્ઠાની ક્ષણે કહે છે : Thanks to the human heart by which we live.' 'ભલું થજો માનવ હૃદયનું. એની દ્વારા આપણે જીવીએ છીએ.' આપણને હૃદય મળ્યું છે એ કેવડી મોટી વાત છે ! અને એ વાત વર્ડ્ઝવર્થે એમની કવિતામાં જેટલી તીવ્રતાથી ને ઉત્કટતાથી કહી છે એટલી તીવ્રતાથી ને

ઉત્કટતાથી ભાગ્યે જ અન્ય કોઈ કવિએ કહી હશે. આપણે હૃદય દ્વારા જીવીએ છીએ; એટલે કે હૃદયની રિદ્ધિ-સમૃદ્ધિ દ્વારા જીવીએ છીએ; દયા, પ્રેમ, કરુણા, અનુકંપા, સહાનુભૂતિ આદિ નામે હૃદયના જે ગુણને અનુભવીએ છીએ એની દ્વારા જીવીએ છીએ; એક જ શબ્દમાં કહેવું હોય તો ઊર્મિ-feeling- દ્વારા જીવીએ છીએ. માનવજીવનના આ સત્યના દર્શનની કવિતાનું આજે, ૧૯૭૦માં, આપણી સંસ્કૃતિમાં યંત્રવિજ્ઞાન જનિત સંકુલતા ને સંકુચિતતાના યુગમાં જેટલું મૂલ્ય છે એટલું પૂર્વે કદી ન હતું. મૅથ્યુ આર્નલ્ડે વર્ડ્ઝવર્થના મૃત્યુ સમયે ૧૮૫૦ના એપ્રિલમાં 'Memorial Verses' (સ્મરણાંજલિ શ્લોકો) અંજલિકાવ્યમાં અંતે ભાવિ વિષે એટલે કે આપણા યુગ વિષે સચિંત બનીને પૂછ્યું હતું :

But where will Europe's latter hour
Again find Wordsworth's healing Power ?
Others will teach us how to dare,
And against fear our breast to steal:
Others will strengthen us to bear-
But who, ah who, will makes us feel?

આજે એકસો ને વીસ વરસ પછીના ભાવિ યુગ (Latter hour)માં, ૧૯૭૦માં વર્ડ્ઝવર્થના જન્મની દ્વિશતાબ્દીમાં અહીં અંતિમ પંક્તિમાંના 'ah who' જેવા બે સાદા શબ્દો (બે અલ્પવિરામની વચ્ચે કૌંસમાં એટલે કે હળવેથી આર્દ્રસ્વરે જે કાનમાં કહ્યા છે ને એથી સ્તો જેમાં શોકની ઊર્મિની ઉત્કટતા ને શંકા, ભય વગેરેની લાગણીની તીવ્રતા પ્રગટ થાય છે એવા બે સાદા શબ્દો)ની સાર્થકતા કેવી આપોઆપ સિદ્ધ થાય છે ! 'To feel'–હૃદયનું સંવેદન ! ક્યાં છે ? આજે કેટલું દુર્લભ છે !

આ સદીના આરંભે ૧૯૧૨માં જેનું નામાભિધાન થયું તે જ્યોર્જિયન કવિતા મુખ્યત્વે વર્ડ્ઝવર્થવાદની કવિતા હતી. એમાં વર્ડ્ઝવર્થની કવિતાના એક મુખ્ય વિષયનો, પ્રકૃતિનો મહિમા થયો હતો. આ સદીના મધ્ય ભાગમાં આજે હવે, જેમાં જીવનનાં મૂલ્યો જ માત્ર નહીં પણ સ્વયં અસ્તિત્વનાં મૂળિયાં સુદ્ધાં હચમચી જાય એવાં બે વિશ્વયુદ્ધોના કરુણ અનુભવ પછી, માનવ ને માનવસર્જિત યંત્ર વચ્ચેના અદૃષ્ટ એવા ત્રીજા વિશ્વયુદ્ધના વિશેષ કરુણ અનુભવના સમયમાં વર્ડ્ઝવર્થની કવિતાના બીજા મુખ્ય વિષયનો, માનવહૃદયનો મહિમા આપણને જાણે કે આર્નલ્ડના અંજલિકાવ્યમાંના પ્રશ્નોના સઘન અને સબળ પ્રતિશબ્દરૂપે સમજાય છે; અને વધુ કરુણ સંદર્ભને કારણે આપણને, કદાચને, આર્નલ્ડને સમજાયો હશે એથી પણ વધુ સચોટ અને સ્પષ્ટ સમજાય છે.

વર્ડ્ઝવર્થ *'the still-sad music of humanity'* માનવહૃદયના શાંત કરુણ સંગીત-રૂપ કવિતાના કવિ છે. અને આવી કવિતાને અનુરૂપ ભાષા, સરલ ભાષા વિષેનો એમનો કવિતાવિચાર છે. આ કવિતા અને આ કવિતાવિચાર એ વર્ડ્ઝવર્થની મનુષ્યજાતિને મહાન ભેટ છે. કાવ્યના ત્રણ પ્રકાર : નાટ્યકાવ્ય, મહાકાવ્ય અને ઊર્મિકાવ્ય, પ્રત્યેક પ્રકારમાં

અંગ્રેજી ભાષાની કવિતામાં એક એક મહાન કવિ : નાટ્યકાવ્યમાં શેક્સ્પિયર, મહાકાવ્યમાં મિલ્ટન ને ઊર્મિકાવ્યમાં વર્ડ્ઝવર્થ. શેક્સ્પિયરની કૃતિઓમાં મનુષ્યના અન્ય મનુષ્યો સાથેના સંબંધની કવિતા છે; મિલ્ટનની કૃતિઓમાં મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધની કવિતા છે; વર્ડ્ઝવર્થની કૃતિઓમાં મનુષ્યના પ્રકૃતિ સાથેના સંબંધની કવિતા છે. અંગ્રેજી કવિતાનું આ સદ્‌ભાગ્ય વિરલ છે, એની આ સિદ્ધિ અદ્વિતીય છે.

'The Prelude' (પૂર્વાલાપ), 'Immortality Ode' (અમરતાનું સ્તોત્ર), 'Tintern Abbey' (ટિન્ટર્ન દેવળ), 'Michael' (માઈકેલ), 'Margaret', (માર્ગેરેટ), 'Resolution and Independence' (સંવાદ અને સ્વાતંત્ર્ય) જેવાં દીર્ઘ મધ્યમ કદનાં ચિંતનોર્મિ કાવ્યો અને 'Lucy Poems' (લ્યૂસી કાવ્યો), 'To the Cuckoo' (કોયલને), 'The Solitary Reaper' (એકાકી ખેડૂતકન્યા), 'The Daffodils' (ડૅફોડિલ્સ) જેવાં લઘુ કદનાં ઊર્મિકાવ્યો તથા 'Upon West-minster Bridge' (વેસ્ટમિન્સ્ટર પુલ પર), 'It is a beauteous evening (સુંદર સંધ્યા), 'To Toussain' (તુસૈંને), 'London 1802' (લંડન ૧૮૦૨), 'The World is too much with us' (જગતની કેટલી જંજાળ વળગી છે આપણને), જેવાં સૉનેટ-- વર્ડ્ઝવર્થનાં આ કાવ્યોમાં માનવહૃદયની કેટકેટલી શ્રી પ્રકટ થાય છે ! વર્ડ્ઝવર્થની કેટકેટલી પંક્તિઓમાં, એમની કવિતામાં માનવહૃદયનું જે શાંત કરુણ સંગીત છે, હૃદયનું જે સંવેદન છે અને એમની આર્ષવાણીમાં જે સરલતા છે, જે મંત્રશક્તિ છે તે પ્રકટ થાય છે ! આવી પંક્તિઓનું ખાસ્સું એક ઉપનિષદ થાય. પણ આ સંગીત અને સંવેદનની સમગ્રતા તથા આ સરલતા અને મંત્રશક્તિની સંપૂર્ણતા આવી પ્રકીર્ણ પંક્તિઓમાંથી નહીં પણ, ભાગ્યે જ કહેવાનું હોય કે, વર્ડ્ઝવર્થના સમગ્ર જીવનમાંથી અને સંપૂર્ણ કવનમાંથી જ પામી શકાય.

'The Daffodils' (ડૅફૉડિલ્સ) શીર્ષકથી જગપ્રસિદ્ધ એવું વર્ડ્ઝવર્થનું એક મહાન ઊર્મિકાવ્ય છે. એની દ્વારા વર્ડ્ઝવર્થની કવિતામાં માનવહૃદયનું જે સંગીત છે અને એમની આર્ષવાણીમાં જે સરલતા છે, મંત્રશક્તિ છે તેને કંઈક પામવાનો અહીં પ્રયત્ન છે. વર્ડ્ઝવર્થે આ કાવ્ય રચ્યું ઈ. ૧૮૦૪માં અને પ્રસિદ્ધ કર્યું ૧૮૦૭માં 'Poems in Two Volumes' (બે ગ્રંથમાં કાવ્યો) નામના પોતાના કાવ્યસંગ્રહમાં. વર્ડ્ઝવર્થે આ કાવ્યને શીર્ષક આપ્યું ન હતું; એમણે આ કાવ્યનો એની પ્રથમ પંક્તિથી ઉલ્લેખ કર્યો હતો, અને હજુ પણ મુખ્યત્વે આ કાવ્યનો ઉલ્લેખ એની પ્રથમ પંક્તિથી થાય છે. તો વળી આ કાવ્ય એક અર્થમાં, પ્રથમ દૃષ્ટિએ ડૅફૉડિલ્સ વિષે છે એથી 'The Daffodils' શીર્ષકથી પણ એનો ઉલ્લેખ થાય છે. કાવ્યનો બીજો શ્લોક વર્ડ્ઝવર્થે ૧૮૧૫માં રચ્યો હતો. ત્યારે કાવ્યના પ્રથમ પાઠમાં ચોથી પંક્તિમાંના 'dancing' ને સ્થાને 'golden' અને ૧૬મી પંક્તિમાં 'Laughing' ને સ્થાને 'Jocund' એમ બે પાઠાન્તરો કર્યાં હતાં. કાવ્યના ચોથા શ્લોકની (ત્રીજી અને ચોથી, ૨૧મી અને ૨૨મી) પંક્તિઓ વર્ડ્ઝવર્થનાં પત્ની મેરી હચિન્સને રચી હતી. આ બે પંક્તિઓને વર્ડ્ઝવર્થે 'the two best lines in the poem' (કાવ્યની બે શ્રેષ્ઠ પંક્તિઓ) કહી હતી.

૧૮૦૨ના એપ્રિલની ૧૫મી ને ગુરુવારની સવારે, વાસંતી સવારે ગ્રાસમીઅરમા ટાઉન એન્ડના ડવ કૉટેજ પાસેના વનપ્રદેશમાં સરોવરના તટ પર બહેન ડૉરૉથીના સાન્નિધ્યમાં

ફરતાં ફરતાં વર્ડ્ઝવર્થને ડૅફૉડિલ્સનો જે અંગત અનુભવ થયો એ આ કાવ્યની પ્રેરણા છે. ડૉરૉથીએ એમનો અંગત અનુભવ એ જ દિવસે એમની જગપ્રસિદ્ધ નોંધપોથી 'Journals'માં નોંધ્યો છે :

'...When we were in Woods beyond Gowbarrow Park,we saw a few daffodils close to the waterside. We fancied that the lake had floated the seeds ashore, and that the little colony had so sprung up. But as we went along there were more and yet more; and at last, under the boughs of the trees, we saw that there was a long belt of them along the shore, about the breadth of a country turnpike road. I never saw daffodils so beautiful. They grew among the mossy stones about and about them; some rested their heads upon these stones as on a pillow for weariness; and the rest tossed and reeled and danced, and seemed as if they verily laughed with the wind, that blew upon them over the lake; they looked so gay, ever glancing, ever changing. This wind blew directly over the lake to them. There was here and there a little knot, and a few stragglers a few yards higher up; but they were so few as not to disturb the simplicity, unity and life of that one busy highway'.

જ્યારે કાવ્યની રચનાતિથિ અને કાવ્યનો અંતિમ શ્લોક સૂચવે છે તેમ વર્ડ્ઝવર્થે આ કાવ્ય આ અનુભવ થયા પછી બે વરસે રચ્યું છે. સંભવ છે કે ડૉરૉથીની નોંધપોથીમાં ડૉરૉથીએ એમના અંગત અનુભવનું આ સુંદર ગદ્યકાવ્ય નોંધ્યું તે વર્ડ્ઝવર્થે વાંચ્યું હોય. અને કાવ્યના સર્જનમાં વર્ણન અને દર્શન બન્નેમાં એની કંઈક અસર અનુભવી હોય. વિશ્વનું સૌન્દર્ય જોવાની દૃષ્ટિ અને વિશ્વનું સંગીત સાંભળવાની શ્રુતિ વર્ડ્ઝવર્થ ડૉરૉથી પાસેથી પામ્યા હતા એ ઋણનો સ્વીકાર તો એમણે કૃતજ્ઞતાપૂર્વક એમની પ્રસિદ્ધ પંક્તિમાં કર્યો છે : She gave me eyes, she gave me ears.' ડૉરૉથીની નોંધમાં 'the little colony', 'more and yet more', 'a long belt', 'so beautiful', 'tossed and reeled and danced', and laughed, 'so gay, ever glancing, ever changing', 'the simplicity, unity and life' આ શબ્દોમાં અને વર્ડ્ઝવર્થના કાવ્યમાંના એવા જ કેટલાક શબ્દોમાં જે વર્ણન અને દર્શન પ્રગટ થાય છે એ બે વચ્ચેનું સામ્ય સ્પષ્ટ છે. ડૉરૉથીની નોંધમાં 'dance' અને 'unity' આ બે શબ્દો અને વર્ડ્ઝવર્થના કાવ્યના પ્રત્યેક શ્લોકમાં (છઠ્ઠી, ૧૨મી, ૧૩મી અને ૨૪મી પંક્તિઓમાં) 'dancing' 'dance' 'danced' અને 'dances' શબ્દો દ્વારા નૃત્યનું પ્રતીક, નૃત્યનું રૂપક તથા કાવ્યસમગ્રમાં 'daffodils', 'stars','waves' અને 'my heart' વચ્ચે જે સહજસરલ ઐક્ય પ્રગટ થાય છે એ બન્ને વચ્ચેનું સામ્ય અત્યંત સૂક્ષ્મ અને સૂચક છે. વર્ડ્ઝવર્થ અને

ડૉરૉથીને ડૅફોડિલ્સનો આ અનુભવ પરસ્પરના સાન્નિધ્યમાં એકસાથે થયો છે. ડૉરૉથીએ એમની નોંધમાં 'we' શબ્દ દ્વારા વર્ડ્ઝવર્થનો ઉલ્લેખ કર્યો છે. પણ વર્ડ્ઝવર્થે આ અનુભવ થયા પછી બે વરસે જ્યારે આ કાવ્ય રચ્યું ત્યારે એમાં ડૉરૉથીનો ઉલ્લેખ કર્યો નથી. કાવ્યને આરંભે જ કહ્યું છે : *'I wandered lonely as a cloud.'* આ કાવ્યમાં ડૉરૉથીને કે અન્ય કોઈ મનુષ્યને સ્થાન નથી, ન હોય, એ કહેવાનું હોય ? કાવ્યના આરંભમાં એકલો અટૂલો મનુષ્ય અને અંતમાં એના હૃદય 'my heart'નું 'stars', 'waves' અને *'daffodils'*સાથેનું *'a jocund company'* સાથેનું, સમસ્ત વિશ્વ સાથેનું પૂર્ણ પરમ ઐક્ય છે, એ છે આ કાવ્યનો મર્મ. આવા કાવ્યમાં અન્ય કોઈ પણ મનુષ્યના, ડૉરૉથી સુધ્ધાંના અસ્તિત્વને સહેજ પણ અવકાશ છે જ ક્યાં જે ?

કાવ્યની પ્રથમ પંક્તિમાં પૂર્વાર્ધમાં 'I wandered lonely' લગી તો કવિ પૃથ્વી પર એકલાઅટૂલા વિહરે છે. પણ જ્યાં ઉત્તરાર્ધમાં 'as a cloud'ની ઉપમા આવે છે ત્યાં કવિ એકલા અટૂલા જ નહીં પણ અમ્બર વિહરે છે, મુક્ત વિહરે છે, તરલચંચલ વિહરે છે, અસ્થિર અનિશ્ચિત વિહરે છે, અહીંતહીં અહેતુક વિહરે છે, જનહીન જગતમાં, શૂન્યાવકાશમાં વિહરે છે. અર્થનું એવું એક મહાન પરિમાણ પ્રકટ થાય છે. મનુષ્યોથી છૂટા-વિખૂટા વિહરવું એ હવે પછી કાવ્યમાં જે અનુભવ, વિશ્વઐક્યનો અનુભવ પ્રકટ થાય છે એની અનિવાર્ય ભૂમિકા છે. એકલતાની આ ભૂમિકા વિના આ અનુભવ શક્ય જ નથી. ત્રીજી જ પંક્તિમાં કવિ કહે છે કે એ ડૅફોડિલ્સનો એક પુંજ જુએ છે. કેવાં ડૅફોડિલ્સ ? સોનેરી. ક્યાં ? સરોવરની પાસે, વૃક્ષોની નીચે. કેવી સ્થિતિમાં ? વાયુની લહરીમાં ડોલતાં અને નાચતાં. કેવું વિગતોથી ભર્યુંભર્યું ગતિશીલ ચિત્ર છે ! પણ એટલું જ મહત્ત્વનું, બલકે એથીયે વિશેષ મહત્ત્વનું છે કવિનું ચિત્ર. એક તો કવિ એકલાઅટૂલા વિહરે છે; હમણાં જ જોયું એમ, મેઘની ઉપમામાંના સૌ અર્થપરિમાણ સાથે વિહરે છે; ત્યાં 'all at once' -એકાએક, અચાનક, અકસ્માત, સહસા એ આ ડૅફોડિલ્સનો પુંજ એક સાથે, એક જ દૃષ્ટિમાં દસ હજાર ડૅફોડિલ્સનો પુંજ- જુએ છે. આમ, આ સહસાપણાને કારણે ડૅફોડિલ્સ દર્શનનો આ અનુભવ, ડૅફોડિલ્સ સાથેના કવિના સંબંધનો, સંવાદનો, ઐક્યનો આ અનુભવ, અને ડૅફોડિલ્સની દ્વારા અંતે સમસ્ત વિશ્વ સાથેના કવિના સંબંધનો, સંવાદનો, ઐક્યનો આ અનુભવ એ એક તીવ્ર નાટ્યાત્મક અને અતિ ક્ષોભજનક અનુભવ છે. હવે પછી કાવ્યમાં જે અનુભવ, વિશ્વઐક્યનો અનુભવ પ્રકટ થાય છે એવા સૌ અનુભવો સૌ મનુષ્યોના જીવનમાં આમ જ સહસા, ક્ષણમાં -ક્ષણાર્ધમાં જ પ્રકટ થાય છે. એ આવા અનુભવો વિશેનું સાર્વભૌમ અને સનાતન સત્ય છે.

બીજા શ્લોકમાં આ ડૅફોડિલ્સ એમની તેજસ્વિતા અને વિપુલતાને કારણે કવિને રાત્રિના તારકોનું સ્મરણ કરાવે છે. અને એક જ દૃષ્ટિપાતે કવિ જુએ છે કે શત-સહસ્ર, ડૅફોડિલ્સ આનંદનૃત્યમાં એમનાં શિર ડોલાવે છે. આમ, પહેલા શ્લોકની ૩-૬ પંક્તિઓનું અહીં બીજા શ્લોકની ૯-૧૨ પંક્તિઓમાં પુનરાવર્તન થાય છે. આ પુનરાવર્તન દ્વારા ડૅફોડિલ્સનું અને કવિનું ચિત્ર વધુ સ્પષ્ટ થાય છે અને તારકો સાથેની ઉપમા દ્વારા ઐક્યનો અનુભવ વધુ સઘન થાય છે.

ત્રીજા શ્લોકમાં ડૅફૉડિલ્સની નિકટના સરોવરના જલના તરંગો સાથે સરખામણી છે. એ તરંગોની તેજસ્વિતા અને મુદિતાથી ડૅફૉડિલ્સની તેજસ્વિતા અને મુદિતા વિશેષ છે. આમ, પૃથ્વી પરનાં ડૅફૉડિલ્સના દર્શનથી થતા આકાશના તારકોના સ્મરણ દ્વારા ને જલના તરંગોની સરખામણી દ્વારા પલકમાં કવિની એકલતા અને ઉદાસીનતા ઐક્યમાં અને આનંદમાં, 'jocund company'માં, જાણે કે કોઈ અકળ-અગમ્ય પ્રક્રિયાથી, ગૂઢતાથી, રહસ્યમયતાથી પરિવર્તન પામે છે. કવિ પોતાને આ 'jocund company' –આનંદમય સમષ્ટિના એક અંતર્ગત ને અનિવાર્ય અંશરૂપે, અથવા તો જલ, સ્થલ અને નભતલમાંની, ત્રિલોકમાંની વિરાટરૂપ પ્રકૃતિનાં તત્ત્વોમાં જે ઐક્ય અને આનંદ છે એના એક અંતર્ગત ને અનિવાર્ય અંશ રૂપે જુએ છે; આ સમસ્ત વિશ્વને એક અખંડ ચૈતન્યરૂપે કવિ એમના આત્મામાં અનુભવે છે. ડૅફૉડિલ્સને જુએ છે, બસ જોયા જ કરે છે. અન્ય કંઈ ત્યારે સૂઝતું નથી, સમજાતું નથી. આ દૃશ્યનો શો અર્થ, એનું શું મૂલ્ય –કંઈ જ સૂઝતું નથી, સમજાતું નથી. વિશ્વઐક્યના અનુભવની પ્રથમ ક્ષણ સૌની આવી હોય છે. એ સંપૂર્ણ આત્મવિલોપનની ક્ષણ હોય છે. અને સાથે સાથે જ આત્મસાક્ષાત્કારની ક્ષણ હોય છે.

ચોથા શ્લોકમાં કવિ ભૂતકાળમાંથી વર્તમાનમાં સરે છે. અને ત્યારે એમને ડૅફૉડિલ્સના દર્શનનો અર્થ, એનું મૂલ્ય સૂઝે છે, સમજાય છે. અનેક વાર કવિ જ્યારે શૂન્ય મને અથવા સભર મને પથારીમાં પડયા હોય છે ત્યારે પેલાં ડૅફૉડિલ્સ તેમનાં અંતરચક્ષુ સમક્ષ સહસા ચમકી જાય છે અને એકાન્તનો પરમ આનંદ સરજી જાય છે. અને ત્યારે એમનું હૃદય એવા તો હર્ષથી ભરાઈ –ઊભરાઈ જાય છે કે ડૅફૉડિલ્સની સાથે નાચવા લાગી જાય છે. કાવ્યને આરંભે 'lonely' શબ્દ દ્વારા જેમ એકલતા છે અને એ એકલતામાં જ જેમ ઐક્ય શક્ય છે તેમ અંતે 'solitude' શબ્દ દ્વારા એકાન્ત છે, અને આ એકાન્તમાં જ જેનો ભૂતકાળમાં સહસા અનુભવ કર્યો છે એ ઐક્યનું સ્મરણ થવું અને એ સ્મરણ દ્વારા વર્તમાનમાં એ ઐક્યનું પુનઃપુનઃ અનુભવવું શક્ય છે. આમ, આ કાવ્યમાં ઐક્યના અનુભવમાં એકલતાનો અને એકાન્તનો કવિએ જે મહિમા કર્યો છે એ વિષે જેટલું કહીએ એટલું ઓછું છે.

'The Daffodils' વિશ્વઐક્ય અને આનંદનું કાવ્ય છે. એમાં કવિ સમસ્ત વિશ્વને એક અખંડ ચૈતન્યરૂપે પોતાના આત્મામાં અનુભવે છે. એથી આ કાવ્ય આધ્યાત્મિક અનુભવનું કાવ્ય છે, રહસ્યમય પરિવર્તનનું કાવ્ય છે. દર્શનની, રહસ્યોદ્‌ઘાટનની આ ક્ષણ, આ દૃશ્ય showની સમૃદ્ધિ wealthએમના એકલાઅટૂલા અને ઉદાસીન જીવનને સદાયનું ઐક્ય અને આનંદસભર કરે છે. આંતરચક્ષુ દ્વારા, સ્મૃતિ દ્વારા, એકલતા અને ઉદાસીનતાની અન્ય ક્ષણો પણ પેલી વાસંતી સવારની પ્રથમ ક્ષણની જેમ જ ઐક્ય અને આનંદથી સભર થાય છે, પુનઃપુનઃ સભર થાય છે.

કાવ્યમાં બે પરાકાષ્ઠા છે : કંઈક અસામાન્ય, અસાધારણ, અનન્ય, અદ્વિતીય, અનુપમ, અદ્‌ભુત વસ્તુનું દર્શન કરવાનો સહસા આનંદ (૩-૪ પંક્તિઓ), અને એ વસ્તુનું વારંવાર સ્મરણ કરવાનો સહસા આનંદ (૨૩-૨૪ પંક્તિઓ), પ્રત્યેક પરાકાષ્ઠામાં કવિની એકલતા અને ઉદાસીનતા ઐક્યમાં અને આનંદમાં પરિણમે છે (૧૫-૧૬, ૨૩-૨૪ પંક્તિઓ). કાવ્યના કેન્દ્રમાં નૃત્યનું પ્રતીક છે. કવિએ પ્રત્યેક શ્લોકમાં એ યોજ્યું છે. પુષ્પો,

તારકો, તરંગો, આ નૃત્યનાં અંગો છે. જલ, સ્થલ અને નભતલમાં -ત્રિલોકમાં અને ત્રિકાલમાં આ નૃત્ય રચાય છે. કવિ પણ પ્રકૃતિ સાથેની એમની આત્મીયતાનાં અનુભવ, દર્શન અને રહસ્યોદ્‌ઘાટનને કારણે આ નૃત્યનું અંગ છે. આમ, ડૅફૉડિલ્સ, કવિ અને અન્ય સૌ કોઈ આ નૃત્યની, આ વિશ્વનૃત્યની શિવશક્તિના, ચૈતન્યલીલાના પ્રતીકરૂપે પ્રકટ થાય છે.

'મારું હૃદય, આનંદથી ભરાતું -ઊભરાતું મારું હૃદય, ડૅફૉડિલ્સની સાથે નાચી ઊઠતું મારું હૃદય'... આ હૃદય એ આ કાવ્યનો -માત્ર આ કાવ્યનો જ નહીં પણ વર્ડ્ઝવર્થની સમગ્ર કવિતાનો આત્મા છે. આ હૃદયનું, માનવહૃદયનું, હૃદયના સંવેદનનું આપણી સંસ્કૃતિમાં યંત્રવિજ્ઞાનજનિત સંકુલતા અને સંકુચિતતાના યુગમાં જેટલું મૂલ્ય છે એટલું પૂર્વે કદી ન હતું. અને એથી આ હૃદયની, માનવહૃદયની, હૃદયના સંવેદનની કવિતાનો આજે આપણે જેટલો મહિમા કરીએ એટલો ઓછો છે. ઉપનિષદના પ્રાચીન ઋષિ-કવિની જેમ અર્વાચીન યુગમાં સહજ-સરલ આર્ષવાણીમાં હૃદયોપનિષદ રચનાર ઋષિ-કવિ વર્ડ્ઝવર્થને એમના જન્મની દ્વિશતાબ્દીએ આપણા હૃદયનાં અભિવંદન!

['કવિલોક'માંથી સાભાર]

## પલાશ-ફૂલ □ સુરેશ દલાલ

પલનું પલાશ-ફૂલ;
એના રુડા રંગને કેસર મન મારું મશગૂલ!
-પલનું.

ભાવિની નહીં ભાળ કે નહીં
અતીતની કોઈ છાંય;
કાળનો કાળો ભમરો ભમી
આજનાં ગીતો ગાય.
અહીંની ભૂમિ મન મારાને લાગતી રે ગોકુળ!
- પલનું.

તરસ નહીં, પણ પ્રાણ આ માણે
તૃપ્તિ કેરો ઘૂંટ;
મોકળા મને મ્હાલતાં મળે
એજ મારે લખલૂંટ.
સઘળાનું છે મૂલ મારે મન; હેમ હોયે કે ધૂળ!
- પલનું

## ફૂલ □ પ્રિયકાન્ત મણિયાર

ફૂલનો પવન લોચન મારે વાયો,
આકાશ ભરાય એટલી સુગંધ લાવ્યો.
કોઈ તરુ ના, કોઈના ડાળી, કોઈ ના ડાળખી, પાન;
ફૂલનો ફુવાર એટલો ફૂટે જેમ કવિનાં ગાન :
ફૂલનો સૂરજ હૃદયે વાવ્યો, ફૂલનો વળી છાંયડો છાયો.

ફૂલની નદી, ફૂલનું તળાવ, ફૂલનું નાનું ગામ,
ફૂલનો દીવો, ફૂલહિંડોળો, ફૂલમાં ફોર્યા રામ;
કાળને સાગર જાત ડૂબી ત્યાં તરતાં ફૂલથી ફાવ્યો,
ફૂલનો પવન લોચન મારે વાયો.

## पुष्पम् □ प्रियकांत मणियार □ जशवंती दवे

(गुजराती काव्यम्)
पुष्पपवन: लोचने मे प्रावहत्,
सौरभम् आकाशपूर्णम् आनयत् ।

कोऽपि न वृक्ष: काऽपि न शाखा वृन्तं न वा पर्णम्;
स्फुटति वृष्टि: तथा सुमानां यथा कविगानम्:
पुष्पपतंग: हृदये उप्त:, पुष्पच्छायम् अपि प्रसृतम्।

पुष्पसरित् पुष्पतडाग: पुष्पस्य लघुग्राम:,
पुष्पप्रदीप: पुष्पहिंदोल: पुष्पे प्रफुल्लित: राम:;
कालसागरे मयि निमग्ने पुष्पे: तीर्णोऽहम्,
पुष्पपवन: लोचने मे प्रावहत् ।

## પતંગિયું ને ચંબેલી

□ **કૃષ્ણલાલ શ્રીધરાણી**

"મળું મળું વ્હાલાને ક્યારે ?
વીંટળાઉં ક્યારે ?" ઘેલી,
કોડભરી આવા ઉરમાં કૈં
લળતી આશભરી વેલી -
મુખ પર પુષ્પ કરે કેલી !
ફૂલરાણી શી ચંબેલી !
આરસનોયે અર્ક કરીને
બ્રહ્માએ આલેખ્યું રૂપ.
સરસ્વતીની વેણીમાંથી,
ફૂલમાં પૂર્યા ગંધ અનુપ.
ફૂલડાંને ઊડવા આકાશ !
પાંખ વિના પૂરે શે આશ ?
મેઘધનુષી પાંખોવાળા
પતંગિયાને ભાળી પાસ,
ચંબેલી મલકંતી પૂછે
"એક જ મારી પૂરશો આશ ?
મારો દેહ તમારી પાંખ-
એક બનીને ઊડશું આભ ?"
ચંબેલીનો દેહ રૂડો, ને
પતંગિયાની પાંખ ધરી;
અવનિ, આભ, અનંતે ઊડે,
મલકંતી મ્હેકંતી પરી.
પતંગિયું ને ચંબેલી !
એક થયાં ને બની પરી !

## ફૂલ વિશે ગઝલ

□ **રમેશ પારેખ**

તીવ્ર ને તીણી મ્હેકથી સત્વર
ઘાવ ફૂલો કરે તો શું બખ્તર ?

ફૂલ પાસે અસંખ્ય અશ્વો છે
ત્વરાથી કાપે એ ઘણાં અંતર

બનાવ્યો માળો ફૂલમાં એણે
મ્હેકનું બીજું નામ છે -કાબર

'રંગ, તું ઠોઠ !' કહીને મ્હેક જતી
દૂર ભણવા પવન તણાં ભણતર

ખાતરી દઈ શકે ફૂલો એવી :
ન હોય મ્હેકમાં કદી કસ્તર

સ્વાવલંબી ફૂલો પહેરે છે
સ્વયં વણેલ મ્હેકનાં અંબર

પતંગ મ્હેકની ઉડાવે છે
ઉત્તરાયણ ફૂલોને જીવનભર

ફૂલ મસજિદ, ફૂલ છે મંદર
ને એમાં મ્હેક એ જ શ્રી ઈશ્વર !

પત્ર □ ઉદયન ઠક્કર

પ્રિય...

આજે તો તારો જન્મદિવસ. ધરતીને કેવી હોંશે હોંશે તૈયાર કરી છે મેં, આજના પ્રસંગ માટે.

ફ્લોરિસ્ટની દુકાનના આંગડિયા જેવા ચંપાને હાથમાં ગુલદસ્તો પકડાવી તારા આંગણે ઊભો કરી દીધો છે. પાર્ટીના વિચારથી ગેલમાં આવીને ફુદરડી ફરતી પૃથ્વીને આસમાની ટોપી પહેરાવી દીધી છે. આકરા તાપ સામે તને છત્રી ધરવા લીલા ચોપદારોને ઠેરઠેર સાબદા રાખ્યા છે. સડકની બત્તીઓના થાંભલે-થાંભલે પારેવાંનું ડેકોરેશન કર્યું છે. સૂરજને કહી રાખ્યું છે કે જગતને માંજીને નવા જેવું કરી નાખે.

આજે તું ઘરેથી હજી બહાર નીકળશે ત્યાં તો નગરના શ્વાસ અદ્ધર થઈ જશે. આજના દિવસનું મહાતમ જાણી ગયેલી લહેરખીઓ સાહેલીઓ-શી તારી આગળ-પાછળ, આગળ-પાછળ ફર્યા કરશે. રસ્તામાં આવશે ઠાકોરજીનું મંદિર. ઓસરીમાં ભાવુક જનોનો મધપૂડો બણબણતો હશે. ખૂબ બધી પ્રતીક્ષા પછી દર્શન ખૂલશે; પણ ઠાકોરજી તો મટકુંય માર્યા વગર તને જ જોતા રહી જશે. પડખે આવેલી શાળામાં નવાંનક્કોર સ્તન પહેરેલી કિશોરીઓ ખિલખિલાટ કરતી ચાલી જશે. તું દરિયાકિનારાના રસ્તેથી નીકળવાની છે એ જાણી ગયેલી સાગરકન્યા 'સરપ્રાઈઝ વિશ' કરવા દોડી આવશે. પગલાં સંભળાઈ ન જાય માટે તેણે મોજાંનાં ઝાંઝર ઉતારી નાખ્યાં હશે, ચણિયાને ઝાલ્યો હશે સ્હેજ અદ્ધર, અને ઘૂંટણ સુધીના તેના ભીનેવાન પગ તને દેખાશે. ઓટ કહીને તું એને હસી ના કાઢતી.

સાંજે જો સૂરજનો પાવર ફેઈલ ગયો, તો ઑટોમૅટિક જનરેટર સેટથી તારલાઓ ઝબકી ઊઠશે. તું અમસ્તી ઉપર જોશે અને જોતી જ રહી જશે : નક્ષત્રલિપિમાં મેં તારાં ને મારાં નામ લખાવી દીધાં છે.

બે નામ વચ્ચે પણ કંઈ કેટલાંયે પ્રકાશવર્ષ હોય છે...

## ફૂલ-કથા □ મણિલાલ હ. પટેલ

(દોહરા)

ફૂલમાં ઊઘડે આભલું ફૂલમાં ચૌદે લોક
ફૂલ વગરના આંગણે જીવ્યું જીવતર ફોક

ફૂલમાં પગલાં દેવનાં ફૂલમાં પ્રીતમ વાસ
ફૂલ અમારી એષણા ફૂલ અમારા શ્વાસ.

નભમાં જેવા તારલા એવાં વેલી-ફૂલ
પાંપણ-આંસુ-તોરણો મૂલ એનાં અણમૂલ

ફૂલથી માટી મ્હેંકતી ફૂલથી મ્હેંકે પ્રીત
મ્હેંકી મ્હેંકી મટી જવું એની નોખી રીત

ફૂલને ના કોઈ કુળ છે એને કેવળ મૂળ
એ ચાહે આકાશને પણ ના ભૂલે ધૂળ

માટી એને આપતી જાતજાતના રંગ
મળતો ફૂલને એટલે પતંગિયાંનો સંગ

ફૂલને કાંટા હોય છે હોય ઘણાં સુખદુ:ખ
ટગટગ હસતાં ફૂલ તો શૂળને માને સુખ

ફૂલ નેહનું નામ છે ફોરમને ના રોક
પડદે ઢાંક્યું નહીં રહે એમાં સૂતું કોક.

## સર્વત્રઋતુ પુષ્પાલંકૃતા

□ કાલિદાસ અનુ. : હ. ભાયાણી

હસ્તે લીલાકમળ અલકે ગૂંથ્યું અધખીલ્યું કુંદ
લોધ્રની પરાગરજે પાંડુરવરણ મુખચંદ્ર
કેશપાશે તાજું કુરબક કર્ણે રૂપાળું શિરીષ
સેંથે સોહે યક્ષિણીને વર્ષારંભે ફૂટતું કદંબ

## પુષ્પની સ્વગતોક્તિ □ ભાનુપ્રસાદ પંડયા

વનભૂમિની કૂખે
કોઈ અજ્ઞાતકુલશીલ શિશુ સમું
પ્રસવ્યું હતું, સોડયે વગડો ભરતું!
વાયરાની આદિમ રૂંવાટીદાર હથેળી
મારા ગાલ પસવારતી હતી,
ઉપર ઈશ્વરના ચહેરા જેવું
આભ ઝળૂંબતું હતું,
રાત્રિઓ આવીને કાજલ આંજી જતી
અને 'ટીકો' કરી જતી!
ને તારાઓ ગુસપુસ વાતો કરી જતા!
સવારે સૂરજની રતૂમડી
આંગળીઓના સ્પર્શે સ્પર્શે
પોપચાં ખોલીને ખિલખિલાટ કરતું!
કોઈ હરણ કે સસલું
પાસે આવીને અડકતું ને પતંગિયું
પાંખડી સાથે પાંખ ભીડવતું
ત્યારે ગલગલિયાં થતાં ઝૂમી જવાતું!
ત્યાંથી કોઈ ઉદ્યાનના ક્યારામાં
અન્ય અનેક વિવશ છોડનાં
ધાડાં વચ્ચે સંકોચાઈને
ઊઘડવાનો હુકમ થયો!
પેલી નિરાળી રૂપછટાને-ગંધછવિને
ટોળામાં વિલીન થતી જોઈ!
પછી તો ત્યાંથીય ઊંચકાઈને
બે ખોબા ધૂળના કૂંડામાં
મારાં મૂળને જેમતેમ ગોઠવીને
ઊભા રહેવાનો વારો આવ્યો!

## ખીલવે છે!

□ ભરત ભટ્ટ "તરલ"

સરોવરમાં લોકો વમળ ખીલવે છે;
સરોવર, ફરીથી કમળ ખીલવે છે!

પછી, રંગ-આકાર-ફોરમ વિભાજન;
બગીચો તો ફૂલો સકળ ખીલવે છે!

હંમેશાં ખીલે છે પ્રતીક્ષાનાં ફૂલો;
એને કોઈ કારણ સબળ ખીલવે છે!

તને ફકત રણનું મેં સરનામું પૂછયું,
અને આંખ વચ્ચે તું જળ ખીલવે છે?

હજી આ સદીને છે કોની પ્રતીક્ષા?
હજી આ સદી સઘળી પળ ખીલવે છે!

માતાની છાતીએથી વછોડાતા
શિશુની ચીસને કોઈએ સાંભળી નહિ !
ને.. હવે તો રવેશમાં તથા
દીવાનખંડની બારીઓ વચ્ચે
પરદાનશીન છું ! સુગંધ તોય બંડખોર ! હરેફરે !
ઉપરનો અફાટ બિલોરી ઘુમ્મટ
છિનવાઈ ગયો છે અને ત્યાં
સફેદ કોરી છત પ્રેતલ દાંતિયાં કરી રહી છે !
અહીંથી મારે હવે ક્યાં જવાનું હશે ?
કોઈ કહેશે ?

## ફાગણિયો

□ ઉપેન્દ્ર પંડયા

રતૂમડી પાંદડીએ લીલો આંબો ઝોલાં ખાય રે,
ફોરમતો ફાગણિયો ફરફર ફરકી ઘૂમતો જાય રે !
પીળી પીળી પામરીઓ કંઈ હવા મહીં પથરાય રે,
ગોરાં ફૂલ પર કાળા ભમરા ગુનગુન ગુંજી ગાય રે.
કાળી કોયલરાણી સૂરના સાજ સજી સોહાય રે,
લહેકંતા લીલુડા લીમડા લળી લળી લહેરાય રે.
પરવાળાંની લાલી લઈને દાડમડી આ આવી રે,
ઠમઠમ ઠમકી ભોળાં ઉરને શીદ જતી ભરમાવી રે ?
લાલ ચોળી ને લીલો ચણિયો ફૂમતાં ફરકે અંગે રે,
રંગમદીલી મધુમાલતી ડોલે રમ્ય ત્રિભંગે રે.
કેસૂડો તો - મારુ દેશની કન્યા રુમઝુમ રમતી રે,
ઢોલ પવનનું ઢમઢમ ઢમકે દુલ્હન ઘેલી ઘૂમતી રે.

## મુક્તકો □ રવીન્દ્ર પારેખ

કૈં તરબતર પ્રસંગ મને પુષ્પમાં મળે,
ચિરશૈશવી ઉમંગ મને પુષ્પમાં મળે,
કલ્પી શકું ન પુષ્પ વિનાનું જગત હવે,
ઈશ્વરના રૂપરંગ મને પુષ્પમાં મળે.

□

રોકી શકાય કેમ હવે ગંધ પુષ્પની,
ફેલાય તોય ગંધ રહે બંધ પુષ્પની,
ઊડવા મથી સુવાસ અને આથડી પડી,
મેં સાંભળી છે વાત ઘણાં અંધ પુષ્પની.

□

ડાળી હો હાથવેંત, કદી જોઈ છે ખરી ?
મ્હેંકી હો જાણે રેત, કદી જોઈ છે ખરી ?
આવે અગર તો રાતની રાણી બતાવું હું,
તેં રાતનેય શ્વેત, કદી જોઈ છે ખરી ?

□

વહેતી રહે છે રાત, અહીં તું નથી છતાં-
ઊઘડે ફરી પ્રભાત, અહીં તું નથી છતાં-
તારા અવાજ કેસરી દાંડી સમા ખરે,
ઢગલો છે પારિજાત, અહીં તું નથી છતાં-

## ફૂલ વિશેના કેટલાક શે'ર

### □ દિલીપ મોદી

મ્હેકવાનું છોડી દીધું જ્યારથી
મ્હેકતાં ફૂલો મને સમજાય છે

બાગ છે, ફૂલો છે, રંગો છે, હવા છે, ખુશ્બૂ છે
આ બધું તો છે છતાં મ્હેકી શકાતું પણ નથી.

## ગઢનાં ફૂલ □ 'સરોદ'

અસહ્ય સહી કાળના કટુ નહોર તેના વ્રણે
શરીર બદલાયું એવું ન હતું કદી યે પુરા,
સમૂળ વળી ન્હોય પ્રાણ બદલી ગયો તે વિધે
હવે ન ફરકે ધજા બુરજટોચની કોઈ દી.

છતાં ય ગઢ નામ ધારી વસવું સહુ મધ્ય ને
હજીય નિજ ભારથી ધરણીને વૃથા પીડવી,
વિચાર થકી ત્રસ્ત, અસ્ત તણી રાહ જોઈ ઊભો
ડગેલ અતિ જીર્ણ દુર્ગ, ત્યહીં કોણ જાણે ક્યહાં-
થકી કૂંપળ ફૂટી જર્જરિત રાગમાં ને ત્યહીં
તિરાડમહીં ઘાલી મૂળ અતિ ઊંડું વેલી ખીલી
લચંત મસ ફૂલડે અહ શું દુર્ગને હાસતી.
ક્યહાં ગઢનું કાર્ય ને ફલિત શું થયું જીવને!

નિહાળું દૃગ પાસ રોજ,-મુજ ગેહ સામે જ છે;
ન એ ગઢ, ન ફૂલ એ, કવન મારું મુંને હસે!

## સરનામું કાવ્ય

□ અજય પુરોહિત

ફૂલોનું સરનામું
શોધવા
ડાયરીનાં પત્તાં
ઉથલાવ્યે જાઉં છું
ત્યાં જ
મળી આવ્યું
મરેલું પતંગિયું!!!

□ કાકુભાઈ પંચમતિયા

મેં તો લાગણીને ફૂલોથી ગૂંથી છે
પણ પાસેના કાંટાએ ચૂંથી છે.

વેણીમાં કેટલાંયે સ્વપ્નો ગૂંથ્યાં
પણ ઉઘાડી આંખે એને ચૂંથ્યાં
મારી વાતો કાદવમાં કેમ ખૂંપી છે
મેં લાગણીને ફૂલોથી ગૂંથી છે

પડછાયાને પણ પહેરાવ્યાં ફૂલ
જિંદગીમાં કરી મેં કેવી આ ભૂલ-
તોયે કાળજામાં અમરતની કૂંપી છે
મેં તો લાગણીને ફૂલોથી ગૂંથી છે.

## ગજરો □ રમેશ પારેખ

(૧)

ફૂલ–
તે વૃક્ષે પેટાવેલા દીવા છે
એ જોવા કે
સુગંધમાં ડૂબકી મારે એવા
કોણ મરજીવા છે !

(૨)

ફૂલ કરશે કેટલો સ્વીકાર એનો
શી ખબર ?
જીવનો ખોબો અમે
અર્પણ છીએ આઠે પ્રહર...

(૩)

જે ખૂણે
ફૂલો વિનાનું પડ્યું હોય ફ્લાવરવાઝ
તે ખૂણો જ
ઘરનો સૌથી વધુ સુશોભિત હિસ્સો હોય છે !

(૪)

ફૂલો તો છે
ગોદડી સાંધવા માટે
–સોયમાં દોરો પરોવવા મથતી
–ઝાંખુડી નજરવાળી
વૃદ્ધ મા જેવાં.
એને પરોવવો હોય છે
મનુષ્યમાં મ્હેકનો એક ધાગો
ને સાંધવી હોય છે
મનુષ્યની આંખોને
જે બૉમ્બ ફૂટયા પછી ફાટી ને ફાટી રહી ગઈ છે
કવિના

પરંતુ
વૃદ્ધ માની સોયમાં દોરો પરોવી આપે કોણ ?

## □ રવીન્દ્રનાથ ટાગોર
## □ નલિની માડગાંવકર

શરમાળ છાયા વનભીતરે
પ્રકાશને પ્રેમ કરે
પર્ણો એ વાત ફૂલને કહે
ફૂલ મીઠું મીઠું મલકે.

□ વિરલ પરીખ

કોણ જાણે કોની સુગંધમાં
ડોલે છે ઝાડ અને બોલે છે પ્હાડ,
અને હિલોળે દરિયો તરંગમાં !

ક્યાંય દેખાતું ફૂલ નથી
તોય એ તો હળવેથી
પાંદડીઓ સરોવરની ખોલે
એવી કઈ આંગળીઓ
વાંસવને ફરતી
કે સૂર એનો ફૂલને ફંફોળે.
કોણ જાણે કોના ઊમંગમાં
ડોલે છે ઝાડ અને બોલે છે પ્હાડ
અને હિલોળે દરિયો તરંગમાં.

ઝીણી ઝીણી એવી કશી નકશીઓ કરી કરી
ફૂલનાં પક્ષીઓ ગયાં ઊડી
ફોરમનાં પીંછાંઓ સ્પર્શ્યાં વિણસ્પર્શે છે :
હું તો પાગલ મારામાં ગઈ બૂડી
કોણ જાણે કોના બાહુબંધમાં
ડોલે છે ઝાડ અને બોલે છે પ્હાડ
અને હિલોળે દરિયો તરંગમાં.

□ મધુકર શ્રોફ

પતંગિયું તો
ભમતું ફૂલે ફૂલે
થઈ ટપાલી

□ જગન્નાથ □ જશવંતી દવે

(સંસ્કૃત)

પર્ણે છે કંટક બહુ મધુ થોડું યે ના
અંધાર માંહી પ્રસર્યો રજથી ભરાતાં
લોભાઈ કેવળ સુગંધ થકી મિલિન્દ
હે કેતકી ! તવ જુએ નહીં દૂષણો એ.

## પારિજાતની પ્રીત ▫ રતિલાલ છાયા

હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?
ભીતર-બાહિર અવિરત બરસત જેમાં સુરભિત સ્મિત !
 -હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?

યમુના-કાંઠે પ્રથમ પ્રકટીએ સુણી બંસરી-ગીત;
રાધાને અલક જઈ ઝૂલી મઘમઘતી એ પ્રીત !
 -હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?

પલ્લવી છાયા ઢળે ભૂમિ પર : લહર લહર સંગીત;
ભૃંગવૃંદની બજે વીણાઓ મંદ્ર સ્વરે મંડિત !
 -હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?

તારાઓ શાં ઉજ્જ્વલ નયને પ્રકટે સ્નેહલ દીપ;
શશિયર શાં મરકલડે વરસે એનાં ઉર-નવનીત ?
 -હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?

કોણે બાંધ્યો આ સુરભિત હીંચકો હૈયે આવી સમીપ ?
ફૂલ ફોરે ત્યમ ફોરે હૈયું, ઝળહળ પ્રેમ - પ્રદીપ !
 -હૈયે ક્યાંથી છલકી રહી આ પારિજાતની પ્રીત ?

### શરદ ▫ કાલિદાસ
▫ અનુ. : હ. ભાયાણી

પદ્મે સરોવર સુધાંશુ કરે નિશાઓ
હંસે સરિત્ સલિત કાશફૂલે દિશાઓ
સપ્તચ્છદે કુસુમ-ભાર-નમ્યે વનાંત
ઉદ્યાન માલતીફૂલે કૃત શ્વેત શ્વેત

## ગુલાબોનું સપનું

□ કૅથલિન રેઈન □ જયા મહેતા

ગઈ કાલ રાતના સપનામાં બગીચામાં
કૈં કેટલાંયે ગુલાબો, ને બધાં જ સોનેરી હતાં-
એફેલિયાનું પ્રેમપુષ્પ તરછોડાયેલું
નસીબ વગર ચાહવાનું પીળું ગુલાબ
કે શાણપણનું સોનેરી ફૂલ ?

ઊતરતા નવેમ્બરની રાતે
બગીચામાં મેં વાવેલી તરંગલીલા
કૈં કેટલીયે વિકસી હતી
(એવું મને સપનાએ કહ્યું) બહુ પહેલાં.
તોયે મેં સોના વચ્ચે એકાદેય
સાચા ગુલાબ-રંગને શોધ્યા કર્યું,
પણ એકેય મળ્યું નહીં : સપનું જૂઠું ન બોલી શકે,
પ્રેમનું સાચું ફૂલ મને એકેય મળ્યું નહીં.

□ ભવભૂતિ □ ખ્યાતિ વેદ

છે સિદ્ધ નિશ્ચિત સુગંધી ફૂલોનું સ્થાન
માથા પરે, ન પગથી હડસેલવાનું.

□ કાલિદાસ □ ખ્યાતિ વેદ

શોભા લાલ અશોકની ચડી જતી લાલાશથી હોઠની,
ધોળા, શ્યામ અને ફૂલો જ લાલ કરતાં પત્રાવલીને ફીકી,
પુષ્પો યુક્ત દ્વિરેફથી તિલકનાં, ઝાંખી કરે ટીલડી,
સ્ત્રીના સૌ શણગારને શું હસતી શોભા મધુમાસની ?

## પુષ્પ - વિચાર - વિહાર □ અનુ : ભાનુ શાહ

ફૂલો અર્પણ કરનારના હાથમાં પોતાની થોડી સુવાસ મૂકતાં જાય છે.

– ચીની કહેવત

□

બાગ વિકસાવવો તે ઈશ્વર સાથે ચાલવા બરાબર છે.

– ક્રિશ્ચિયન બોવે

□

ફૂલોથી સહજ જાગૃત થનાર હૃદયને હંમેશાં કાંટાનો પ્રથમ સ્પર્શ લેવો પડે છે.

– થૉમસ મૂર

□

નકામું ઘાસ છૂપા ફૂલ સિવાય બીજું કંઈ નથી

– જૅમ્સ રસેલ લૉવેલ

□

ફૂલોના મરણ બાદ તરત
અને તેઓ બરફમાં દટાય તે પહેલાં,
ઊત્સવની એક ઋતુ આવે છે
જ્યારે કુદરત પૂરબહારમાં હોય છે.

– અનામી

□

ઓ શિષ્ય, સાચું શાણપણ શીખ - પેલો મોઝીસના
બળતા છોડ જેવો પ્રકાશિત ગુલાબનો છોડ જો.
સાંભળ, જો તારી ચેતના બહેરી ન હોય તો,
તેમાંથી મૃદુ અને સ્પષ્ટ અવાજે તારી સાથે વાત
કરતા પરમ પિતા પરમેશ્વર, તને સંભળાશે.

– હાફિઝ

□

નામનો શો મહિમા છે? ગુલાબને બીજા ગમે તે નામે બોલાવો, તેની સુવાસ તેટલી ને તેટલી જ રહેશે.

– વિલિયમ શેકસપીયર

□

પ્રકૃતિનું તથાસ્તુ! હંમેશાં ફૂલ જ હોય છે.

– ઑલિવર વેન્ડલ હોમ્સ

□

પૂર્ણ ખીલેલું સફરજનનું વૃક્ષ એક મોટો પુષ્પગુચ્છ જ છે.

– હેન્રી વૉર્ડ બીચર

□

પરમ પિતાએ જ્યારે સુંદર પુષ્પોનાં
નામ પાડયાં ત્યારે,
ભૂરી આંખોવાળું એક નાનું ફૂલ પાછું આવ્યું
(બીતું બીતું પાછું આવ્યું);
અને પિતાના પગ પાસે ઊભું રહી
તેમની સામે જોતું,
ધીમા અને ધ્રૂજતા અવાજે બોલ્યું:
"હે ભગવન્! તમે મને આપેલું નામ,
તો હું ભૂલી ગયું!"
દયાથી પિતાએ તેની સામે જોયું
અને બોલ્યા: "ફરગેટ મી નૉટ."

– એમિલિ બ્રુસ રેલોફસન

□

જે સુંદર છે તે કદી નાશ પામતું નથી,
તે બીજી સુંદરતામાં ફેરવાય છે,
તારા - ધૂળ કે સાગર-ફીણ, ફૂલ કે વહેતો પવન.

– થૉમસ બેઈલી આલ્ડ્રિચ

માનવતાની દુનિયામાં સ્ત્રીઓ છે તેવાં કુદરતની દુનિયામાં ફૂલો છે - તેઓ થોડી જગ્યામાં ઘણી શક્તિ, ઘણું જીવન અને પરમાનંદનું સંયોજન -

- પાઓલો મોન્ટેગાઝા

☐

દરેક ગુલાબ એ આપણી આજુબાજુની ઈશ્વરની સૃષ્ટિ પરના તેના હસ્તાક્ષર છે - (હજારો વર્ષોથી લાગણી અને વિજ્ઞાન જેને સમજવા પ્રયત્ન કરી રહ્યાં છે) અદ્‌ભુત ચિત્રલિપિમાં તેમણે પોતાના વિચારો અંકિત કર્યા છે.

- થિયોડોર પાર્કર

☐

વાયોલેટ સાધ્વી છે

- થૉમસ હૂડ

☐

તમે મેદાનમાં ચાલો ત્યારે,
નીચું જુઓ,
રખે તમે
ડેઈઝીનો તાજ કચડી ન નાખો !

- જેમ્સ સ્ટીફન્સ

☐

અને જો જીવન ફક્ત માર્ગ હોય તો,-
તે માર્ગ પર
આવો થોડાં ફૂલો બિછાવીએ

- અનામી

☐

જ્યાં ફૂલો ઉગાડી શકાતાં નથી, ત્યાં માનવ જીવી શકે નહીં.

- નેપોલિયન બોનાપાર્ટ

☐

મધુર ફૂલો ધીમાં હોય છે અને નકામા ઘાસને ઉતાવળ હોય છે.

- વિલિયમ શેક્સપીયર

કોઈને કરમાતાં ફૂલોની માયા નથી હોતી.

– થૉમસ ફુલર

□

નાના ફૂલનું સર્જન એ યુગોની મહેનત છે.

– વિલિયમ બ્લૅક

□

કેવી દયનીય વાત કે ફૂલો બોલી શકતાં નથી !-
ગાતું ગુલાબ, ધીમે બોલતું વાયોલેટ, ગણગણતું હનીસકલ -
આહ, કેવો અનન્ય અને અદ્‌ભુત ચમત્કાર !

– હેન્રી વૉર્ડ બીચર

□

માનવી સાદા, જંગલી ગુલાબને જુએ અને આનંદ ન અનુભવે તો, તેનો સ્વાદ દૂષિત થયેલો છે.

– હૅન્રી વૉર્ડ બીચર

□

હસતી ધરાને રંગી નાખવા માટે કુદરત ફૂલોને ખુલ્લાં મૂકે છે -

– રેગિનાલ્ડ હેબર

□

ફૂલોની મોહકતાનું પૃથક્કરણ એ સંગીતના વિચ્છેદન જેવું છે; ફૂલો સમજવાનો પ્રયત્ન કરવાને બદલે માણવા યોગ્ય છે.

– હૅન્રી ટકરૅમન

□

ફૂલોનાં વૈજ્ઞાનિક નામો એ એક દુ:ખદ જરૂરિયાત છે; તેમનાં સામાન્ય નામો તેમનો માનવતા સાથેનો નાતો સૂચવે છે.

– કેન્ડેસ વ્હીલર

□

લાંક ફૂલો ફક્ત આંખોને મુગ્ધ કરે છે, કેટલાંક હૃદયને.

– જોહન વુલ્ફગેન્ગસન ગૅથે

કવિ

# ફૂલ વિશે એક નારીવાદી કવિતા

☐ નીતા રામૈયા

ફૂલને સ્ત્રીનું મોઢું મજાનું ગોળ છે.
તે શૂન્ય નથી કે કોઈની ઇચ્છા મુજબ
કાતરી કાઢેલું ચકરડું.

ફૂલને શબ્દ નથી,
સ્ત્રીને શબ્દ છે, નહીં બોલવા માટેના.

ફૂલ અને પવનના સંબંધમાં
ફૂલભર્યો પવન પવનભર્યું ફૂલ.

ફેરણાં ફુલાવીને મંડપમાં બેઠેલા પુરુષના હાથમાં
બિલ્લીની જેમ લપાઈ જતી સ્ત્રી હસ્તમેળાપ વખતે.
ત્યાર પછીથી
પુરુષના હાથની શોભા
એક સ્ત્રી એક ફૂલ.

ફૂલની જેમ સ્ત્રીને આવડી ગયું છે
હવાના પટને માપતાં રહેવાનું
આમ અમસ્તાં હસતાં રહેવાનું
પુરુષના અવકાશને ભરતાં રહેવાનું.

કોઈ પણ પ્રશ્નનો કશોય જવાબ નહીં આપવાની
જિદ ધરાવતા જગતને બિરદાવતાં રહેવાનું
ફાવી ગયું છે
ફૂલને, સ્ત્રીને.

(જાપાની) ☐ બાશો
☐ અનુ. હ. ભાયાણી

ઘંટ રણકી શમી ગયા-
ને પુષ્પપુષ્પે છેડી ત્યાં તો
સુરભિની સુરાવલિ.

## ગીત □ રમેશ પારેખ

થાય ટાણું કળીઓને મ્હેક જડવાનું
ત્યારે ઊજવે એ પર્વ હસી પડવાનું...

કોઈ કળી સૂરજને માંજતી
તો કોઈ કળી વાયરામાં વીરડાઓ કરતી
કોઈ કળી પાતળાક તડકાથી
પોતાની ઝાકળની ગાગરડી ભરતી
કોઈ કળી સાંભળતી પાડોશી પાંદડાનું ધીમું પરભાતિયું ખખડવાનું

પાંદડાની બારીએથી કોઈ કળી
શરમાતા રંગને કહે કે, આવ ઓરો !
કોઈ કળી એકાદી પાંખડી ઉઘાડીને
મારે આકાશને ટકોરો
ઊઘડતી કોઈ કળી પૂછે બ્રહ્માંડને કે આમ તને આવડે ઊઘડવાનું ?

## ફૂલો □ પન્ના નાયક

તુ પ્રેમ કરે છે
ત્યારે
મારી ભીતર
વિસ્તરતા વૃક્ષની ડાળી હાલે છે
પાંદડાં ગુસપુસ કરે છે,
અને
આખા વૃક્ષને ફૂલો આવે છે.

## પુષ્પસંહિતા □ રમેશ પારેખ

આ હયાતી છે સતત ખુશ્બૂ તરફ જાવાનું નામ
ફૂલ છે એ રાઝ ખુલ્લેઆમ ચર્ચાવાનું નામ.

એનો ગજરો ગૂંથવાનું કોણ –એ જાણ્યા વિના
તૂટતા શ્વાસોને દઈએ ફૂલ ચૂંટાવાનું નામ.

પુષ્પ છે એ ગ્રંથ જે લોહી વડે ભણવો પડે
મ્હેક એની –શ્વાસને સૌ વેદ સમજાવાનું નામ.

સામસામે બાથમાં મળવું એ બીજું કૈં નથી
છે પીડાના તરજૂમાઓ મ્હેકમાં થાવાનું નામ.

ફૂલ તો છે આંખના કાંઠા ઉપર બેસી, રમેશ
રંગમાં કાયા વગર તરબોળ ભીંજાવાનું નામ.

પુષ્પ ઉર્ફે એક સોનલ નામની શ્રદ્ધા, રમેશ
વિશ્વની બેબાકળી આંખોમાં અંજાવાનું નામ.

## પતંગિયાની પુષ્પોક્તિ □ નયન દેસાઈ

ગગન આ ફૂલો છે સૂરજ આ ફૂલો છે
હવાની મુલાયમ તરજ આ ફૂલો છે

વણાતું રહે વસ્ત્ર ઝાકળનું આમ જ,
અને અતલસી કૈં વણજ આ ફૂલો છે

અહીં મ્હેંકને રંગની માત્ર ભાષા -
સકળ અર્થની લ્યો ! સમજ આ ફૂલો છે

ધરા પર ઊગી ગઈ છે આ ચાંદની ને
રૂપેરી રૂપેરી લરજ આ ફૂલો છે

અહીં માંણસોને સમજવા કઠિન છે -
અને ખૂબ સહેલાં - સહજ આ ફૂલો છે

□ નૂતન જાની

તારા ગયા પછી
ફ્લાવરવાઝમાં ગોઠવાયેલાં
તાજાં ફૂલો
સવાર થતાં જ કરમાઈ ગયાં
તારી સ્મૃતિની જેમ.

આજે હું એને
આપણા સંબંધની કબર પર મૂકી આવી.
ત્યાંથી પણ ઊડી ગયા એ, પવનના સૂસવા
અને અચાનક જ
ખીલી ઊઠી મારા ક્યારામાંની ગુલાબ-કળી
હું એને કદીય કરમાવા નહીં દઉં.

□ મધુકર શ્રોફ

ઘુવડ આંખો
ઝંખે નિત્ય સુગંધ
રાતરાણીની

# તારે ખાતર, આજે...

(જર્મન)

☐ રાઈનર મારિયા રિલ્કે ☐ રિકા લેસર
☐ ઉત્પલ ભાયાણી

તારે ખાતર, આજે મારે ગુલાબોનો સ્પર્શ કરવો છે,
ગુલાબોનો સ્પર્શ, માત્ર તારે ખાતર,
તારે ખાતર આજે, કલાકોના કલાકો સુધી મારે
સ્પર્શવાં છે વણબોટ્યાં ગુલાબો, ગુલાબો.
બધી જ છાબડીઓ ભરાયેલી છે, તેમાં પડેલા
દરેકમાં શતપાખંડીઓ પડેલી છે,
જાણે એકમેકની અંદર પડેલા, ભારથી લચી પડેલા,
કોતરોથી ભરાયેલાં કોતરો.

રાત જેટલા જ. વણબોલાયેલા,
તેઓ, જે ધરે છે એના પર
ખેતરો પર લચી પડતા તારાઓની જેમ
લચી પડે છે.
તેઓ ભાવનાથી અભિભૂત કહે છે
ગુલાબી રાત, ગુલાબી રાત,
રાત ગુલાબોની, રાત ખૂબ ખૂબ ચમકતાં ગુલાબોની.
ચમકતી રાત ગુલાબોની, ગુલાબી પાંપણોની નીંદ, શત-શત,
ચમકતી ગુલાબી નીંદ, હું તારી શય્યા છું,
ચમકતી શય્યા તારી મ્હેકની, તારી શીતળ મ્હેકની ઊંડી શૈયા,
ક્ષીણ થતો જતો હું, જ્યારે મારી જાત તને ધરું છું
ત્યારે તારી પાસે વિરોધ કરવા માટે મારું હોવું છે,
ભલે મારું નસીબ તારી અત્યંત દુર્બોધ સ્વસ્થતામાં
ઓગળી જાય અને મારા ઊઘડવાના ધક્કાને
અવરોધની કશી જાણ ન થાય,

હૃદયાવકાશ જેટલો વિશાળ, ગુલાબોમાં જન્મેલો,
ગુલાબોની અંદર જ પ્રચ્છન્નતાથી ઉછેરેલો અને
ખીલેલાં ગુલાબોમાંથી ગુલાબી અવકાશ આપણને
મંજૂર કરવામાં આવ્યો છે, જેથી આપણને
બહાર તેમ જ ભીતરમાં ગુલાબના અવકાશનો
અનુભવ થાય.

## પારિજાત અને શરદ

□ મણિલાલ હ. પટેલ

સાંજ પડે મ્હેંકી ઊઠે કોમળ પારિજાત
નાજુક નમણી નાર શી રાત પડે રળિયાત

કેસર ઘૂંટી દાંડલી પત્તી પંચમ ચાંદ
દર્પણ મુખં જોયા કરે સ્હેજ ખસેડી પાંદ

શમણે ભીની આંખડી ઝાકળભીના શ્વાસ
પારિજાતની ડાળ પર શરદ ઋતુનો વાસ

મઘમઘ માયા મ્હેકતી લોકો ડગમગ થાય
રગ-રગ ડોલે જીવડો વાતા રાતા વાય

ફૂલો પ્હેરી નીકળે રસ્તા લીલાછમ્મ
ક્યાંક સિતારી વાગતી અંગાંગે સરગમ

કુમકુમ બોલે કાગડા કન્યા ધરતી રૂપ
અંગ મરોડે આંગણું ચમ્પા ઊભા ચૂપ

નખમાં નદીઓ નીતરી તડકા પૂછે ક્ષેમ
મેડી મેડી નીરખે ના'વ્યો વ્હાલમ કેમ ?

## ફૂલોની ભાષા : □ સાન્ડ્રા ગિલ્બર્ટ □ પ્રીતિ સેનગુપ્તા
(અમેરિકન)

### (૧) જરેનિયમ

જરેનિયમની જીભ જાડી અને ગુલાબી છે
બપોરે એ એની ગૂંચળું વળેલી શાંતિ તોડે છે
લાલ અક્ષરોથી
કૂંડાની બહારની દુનિયા વિષે બોલવા માટે :
આલ્પ્સ પર્વતોમાં એક ખેતર, જ્યાં ગાયો પથ્થરની
હોય તેમ માંડમાંડ ફરે છે;
બરફથી છવાયેલા ઝૂંપડાને એક ખૂણે નાનું તાપણું,
જ્યાં સાંજે બવેરિયાના યુવાન દૂધવાળાઓ ઊભા રહે છે
નિઃશ્વાસ છોડતા, પગ પછાડતા, આગની જ્વાળા પર
પોતાના હાથ ફેલાવતા,
કોઈ સંપૂર્ણ ગરમ, સંપૂર્ણ નિઃશબ્દ ઈટાલિયન બપોરે
જરેનિયમનાં ફૂલની કલ્પના કરતા.

### (૨) પચ્યુનિઆ

પચ્યુનિઆની તો શી બહુલતા !
સફેદ કાંઠલા અને લાલ, કેસરી, જાંબલી
અતિ શણગારેલાં ગળાં !
દરેકે દરેક ગર્વિષ્ઠ છે, કોઈ ચિત્રકારે
એક વર્ષની મહેનતથી ચિતરેલી છતની જેમ !
કોઈ આશા નથી એ અતિઅલંકૃત વક્તવ્યને,
એ બેકાબૂ રૂપકોને સમજવાની :
સ્મિતવદન અને પટુ
પચ્યુનિઆ ડોલે છે, બોલે છે, હિલ્લોળે છે–

ત્યાં સુધી કે આપણે એમના અર્થની ધારણા કરીએ,
અને પ્રશંસા કરીએ,
અને કહીએ "હા!"

(૩) બોગનવિલિઆ

દરવાજાની આસપાસ અમળાય છે, કેવા
કમનીય શ્વાસ-ઉચ્છ્વાસ , કેવો
લોભનીય થરથરાટ.

જ્યારે આપણે કહીએ,
જરા ગંભીર થાઓ, તમારું વર્તન સમજાવો,
ચંચળતા જ કાંઈ બધું નથી.

ત્યારે બોગનવિલિઆ શાંત થઈ જાય છે,
ગરમીમાં જરા કાંપે છે,
રેશમી પાંદડીઓને ઊંચકીને બતાવે છે–

દોડાદોડ કરતાં જીવંત કોષોની વાક્યરચના,
અનુવાદ ના થાય તેવા
આવેશમય રંગોનો શબ્દસંચય.

(૪) ડેઈઝી

શબ્દયોગી અવ્યયો જેવાં, ને
જમીનની બોલી જેવાં સામાન્ય,

ડેઈઝી
ઘાસને વૃક્ષ સાથે જોડે છે,
બીને પથ્થર સાથે,
દને પીળા સાથે,

## દીપક ધરે

(જાપાની) □ બાશો
□ અનુ. હ. ભાયાણી

ખંડેર દેવળની સમાધિ પર
હજી ચંપકતરુ દીપક ધરે.

## કરેણની માળા

(જાપાની) □ ક્યોરોકુ
□ અનુ. હ. ભાયાણી

દેવસંમુખ હું સ્તોત્ર ગાતો રહું-
હૃદય મુજ
શ્વેત કરેણ-કુસુમ-માળે વીંટાયે.

## (૫) ગુલાબ

ખૂબ ખાનદાન ભાષા બોલે છે,
પાંગરેલું દરેક ફૂલ અસલ લાલ સંજ્ઞા છે.

દરેક અદ્વિતીય છે,
જાણે પ્લૅટોએ ઊંડા એક શ્વાસમાં

રંગોના થોડા મોટા પરપોટા ભર્યા હોય,
ને કહ્યું હોય, આ રહ્યાં તમે, સાથી ફિલસૂફો,
મૂળ પરિમાણનાં પરિમાણો જેવાં,

અંતિમોની ભાષા જેવાં–
અને દરેક ગુલાબની અંદરથી એક નાનો, ચળકતો દેવ ઊભો થાય છે.

એક ભાલો પકડીને કે જેના પર
પુષ્પપરાગનો એનો પોતાનો કાયદો
ગાઢ રીતે કોતરાયેલો હોય છે.

## પહેલાં અને પછી

□ જયા મહેતા

સવાર
જાસૂદ હળવેહળવે ઊઘડે છે.
સાંજ
જાસૂદ હળવેહળવે બિડાય છે.
સવાર પહેલાં
સાંજ પછી
કોઈ જગત હતું ?

## યાદ □ નલિન રાવળ

ચંદ્ર–ફૂલ
નાં
તીવ્ર સુગંધે બદ્ધ હતું જ્યારે અવકાશ
પ્રિય
તદા તેં નેત્ર થકી તોળ્યું આકાશ
ધ્રુવ-તારક પર ચીંધી અંગુલિ
ચુંબનમાં ચીતર્યું એ વ્હાલ
કાલ
પર કાલ વહી ગઈ કાલ
પ્રિયા
તું આજ ક્યાંક
હું ક્યાંક
આભથી વરસે વૃદ્ધ ચંદ્રની યાદ

## તમારા બગીચામાં ! □ ભરત ભટ્ટ "તરલ"

સઘળું છે ફૂલ-ફૂલ તમારા બગીચામાં;
હરકોઈ ચીજ સ્થૂલ તમારા બગીચામાં !

પેલી તરફ ફૂલો છે અને આ તરફ તમે;
વચ્ચે સુગંધી પૂલ તમારા બગીચામાં !

ગઈ કાલે એક બુલબુલ ગાતું હતું અહીં;
એને કહ્યું મેં ઝૂલ તમારા બગીચામાં !

કાંટાની જેમ આંખ ઉગામો છો જ્યાં ફરી;
ત્યાં - ત્યાં ઊગે બકુલ તમારા બગીચામાં !

ને જીવવું સદાય ગમે આ જ બાગમાં;
ને મોત પણ કબૂલ તમારા બગીચામાં !

□ નલિની માડગાંવકર

કવિતા - ફૂલ
હોય શું બનાવટી
આ જગતમાં

□શ્રી અરવિંદ
□ અનુ. દિનકર પારેખ

પ્રત્યેક પ્રભાતે
પુષ્પનું પ્રાકટ્ય
લાવે છે
પ્રભુનો પયગામ.
સર્વત્ર
શાંતિ,
પવિત્રતા
અને

## ફૂલના હૃદયમાં !

□ ભરત ભટ્ટ "તરલ"

સુગંધની સુરંગ હશે ફૂલના હૃદયમાં;
કાંટા વિરુદ્ધ જંગ હશે ફૂલના હૃદયમાં !

તૂટક બની ગઈ છે બધી ઝંખના અહીં;
ઈચ્છા સૂંઘો, સળંગ હશે ફૂલના હૃદયમાં !

કહે છે કે બંધિયાર રહ્યાનો સવાલ ક્યાં છે ?
વમળો હશે, તરંગ હશે ફૂલના હૃદયમાં !

તારા સવાલના સઘળા ઉત્તર મળી ગયા છે;
તારા સ્વપ્નનો રંગ હશે ફૂલના હૃદયમાં !

સૂરાવલિના સપ્ત સ્વરો બાગમાં વહે છે;
ઝાકળ અને મૃદંગ હશે ફૂલના હૃદયમાં !

□ **વિરલ પરીખ**

સૂરને હિંડોળે ઝૂલે છે રાધા
ને ફૂલને હિંડોળે ઝૂલે છે શ્યામ;
જળને હિંડોળે નૌકા થઈને
ઝૂલે છે મીરાંનું નામ

શ્યામ શ્યામ નામનું ખીલ્યું એક ફૂલ
એની એક એક પાંદડી છે ગોપી
ફોરમના જેવી હૈયાની વાતને
ઘૂંઘટમાં દિયે સંગોપી
કહેવાનું હોય તોયે કહેવાનું કંઈ નહીં:
વચ્ચે છે મૌનનું ગોકુળિયું ગામ.

મોરપીંછની માયા ને મુરલીની છાયામાં
ખીલ્યો છે શ્યામધનુષ બાગ;
આસપાસ કોઈ નહીં તોય મારા શ્વાસમાં
સંભળાતો વણગાયો રાગ.
એવી કઈ ડાળ પર ઝૂલી કે હું તો મને ભૂલી:
હવે શોધ્યા કરું છું મારું ધામ.

□ **મિથુન વકીલ**

ફૂલની સુંગધ માટે
પવન પાલખી છે
પીંજરું નથી.

□ **કમલ પુરોહિત**

રંગીન ફૂલો
થૈ જતાં ગમગીન
શબયાત્રામાં

## પ્રકૃતિ અને વિકૃતિ

□ **કાલિદાસ** □ **હ. ભાયાણી**

સૌરભભર્યા કુસુમને
મસ્તકે ધરવું: કહી એ જ તો પ્રકૃતિ;
ચરણઘાતો દઈ કચડવું: એ જ તો
વિકૃતિ.

## ખાલી ફ્લાવરવાઝ

□ નલિન પંડયા

અમારું વેર
કોઈ ફૂલના દડૂલાથી વાળતું નથી.
અમારે માથે તો
પથ્થરો અથડાય છે;
હવે તો અમે ફૂલોની સુગંધ
પણ ભૂલી ગયાં છીએ,
પછી એના રંગોનું તો
પૂછવું જ શું ?
માટે ઘરના ફ્લાવારવાઝમાં
કૉમ્પ્યુટરાઈઝ્ડ ફ્લાવર
ગોઠવવામાં આવશે
પણ પેલા રંગો અને નૈસર્ગિક સુગંધ
ક્યાંથી આવશે ?
કૉમ્પ્યુટરથી બાળક જન્મશે
ત્યારે
ફ્લાવરવાઝમાં ફૂલો ગોઠવાશે
અમારું વેર
મનોમન શમી જશે....

□ અનામી
□ અનુ. દિનકર પારેખ

ગુલાબના પુષ્પના
પમરાટ
જેવું જેનું હૃદય
` સાચો મિત્ર.

## ગૌતમ બુદ્ધ

(જાપાની) □ કુબુત્સુ
□ અનુ. હ. ભાયાણી

પુષ્પ-પાંખડી ખરતી
અપલક જોતું શિશુ-
'ગૌતમ બુદ્ધ હશે શું ?' હુંય વિમાસું.

## ફૂલ

(હિંદી)

□ બચ્ચન □ નૂતન જાની

થોરનાં
આ ફૂલોને જુઓ
અને વિચારો
કે એ શેનાં પ્રતીક છે,
કોણ છે,
જે રાતે એક ખૂણામાં
કાંટાની સેજ પર
પોતાની અંત:પ્રકૃતિથી
દિવ્ય રૂપ, છુપા રંગ,
શાંત રસ, મંદ ગંધમાં ખીલ્યાં-ખીલ્યાં
ઉદાસીન,
નિષ્પ્રયાસ,
મૌન છે ?

## હાઈકુની મુસાફરી □ ગંથર ક્લીન્ગ □ શકુંતલા મહેતા

કૉયોટાના જંગલમાં
કુમળી કળીઓ આજે સવારે–
કે શું તે વરસાદનાં ટીપાં ?

•

ફૂલો ખરે છે
ધીમે વહેતા ઝરણામાં.
વિદાય વેળાની છેલ્લી સલામ.

•

ખરેખર આપણે શું છીએ
એક ક્ષણથી બીજી ક્ષણ સુધીમાં ?
ચેરીનાં ફૂલોનું ખરવું.

•

ઊંચે અને ઊંચે
સવારમાં ચકલીઓનું ઉડાણ
(કે) બીડમાંનાં ફૂલો !

•

ફોરસ્નિથિયાનો છોડ
ઉદારતાથી ધરે છે સોનું.
(વાહનોની) અવરજવરનું ધીમું પડવું.

•

મૃત્યુઘંટનો નાદ ભળે છે
શોકગ્રસ્તોના વિલાપ સાથે,
પવનમાં ફૂલો મારફતે

•

તેને ઊંચકી જતા
તેઓ ટુલીપ વચ્ચે પસાર થયા હશે.
લાકડાની શબપેટી.

•

અફીણના ડોડવા ચળકે છે લાલઘૂમ
મેદાનોમાંના ધુમ્મસમાંથી.
સૂકા ઘાસની મધુર સુવાસ.

ગ્રીષ્મઋતુની ફૂલપત્તી
કેટલી સરસ અને સાચી છે
ધરતીની મહાનતા.

•

તીવ્ર વેગે પાણી
ગર્જના ધસે છે સિંધુમાર્ગે.
પીળાં ગુલાબો ખીલે છે.

•

પાનખરની ફૂલપત્તીઓ.
મને દેખાય છે એક પ્રિય મુખ
ધીમે ધીમે વૃદ્ધ થતું.

•

પાનખરનો પવન વિનાશકારક
જિરેનિયમની આસપાસ.
બાળપણનું એકાએક સ્મરણ.

•

સૂર્યમુખીની પાંદડીઓ
અને પાનખરના સોનેરી દિવસો
ઊડી જાય છે.

## એટલે તો...!

□ કીર્તિકુમાર ઉ. પંડયા

ખોબો ભરી
ઈશ્વરે ઊડાડયાં ફૂલો
એટલે તો...
જન્મ્યાં પૃથ્વી પરે

## ફેંટિમન એવન્યુ □ એરિન મુરે □ નીતા રામૈયા
(કેનેડિયન)

ગુલાબ ખીલી નીકળ્યાં છે ફેંટિમન એવન્યુની લગાલેગ.
ખુરસીમાંથી ઊઠું છું ને મારા પિતાને
પૂછું છું કે ગુલાબ હતાં કે.
હું નીકળી પડું છું વાડની બહાર.
ગુલાબ ખીલી નીકળ્યાં છે ઘરે-ઘરે, બગીચામાં, ફેંટિમન એવન્યુની
લગોલગ.
હું નીકળી પડું છુ ત્રણ ત્રણ બિલીને શોધવા.
એમાંના એક મોટા થઈને બન્યા
મારા પિતા, પણ હું મારા પિતાને શોધવા નથી નીકળી.
ગુલાબ ખીલી નીકળ્યાં છે પોચી માટીમાં ફેંટિમન એવન્યુની લગોલગ.
ત્રણેય બિલી ફાટેલાં ટી-શર્ટમાં છે
પડછાયામાં, બને તેટલા.
ધૂળ ને બિલાડીના વાળથી છવરાયેલાં બધાં છે. અને
કેટલાંક ફાલતુ કૂતરા.
બિલી મુરે, બિલી હૉલ અને બિલી મોબર્ગ હતા ત્યાં
ગુબાલ ખીલી નીકળ્યાં છે ફેંટિમન એવન્યુની લગોલગ.
મને ખાત્રી નથી ત્યાં ગુલાબ
હતાંકે કે કેમ.
હું આઠ વરસની હતી મારા પિતાએ મને
ફેંટિમનમાં આવેલ ઘર દેખાડયું ત્યારે
પહેલી ને છેલ્લી વારનું.
હું ખુરસીમાંથી ઊઠું છું ને બારીએ જાઉં છું મારા પિતા લટાર મારે છે
આમ તેમ ફેંટિમન એવન્યુમાં.
હું જાણુ છું આ સાચું છે.
એ ત્રણ બિલીમાંના એક છે.
ઑગસ્ટ મહિનો* હોય છે.
ચિત્રમાં ગુલાબ છે.
હું નીકળી પડું છું વાડની બહાર

* કેનેડામાં વસંત અને પાનખર વચ્ચેનો સમય.

કેનેડિયન)

ાંબૂડી શાહી પસંદ છે,
:સંદ છે ગુલાબી
યોની. બધાં માથાં ઝુલાવે છે
ાંબી સીધી ડાળી ઉપર
:કાનમાલિકની ફૂલક્યારીમાં.

ધાંના દિવસો ગણાઈ ચૂક્યા છે.
ઢાંમાંથી બહાર પડે છે
માડો ને જૂની કહેવતો.

મેમ તો ટ્યુલિપ પણ ઊંચાં
અને મજાનાં મોટાં છે, ગુલાબ તો
તે પથારીમાંથી તમને બહાર ખેંચી લાવે છે-

મને તે બધાં સફેદ,
ીળાં, રાતાં, ગુલાબી, મેઘધનુષના
ધા જ રંગમાં

ાઘધનુષ, વાહ, લાર્ક - આં - સિએલ !*

ારીએ લટકતાં કેટલાંય
ાર્ટ ઉપર તે સ્ત્રી પોતાની જાતની
માન બનાવે છે. શર્ટના ખાલી
ાથ નિ:સાસાની જેમ લબડે છે પણ ઘરડું વાજિંત્ર
પકો નહીં આપે બધાંને તેની પરેડને
લામી નહીં આપવા બદલ.

ટ્યુલિપની ભૂરી કૂબીમાં
તે સ્ત્રી અનેક પડછાયા ઉછાળે છે
ધીમો કડક પહેરો ભરે છે આ
સ્વર્ગની આસપાસ.

* લાર્ક - આં - સિએસેલ : મેઘધનુષ માટે ફ્રેંચમાં વપરાતો શબ્દ. અંગ્રેજીમાં "ધ આર્ક ઇન ધ સ્કાય".

વગડાઉ ગુલાબનો છોડ □ રાઈનર મારિયા રિલ્કે □ રિકા લેસઃ
(જર્મન) □ ઉત્પલ ભાયાણી

વરસાદી સાંજના અંધારિયા સમક્ષ એ
કેવો ખડો છે કોમળ અને નિષ્પાપ,
ઝુડાયેલી ડાળીઓ મધ્યે, આપ્યા કરતો,
અને છતાં ડૂબી ગયેલો, ગુલાબી અસ્તિત્વની જળસમાધિમાં.

ઊપરચોટિયાં ફૂલો, કેટલાંક ખીલી પણ ગયેલાં,
વગર બોલાવ્યે આવેલાં અને વગર દેખરેખનાં એ દરેક,
એટલે, પોતાની જાતથી નિરંતર પાછાં પડતાં
અને વર્ણવી ન શકાય એટલાં જાતે જ ઉશ્કેરાયેલાં.

સન્ધ્યા સમયે ધ્યાનસ્થ ચિત્તે, રસ્તે જતા
પરિવ્રાજકને એ સાદ પાડે છે,
અરે, હું ઊભો છું, અહીં, જો હું કેટલો સલામત અને બિનસુરક્ષિત છું,
મને જોઈતું બધું મળતાં.

□ રવીન્દ્રનાથ ટાગોર □ ઈશાની દવે
(બંગાળી)

ફૂલદાનીમાંથી આસ્તે આસ્તે
ક્ષીણઆયુ ગુલાબની પાંખડી ખરવા માંડી
ફૂલની દુનિયામાં
મૃત્યુની વિકૃતિ નથી જોઈ.
અંતિમ વ્યંગ જીવનમાં કુરૂપતા - હાનિ નથી કરતો.

## ગુલાબના ભીતર □ રાઇનર મારિયા રિલ્કે □ રિકા લેસર □ ઉત્પલ ભાયાણી
(જર્મન)

આ આંતરિક માટેનું
બાહ્ય ક્યાં આવેલું છે ? ક્યા ઘા ઉપર
કોઇ આવી પાટાપિંડી કરે છે ?
આ ખીલેલાં ગુલાબોનાં આંતરિક જળાશયમાં
ક્યાં સ્વર્ગોનાં પ્રતિબિંબ ઝીલાયાં છે.
આ બેદરકારો, જુઓ :
કેટલા આરામથી તેઓ પડયા છે, લોભામણા નસીબવાળા, જાણે કોઈ
ધ્રૂજતો હાથ એમને ક્યારેય ઢોળી નાખવાનો ન હોય,
તેઓ માંડ માંડ પોતાને સંભાળી શકે છે.
કેટલાકે તો પોતાને છલોછલ ભરાવા દીધા છે અને આખો ઉનાળો એક
ખંડ, સ્વપ્નિલ ખંડ બની જાય ત્યાં સુધી, હંમેશા સભર ને સભર બનતા
દિવસોમાં આંતરિક અવકાશ ઊભરાવા દે છે.

□ કમલ પુરોહિત
ખીલે ને ખરે
ઋતુચક્ર અનંત
ફૂલ ચોર્યાસી

□ તારાપદ રાય □ ઇશાની દવે
(બંગાળી)
તું ઓળખે છે અંધારાને,
જાણે તું તો છે કાળા ભમ્મર કેશમાં ગુલાબની
ગુલાબી સ્તબ્ધતા.
હું તો સાવ જ એકલો બેઠો છું.
મારું આટલું અમસ્તું ઘર, સંસાર, બાળક
લાલ ગુલાબ માટે ચિનાઈ માટીની એકાદ ફૂલદાની
લગ્નને પહેલે વર્ષે.
હવે તો એ પણ ક્યારનાંય ભાંગી ગયાં છે.
આવ-જા કરું તોય હું તો એકલો જ.
કાળાભમ્મર કેશમાં અંધારામાં
ખીલતાં રહે રક્તાંકિત ગુલાબ...

□ સુરેશ દલાલ

હું તો ફૂલના બગીચામાં ફરતો હતો
અને તારી તે યાદને પમરતો હતો.

આ ફૂલો પણ સાંજ પડયે ખરવાનાં છે
અને સ્મૃતિના ભમરા ભટકવાના છે.
ક્ષણમાં ખીલતો હતો, ક્ષણમાં ખરતો હતો
હું તો ફૂલોના બગીચામાં ફરતો હતો.

મોસમના દીવાઓ સળગે, બુઝાય
જખ્મો સો ખૂલે ને પાછા રુઝાય
હું તો ભીતર ને ભીતર ફફડતો હતો.
હું તો ફૂલોના બગીચામાં ફરતો હતો.

આકાશના ખૂણાને અકબંધ જોયો
મેં તો પંખી ને પાંજરાનો સંબંધ જોયો.
ભર્યા ફાગણમાં શ્રાવણ થઈ ઝરતો હતો.
હું તો ફૂલોના બગીચામાં ફરતો હતો.

□ આલ માહમૂદ □ ઈશાની દવે
(બંગાળી)
એનાં બે માંસલ ગુલાબમાંથી
લવણની આછી સુગંધ મારી
કામના પર પવનની જેમ વહેવા માંડી
હવે હું લવણપર્વતની તળેટીમાં સૂઈ જઈશ.

### □ મિતુલ આશર

એક સોનેરી કાગળનો કટકો લીધો
અને લખ્યું તારું નામ મેં નવાબ;
તકિયાની નીચે મેં સંતાડી રાખ્યું :
ને જાગીને જોઉં તો ગુલાબ.

અરસપરસ પાંદડી પૂછે સવાલ
પણ હોઠ નહીં ખોલે જવાબ;
કોનું એ નામ છે ને કોણે લખ્યું :
એના મૌનમાં તો મ્હેકે રુઆબ.
તારા તે નામથી ભરચક ભરી છે
આમ જુઓ તો કોરી કિતાબ.

એકએક પાંદડીને છુટ્ટી કરી
અને તરતું મૂક્યું મેં તળાવ
તારા તે નામનાં ખીલ્યાં કમળ
મને તારો તે કેવો લગાવ
ચાંદનીના જામમાં ઘૂંટે ઘૂંટે
હું તો પીઉં તારા નામનો શરાબ.

### □ રવીન્દ્રનાથ ટાગોર
### □ નલિની માડગાંવકર

જેની પાસે ફૂલ જોવાની દૃષ્ટિ હોય
એ જ જાણે કાંટાને,
બીજા કદી નહીં.

### તે ફૂલો □ ભવાનીપ્રસાદ
### □ ઉષા પટેલ

જૂઈના ફૂલ મને
સારાં લાગ્યાં હતાં
એટલે તો મેં ચૂંટયાં હતાં
તારા ખ્યાલથી

તને પણ સારાં લાગ્યાં
એ તેમનું અહોભાગ્ય છે.

કારણકે
કોઈની પાસેથી
આવેલાં ફૂલ હંમેશાં
એક રીતે પ્રેમાગ્નિ છે.

આશ્ચર્ય નથી પરંતુ
સારો ન લાગે પ્રેમાગ્નિ
અંજલિમાં !

□ મનોજ શાહ

આ તન ફૂલ ને મન આ કાંટા
ધનના આડા-અવળા આંટા
રસ્તો સીધો તોયે જણાતા
અવળા-સવળા ફાંટાં.

એક ઝાડ પર ફૂલ ને પંખી
એક કરમાયું બીજું ચૂપ
ખીલી ખીલીને વળી ખરે છે :
ઉનાળાનો આકરો ધૂપ
મનને કારણ ઝાડ અડીખમ
ચરણ નહીં ને તોયે નાઠાં.

સાથે રહીને એકમેકને પજવે લજવે
ફૂલની સુગંધ નહીં ભરાયે કદીયે ગજવે
શીતળ લ્હેરખી સ્વ-રૂપ બદલતી
ઝંઝાવાતી થઈ ઝપાટા,
.... આ તન ફૂલ ને મન આ કાંટા.

□ અનુ. જશવંતી દવે

(સંસ્કૃત)

જન્મ્યાં આપણ બેઉ સાથ સરના પાણીમહીં નિર્મળ
ભાઈ ! સંગસુખે વીત્યા કંઈ દિનો ભેગાં રહ્યાં જેટલા
પામ્યું અમ્બુજ ! તું પ્રસાધનપદ મીનાક્ષીઓનું પ્રિય
લોટું હું શેવાળ મલિન જળમાં ક્ષુદ્ર સ્રીના પાદથી.

## જેમનું હૃદય વૃક્ષોનું

□ મંગેશ પાડગાંવકર □ સુ. દ.

જેમનું હૃદય વૃક્ષોનું તેમને જ ફક્ત ફૂલો આવે
તે જ વધે, પ્રકાશ પીએ, તે જ મોસમ ઝીલી લિયે.

તેમને ગરજ હોતી નથી વ્યાખ્યાનબાજ કંઠોની,
કાન બહેરા કરે એવા આધ્યાત્મિક ઘંટોની.

તેમને માણસ, સીડી નથી પાય મૂકીને ચડવાની
તેમની સોડમાં જગા હોય છે ખોવાયેલાંને છૂપવાની.

તેમને સ્હેજે સમય નથી સત્તા પર પણ થૂંકવાનો
ભોળો ભોળો તડકો તેમને ખભે બેસી કૂદવાનો.

જેમનું હૃદય વૃક્ષોનું તેમને જ ફક્ત ફૂલો આવે
તે જ ફક્ત ગુચ્છા જેવા ચોમાસાને સૂંઘી લિયે

## પારિજાત

□ શ્રીકાન્ત વર્મા
□ નૂતન જાની
(હિંદી)

ઝરે છે પારિજાત
એની એકેએક વાત.

## આજ ફરીથી સૂર્ય

□ વસંત ડહાકે □ સુ. દ.

આજ ફરીથી સૂર્ય ફૂલ જેવો કોમળ લાગે છે
હમણાં જ ખીલેલાં શુભ્ર-લાલ કમળફૂલો
તારી યાદ કરાવે છે.
સૂર્ય છે તું
પ્રકાશ છે તું
ફૂલો છે તું
સુગંધ છે તું
ફરીથી પહેલાંની જેમ સારું લાગે છે.
આજ ફરીથી વ્યાકુળતાનું મોજું ઊપડયું છે
આજ ફરીથી સૂર્ય તારા જેવો કોમળ લાગે છે.

## સૌન્દર્ય પુષ્પોનું

□ કીર્તિકુમાર ઉ. પંડયા

થયું દરિયાને :
કિનારાને અર્પું સૌન્દર્ય પુષ્પોનું
ને-
સર્જ્યાં
શ્વેત ફીણ !

## વર્ષાની ફૂલવાડી

□ ભવભૂતિ □ અનુ. : હ. ભાયાણી

નિકુંજ-સરિત-જળે વેતસ-કુસુમ-ગંધ
તટ-વિકસિત જૂઈપુષ્પ કેરાં જાળ-ઝૂંડ
ગિરિ-ઢાળો કુટજ-કુસુમ-હાસે હસે
શિખંડી-તાંડવ કાજે
શિખરો પે બાંધ્યો છાજે
મેઘ-ચંદરવો તસતસે

*

ખીલું ખીલું થતા કળીગુચ્છો કેરા આચ્છાદને
શોભી ઊઠયા કદંબતરુએ રમ્ય શૈલ-ભૂ-વિસ્તાર;
મેઘવૃંદે શ્યામલિત દિશા-પગથાર;
ફૂટતી કૂંપળે રૂડી કેતકીનાં ઝૂંડે સરિતાના તટ ઉલ્લસે
મધમધ્યા લોધ્રને શિલીંધ્ર પુષ્પે વનરાજિ હસે

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાવકર

ધરા આંકે પ્રભાતસૂર્ય
સૂર્યમુખી રૂપે
તૃપ્તિ ન થાય, ભૂંસી નાખે
સર્જે નિત નવ ફૂલે.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

પ્રભાતરવિ જોઈ જોઈને
ગુલાબ ખીલી ઊઠે
"ચિરદિન તને રાખીશ યાદ"
કહેતાં ખરી પડે.

□ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય □ ઈશાની દવે
(બંગાળી)

નાનકડું ઝાડ પછી કંટાળીને
બધી ડાળીઓ હલાવતું બોલ્યું,
'પહેલાં વરરાજાની વાત તો કહો - વર કોણ?'
ભ્રમર કહે, 'વર, અતિ સુપાત્ર -
એમના અનેક ગુણ... ણ...ણ....
'તે કોણ?'
'ગુલાબલાલ ગંધોપાધ્યાય...
એમના અનેક ગુણ... ણ... ણ.....

## ફૂલનો વિશ્વાસ

□ રમેશ પારેખ

ફૂલ કેવળ એ જ વિશ્વાસે ઊગે
કે સૂર્ય સાંખી લેશે મારું ઊગવું
શીશ હું ઊંચકીશ
તો આકાશ
બેઅદબી કે ગુનો નહીં ગણે...

ફૂલ કેવળ એ જ વિશ્વાસે ઊગે

કે હું ઝૂલું તો ઝૂલવા દેશે
પવન
ડારા નહીં દે,
બોજ મારી મ્હેકનો તો
સ્હેજ પણ એને નહીં લાગે....

ફૂલ કેવળ એ જ વિશ્વાસે ઊગે
કે હું પછી થાકું ને ટપ થઈને ખરું
તો ધૂળ
એની વ્હાલસોયી ગોદમાં
ક્યારેય ખરવાની મનાઈ નહીં કરે..

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

કાનનકુસુમ ચંદ્રને ઉપહાર દે
અને સાગર પોતાની એકલતા પર રડે.

## ફૂલની યાદ

□ અંબાશંકર નાગર
□ ઉષા પટેલ

ફૂલ
બે ક્ષણ ઝૂલીને
કરમાઈ ગયાં.

પરંતુ
એનું રૂપ
આંખોમાં વસ્યું
એની સુગંધ
દિલમાં વસી ગઈ

જાણું છું
રૂપ શાશ્વત નથી
અને
સુગંધ
આવે અને જાય
પરંતુ
એની યાદ
ઉન્મત્ત કરે એવી છે
અને મનમાં
એવી રીતે વસી ગઈ
કે
યુગ પછી પણ
જ્યારે જોઉં છું
મન-મુકુરમાં
તો હંમેશ નવીન

## રહસ્ય □ રમેશ પારેખ

ધૂળના મૂળમાં
એક માણેકનાથ બાવો છે
જે વણે છે સાદડી.

સાદડી જેમજેમ વણાય
તેમતેમ ઊગી નીકળે
છોડ, ડાળ, પાન, ફૂલ,
મ્હેક, જંગલ, પતંગિયાં, આકાશ...

જ્યારે હવે સાદડી ઉખેળે
ત્યારે
ખરવા માંડે છે
બધું–
આકાશ ને સૂરજ સાથે,
પવન ભેંકાર બની જાય છે
ને બ્રહ્માંડ થઈ જાય છે અડવું-અડવું.

આપણે નથી જાણતા –બાવાના કારસાને.
બહુ જ ગુપ્ત રીતે સૌની
હયાતીને કદરૂપી બનાવે છે
એ માણેકનાથ બાવો
જે બેઠોબેઠો ધૂળના મૂળમાં
વણે છે ને ઊખેળે છે સાદડી.

## ઈશ્વરનો શ્વાસ

□ કીર્તિકુમાર ઉ. પંડ્યા

પૃથ્વી પર
ઈશ્વર શ્વસ્યો
ને–
ફોરી પુષ્પ-સુગંધ

□ અનુ. જશવંતી દવે

(સંસ્કૃત)

જોઈ તને મેં તનુગાત્રિ! જ્યારે
બાણે ફૂલોનાં હણિયો મનોજે.
ત્યાં ફૂલ શાં નેત્ર તણાં જ બાણે
મુજને જિવાડ્યો સખિ! તેં જ શીઘ્ર.

માનનીય શ્રી સુરેશભાઈ,

'કવિતા' અંક ૧૩૨ માટેની ઉત્તમ કૃતિ કઈ ? એ અઘરા પ્રશ્નનો ઉત્તર મેળવવા તમે મને વિદ્યાર્થી બનાવ્યો. આમ 'કવિતા'ના વિદ્યાર્થી થવું ખૂબ ગમ્યું. અંક હાથમાં લીધો ને એના આકર્ષક મુખપૃષ્ઠે મન મોહી લીધું. કાવ્યો વારંવાર વાંચવાનો લાભ પણ મળ્યો. ઘણી કૃતિઓ ગમી પરંતુ તેમાં સહુથી વધુ ગમ્યું **શ્રી વિપિનભાઈ પરીખનું** કાવ્ય **'સુરક્ષિત'.** કવિએ કલમની આસપાસ સુરક્ષિતતાની દીવાલ ઊભી કરી છે. તોય કાવ્ય એ દીવાલને અતિક્રમી ગયું છે. કાવ્યમાં કવિએ, કવિની અભિવ્યક્તિને કલમ અને કાગળની આસપાસ ગોળગોળ ફેરવી છે ને અંતે વાત અધવચ્ચે જ મૂકીને કાવ્યનો અંત આણ્યો છે. એમને મારાં અભિનંદન અને મને 'કવિતા'ના વિદ્યાર્થી બનવાની તક આપવા બદલ આપનો ઘણો જ આભાર.

મનોજ જાની

**☐ રવીન્દ્રનાથ ટાગોર**
**☐ નલિની માડગાંવકર**

ફૂલો જાણે શબ્દો,
પર્ણો, આસપાસ
પથરાયેલી નીરવતા.

**☐ રવીન્દ્રનાથ ટાગોર**
**☐ નલિની માડગાંવકર**

સૂર્યને જોઈ વિચારે
મલ્લિકા મુકુલ
ક્યારે મને ફૂટશે
આવડું મોટું ફૂલ

**☐ સુનીલ પરીખ**

તારું સપનું આવ્યું'તું મને યાદ છે :
પણ સપનામાં શું શું હતું યાદ નથી.
મારી આંખ સામે કોરો વરસાદ છે :
પણ સપનામાં શું શું હતું યાદ નથી.

તારો ચ્હેરો દેખાય : તારી દેખાઇ કાયા
દેખાઇ સપનામાં લીલીછમ માયા.
હું તો શોધું છું તારો ક્યાં સાદ છે ?
તારું સપનું આવ્યુ'તું મને યાદ છે.

સવારના પ્હોરમાં સોનેરી તળાવ :
સુગંધી લ્હેરખી કરે આવજાવ.
મારી આંખ સામે મૂંગો નિનાદ છે
તારું સપનું આવ્યું'તું મને યાદ છે.

☐ કાકુભાઈ પંચમતિયા

રાતરાણી ખોળે મેં લીધો વિસામો
ને કેસરમાં આભને ઝબોળ્યું રે
કાંટાની કેટલીયે દીવાલો વચ્ચે
ગુલાબી ગીત એક ઘોળ્યું રે.

જળની આંગળીઓ કમળ ઉગાડે
ને જૂઈ લિયે નમણો વળાંક
કદંબની ડાળે બેઠા છે શ્યામ
ને સૂરમાં છે મોગરાની મ્હેક તો જરાક.

માલતીનું મન સાવ મૂંગું રહ્યું
તોયે હવાની સંગે કંઈક કોળ્યું રે... રાતરાણી...

બોરસલી, ચમેલી, કેવડો, ડોલરિયો
એકમેક સંગે કંઈ ગાય છે ગીત
આસપાસ ભમરાઓ ગુંજનનાં પ્હેરે છે
કેટલાંયે અણમૂલાં સ્મિત

સુંગધનાં સરવર પર સૂરજ ઊગ્યો
અને ચાંદનીએ અમરતને ઢોળ્યું રે.... રાતરાણી..

## આમ્રમંજરી

☐ અનુ. હ. ભાયાણી

'સહિયર મોરી! કુશળ છે!'
'સખી! કુશળની શી વાત?-
આંગણના પેલા કૂબડા આંબે
કો ફટી ઊઠયો ઉત્પાત!'

## વસંતાગમને

☐ અનુ. હ. ભાયાણી

બે-ત્રણ કોકિલટહુકા
આમ્રમંજરી ચાર-પાંચ
ને ભ્રમરે ગુંજત પાંચ-સાત કિંશુકનાં ફૂલ-
ક્યાંક કોક મદવિકળ માનિની
રીસગળંતે હૈયે હાલકડોલ.

## ગ્રીષ્મારંભે પુષ્પસજ્જા

(સંસ્કૃત)

□ અનુ. હ. ભાયાણી

લસે શિરીષ લીલું બાળ-શુક-પિચ્છ-શું કર્ણમાં
સજે સુરભિ મલ્લિકા-કુસુમ-હાર તો કંઠમાં
કરે ધવલ મોતી શાં કમળતંતુનાં કંકણો
ધરે નવલ મંડનો રમણી ગીષ્મ-આરંભમાં.

## કેસૂડા

વિકસિત પુષ્પપુંજથી મંડિત
કિંશુકવૃક્ષાવલિથી
વસંત બન્યો કો
કસૂંબલ વાઘા સજી બેઠો વરરાજા.

## વસંત મુદા

મુદિત વસંત
ઘડીક વિહરતો આમ્રરાજિમાં,
ઘડીક માધવીમંડપ પેસે
ઘડીક લેટતો કિંશુકદલ-શય્યા પર.

## કેતકી

કેતકીપત્ર અતિ સુકુમાર-
પાંથજનોને તો કેતુ-ભયંકર,
અથવા એ તો હૃદયવિદારણ દારુણ કરવત-ધાર.

## કદંબફૂલ

મઘમઘી ઊઠયાં કદંબો
મધુ-ગાન ગાય ભૃંગો
મૂર્છિત ગંધ-ગાને
પથ ઢળત પાંથવૃંદો.

## તરુણ આમ્રલતા

વિવિધ વનલતાઓના પરિમલથી
વાસિત બનીને સ્પર્શતા પવનથી
પોતાનું મુખ ફેરવી લઈને
સારી રહી, જો! કુસુમ-અશ્રુઓ.

## મલ્લિકા

અન્ય પુષ્પો અહીં વિકસીને શું લહે?
વિકસતી મલ્લિકા મઘમઘે,
ત્યાં બીજું વિકસવાનું શું બાકી રહે?

## જાંબુફૂલ

જાંબુફૂલે મકરંદ ચૂસતી મધુકરીઓને
પોપટ ચૂગે જાંબુફળના ભરમે,
મધુકરીઓ પણ તૂટી પડે,
જો! શુકચંચુ પર કિંશુકફૂલના ભરમે.

## ફૂટી એક કળી

(જાપાની) □ રાન્સોત્સુ

□ અનુ. હ. ભાયાણી

હેમંતી તરુડાળે
ફૂટી એક કળી-
હાશ! આખરે એક પુષ્પભર
ઉષ્મા તો પ્રગટી!

## નિઃશબ્દ વાતો

□ ઓનિત્સુરા

પુષ્પ નિઃશબ્દ વાતો ભણે
માંહ્યલો શ્રવણ સાદર સુણે.

□ કાકુભાઈ પંચમતિયા

રાતરાણી ખોળે મેં લીધો વિસામો
ને કેસરમાં આભને ઝબોળ્યું રે
કાંટાની કેટલીયે દીવાલો વચ્ચે
ગુલાબી ગીત એક ઘોળ્યું રે.

જળની આંગળીઓ કમળ ઉગાડે
ને જૂઈ લિયે નમણો વળાંક
કદંબની ડાળે બેઠા છે શ્યામ
ને સૂરમાં છે મોગરાની મ્હેક તો જરાક.

માલતીનું મન સાવ મૂંગું રહ્યું
તોયે હવાની સંગે કંઈક કોળ્યું રે... રાતરાણી...

બોરસલી, ચમેલી, કેવડો, ડોલરિયો
એકમેક સંગે કંઈ ગાય છે ગીત
આસપાસ ભમરાઓ ગુંજનનાં પ્હેરે છે
કેટલાંયે અણમૂલાં સ્મિત

સુગંધનાં સરવર પર સૂરજ ઊગ્યો
અને ચાંદનીએ અમરતને ઢોળ્યું રે.... રાતરાણી..

## આમ્રમંજરી

□ અનુ. હ. ભાયાણી

'સહિયર મોરી ! કુશળ છે !'
'સખી ! કુશળની શી વાત ?-
આંગણના પેલા કૂબડા આંબે
કો ફૂટી ઊઠયો ઉત્પાત !'

## વસંતાગમને

□ અનુ. હ. ભાયાણી

બે-ત્રણ કોકિલટહુકા
આમ્રમંજરી ચાર-પાંચ
ને ભ્રમરે ગુંજત પાંચ-સાત કિશુંકનાં ફૂલ-
ક્યાંક કોક મદવિકળ માનિની
રીસગળંતે હૈયે હાલકડોલ.

## ગ્રીષ્મારંભે પુષ્પસજ્જા

(સંસ્કૃત)

□ અનુ. હ. ભાયાણી

વસે શિરીષ લીલું બાળ-શુક-પિચ્છ-શું કર્ણમાં
સજે સુરભિ મલ્લિકા-કુસુમ-હાર તો કંઠમાં
કરે ધવલ મોતી શાં કમળતંતુનાં કંકણો
ધરે નવલ મંડનો રમણી ગીષ્મ-આરંભમાં.

### કેસૂડા

વિકસિત પુષ્પપુંજથી મંડિત
કિશુકવૃક્ષાવલિથી
વસંત બન્યો કો
કસૂંબલ વાઘા સજી બેઠો વરરાજા.

### વસંત મુદા

મુદિત વસંત
ઘડીક વિહરતો આમ્રરાજિમાં,
ઘડીક માધવીમંડપ પેસે
ઘડીક લેટતો કિશુકદલ-શય્યા પર.

### કેતકી

કેતકીપત્ર અતિ સુકુમાર-
પાંથજનોને તો કેતુ-ભયંકર,
અથવા એ તો હૃદયવિદારણ દારુણ કરવત-ધાર.

### કદંબફૂલ

મધમઘી ઊઠયાં કદંબો
મધુ-ગાન ગાય ભૃંગો
મૂર્છિત ગંધ-ગાને
પથ ઢળત પાંથવૃંદો.

### તરુણ આમ્રલતા

વિવિધ વનલતાઓના પરિમલથી
વાસિત બનીને સ્પર્શતા પવનથી
પોતાનું મુખ ફેરવી લઈને
સારી રહી, જો ! કુસુમ-અશ્રુઓ.

### મલ્લિકા

અન્ય પુષ્પો અહીં વિકસીને શું લહે ?
વિકસતી મલ્લિકા મઘમઘે,
ત્યાં બીજું વિકસવાનું શું બાકી રહે ?

### જાંબુફૂલ

જાંબુફૂલે મકરંદ ચૂસતી મધુકરીઓને
પોપટ ચૂગે જાંબુફળના ભરમે,
મધુકરીઓ પણ તૂટી પડે,
જો ! શુકચંચુ પર કિશુકફૂલના ભરમે.

## ફૂટી એક કળી

(જાપાની) □ રાન્સોત્સુ
□ અનુ. હ. ભાયાણી

હેમંતી તરુડાળે
ફૂટી એક કળી-
હાશ ! આખરે એક પુષ્પભર
ઉષ્મા તો પ્રગટી !

## નિ:શબ્દ વાતો

□ ઓનિત્સુરા

પુષ્પ નિ:શબ્દ વાતો ભણે
માંહ્યલો શ્રવણ સાદર સુણે.

□ મિથુન વકીલ

અમને સુગંધ સોંસરવી વાગી :
ગુલાબના ઘાયલ છીએ
પાંદડી ઝબકી ઝબકીને ગઈ જાગી.
ગુલાબના ઘાયલ છીએ.

અમને કાંટાઓ ક્યાંય કદી નડતા નથી.
અમે અધવચ્ચે ક્યાંય પણ આથડતા નથી.
અમને લગનીની લ્હાય ઠંડી લાગી.
ગુલાબના ઘાયલ છીએ.

એક એક ગુલાબનો ચ્હેરો અમે જોઇએ.
ઝાકળના જળમાં આ જીવને ઝબોળીએ.
અમે રાત આખ્ખી ગુલાબી માગી.
ગુલાબના ઘાયલ-છીએ.

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

પતંગિયું સમય મેળવે
કમલને પ્રેમ કરવાનો
મધુકર બિચારો કાયમ
મધ શોધતો ભટકે.

કાશપુષ્પ
□ અનુ. હ. ભાયાણી

વીતે
ધરતીનું
પયોધર-ઝળૂંબતું યૌવન-
દીસે
પ્રથમ કાશપુષ્પ:
પળિયા તણો ઉદ્‌ગમ.

પારિજાત □ પ્રજારામ રાવળ

સપનાંની મુજ છાબડી છલકે
મલકે પારિજાત;
દેવનાં જાણે વેણ રૂપાળાં,
મ્હેકતી મીઠી રાત!
સ્વપનદેશે ફૂલના વેષે
કોણ રે તમે આવો?
સુન્દરતાના લોકથી, સુન્દર,
પ્રીત• ઉરે શીદ લાવો?
(ઓ રે) આવો તો શીદ જાઓ?

## ચાર ફૂલ □ અવિનાશ વ્યાસ

મ્હારી વેણીમાં ચાર ચાર ફૂલ
અંબોડલે શોભે સોહામણી એ ઝૂલ ... મ્હારી.
એક ફૂલ જાણે મ્હારા સસરાજી શોભતા
મોંઘેરું મોગરાનું ફૂલ :
એની સુવાસે મ્હેકે ઘરઘરનો ઓરડો
ગંભીર ને સૌમાં અતૂલ ... મ્હારી
બીજું ફૂલ જાણે મ્હારી નણદી પેલી નાનડી
જાણે રૂડું ચંપાનું ફૂલ :
જ્યારે જુઓ ત્યારે ખીલ્યું ને ફાલ્યું
મસ્તીમાં રહેતું મશગૂલ ... મ્હારી
ત્રીજું ફૂલ જાણે મ્હારાં સાસુજી આકરાં
જાણે પેલું સૂર્યમુખી ફૂલ :
સૂરજ ઊગતાંની સાથ માંડતું એ મ્હેકવા
સાંજ સુધી કાઢતું ભૂલ ... મ્હારી
ચોથું ફૂલ જાણે મ્હારા હૈયાના હારનું
જાણે રૂડું રાતરાણી ફૂલ :
દિવસે ના બોલે એ મ્હોટાના માનમાં
રાતડિયે બોલે બુલબુલ ... મ્હારી

### □ કૃષ્ણલાલ શ્રીધરાણી

કોકિલના શા કંઠ ગવાતા,
પ્રફુલ્લતા આંબાના મોર;
કેસૂડાનાં કેસર ખીલ્યાં,
લીંબડીઓનો ફોરે કોર.
કૂંપળ હસતી અપરંપાર !
વનવન વસંતના અવતાર !

### □ જયન્ત પાઠક

વાડે મારે પારિજાત
નંદનવનના વિરહે રોતું
ટપટપ આખી રાત !

## □ શ્રીકાંત શ્રોફ

જીવવું એ કાંઇ નથી, મરવું એ કાંઇ નથી,
આ તો ખોળિયું બદલવાની વાત છે.
જયાં જયાં હું જાઉં અને જ્યાં જ્યાં હું જોઉં :
ફૂલ ને ફોરમનો સંગાથ છે.

આજે હું ગુલછડી, કાલે હું ગુલમહોર,
પછી બાવળ કે રાતરાણી હોઇશ.
કયારેક હું સૂરજમુખી થઈને સદાયે
સૂરજને મીટ માંડી જોઇશ.
ચંપો, ચમેલી કે માલતી કે જૂઇ
મને કંઇ પણ થવાની નિરાંત છે.

તારા સરોવરમાં થઇ જાઉં કમળ :
કે વાંસવનમાં થઇ જાઉં વાંસ
ઊંચા શિખરની હરિયાળી ઉપર
હું ફરકું થઇ લીલુંપીળું ઘાસ
કાળની આ ધરતી કે કાળના આકાશ પર આપણો જનમ
એ તો કાલ અને આજ જેવી વાત છે.

## □ મનહર મહેતા

વૃક્ષ મંદિરે
ફૂલ કળશ થઈ
શિખરે શોભે

## □ જશવંતી દવે

(સંસ્કૃત)
ચંદ્રોદયે અનુભવે નહિ કોણ હર્ષ ?
જાયે પરંતુ કાં રક્ત કમલો બીડાઈ !
લાગે વિચિત્ર જ ખરે, મન માનતું ના
રે, રે, ખરું જ કહ્યું છે વિધિ વામ 'છે' તે.

## સૂકી જુદાઈની ડાળ □ અનિલ જોષી

સૂકી જુદાઈની ડાળ તણાં ફૂલ અમે છાનાં ઊગીને છાનાં ખરીએ
તમે આવો તો બે'ક વાત કરીએ
ફાગણ ચાલે ને એના પગલાંની ધૂળથી
નીંદર ઊડે રે સાવ કાચી
જાગીને જોયું તો ઊઠે સવાલ, આ તે
ભ્રમણા હશે કે વાત સાચી ?
જીવતર આખ્ખુંય જાણે પાંચ - સાત છોકરાં પરપોટા વીણતાં દરિયે !
સૂકી જુદાઈની ડાળ તણાં ફૂલ અમે છાનાં ઊગીને છાનાં ખરીએ
તમે આવો તો બે'ક વાત કરીએ.

કેડીના ધોરિયે જંગલ ડૂબ્યાં, ને અમે
કાંઠે ઊભાં રહીને ગાતાં,
રાતના ગુલ્મ્હોરની યાદમાં ને યાદમાં
આંસુ ચણોઠી થઈ જાતાં !
કોણ જાણે કેમ હવે ઝાઝું જીરવાય નૈ, મરવા દિયે તો કોઈ મરીએ !
સૂકી જુદાઈની ડાળ તણાં ફૂલ અમે છાનાં ઊગીને છાનાં ખરીએ
તમે આવો તો બે'ક વાત કરીએ.

### □ નરસિંહ મહેતા

માલણ લાવે મોગરો રે કાચી કલીનો હાર,
આવતા ભીંજે ચુંદડી રણમેઘ ન પડે ધાર;
તંબોલણ લાવે કમલિયાં પાન,
મારે ઘેર આવ્યા શ્રી ભગવાન.

### □ અનુ. જશવંતી દવે

(સંસ્કૃત)
લક્ષ્મીસંપર્કથી નિશ્ચે દોષ છે પદ્મનો જ આ
ગુણોના ગણના ધામ ચંદ્રથી એ પરાઙ્‌મુખ

**નીતિન વી. મહેતા**

હરિ ! હવે તને લખીશું ફૂલ.
નહીં અક્ષરના અરણ્ય, લખશું
પરિમલનાં વર્તુલ.
વસંતનાં પગલાં લખશું.
ને મખમલશી ઝાકળ,
તું તારામાં મ્હોરે, એવી.
લખશું અનંત પળ.
ક્ષેમકુશળ પૂછશું પાંખડીએ
નહીં ભૂલ કે શૂલ.
હરિ ! તને લખીશું ફૂલ.
પરાગ લખશું પરબીડિયે,
ભીતર અલૌકિક અનુરાગ,
લિખિતંગમાં સ્મિત સુંવાળાં.
સ્પંદન ખીલ્યા બાગ.
પતંગિયાની પ્રીત લખીશું
વિધવિધ રંગની ઝૂલ.
હરિ ! તને લખીશું ફૂલ.

□ **જયન્ત પાઠક**

બીજને કદીયે ન વાંછવું
ઝીલવાને સ્મિત સૂર્યરશ્મિનું;
ફૂલનું પ્રગટાવવા સ્મિત
બીજને અંધ ભૂગર્ભમાં જવું.

□ **જયન્ત પાઠક**

મને જિંદગી ને મરણની ખબર છે :
કબર પર ફૂલો ને ફૂલો પર કબર છે.

## યાદ આવ્યો

□ **મનીષ પરમાર**

પાનખરનો સાદ આવ્યો,
હું ફૂલોને યાદ આવ્યો.

શ્વાસ ઓગાળી ઊભો છું,
મ્હેકનો વરસાદ આવ્યો.

બિંબ ઝાકળમાં તમારું,
સૂર્ય એની બાદ આવ્યો.

સાંજ પડવાનો વખત છે,
સાંજના સંવાદ આવ્યો.

સોનું તડકાનું લઈને,
છાંયડો એકાદ આવ્યો.

ચંપો □ સત્યેન્દ્રનાથ દત્ત □ ઇશાની દવે
(બંગાળી)

મારે ખીલવું પડયું છે; વસંતના અંતિમ નિશ્વાસથી,
જ્યારે વિશ્વ નિર્દય વિશ્વના ચરણે પડેલું ઉદાસ,
આકરી તપશ્ચર્યાના વનમાં કંઇક ત્રાસથી, કંઇક ઉલ્લાસથી
એકલું આવવું પડયું – સાહસપ્રેમી અપ્સરાની જેમ.

શોષણથી શ્રમિત જંગલ ફરી એક વાર બન્યું મર્મરિત
ફરી એક વાર અસહાય કુંજમાં સંભળાયો શ્રમિત કોયલનો ટહુકાર
જન્મ – આવરણની બહાર આસપાસ નવી સુકુમાર આંખ ખોલીને
જોયું જળાશય – શૂન્ય, શુષ્ક, વિહ્‌વળ, જર્જર.

તોય પૂરબહાર ખીલ્યો - વિશ્વાસના વૃંત પર કાંપતો
હું ચંપો - આકરા તાપથી કરમાઇ હું કયારેય ખરી પડવાનો નથી
જલદ શરાબ જેવો તડકો - જેના તેજથી વિશ્વ મૂઢ બને છે
પણ નિયતિના આશીર્વાદથી હું એને સહજ ભાવે પીઉં છું

હળવેકથી હું બહાર આવ્યો, ઉપાનો હુંફાળો હાથ પકડીને
મૂર્છિત દેહ; મોહિત મન. વારંવાર અનુભવું.
સૂર્યની ભભૂતિ, તોય લાવણ્યથી ઊભરાતો દેહ.

□ મનહર મહેતા
ગુલાબ મ્હાલે
ફૂલ પ્રદર્શનમાં
મહાનગરે

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

પરદેશમાં અજાણ્યું ફૂલ
પ્રવાસી કવિને કહે છે-
જે મારો દેશ કવિ,
એ જ શું તારો દેશ નથી?

## તું આવ્યાનાં ફૂલ □ નિરંજન યાજ્ઞિક

આંગણની કૂંપળને ફૂટ્યાં તું આવ્યાંનાં ફૂલ,
હસી ઊઠયાં શેરીનાં તારી પદરજ લઈને દૂલ.
ફળિયાની ધૂળેથી ફૂટી બાળપણાની ભાત્યું,
ઉંબર પરથી ફૂટી કૈં કૈં દાદાજીની વાત્યું;
મોભાયેથી ખરી પડી કૈં પળની ઝીણી ઝૂલ,
આંગણની કૂંપળને ફૂટ્યાં તું આવ્યાનાં ફૂલ.
આ જ દીવાલોની વચ્ચેથી જોબનગાણાં જાગ્યાં,
અહીં જવારા પૂજી પૂજી તેં ડોલર-વર માગ્યાં.
એક વેણનું પંખી ઊતર્યું લઈને તારાં મૂલ,
આંગણની કૂંપળને ફૂટયાં તું આવ્યાનાં ફૂલ.
બારસાખ પાસેના થાપા હજીય ભીના ભીના,
હજી ય ઘરમાં પડઘાયે છે ગીતો ધીમાં ધીમા;
હજી ય જાણે પૈ' સિંચાતાં, પાદર ઊડે ધૂલ,
આંગણની કૂંપળને ફૂટ્યાં તું આવ્યાનાં ફૂલ

□ જયન્ત પાઠક

નાનું અમસ્તું તવ આ વપુવેલવૃન્તે
ખીલેલ પુષ્પ સ્મિતનું પ્રિય કેવું કંપે
વયમાં વસંતે !

## છંદ છે આ ફૂલ

□ અજ્ઞેય □ નૂતન જાની
(હિંદી)

છંદ છે આ ફૂલ, પાંખડીઓ પ્રાસ.
સર્વસ્વમાં છે નિયમનો શ્વાસ.
કયો એ અર્થ જેને શણગારી નથી શકતું
આ પગ તળેનું ઘાસ ?

સમર્પણ લય, કર્મ છે સંગીત,
ટેક છે કરુણા - સજાગૃત માનવ - પ્રીતિ.
રાગને ન શોધો-અહમ્ જ રાગ છે !-સ્વયં રણકયા કરો મારા ગીત !

## અર્ઘ્ય □ સ્નેહરશ્મિ

કદી મારી પાસે વનવન તણાં હોત કુસુમો,
સુધાસ્પર્શે ખીલ્યાં, મધુછલકતાં શ્રીનીતરતાં,
ભર્યાં ગંધે રંગે મુદિત વસુધા ઇન્દ્રધનુનાં,
વિખેર તે માર્ગે તુજ હૃદય આહ્લાદ ભરતે.

કદી મારી પાસે ઝગમગ થતા હોત હીરલા,
પ્રભાવન્તા, દૈવી, ત્રણ ભુવનના દીપ સરખા,
કરીને આનંદે તુજ પથ મહીં રોશની સદા,
ધરી દેતે સર્વે હરખ થકી તારે ચરણ હું.

પરંતુ ભિખારી મુજ ગરીબ પાસે નહિ કશું-
મીઠાં સ્વપ્નો હૈયે - મુજધન- અને થોડી કવિતા!
હું તો વેરું એ સૌ તુજ પથ મહીં વ્હાલ ધરીને,
જરા ધીમે ધીમે પગ તું ધરજે - છે મૃદુલ એ!

## સૂર્યમુખી
□ લાભશંકર ઠાકર

પ્રભાતમાં વિસ્મયલીન પાંખડી
પ્રફુલ્લ શી સૂરજને અનિમિષા
જોયા કરે.
        આભ વચે તગે તપે
લાવા, બની ઉન્નયના પીધા કરે.

ને સાંજરે એ ક્ષીણ ડોક ને કશી
ઢાળી દઈ પશ્ચિમમાં પ્રમુગ્ધ
તાક્યા કરે સૂરજને...

□ પ્રિયકાન્ત મણિયાર

ફૂલનો બોજો કદી કો ડાળને હોતો નથી,
જાણીબૂઝીને હું હવે આ આંસુને લ્હોતો નથી.

□ કૃષ્ણલાલ શ્રીધરાણી

પથારી પુષ્પ પાથરે ખરી ખરી બકુલનાં,
સુગંધ સોળ સોળ વ્હાય પારિજાત પુષ્પના;
બુલબુલે કર્યો અવાજ મંદ મંદ સૂરમાં,
સિન્ધુ કે આલાપ ગાય, મસ્ત પ્રેમપૂરમાં.

## પ્રશ્ન □ જયા મહેતા

પોતાના પગ નીચેની
ભીનીભીની મસૃણ માટીને
અને
ઉપરના ભૂરાભૂરા આકાશને
ઓળખે છે કાજળીની વેલ
એટલે તો તૂટેલા કૂંડામાં પણ
ફૂલીફાલી છે.
મારા પગ નીચે તો છે
જડકઠોર ફરસબંધી
અને ઉપર
છતની સફેદી
- બધું અડવું અડવું અજાણ્યું અજાણ્યું કેમ લાગે છે ?
મારા પગ ધરતીમાંથી ઊખડી તો નથી ગયા ને ?

## □ સુરેશ દલાલ

ફૂલોની વચ્ચે પતંગિયાંઓ એકલાં
પતંગિયાંની વચ્ચે પતંગિયાંઓ એકલાં
ફૂલ અને પતંગિયાં વચ્ચે માળી એકલો
ફૂલ, પતંગિયાં, માળી વચ્ચે બગીચો એકલો
કોઈ પૂછો નહીં કેવી આ એકલતા છે !

## □ ભગીરથ બ્રહ્મભટ્ટ

લાવને કોરો કાગળ લખું કોરી લખું ચિઠ્ઠી
મોરસ મને ફિક્કી લાગે મરચી લાગે મીઠ્ઠી
મરચીનાં હું આંધણ મેલી
ઓરું છું કંસાર
કોળિયે કોળિયે કોળવા લાગે
સપનાળુ સંસાર.
નીંદમાં નીંદર ખોવાણી છે, કોણે કોણે દીઠી ?
લોહી ઝબોળ્યા કાગળિયામાં
બીડયાં છે ગુલાબ
પર્ણો ઉપર શ્વાસો વીંટી.
મોકલ્યા કરું ખ્વાબ
મરચી મૂઈ ત્યારથી ચોળે આંખની અંદર પીઠી.

□ અનિલ જોશી

મોગરા ગુલાબ જૂઇ ચમેલી બારમાસી મધુમાલતી કરેણ
અંદરોઅંદર ફૉરમ ઢાળી ચણતાં હવાઇ ભીંત
વનમાં મ્હોર્યાં ફૂલ એ બીજું કાંઇ નથી
પણ કાનમાં ફાયો થઈને ફોર્યાં અત્તરનો અતીત.

બાગબગીચે ઊગતાં ફૂલમાં જૂઇના જેટલી ખોડ

ફૂલનું સાચું સરનામું તો ભોંયસંગાથે છોડ
ફૂલને અવાજ હોય છે એ તો રંગમાં ગાતું ગીત.
ફૂલથી આઘા રહીએ સાજન ફૂલ તો પાંચમો વેદ
આંખ એ બીજું કંઇ નથી પણ ફૂલની નજરકેદ
ફૂલને. ટેકે માંડ બચી છે પાંખડીની પછીત.

લખમીનું સરનામું કમળ થયું તે દિ જંગલમાં ફૂલ થયાં જખમી
હવે ગુલમહોરની વાણીમાં રાતોચટ્ટાક રંગ કમળની વાણીમાં લખમી
કમળ કરતાં હવે ચાંદીના વરખની વનમાં ચાલે છે વાતચીત !
મોગરા ગુલાબ જૂઇ ચમેલી બારમાસી મધુમાલતી કરેણ
અંદરોઅંદર ફૉરમ ઢાળી ચણતાં હવાઇ ભીંત
વનમાં મ્હોર્યાં ફૂલ એ બીજું કાંઇ નથી
પણ કાનમાં ફાયો થઈને ફોર્યાં અત્તરનો અતીત.

## કાગળનાં ફૂલ

(હિન્દી) □ ભારતભૂષણ અગ્રવાલ
□ નૂતન જાની

ત્રણ ગુણ છે વિશેષ કાગળનાં ફૂલમાં
એક, તો એ ઊગતાં નથી કદી ધૂળમાં
બીજો, ખરતાં નથી
કાંટા ખૂંચતા નથી
ત્રીજો, ભલે સજાવીએ એને શૂળમાં

## કેસૂડાનાં ફૂલ

□ પદ્મા સચદેવ □ ઉષા પટેલ

કેસૂડાનાં આ લાલ લાલ ફૂલ
જાણે વિધાતાએ પોતાના હાથથી સ્પર્શેલાં
કાળી ડાળીઓથી સજાવેલાં
એ નથી બોલતાં નથી અવાજ કરતાં
એક સુંદર ઓઢણી રંગીને
હું એના ઉપર ટાંગી દઉં,
પછી ઊડી જાઉં હું દૂર દૂર
જમ્મુ, ચમ્બા, અખનૂર, કયાંક !

મન તો એવું થાય છે કે પર્વતોને બાંધી લઉં,
આ રૂપાળા ચહેરાઓ ભેગા કરું,
અહીં જુઓ તો ખરા રાઈના છોડ ફૂલ્યાફાલ્યા છે
ખબર નથી એ કોનાથી ભોળવાઈ ગઈ છે
દૂર દૂર આમ જ પથરાયેલી છે
જાણે કે વિધાતાના હાથમાંથી વિખરાઈ ગઈ ન હોય !
હવાની સાથે અડપલાં કરતી એ બમણી થતી જાય છે,
કોણ જાણે કોની યાદમાં એ પીળીમાંથી ગોરી થતી જાય છે,
ઈચ્છા થાય છે બધી જ બાંધી લઉં,
કેસરી ધમ્મક અને કાંટાળી ઝાડીઓને એકી સાથે બાંધી લઉં,
પછી હું દૂરદૂર ઊડી જાઉં
જમ્મુ, ચમ્બા, અખનૂર, કયાંક !

□ સુરેશ દલાલ

પ્રશંસાનાં પુષ્પો પથ પર બિછાવો નહીં તમે,
મને ભીતિ છે કે
પથે જાતાં ફૂલો કદી કચડશે આ હૃદયને.

કવિતા

## તમને ફૂલ દીધાનું યાદ □ રમેશ પારેખ

ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે
તમને ફૂલ દીધાનું યાદ-
સળવળ વહેતી કેડસમાણી લીલોતરીમાં
તરતા ખેતરશેઢે, સોનલ....
અમે તમારી ટગરફૂલશી આંખે
ઝૂલ્યા ટગરટગર તે યાદ
અમારી બરછટ બરછટ હથેળીઓને
તમે ટેરવાં ભરી કેટલીવાર પીધાનું યાદ
ધીમે ધીમે ઢાળ ઉતરતી ટેકરીઓની
સાખે તમને ફૂલ દીધાનું યાદ-
અડખેપડખેના ખેતરમાં ચાસ પાડતા
હળ મારી આંખોમાં ફરતાં
એકલદોકલ કોઇ ઉછળતું સસલું
દોડી જતાં ઝાંખરા પરથી પર્ણો ખરતાં
તરે પવનના લયમાં સમળી તેના છાંયા
છૂટાછવાયા ફાળ ઘાસમાં ભરતા
ડાળ ઉપર ટાંગેલી ઠીબનું નાનું
સરખું બપોર ઊડી એકસામટું
પાંખ વીંઝતું હવા જેવડું થાય
ડાળ ઉપર ટાંગેલી ઠીબમાં સવાર પીતું
નીલરંગનું પંખી જોઇ ઝાડ ભૂલ્યાનું યાદ
ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની
સાખે તમને ફૂલ દીધાનું યાદ.

## □ જગદીશ જોષી

તારી કનેથી
પાછો વળી જોઉં છું તો
મારી એકલતાનું વૃક્ષ
પારિજાત ઝરે છે.

## કેટલાંક ફૂલ : કેટલીક કળીઓ

(હિન્દી)

□ અજ્ઞેય □ નૂતન જાની

ડાળી પર કેટલાંક ફૂલ હતાં
કેટલીક કળીઓ હતી !

ફૂલ
જેને આપવાં હતાં તેને આપ્યાં :
તૃપ્ત થયો કે એણે એને
વાળમાં સજાવ્યાં
કળીઓ
કેટલોક સમય મારી પાસે રહી
પછી કદાચ ગુચ્છને મેં પાણીમાં ગોઠવ્યો
તો એ તર્કહીન ઉપેક્ષા જ હતી :
નહીં કે મોહ.

ફૂલ
જેને આપ્યાં હતાં
એના વાળમાં જ કરમાઈ ગયાં
જેમ કે મારું
મૂરઝાઈ ગયેલું મન
કળીઓ- એ તરફ લક્ષ પણ ન ગયું હોત
પણ એ તો ઉપેક્ષાના પાણીમાં
ખીલી ઊઠી છે !
અહીં ને અહીં જ.

ફૂલ : મન : કળીઓ :
બધાં પોતપોતાની રીતે
ખબરદાર છે,

ફૂલ
કરમાશે :
એ જ તો નિયતિ છે :
હોવાનું ફળ છે.
પણ એની જ અમોઘ વિવશતાનું બળ છે
જે કળીને ખીલવશે જ ખીલવશે.
જે મને
મારશે ત્યાં મરવાથી બચાવશે
જે ફરી તારી નિકટ લાવશે
કેમ ? નહીં ?

## સમર્પણ

(હિન્દી)

□ સર્વેશ્વરદયાલ સક્સેના
□ સુશી દલાલ

ઘાસના એક પાંદડાની સામે
હું ઝૂકી ગયો
અને મેં જોયું કે
હું આકાશને સ્પર્શી રહ્યો છું

## આ ફકત એક ફૂલ નથી

☐ અરવિંદ ત્રિપાઠી ☐ ઉષા પટેલ

તમારે માટે
એક ફૂલ લાવ્યો છું
રાખી લો
                છુપાવીને
                વીંટાળીને
એને કાદવમાંથી કાઢયું
અથવા કોઇના બગીચામાંથી ચોર્યું
એવું પૂછશો નહિ

ફકત રાખી લો.
હા, એટલું સાચું કહું છું
વિશ્વાસ રાખજો
એને કોઇના અંબોડામાંથી નથી ખેંચ્યું
અથવા કોઇના લીલા - મેદાનમાંથી નથી તોડયું
કે નથી કોઇના કૂંડાની શોભા બગાડી.
એને લાવ્યો છું
મહા મહિનાની ભીંસમાંથી
                બચાવીને
જેઠ મહિનાની તપતી બપોરમાં
                લૂની ઝાળથી છુપાવીને
                બંધ મુઠ્ઠીઓમાં
કયાંક એ કરમાઇ ન જાય
કયાંક લૂ ન લાગી જાય એને

એને લાવ્યો છું
ભાદરવાની અડધી રાતે
વરસાદમાં ભીંજાતા અને ધ્રૂજતા

☐ જગદીશ જોષી

એવું શા માટે બને છે
કે
હું લાલ ગુલમહોરને જોઉં છું
અને ચિત્ર દોરું છું
ત્યાં ગુલમહોરનો રંગ કાળો થઈ જાય છે ?

કડકડતા દાંતે
મારા ખમીસ અને પૅન્ટ ખરાબ કરીને
થાકી ગયો હોવા છતાં
વાદળો ગડગડી રહ્યાં હતાં
અને વીજળીઓ ચમકી રહી હતી.
એટલે એને ખૂબ કાળજીપૂર્વક લાવ્યો
મારા ધડકતા હૃદયમાં છુપાવીને
કે આની ઉપર વીજળી ન પડી જાય.

આ ફૂલ જોવામાં
તને એક સામાન્ય ફૂલ લાગશે
જેને કોઈ યુગલ વારંવાર તોડીને વહાવી દે છે
એક બાળક જેને આખો દિવસ મ્હેકાવે છે અને રમાડે છે
પણ આ ફૂલ
તને આપી રહ્યો છું
તેનાં માટે ફક્ત એટલું જ કહી શકું
કે આ ફૂલ બધાં ફૂલોથી જુદું છે
અથવા એમ પણ કહી શકું
કે આ ફૂલ ફક્ત ફૂલ જ નથી-

□ મણીન્દ્ર રાય □ ઇશાની દવે
(બંગાળી)
જાણે કે દૂરદૂરથી સંભળાતું હોય
એવું આહ્‌વાન.
જાણે પુસ્તકનાં પાનાં વચ્ચે ઝાંખીપાંખી સ્મૃતિના
ગુલાબની કરમાયેલી પાંખડી...
આવી ઉદાસ અનુભૂતિ
પ્રથમ પ્રેમની.

## बनावट फुलांना □ प्रल्हाद पारेख □ मीना जोशी

तुम्हाला रंग आहेत,
अन् आकारही आहेत,
कलाकारानं दिलेले आनंदकणही तुमच्याजवळ आहेत,
अन् बागेतल्या फुलांपेक्षा दीर्घ जीवनही.

घरांच्या सजावटीत,
कधी अंबाड्यात
तुम्ही विराजता तेव्हा मन हरखून जातं घटकाभर;
प्रशंसेलाही अशावेळी कधी कधी शब्द फुटतात.

पण माहीत आहे,
कधी आस्वादला आहात
चंद्राचा, सूर्याचा क्षितिजावरूनचा भव्य उदय ?
अनुभवला आहात वसंतातल्या वायूचा रसिकस्पर्श ?
असं नका समजू की मी निंदा करतोय तुमची,
पण विचारतोय की,
दिवसाच्या अखेरीस आज स्वत: जवळचं सगळं
अर्पूनच गळून जावं,
असं तुमच्या हृदयाच्या खोल कोपऱ्यात कधी येतं का ?

## આશ્રય

(હિન્દી) □ સર્વેશ્વરદયાલ સક્સેના
□ સુશી દલાલ

નરમ ઘાસ પર તૂટીને
પડી સુક્કી ડાળી
મેં તારી ગોદમાં
મારું મોઢું છુપાવી લીધું.

## ફૂલનો ખ્યાલ

(હિંદી)

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

ફૂલથી ખૂબસૂરત છે
ફૂલનો ખ્યાલ-

મેં કહ્યું
એમની તરફ હાથ લંબાવીને
એ સ્તબ્ધ થઈને કંઈક વિચારવા લાગ્યા

ફૂલથી ખૂબસૂરત છે
ફૂલનો ખ્યાલ-

મેં કહ્યું
એને તોડીતોડીને વેપારી હાથો વીણે છે
એ કટાક્ષમાં વધુ ઉગ્ર થઈ ગયા.

ફૂલથી ખૂબસૂરત છે
ફૂલનો ખ્યાલ-

મેં ફૂલને કહ્યું
એ મારા ખોળામાં આવીને પડયું

ફૂલથી ખૂબસૂરત છે
ફૂલનો ખ્યાલ-

મેં મને કહ્યું
અને ફૂલોથી ભરેલો એક
પક્ષકાર હું ફૂલ બનીને ઊડવા લાગ્યો
ઊડી રહ્યો છું સદાય હંમેશ માટે.

□ લાભશંકર ઠાકર

જરી ફૂલ ડાળથી
ચૂંટયું અને કજ્જલશ્યામ કેશમાં
મૂકે હજુ દક્ષિણ હાથ ત્યાં અરે
હૈયા વિષે શી અતિ તીવ્ર શૂળની
અનુભૂતિ :

આ ફૂલને અરે અરે
ડાળી પરે શેં ફરી ગોઠવી શકું ?
(ને ટેરવાં કોમલ, હાથમાં કશાં
રમી રહ્યાં ચંચલ, ડોક બાંકીમાં
ઝૂલે પીળો આતપહાર સાંજનો,
ને ગાલમાં નેહ તણી ઝીણી ઝીણી
હલે કવિ મોહન)

રે હજુ ય શી
હૈયા મહીં ફૂલવિહોણી ડાળ કો'
કંપ્યા કરે ફૂલવિહોણી ડાળ કો'
કંપ્યા કરે...

## □ અનિલ જોષી

૧

હું ફૂલના દામે વેચાયો છું ને
ફૂલના નામે ધવાયો છું.
હું ફૂલની પાંખડીઓને ગણતો
ગણતરીબાજ એકાઉન્ટન્ટ નથી.
હું કવિ છું.
તમે જોતા નથી ?
ફૂલ ઉપર લખવા જાઉં છું.
કે તરત બોલપેન ગલગોટો બની જાય છે.
હું લખી શકતો નથી.
કારણ કે
હું ફૂલ જેટલો જ નિરક્ષર છું.

૨

ઘણી વાર એવું બને કે
તમે ફૂલ ઉપર લખતા હો
પણ વાત ફૉરમની કરો.
તમે ગુલાબ ઉપર લખતા હો
પણ વાત પંડિત નહેરુની કરો
તમને નથી લાગતું કે
આ વિષયાંતર છે ?

૩

પારિજાત ઉપર લખતાં
મને નાક આડું આવે છે.
ચશ્માં આડાં આવે છે.
આંખ આડી આવે છે.
દેવ આડા આવે છે
રુક્મણિ આડી આવે છે
હું શું કરું ?
મારાથી પારિજાત
કયાંક આડે હાથે મુકાઈ ગયું છે.

## ફૂલની સ્મરણ-પ્રતિમા

(હિન્દી)

□ અજ્ઞેય □ નૂતન જાની

આ આપવાનો અહંકાર
છોડો,
ક્યાંય પણ છે પ્રેમની પિછાન
તો એને કહો :

'મધુર, આ જુઓ
ફૂલ, એને તોડો;
ચારે બાજુથી જુઓ
પછી હાથમાંથી પડી જવા દો :
હવા સાથે ઘસડાઈ જવા દો–
(હોય છે સોનેરી) ધૂળ.'

ફૂલની સ્મરણ-પ્રતિમા જ બચે છે.
તમે નહીં. ન તો તમારું દાન.

## રાતનાં ફૂલ □ મણિલાલ દેસાઈ

રાતનાં તે ફૂલ અમીં જોયાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા
એ રે ફૂલડાંએ અમીં મોયાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા

ફૂલડાં લાવે તો તને ગાંડી થૈ સૂંઘું
સૂંઘું સૂંઘુ ને તને હૈયામાં ગૂંથું
ગૂંથી ગૂંથીને થાઉં ગાંડી રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા
ખોટી તે વાતમાં ન મોયાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા

કાળા કૂવાનું તું પાણી લઈ આવ ભલે
વનનાં વાઘોડિયાંને તાણી લઈ આવ ભલે
એની ના અમને કૈં ખોટ મારા વાલમા
રાતનાં તે ફૂલની ન જોટ મારા વાલમા
રાતનાં તે ફૂલ મનમોહ્યાં રે વાલમા
લાવી દે રાતનાં તે ફૂલ મારા વાલમા.

## □ આનંદ જોશી

એક ફૂલોના દેશમાં
પંખીના ટહુકાઓ ભૂલા પડયા.

ભૂલા પડવાનું ટહુકાને ગમતું હતું
છેલ્લું કિરણ એક સાંજનું નમતું હતું.
મૌનના મુલકમાં
પંખીના ટહુકાઓ અટૂલા પડયા.
એક ફૂલોના દેશમાં
પંખીના ટહુકાઓ ભૂલા પડયા.

ટહુકો હવે નિખરે છે ફૂલોના રંગમાં
કોઈ સૌરભને ચીતરે છે ભમરાના સંગમ
ઝૂલવું જો હોય તો ઝૂલી લિયો
મને વહેતી હવાના ઝૂલા જડયા.
એક ફૂલોના દેશમાં
પંખીના ટહુકાઓ ભૂલા પડયા.

## રસ્તા વસંતના ☐ મનોજ ખંડેરિયા

આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના
ફૂલો એ બીજું કૈ નથી, પગલાં વસંતનાં.

મલયાનિલોની પીંછી ને રંગો ફૂલોના લૈ
દોરી રહ્યું છે કોણ આ નકશા વસંતના.
આ એક તારા અંગે ને બીજો અમન મહીં
જાણે કે બે પડી ગયા ફાંટા વસંતના.

મ્હેકી રહી છે મંજરી એકેક આંસુમાં
મ્હોર્યા છે આજ આંખમાં આંબા વસંતના.

ઊડી રહ્યાં છે યાદનાં અબીલ ને ગુલાલ
હૈયે થાય છે આજ તો છાંટા વસંતના.

ફાંટુ ભરીને સોનું સૂરજનું ભરો હવે
પાછા ફરી ન આવશે તડકા વસંતના.

## મુક્તક

☐ ભદ્રાયુ અ. ધોળકિયા

આ કાપડમિલની
ચિમનીઓ
એટલે
કપાસનાં ફૂલોની
ખાંભીઓ તો
નહીં હોય ને ?

## હવા વસંતની

(હિન્દી)

☐ સર્વેશ્વરદયાલ સક્સેના ☐ સુશી દલાલ

દરવાજા મારા ભડાભડ,
બારીઓ તડાતડ
જુઓ આવી રહી છે
હવા વસંતની

તડકો ગયો સૂઈ,
છાંયડો રહ્યો રોઈ.
જુઓ રહી ગાઈ
હવા વસંતની.

પાંદડાં રહ્યાં ખરી,
ધૂળ રહી ભરી,
જુઓ અભિમાન રહી કરી
હવા વસંતની.

દેહ રહ્યો તૂટી,
થાક રહ્યો ફૂટી,
જુઓ ચમકી રહી છે
હવા વસંતની.

## ફૂલના અસ્તિત્વમાં શંકા

□ લાભશંકર ઠાકર

રંગ ઉત્સવ અંક માટે
કૈંક મોકલવા તમારો પત્ર આવ્યો.
શાહીની છે કંપની કંઈ કેટલી !
એનો થતો ઉત્સવ
અહર્નિશ આજ,
હુંય તો એમાં ચહું છું ભાગ લેવા.
પણ મને,
સાચું પૂછો'તો,
સામે ખીલેલા બાગમાંનાં
રંગરંગી લાગતાં એ
ફૂલના અસ્તિત્વમાં શંકા.

ને છતાંયે
ફૂલ કાગળનાં લઈ
આવું તમારી પાસ ?

## હાઈકુ

□ મુરલી ઠાકુર

ભમરો ઘેલો
કાનમાં કાંઈ કહેતો :
હસતાં ફૂલ.

## એટલા માટે જ બકુલ

□ પુરુષોત્તમ રેગે □ સુ. દ.

બકુલ જ શાને ?
કારણ કે તે કદી કરમાતાં નથી.
(નથી, એ એટલું જ સાચું નથી.)
અને તેનો રંગ
શામળો પડતાં પડતાં એવો જ રહે,
- રંગ અને આકાર.
અને સુવાસ ?
સુવાસ - ઉદાસ
આછા શ્વાસની
કિંચિત્ ધડકન એની,
બે હોઠોના સળ પર - આસપાસ -
ક્યારેક થોડી ગળાની નીચે,
સંકુચિત.
આ પહેલાં પણ આંખમાં
તેમાંનાં જ બે નકામાં બકુલ
કીકીઓ,
એટલા માટે જ બકુલ.

# જાને ન જાને, ગુલ હી ન જાને, બાગ તો સારા જાને હૈ

□ રમેશ પુરોહિત

મહેક, મુલાયમતા, તાજગી, સુંદરતા અને મહોબતના પ્રતીકસમાં રંગબેરંગી ફૂલોની નજાકત દિલો-દિમાગને પ્રફુલ્લિત જરૂર કરે છે પરંતુ સંવેદનશીલ શાયરદિલમાં એક જુદા જ પ્રકારના ભાવો જગાવે છે. ફૂલો, કાંટા, ચમન, બુલબુલ, બહાર, કફસ અને સૈયાદ એ બધાં પ્રતીકો ઉર્દૂ ગઝલોમાં અનેક રૂપે વપરાયાં છે. ચમનમાં ગુલ અને બુલબુલની પ્રીતનું વર્ણન અનેક શાયરોએ કર્યુ છે. સૈયાદ બુલબુલને કફસમાં પૂરે ત્યાં સુધી આ આશિકને ખબર પડતી નથી. ગુલોની ડાળીઓ મોટી નથી અને ચમનની દીવાલ પણ ઊંચી નથી કે બુલબલ ઊડીને જઈ ન શકે પરંતુ તે જતું નથી, પકડાય છે, તરફડે છે અને દમ તોડે છે, ફક્ત ગુલ પ્રત્યેનાં પ્રેમને ખાતર. મુનિસ નામના એક પ્રખ્યાત ગઝલકારે બુલબુલના આર્તનાદને સાંભળીને એક શેર લખ્યો જે આ પ્રમાણે હતો :

એર્કે-ગુલ ઉસે દેના થા મુનાસિબ સૈય્યાદ !
ચીખતે - ચીખતે બુલબુલકી જબાં સુખ ગયી

મુનિરાના ગઝલકાર મિત્ર અતિસસાહેબે આ શેર વાંચ્યો અને વિચારમાં પડી ગયા. એમણે કહ્યું કે ગુલાબનો અર્ક તો ગુલાબને મસળીને કાઢવો પડે અને કોઈ આશિક જીવ ભલે જાય પરંતુ એવું ઈચ્છે નહીં કે માશૂક પર કોઈ મુસીબત આવે. બુલબુલ પોતાનું સુકાયેલું ગળું ભીનું કરવા માટે પોતાના પ્રાણથી પ્યારા ગુલાબને કચડાતું કેવી રીતે જોઈ શકે ! ખયાલ તો ખૂબ જ બારીક હતો. એમણે મુનિસને કહ્યું કે આ મિસરાને આ રીતે કહેવો જોઈએ.

રુખે-ગુલ ધોકે પિલાના થા તુઝે એ સૈય્યાદ !
ચીખતે - ચીખતે બુલબુલકી જબાં સુખ ગયી.

બુલબુલની ચીસોથી ગુલાબ કરમાઈ જાય છે અને આવા કરમાયેલા ગુલાબને પાણીથી ધોઈને તે પાણી બુલબુલને પીવરાવ્યું હોત તો સારું થાત !

આમ, ફૂલો તો પ્રેમનાં અને પ્રીતનાં પ્રતીકો છે પરંતુ વસંતનો નજારો જોવા ઉપવનમાં ફરીએ ત્યારે મનની હાલત કેવી છે તેના પર બધો આધાર હોય છે. વિરહી હૃદયમાં વસંત અને ફૂલોની જવાની જુદી જ અસર કરતી હોય છે. 'રાહી'નો એક મશહૂર શેર આ સંદર્ભમાં ખૂબ જ ઉચિત લાગે છે :-

લોગ કાંટોંસે બચકે ચલતે હૈં,
મૈંને ફૂલોં સે જખ્મ ખાએ હૈં

ફૂલો જખ્મ કોને આપે છે તે જાણો છો ? પ્રિયતમને વિરહમાં પ્રિયતમા પ્રત્યે કેવી લાગણી હોવી જોઈએ એનો એક નવો જ વિચાર દર્શાવતો 'મીર' તકી મીરનો શેર આ પ્રશ્નનો જવાબ આપી શકશે.

યૂં કાનોંકાન ગુલને ન જાના ચમનમેં આહ,
સર કો પટક કે હમ પસે - દીવાર મર ગએ.

ચમનમાં ગુલાબને કાનોકાન પણ અમારી વાત ન પહોંચે એટલા માટે અમે દીવાલની પાછળ છુપાઈને જાન આપી દીધો. મુહસિત ભોપાલીએ પાકિસ્તાનમાં બેઠેબેઠે મનને સતાવતી દોસ્તોની યાદ માટે કહેલો શેર જોઈએ જેમાં દિલના જખ્મોની સરખામણી ફૂલ સાથે કરવામાં આવી છે :-

**દિલ કે જખ્મોં સે ભી ફૂલોં કા ગુંમાં હોતા હૈ**
**યાદ આયી હૈ તેરી, મૌજે- બહારાં કી તરહ.**

દિલમાં પડેલા જખ્મો એવા તાજા છે કે જાણે એ પમરાટ ફેલાવતાં પુષ્પો જ હોય એવો ભાસ થાય છે અને દોસ્ત, તારી યાદ આવે છે પણ કેવી રીતે, જાણે કે વસંતનું આગમન. મૌજે- બહારાં- વસંત ઋતુની ખુશબો ભરેલી એક લહર.

ફૈજ અહમદ 'ફૈજ' બંદીગૃહની બારીમાંથી વસંતઋતુનો અણસાર પામે છે અને પ્રિયતમાને સંબોધીને કહે છે કે :-

**રંગ પયરાહનકા ખુશ્બૂ ઝુલ્ફ લહરાનેકા નામ**
**મૌસમે - ગુલ હૈ તેરા બામ પર આને કા નામ.**

તારો પોશાક એ જ વસંતનો રંગ છે, તારી લહેરાતી ઝુલ્ફોની મહેક વસંતની ખુશ્બો છે અને તું અટારીમાં આવીને ઊભી રહે એ જ વસંતઋતુ હાજરાહજૂર છે.

આમ તો ફૂલ અને કાંટા સાથે સાથે રહે છે પરંતુ 'અદમ' કહે છે કે મારા ભાગ્યની ઝોળીમાં આમ તો કાંટા જ નસીબ થયા હતા પરંતુ મેં એમાંથી થોડાંક ફૂલો બનાવ્યાં અને બાકીના મારા અરમાન થઈ ગયા :-

**કાંટે થે ચંદ દામનેં- ફિતરત મેં ઐ 'અદમ'**
**કુછ ફૂલ ઔર કુછ મેરે અરમાન બન ગએ.**

કાંટામાં ગુજરે એ જ આમ તો જિંદગી છે પરંતુ ગુલોની સુકોમળ સેજ કોને નથી ગમતી ? જિગર સાહેબનો શેર છે :-

**બહુત હસીન સહી સોહબતે ગુલોંકી મગર**
**વો જિન્દગી હૈ જો કાંટોં કે દરમિયાં ગુજરે**

જીવનની રફતાર તેજ હોય કે ધીમી; પરંતુ એને ગુલ અને કાંટાની વચ્ચેથી પસાર થવું પડે છે. કોઈ ફૂલ આપે છે તો કોઈકના તરફથી કાંટા મળે છે. ખખરી ખૂબી એ છે કોઈ હાથમાં ફૂલ આપીને જતું રહે અને પછી આખી જિંદગી શું થાય છે એનો મર્મવેધક ખ્યાલ ડૉ. 'સાગર' આજમીના આ શેર પરથી મળી શકશે :-

**વો ફૂલ દે કે હાથ મેં રુખસત તો હો ગયા**
**લેકિન તમામ જિસ્મ મેં કાંટે ચુભો ગયા.**

સૌન્દર્યનો મિજાજ કેવો હોય છે ? જવાબ આપવો મુશ્કેલ છે. પરંતુ ઉસ્તાદ કમર જલાલવીએ જે ખૂબીથી જવાબ પેશ કર્યો છે કે ખરેખર કાબિલે-દાદ છે :

**ફૂલ પર રૈનક નહીં આતી બિલા સબઝા 'કમર'**
**હુસ્નકી ફિતરત હય ખુશ રહતા હય બેગાને કે સાથ.**

વાત તો છે ફૂલોની રંગીન જવાનીની અને દેખાતી રોનકની. 'કમર' સાહેબ કહે છે

કે લીલીછમ પત્તીઓ- સબઝા વગર-બિલા ફૂલની રોનક પર નિખાર આવતો નથી. ફૂલદાનીમાં હોય કે ગુચ્છામાં હોય, ફૂલનો શણગાર બને છે લીલી લીલી પત્તીઓ. આજુબાજુ વીંટાયેલી લીલોતરીથી ગુલાબ ખુશ છે કારણકે હુસ્નની પ્રકૃતિ જ એવી હોય છે કે એ અજનબીથી ખુશ રહે છે. આવાં ફૂલોની દોસ્તી કરવી કે એનાથી લટકતી સલામ રાખવી એ નક્કી કરવા માટે જનાબ મલિક જાદા 'મંજૂર'નો આ શેર જોવો જોઇએ :-

**ન ખૌફ-એ-બર્ક ન ખૌફ-એ-શરર લગે હૈ મુઝે**
**ખુદ અપને બાગ કે ફૂલોં સે ડર લગે હૈ મુઝે.**

'ખૌફ'નો અર્થ છે ડર. બર્ક એટલે વિજયી અને શરર એટલે ચિનગારી. ઉપવન પર વીજળી પડે કે ચિનગારીનો ખોફ ઊતરે એ શકય છે પરંતુ મને એ આસમાની- સુલતાનીનો ડર નથી. મને તો મારા ઉપવનમાં ખિલેલાં ફૂલોનો ડર લાગે છે. ફૂલોનો ડર રાખવાની જરૂર એટલા માટે લાગતી હશે કે ફૂલો જરૂર પડે ત્યારે બેખબર થઈ શકે છે. મીર તકી મીર આ સત્યને ચોટદાર બાનીમાં એમની જગમશહૂર ગઝલોમાં આ રીતે વ્યકત કરે છે :-

**પત્તા, પત્તા, બૂટા બૂટા, હાલ હમારા જાને હૈ**
**જાને ન જાને, ગુલ હી ન જાને, બાગ તો સારા જાને હૈ.**

બશીર બદ્ર પણ પ્રિયતમાની યાદને ગુલાબની ડાળ સાથે સરખાવીને એક નવો જ ભાવ અને કલ્પન રજૂ કરે છે :-

**અબ તુજે ભૂલ જાનેકી કોશિશે**
**કભી કામયાબ ન હો સકી,**
**તેરી યાદ સાખે ગુલાબ હૈ**
**જો હવા ચલી તો લચક ગઈ.**

મુઈન અહસન 'જજબી' ફૂલથી એટલા તો દાઝી ચૂકયા છે કે પ્રકૃતિના પ્રેમીને પ્રશ્ન પૂછીને પુષ્પમાં કે ખારમાં કોઈ સૌન્દર્ય છે ખરું એવો પ્રશ્ન પૂછે છે અને પછી એક બીજા શેરમાં કહે છે કે મારા દિલનો દામન કાંટાથી છલકાઈ ગયો છે માટે હવે ફૂલ ચૂંટવું વ્યર્થ છે.

**ફિતરત કે પુજારી કુછતો બતા.**
**કયા હુશ્ન હૈ ઈન ગુલજારોં મેં ?**
**હૈ કૌન-સી રઅનાઈ આખિર,**
**ઈન ફૂલોં મેં, ઈન ખારોં મેં ?**
**ફૂલ ચુનના ભી અબસ, સૈરે- બહારા ભી અબસ,**
**દિલકા દામન હી જો કાંટોંસેં બચાયા ન ગયા.**

## ઝાકળના અરીસામાં

**□ બેન્યાઝ ધ્રોલવી**

ફૂલનો ચહેરો
ખીલી ઊઠે છે
ઝાકળના અરીસામાં

## તમને ખબર છે □ સુરેશ દલાલ

રેડિયો પર
ફાગણનાં ગીતો વાગ્યાં
ને
શહેરનાં મકાનોને ખબર પડી
આજે વસંતપંચમી છે
આસ્ફાલ્ટની કાળી સડકો
ભીતરથી સ્હેજ સળવળી
પણ
કૂંપળ ફૂટી નહીં
ત્રાંસી ખૂલેલી બારીને
બંધ કરી.
કાચની આરપાર
કશું દેખાતું નહોતું.
ફુલાવરવાઝમાં
ગોઠવાયેલાં ફૂલો કને જઈ પૂછ્યું :
'તમને ખબર છે,
આજે વસંતપંચમી છે ?'

□ ગિરિન જોષી

પુષ્પો એટલે
ઈશ્વરે લખેલ
સુગંધિત પ્રેમપત્રો !

## એક કાવ્ય

□ રમેશ પટેલ

એક નગરના
માનવીએ
ફૂલોના ઈન્દ્રધનુષી રંગોને
અરીસામાં ભર્યા
ને–
અરીસો તરડાયો !

## અંજલિભર ફૂલ

(હિન્દી)

□ અજિતકુમાર □ રાણી મહેરિયા

મારામાં જે ભાવ જાગ્યા-ઊમટયા
એ હશે કંઈક;
તમે જોયા કેવળ–
અંજલિભર ફૂલ !
તું કેટલી અજાણી છે,
હું કેવો અસ્થિર છું;
નિશ્ચિત છે કેવળ આ–
અંજલિભર ફૂલ !
મન તો કુટિલ છે, અને
તન ! કેટલું દૂષિત છે;
તને સમર્પિત આ–
અંજલિભર ફૂલ !

## કવિતાના તંત્રીને ગઝલપત્ર... □ ચન્દ્રકાન્ત દત્તાણી

પુષ્પ અંકે પુષ્પમય કોઈ હૃદય જો છાપી શકો
મુખપૃષ્ઠ ઉપર મ્હેંકનું એક વલય જો છાપી શકો

વૃન્દાવનની પારનાં વૃન્દાવને લ્હેરાય જો
રાધાના ઘેઘૂર પ્રેમનો એ મલય જો છાપી શકો

લીન છે જ્યાં સાતેસાત સૂર બીડ્યાં નેત્રમાં
મીરાંના પદની ભકિતનો એ લય જો છાપી શકો

વહી ગયો અતીત ને છે અનાગત તો ગર્ભમાં
ક્ષણનાં હયાત કેન્દ્રનો કોઈ સમય જો છાપી શકો

તો મળે તિલાંજલિ દુનિયાના ડાહ્યા તર્કને
બાળકની આંખનો મધુર વિસ્મય જો છાપી શકો

વારી જઉં આ મૈકશીની લાલઘૂમ કેફી ક્ષણો
મદહોશ જિન્દગીનો કાશ, મય જો છાપી શકો

કલાકૌશલ વિશ્વનાં તહેનાતમાં હુઝુર
શાશ્વતીની કોઈ અક્ષય શય જો છાપી શકો

### □રવીન્દ્રનાથ ટાગોર □ ઈશાની દવે

લીલી તને પોતાની માનીને હારમાં ગૂંથી છે
તોય તું શું વિદેશિની જ રહીશ !

### □રવીન્દ્રનાથ ટાગોર □ ઈશાની દવે

તું શું એવું માને, આ સહુ કેવળ ફૂલ
તું જો એવું માનતી તારી એ તો ભૂલ
એ સહુ તો છે નિશાળિયા, પાટી-પેન કાખે
માટી નીચે સહુ ભણે, પાઠશાળામાં સાથે

## તરન્નુમમાં □ ચન્દ્રકાન્ત દત્તાણી

રેશમી સવાર આજે તરન્નુમમાં
ફૂલ ફૂલ તુષાર આજે તરન્નુમમાં

જૂઈ જાઈ કેવડો કેતકી ગુલાબ
ખૂશ્બૂનો ખુમાર આજે તરન્નુમમાં

એક ઝાટકે જ વધેરાય જીવ
ફૂલોની ધાર આજે તરન્નુમમાં

બાઅદબ બામુલાહિઝા હોંશિયાર
બહાર બહાર આજે તરન્નુમમાં

પ્રવાહ પ્રવાહ તટેતટ રેલંછેલ
ફૂલ ધુંવાધાર આજે તરન્નુમમાં

ખબર નથી મને મારી પણ
કોઈ બેશુમાર આજે તરન્નુમમાં

આપનાં દિદાર આજે તરન્નુમમાં
કૈંક પારનું પાર આજે તરન્નુમમાં

## એકાત્મતા
(સ્પેનિશ)
□ પાબ્લો નેરુદા □ પ્રકાશ ત્રિવેદી

બધાં જ પાંદડાં આ પર્ણ છે
બધી જ પાંદડી, આ જ ફૂલ
અગમિત ભલે પથરાયેલી. બધાં ફળ
એક જ સરખાં છે, બધાં જ વૃક્ષો
એ ફક્ત એક જ વૃક્ષ
અને એક જ ફૂલ પોષે સંપૂર્ણ પૃથ્વીને.

□ વિલ્બર ફોર્સ
□ દિનકર પારેખ

સુંદર સુકોમળ ફૂલ
એટલે
ઈશ્વરની
ભલાઈનું
ચિરંતન હાસ્ય.

## □ નીતિન પારેખ

મેં તો મારી સુગંધને વેરી દીધી
મને ફૂલોથી કોઇએ ઘેરી લીધી.

આસપાસ ઊગ્યાં છે ટહુકાનાં ઝાડ
અને ફૂલોની નાવમાં મ્હાલ્યા કરું
રંગીન પતંગિયાંના રેશમના પ્હાડ
ને ભમરાને આંખથી ઝાલ્યા કરું.

મેં તો સૂરની પાંખોને પહેરી લીધી,
મને ફૂલોથી કોઇએ ઘેરી લીધી

માલતી ને જૂઇનો મ્હોરે મંડપ
ફાગણ સાંવરિયો આવ્યો અહીં
માથા પર કેસૂડો સોહે છે લાલલાલ
મારું હૈયું આ હાથમાં રહેતું નહીં.

મેં તો રાતરાણી રંગથી ઉછેરી લીધી,
મને ફૂલોથી કોઇએ ઘેરી લીધી.

## □ વિક્રમ ગાંધી

આકાશ - ભૂરું મારું સરોવર
એમાં ફૂલની નૌકા
કોઇક આવીને વહેતી કરીને
વેરી ગયું રંગટહુકા.

જળમાં ફૂલની નૌકા ઝૂલે
સરવર થયું સુગંધી
હું મારાથી મુક્ત થાઉં
ને હું મારામાં બંદી.

આંખ સામેની સૃષ્ટિ જાણે
કાલિદાસની અલકા.

સરવર જાણે એક બગીચો
ગુંજે જળના ભમરા.
ગુલાબ ચંપો જૂઇ ચમેલી
તુલસી સાથે ડમરા.
સરવર આખું મ્હોરી ઊઠયું.
લઈને શાંત ઉમળકા.

☐ અનુપમ દવે

મને વનમાં ફૂલોની એક ડાળખી મળી
જાણે ફોરમને પવનની પાલખી મળી.

મેં તો ડાળીને વ્હાલથી હાથમાં લઇ
ફૂલોની સામે બસ જોયા કર્યું.

પોપચાંમાં પસવાર્યા લાલ લાલ રંગ
ને મનમાં ને મનમાં મેં મોહ્યા કર્યું.

પંક્તિ ગીતની લય-તાલથી મળી,
મને વનમાં ફૂલોની એક ડાળખી મળી.

ડાળી તો મારી સામે જુએ છે એમ
જાણે પંખીનું હોય એક પીંછું.

શું ઝાડ જેવું ઝાડ એક પંખી થઇ ઊડયું
હું તો આંખો ઉઘાડું ને મીંચું.

મને વનમાં એક ડાળ નર્યા વ્હાલથી મળી
જાણે ફોરમને પવનની પાલખી મળી.

☐ ઉમાશંકર જોષી

પુષ્પો સાથે વાત કરવાનો સમય રહ્યો નહિ.
પુષ્પો, પૃથ્વીના ભીતરની સ્વર્ગીલી ગર્વિલી ઉત્કંઠા;
તેજના ટાપુઓ, સંસ્થાનો માનવીઅરમાનનાં;
પુષ્પો, મારી કવિતાના તાજ - બ - તાજ શબ્દો.

☐રવીન્દ્રનાથ ટાગોર ☐ ઈશાની દવે

તારી સહુ નિંદા કરે, કહે ગુણહીન ફૂલ
સાંભળી નીરવ હસી, કહે શીમળાનું ફૂલ
નિંદક બોલે જ્યાં સુધી, ખીલી ઊઠું ગુપચુપ
ધીમું ધીમું પાંગરું, પૂરેપૂરું રૂપ

## ફૂલહિંડોળો □ હરીન્દ્ર દવે

કોક વાર થાય મોટું ફૂલના હિંડોળે
કા'ન દોરી ખેંચીને તું ઝુલાવે
અમથી હું આંખ મીંચું, કાન સહુ માંડી
કે હાલરડું ગાવું તને ફાવે !
સહેજ જરા અટકે જો ઝોલો, તો ખોબાને
બે હાથે ઝાલી થાઉં બેઠો,
થાકીને કોઈ વાર મેલી જો દોરી
તને બેસવા દઉં ન લેશ હેઠો;
કેટલી વાર મને ખખ્ખા ને કાલીકાલી
વાણીથી છોને ફોસલાવે.
અમને તે આવડે છે મરકલડાં આપતાં
ને અમને તો ભાવે છે ગોરસ.
અમને એ ઓરતા કદંબડાળ બેસીએ કે
મંદિરમાં બની જઈએ આરસ,
ગીર આંખે બેસીએ ને ચંદન ને ધૂપ લઈ
પળેપળે તું પાસ આવે.

## ફૂલોને સહારે □ હરીન્દ્ર દ

દૂર દૂર દેખાતાં ફૂલોને
સહારે જીવું છું.

આંખથી અડકું છું
એ રેશમના પોતને :
હૈયામાં સંઘરું છું એની સુવાસ.

મૃગજળોની પાર વસેલું સત્ય,
અસત્યોની પાર રહેલી વાસ્તવિકતા
અવાસ્તવિકતાઓની પાર રહેલું
- નિરવ આકા
તું જ છે.

એટલે તો આ મૃગજળનો સાગર
તરી જવા ઝંખવું છું :

ક્યાં સુધી હું જીવીશ
દૂર દૂર દેખાતાં ફૂલોને સહારે !

## હેલી □વેણીભાઈ પુરોહિત

હરિકીર્તનની હેલી રે મનવા !
હરિકીર્તનની હેલી.

ધ્યાનભજનની અરસપરસમાં જાગી તાલાવેલી,
ધામધૂમ નર્તન-અર્ચનની સંતત ધૂન મચેલી :
રે મનવા !
હરિકીર્તનની હેલી.

મારા જીવનના ઉપવનમાં વિધવિધ પુષ્પિત વેલી
મારે મન તો હરિ છે ચંપો, હરિનું નામ ચમેલી :
રે મનવા !
હરિકીર્તનની હેલી.

નયણાંમાંથી અગણિત ધારા નભમાં જઈ વરસેલી,
કેવી અકલ અલૌકિક લીલા ! કોઈએ નથી ઉકેલી :
રે મનવા !
હરિકીર્તનની હેલી.

## □ સુરેશ દલાલ

મારી પાસે કશુંય નવ, કિંતુ સુવાસે સુહાતાં
લાવ્યો ચૂંટી કુસુમ નમણાં કાવ્યઉદ્યાનમાંથી;
આવે જ્યારે તવ કરમહીં ફૂલની છાબડી આ
ત્યારે એને સહજ સ્મિતથી તું સ્વીકારી જ લેજે !

**કવિતા : "અંધારું કાળું ગુલાબ મારા બાલમા"**
**કવિતા : તંત્રી : સુરેશ દલાલ.**
**સળંગ અંક : ૧૩૩.**
**વર્ષ : ૨૩, અંક : ૧, ઑક્ટોબર - ૧૯૮૯.**
**મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.**
**તસવીર : દિનેશ દલાલ, કૃષ્ણકાંત પારેખ.**



# કવિતા

અકાલિતો ૧૩, ૪૭
અજય પુરોહિત ૭૨
અજિતકુમાર ૧૩૬
અનિલ જોશી ૧૧૫,૧૨૧,૧૨૯
અનુપમ દવે ૧૪૦
અમૃત ઘાયલ ૨૮,૩૯
અરવિંદ ત્રિપાઠી ૧૨૫
અવિનાશ વ્યાસ ૧૧૩
અશોક શાહ ૪૯
અજ્ઞેય ૧૧૮, ૧૨૪, ૧૨૯
અંકુર દવે ૩૦
અંબાશંકર નાગર ૧૦૭
આદિલ મન્સૂરી ૨૮
આનંદ જોશી ૧૩૦
આલ માહમૂદ ૧૦૨
ઇશાની દવે ૧૦૦,૧૦૧,૧૦૨, ૧૦૬,૧૧૭,૧૨૬, ૧૩૭,૧૪૦
ઇરસા ૪૫
ઉત્પલ ભાયાણી ૮૯,૧૦૦,૧૦૧
ઉદયન ઠક્કર ૬૭
ઉપેન્દ્ર પંડયા ૭૦
ઉમાશંકર જોશી ૭,૧૧,૧૪૦
ઉશનસ્ ૧૩, ૩૧
ઉષા પટેલ ૧૦૩,૧૦૭, ૧૨૨,૧૨૫
એરિન મુરે ૯૮
ઑનિત્સુરા ૧૧૧
કનુભાઈ જાની ૩૪
કમલ પુરોહિત ૯૫, ૧૦૧
કલાપી ૨૫
કાકુભાઈ પંચમતિયા ૭૨,૧૧૦
કાલિદાસ ૪૫,૬૮,૭૫,૭૬,૯૫
કિન્સુને ૧૫
કિશોર શાહ ૨૦,૨૩,૩૩,૪૮
કીર્તિકુમાર પંડયા ૯૭,૧૦૫,૧૦૮
કુબુત્સુ ૯૬
કેથલિન રેઇન ૭૬
કોકો ૪૧
કોમાશી ૩૩
ક્યોરોકુ ૯૨
કૃષ્ણલાલ શ્રીધરાણી ૬૬,૧૧૩,૧૧૯
ખ્યાતિ વેદ ૭૬
ગેથર કલીન્ગ ૯૭
ગિરિન જોષી ૧૩૬
ગુલાબ દેઢિયા ૩૫,૪૧
ચંદ્રકાંત દત્તાણી ૧૩૭,૧૩૮
ચંદ્રવદન મહેતા ૩૨
જગદીશ જોશી ૨૯,૧૨૩,૧૨૫
જગન્નાથ ૨૯,૪૩,૭૪
જયંત પાઠક ૨૪,૧૧૩, ૧૧૬, ૧૧૮
જયા મહેતા ૪૨,૭૬,૮૫, ૯૩ ૧૨૦
જશવંતી દવે ૪, ૧૩, ૨૯, ૪૩, ૬૫, ૭૪, ૧૦૪, ૧૦૮, ૧૧૪, ૧૧૫
જ્યોતિષ જાની ૩૬
તારાપદ રાય ૧૦૧
દલપતરામ ૪
દિનકર પારેખ ૯૪,૯૬,૧૩૮
દિનેશ કોઠારી ૧૬,૩૩
દિલીપ ચિત્રે ૩૮
દિલીપ મોદી ૭૧
દિપક સાંગોઈ ૧૨
ધનવિદ્યા મહેતા ૪૪,૪૫,૪૬
નયન દેસાઈ ૮૮
નરસિંહ મહેતા ૨૫,૧૧૫
નલિન પંડયા ૯૬
નલિન રાવળ ૯૩
નલિની માડગાંવકર ૩, ૭, ૪૦, ૪૧, ૭૩, ૮૪, ૯૪, ૧૦૩, ૧૦૬, ૧૦૭, ૧૦૯, ૧૧૨, ૧૧૭.
નવલ ભીમાણી ૨૪
ના. ધ. દેશપાંડે ૪૮
નાથાલાલ જોશી ૩૧
ન્હાનાલાલ ૨,૩,૧૭
નિનુ મઝુમદાર ૨૩
નિરંજન ઉદ્દાસ ૯
નિરંજન ભગત ૧૬,૨૧,૫૮
નિરંજન યાજ્ઞિક ૧૧૮
નીતા રામૈયા ૮૬,૯૮,૯૯
નીતિન પારેખ ૧૩૯
નીતિન વી. મહેતા ૧૧૬
નૂતન જાની ૮૮, ૯૬, ૧૦૫, ૧૧૮, ૧૨૧, ૧૨૪, ૧૨૯
પદ્મા સચદેવ ૧૨૨
પન્ના નાયક ૨૬,૨૭,૮૭
પાબ્લો નેરુદા ૧૩૮
પુ. શિ. રેગે ૧૩૨
પુરુષોત્તમ મિસ્રી ૧૬
પ્રકાશ ત્રિવેદી ૧૩૮
પ્રજારામ રાવળ ૧૧૨
પ્રદ્યુમ્ન તન્ના ૧૪
પ્રસન્ન વૈદ ૧૭,૨૧
પ્રહ્‌લાદ પારેખ ૧૫,૧૮,૧૯
પ્રિયકાંત મણિયાર ૨૦,૬૫,૧૧૯
પ્રીતિ સેનગુપ્તા ૯૧
બચ્ચન ૯૬
બળવંતરાય ઠાકોર ૧૨
બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય ૧૦૬
બા. ભ. બોરકર ૩૮
બાલમુકુન્દ દવે ૧૦
બાશો ૪૪,૪૫,૮૬,૯૨
બુસોન ૪૪
બેન્યાઝ ધ્રોલવી ૧૩૫
ભગવતીકુમાર શર્મા ૨૬
ભગીરથ બ્રહ્મભટ્ટ ૧૨૦
ભદ્રાયુ ધોળકિયા ૧૩૧
ભરત ભટ્ટ
ભવભૂતિ
ભવાનીપ્રસાદ
ભાનુ શાહ
ભાનુપ્રસાદ

ભારતભૂષણ અગ્રવાલ ૧૨૧
મ. મ. દેશપાંડે ૩૮,૪૩
મકરન્દ દવે ૬,૧૧
મણિલાલ દેસાઈ ૧૩૦
મણિલાલ પટેલ ૬૮,૯૦
મણીન્દ્ર રાય ૧૨૬
મધુકર શ્રોફ ૭૪,૮૮
મધુકાન્ત મિસ્રી ૪૭
મનસુખલાલ ઝવેરી ૨૨
મનહર મહેતા ૧૧૪,૧૧૭
મનીષ પરમાર ૧૧૬
મનોજ ખંડેરિયા ૧૩૧
મનોજ જાની ૧૦૯
મનોજ શાહ ૧૦૪
મંગેશ પાડગાંવકર ૧૦૫
મિતુલ આશર ૧૦૩
મિથુન વકીલ ૯૫,૧૧૨
મીના જોષી ૧૨૭
મુરલી ઠાકુર ૧૩૨
મોરીટાકે ૪૬
યોસેફ મેકવાન ૩૦
રઘુવીર ચૌધરી ૧૩
રણછોડ ૧૨
રતિલાલ છાયા ૭૫
રમેશ પટેલ ૧૩૬
રમેશ પારેખ ૬૬, ૭૩, ૮૪, ૮૫, ૮૭, ૧૦૭, ૧૦૮, ૧૨૩
રમેશ પુરોહિત ૧૩૩
રવીન્દ્રનાથ ટાગોર ૩, ૭, ૪૦, ૪૧, ૭૩, ૮૨, ૧૦૦, ૧૦૩, ૧૦૬, ૧૦૭, ૧૦૯, ૧૧૨, ૧૧૭, ૧૩૭, ૧૪૦
રવીન્દ્ર પારેખ ૭૧
રશ્મિ રૂપારેલ ૨૧,૨૯
રેંજનમ્ ૪૧
રાઈનર મારિયા રિલ્કે ૮૯, ૧૦૦, ૧૦૧
રાઘવ મુનીમ ૨૮,૩૫
રાજેન્દ્ર શાહ ૧૪,૩૫
રાજેન્દ્ર શુક્લ ૩૨
રાણી મહેરિયા ૧૩૬
રાન્સોન્સુ ૧૧૧
રાવજી પટેલ ૨૪
રોબર્ટ ફ્રોસ્ટ ૩૪
લાભશંકર ઠાકર ૧૧૯,૧૨૮,૧૩૨
વર્ડઝવર્થ ૫૮
વસંત ડહાકે ૪૧,૧૦૫
વિક્રમ ગાંધી ૧૩૯
વિજુ ગણાત્રા ૪૨
વિપિન પરીખ ૧૮,૨૧,૩૭
વિરલ પરીખ ૭૪,૯૫
વિલ્બર ફ્રોર્સ ૧૩૮
વેણીભાઈ પુરોહિત ૧૪૨
શકુંતલા મહેતા ૯૭
શરદ વૈદ્ય ૩૯
શાંતા શેળકે ૩૭
શિવજી રૂખડા ૪૦
શેખાદમ આબુવાલા ૬
શેરન થીસન ૯૯
સત્યેન્દ્રનાથ દત્ત ૧૧૭
સરોદ ૭૨
સર્વેશ્વરદયાલ સકસેના ૧૨૪, ૧૨૭, ૧૨૮, ૧૩૧
સાન્ડ્રા ગિલ્બર્ટ ૯૧
સુનીલ પરીખ ૧૦૯
સુન્દરમ્ ૧, ૮
સુરેશ દલાલ ૧૩, ૧૫, ૧૬ ૨૩, ૩૩, ૩૭, ૩૮, ૪૧, ૪૩, ૪૪, ૪૭, ૪૮, ૬૪, ૮૨, ૮૩, ૧૦૨, ૧૦૫, ૧૨૦, ૧૨૨, ૧૩૨, ૧૩૬, ૧૪૨
સુરેશ જોષી ૪૦
સુધી દલાલ ૧૨૪, ૧૨૭, ૧૨૮, ૧૩૧
સ્નેહરશ્મિ ૧૧૯
શ્રી અરવિંદ ૯૪
શ્રીકાન્ત વર્મા ૧૦૫
શ્રીકાન્ત શ્રોફ ૧૧૪
હરિવલ્લભ ભાયાણી - ૨, ૯, ૧૪, ૨૨, ૨૯, ૪૫, ૪૬, ૪૮, ૬૮, ૭૫, ૮૬, ૯૨, ૯૫, ૯૬, ૧૦૬, ૧૧૦, ૧૧૧, ૧૧૨
હરિશ્ચંદ્ર ભટ્ટ ૩૩
હરીન્દ્ર દવે ૯,૧૪૧
હર્ષદ ચંદારાણા ૮૫
હેમેન શાહ ૪૪



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૯૦/-, ઍરમેલ રૂા. ૧૬૦/-.**
**આ અંકના છૂટક ૨૫ રૂપિયા**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧

33172

□ કિશોર શાહ

આજે એ ફુરસદમાં હતો. કશુંય કામ નહોતું. અમસ્તો અમસ્તો ટેબલ પાસે બેસીને પેપરવેઇટ ગોળગોળ ફેરવતો હતો અને થાકે ત્યારે પુસ્તકો આમતેમ ઉથલાવતો હતો. ટેબલ પર પડેલી પેનને ગોળગોળ હવાઇની જેમ ફેરવતો હતો. પોતાની શૂન્યતાને શાકથી ભરવા એ અન્ય વસ્તુઓને સક્રિય કરવામાં પડયો હતો.

અચાનક ટેબલના એક ખૂણેથી એણે કીડી આવતી જોઈ. એના મુખ પર સહેજ સ્મિત રેલાયું. એણે કીડીને નજીક આવવા દીધી. કીડી એના હાથના પરિઘમાં પ્રવેશી ત્યારે એણે કીડી સાથે રમત શરૂ કરી. કીડીના રસ્તામાં પેપરવેઇટ મૂકયું. કીડી મૂંઝાઈ, રસ્તો ચાતરી ગઈ. થોડી ગોળ ફરીને પાછો પોતાનો માર્ગ શોધવા માંડી. એણે છાપું લીધું. કીડીના રસ્તામાં ત્રાંસું ગોઠવ્યું. થોડા પ્રયત્ન પછી કીડી છાપા પર ચડી. કીડી અધવચ્ચે પહોંચી ત્યારે એણે છાપું ખંખેર્યું. કીડી પડી. સહેજ ખોવાઇ ગઈ. એકાદ ક્ષણ પછી પાછી નજરે ચડી. એણે કીડીને આંગળીથી અટકાવી. ફાઉન્ટનપેનનું ઢાંકણું એના પર ઊંધું મૂકયું. બે-ચાર ક્ષણ પછી ઊંચકયું. કીડી ત્યાં નહોતી. એ સહેજ બેચેન થયો. હળવેથી ઢાંકણું ટેબલ પર ઠપકાર્યું. બે-ચાર પ્રયત્ન પછી કીડી બહાર પડી. એણે કીડીના રસ્તામાં પોતાનું કાંડુ મૂકયું. કીડી કાંડા પર ચડી ગઈ કાંડ પરની રુંવાટી પર કીડી ઉબડખાબડ ચાલવા માંડી. કીડીની આ ચાલને તે અનુભવી રહ્યો, નિહાળી રહ્યો. એને એક વિચાર આવ્યો. શું કીડી મને અનુભવી શકે છે ? મને જોઇ શકે છે ? એને સમજ ન પડી. કીડી કાંડે ફરતી રહી અને એ કશાક વિચારોમાં ખોવાઈ ગયો. મનમાં વિચારો વમળાતા રહ્યા એને બ્રહ્માંડના સંદર્ભમાં પોતાની જાત પણ કીડી જેવી જ લાગી. એણે કીડીના ઇશ્વર બનવાનું માંડી વાળ્યું. એણે હળવેકથી ફૂંક મારીને કીડીને ટેબલ પર ઉતારી દીધી. અને કીડી તરફ જોવાનું માંડી વાળ્યું.

## ગતિ-અગતિ □ ભગવતીકુમાર શર્મા

ઝપાઝપ સબોસબ
સનનન સૂસવતાં ચક્ર પર ચક્ર
થોડાં સીધાં, થોડાં વક્ર
શબ્દવેધી બાણ કે બુલેટ જેવાં
હવા કેરાં પડ પરે ઘસરકા ઘસરકા
રૂંવેરૂંવે થશે જાણે લોહીઝાણ લસરકા
ચક્ર પરે માનવી સવાર
માણસને ખભે વાંસે ગળે પડયો પૈડાંઓનો ભાર
ગતિને તો માત્ર પાંખ
ગતિને ન સાક્ષીસમી આંખ
દોડે સહુ ધોધમાર
માણસને ખભે ચઢી રસ્તો દોડે, દિશા દોડે,
દોડે દોડે ધુમાડાની ધાર-ધુંવાધાર...
એક ઘોડો
અડિયલ થોડો થોડો
મરિયલ થોડો થોડો
સડકની ધારે ખડો લાદ જેવો
સુદૂરની ઝાંખીપાંખી યાદ જેવો
ગતિહીન રતિહીન
આંખ પે અંધારી એકધારી
ખખડી ગયેલી ગાડી પડી આડી
ગાડીવાન
ખાંસતો હાંફતો કાઢે ધૂમ્રસેર ઓશિયાળી
ઘાસ સૂકું પીળચટું કબરથી વાઢયા જેવું
ઘોડો ખાય કડડ કડડ
પોલીભમ્મ પાંસળીઓ ખડડ ખડડ
અશ્વતણા ડાબલાઓ સ્તબ્ધ
ડાબલાના ખીલાઓને ચઢયો કાટ
થંભી ગયું અહીં કશું હતું જે વિરાટ
થાઉં છું પસાર હું યે પગપાળો
શોધવા મથું છું મારો અસલનો માળો.

## ગઝલ □ હરીન્દ્ર દવે

પિલાવ સાકી, શિરસ્તાને મન નહીં માને,
નમન ન કાશીને, સિઝદો નથી મદીનાને.

જીવનની સર્વ પળો મ્હેક મ્હેક થૈને રહી,
શિરાઝનું દીધું અત્તર પ્રભુ, પસીનાને.

કોઈ એકાન્તમાં ધરબાઈ જવા નીકળ્યો'તો,
તમે મળી ગયા કેવા અવાવરુ સ્થાને!

કયો એ ભોમિયો લઈ ચાલ્યો તારી સંગ, પ્રભુ,
અમે તો બાહુમાં લેવા ગયા હસીનાને.

તરસની માંડ પડે ટેવ ને અચાનક ત્યાં
વસંત જેવું મળી જાય કોઈ વેરાને.

(૨)

આવે ન નિકટ, ને મને દૂર જવા દે,
એ રીતે મારી આગને ભરપૂર હવા દે.

એની એ મિલનપળ છે, ને એનો એ વિરહયુગ,
હો શક્ય તો તું દર્દ હવે કોઈ નવાં દે.

અંજામ શું છે જાણું છું, પણ આખરી પળમાં,
ઘેરી પ્રસન્નતાનું કોઈ ગાન થવા દે.

મોસમની 'આવ''જા' જ્યાં અકારણ બની જતી,
એવી સદા સમાન મને આબોહવા દે.

મ્હોરી જશે એ ફૂલમાં સઘળીયે વસંતો,
ચૂપચાપ એ ક્ષણે જ આ માળીને જવા દે.

## અંતરસ કથા □ રાધેશ્યામ શર્મા

બારણાની બહાર
ઉંબરાની પાર
અગાશીની લૉબીમાં
પરોઢિયાના પહેલા કિરણે
અર્ધશ્વેત કેશધારી સ્ત્રી
પતિને
નવાં કપરકાબીમાં
ચા ધરે છે
પોતે પણ પીએ છે
પતિ નિરુત્તર
મૂક સ્મિતમઢયો
અચાનક પત્ની
ભારે ભૂલ થઈ હોય
એમ અંતરસનો ભોગ
બની ભોંઠી પડે છે.
સ્તબ્ધ ગાત્ર પતિના
મોં સામે રકાબી ધરે છે
ત્યાં દૂર સ્થિત
લીમડાની ડાળ પર
કાગડાની આસપાસ
ઊડયા કરતી કાગડી
પર નજર મંડાતાં
અંતરસનું પૂર
લૉબીને ચઢયું
એમ નૌકાની ગતિપેઠ
ઊંચીનીચી થઈ
ઝૂલવા માંડે છે
પ્રૌઢ પત્ની
ભૂલની ભોંઠપને
ભૂલવા માંડે છે
હવે
લીમડાની ડાળ
પર એકેય
પંખી
નથી !

## માછલી-સંદર્ભે (ત્રણ કાવ્યો)
### □ નારાયણ જોશી

આ
માછલીઓ
એ બીજું કોઈ નથી
પણ પૂર્વજન્મમાં
અવગતે ગયેલી
હોડીઓ જ છે !



એ સત્ય છે કે:
પાણી વગર,
પાણી બહાર
માછલી તરફડે જ,
પણ...
માછલી વગર
પાણી અંદર
પાણીને તરફડતા
તમે કયારેય જોયું છે ?



આપણે
જે દરિયાનો ઘૂઘવાટ
સાંભળીએ છીએ
એ ખરેખર તો
માછલીના મૌનનો પડઘો છે !

## 'અલવિદા'ની ક્ષણે □ ઉશનસ્

(શિખરિણી સૉનેટ)

ઘડી આવી પહોંચી : અવ અલવિદા લ્યો, જવું હવે,
ખડો છે આવીને યમમહિષ આ રાત્રિતિમિરે
ઘૂંટયો, અંધારેયે અલગ ઘન વર્તાય નજરે,
પ્રતીક્ષામાં- પીઠે થરકત- ઊભો દ્વાર અરવે,

સવારે જાગ્યા કે ઘરની ભીંતપે જોયું હતું મેં :
ગયું'તું કો મોટી, અરવ પગલે- ચોકડી લખી !
સ્વયં એ આવ્યા છે અવ લઈ જવા, પાસ ઊંચકી,
-જુઓ, બોલાશે આ શખસનું હવે નામ 'નુક્રમે,

હું ફાંસી ખોલીની ભીતર, સળિયામાંથી તમને
મળું જાણે છેલ્લું, નજીક પ્રહરી હાજર જ, જે
અધૂરા આભારે અધવચ મને આંચકી જશે
કહી : 'પૂરો થાતો સમય તુજ' મૂંગો કરી મને
પરંતુ પૃથ્વી હે !
મળ્યે આઘેથીયે તૃણ થી પરખી પાડીશ તને,
કર્યા તારે નામે ભવ સકલ ભાવિ તૃણઋણે

## મીઠી ભૂલ

□ તેજ □ ગુલાબ દેઢિયા

(કચ્છી)

શરદ પૂનમની રાતે
હું પરોવતો'તો
સોયમાં દોરો
અને પરોવાઇ ગયો
ચંદ્ર !

□ રુમિ

(પર્શિયન)

તારા પ્રેમનો ધાગો પાતળો
કોઇ પણ છરી કરતાંયે અત્યંત ધારદાર
મારા મનની આસપાસ વીંટી દે
ખેંચ એને, હું ખતમ થાઉં ત્યાં લગી

□ અમૃત ઘાયલ

લઈ એક ઠોસ નામ અમે હાલી નીકળ્યા,
ખાલી કરીને ગામ અમે હાલી નીકળ્યા.
એ 'નામ'-ની જ પાટી ગળે ટાંગી : બાકીના-
સહુ ભૂંસી નામઠામ અમે હાલી નીકળ્યા.
ઘેરી વળ્યા સંબંધ અતિ કરગર્યા છતાં,
સહુને કરી પ્રણામ અમે હાલી નીકળ્યા.
દિવસે નહીં નિરાંત નહીં નીંદ રાતના
વિશ્વાસના વિરામ અમે હાલી નીકળ્યા.
ગોઠયું નહીં પ્રયાગમાં કે બદરીનાથમાં,
સહુ ત્યાગી તીર્થધામ અમે હાલી નીકળ્યા.
જોયું નહીં કે ભાવ કયો શ્રેયકર હતો.
નિષ્કામ કે સકામ અમે હાલી નીકળ્યા.
પૂછો-રમેશ* બીજુ બધું પણ કૃપા કરી
પૂછો નહીં 'શું કામ' - અમે હાલી નીકળ્યા.

* કવિશ્રી રમેશ પારેખ

□ રુમિ
(પર્શિયન)
'તું મારા વિશે વિચારે' એણે કહ્યું
'ત્યારે મારા વિશે વિચારતો નહીં :
મકાનની બધી વસ્તુઓનો નિકાલ કરી નાખ
જેથી એ સૂર્ય સિવાય કશાયને ઝીલે નહીં.'

સર્જનસ્નેહ
□ તેજ
□ ગુલાબ દેઢિયા
(કચ્છી)
કુંભાર ખાતર ઉપાડવા આવ્યો
ત્યારે ઉકરડા પર
એક તૂટેલ હાંડલીને દીઠી
એને હળવે હાથે ઊંચકીને
એણે દૂર મૂકી.

આખર
સર્જન તો પોતાનું ને !

## અમથાભરણ

□ મેઘનાદ હ. ભટ્ટ

સુકેશ, રૂપ, રાગરંગ વળી અંગ આ ઘાટીલાં
અને હરિણબાળ શી ચપળચાલ આ વેગીલી.
મનોહર દૃગો કશાં પરમનેહની જાહ્નવી-
-સમાં ખળખળે સમાય નિજ નેહીના અંગમાં.
સુયોગ્ય ઉપમાય ના ઉરમધુરને ન્યાય દે
સ્વયં જ ઉપમાન જ્યાં અવર ત્યાં અલંકાર શા ?

* * *

વહ્યાં સલિલ સ્નિગ્ધ ના, ધસમસ્યાં નહીં વાદળાં
નિદાઘ સમયે દીઠાં દૂરસુદૂર કે ઝાંઝવાં ?
કશાં શબદ સ્તોત્ર 'કો મનમુરાદને વ્હૈ ગયાં-
-દિશેદિશ વહ્યાં....
..... રહ્યા ગહન-ભીતરી ખાલિપા !
રહ્યાં શબદ નગ્ન, લગ્ન નહિ ભાવ ના- ના લહ્યાં
અરાગ અનુરાગ.

* * *

વિતથ વ્યર્થ ના કૈં ટક્યું-
-ટક્યું, ન અટક્યું, ટક્યું
અમથું જે ટક્યું તે જ આ....

□ રુમિ
(પર્શિયન)
એક વાર તેં કહ્યું હતું, 'જેણે મને પ્રેમ કર્યો હોય
એમાંથી કોઈને પણ હું છોડી શકું નહીં'
તારો અભાવ
રહે છે

## કાલિદાસની સ્મૃતિમાં □ જયન્ત પાઠક

વિંધ્યાદ્રિનાં વન કયહીં, કયહીં રામગિર્યાશ્રમોની
એ એકાકી કુટિર! અલકા ક્યાં અને ક્યાં ઉજ્જેણી!
વપ્રક્રીડારત ગજ સમા મેઘ ક્યાં, ક્યાં અગાશી
છલ્કાતી ને હરશિર રહ્યા ચંદ્રની ચાંદનીથી!
ક્યાં તે વ્યસ્ત સ્રગ સમ બલાકાતણી શ્વેત પંક્તિ!
બે જાંબુનાં વન, સ્તન સમાં શૃંગ ધારંત અદ્રિ!
ક્યાં તે ગાજ્યા ઘનથી ડરતી કામિની શોકતપ્ત!
ક્યાં તે યક્ષ વ્યથિત વિરહે સ્વાધિકારપ્રમત્ત!
ના કે આજે નથી વિરહનો શાપ, એની વ્યથાઓ;
ના કે માણ્યા મિલનની નથી રંગરાગી કથાઓ;
ના કે આજે નથી ગરજતા મેઘ વિદ્યુત્ ઝગારા;
ના કે સામે નથી વિરહમાં ઝૂરતું કોઈ મારા -
મૂગા કિન્તુ સ્મરણ - શમણે નાખવાના નિસાસ;
મન્દાક્રાન્તા-કરુણ ગીતિ ક્યાં? ક્યાં તમે કાલિદાસ?

## દીવાલો

□ મેઘનાદ હ. ભટ્ટ

તરંગથી તરંગતી તરંગની દીવાલોમાં
ખયાલોના ખયાલોની ખોડંગાઈ દીવાલો
ઓળંગિયા આંગણા તો ફળિયે ઊભી દીવાલો
દીવાલોની બારીમાંય તૂટી નહીં દીવાલો
દોરી લોટો તોડી ફોડી સાંકડેલી દીવાલોમાં
અટવાઇ આખ્ખેઆખી શહેરોની દીવાલો
દીવાલોમાં કચડાઇ દળાયેલી દીવાલોમાં
ધરમ ને કરમની કરમાઇ દીવાલો
દિલની, દિમાગની ને દેશની આ દીવાલોમાં
ખોડીબારું કરી નથી તૂટતી આ દીવાલો

## કદાચ □ જ્યોતિ પારાશર્ય

રાત્રે અગાશીમાં
ઊભી કરેલી પગથી પર
રોજ ચાલું છું.
રસ્તે જતાં ય,
ફૂટપાથ પર
ચાલવાનું સીધી ગતિએ
મન થાય છે.
સંધ્યા-ઉષાના તેજે મઢ્યું આકાશ,
તેવા ને તેટલા જ આહ્‌લાદથી,
ભરી દે છે મારા અંતરને.
પસાર થતાં વૃક્ષ પાસેથી
થઈ જાય છે મન,
હાથ પસવારવા તેના પરે.
કૌતુકથી નિહાળી રહું
વિવિધ પશુપક્ષીઓની
અકલિત ક્રિયાઓને
ગળાઈ આવતો વનરાજિમાંથી
પાછલા પહોરનો,
પંખીઓનો
પીએ છે કલશોર
કર્ણ મન ભરીને.
હવામાં ઝૂલતી
વૃક્ષવેલીઓની અનેકવિધ છટાઓ,
ને વળી,
વેરાતાં ગગને ફૂલો,
ઓળંગી જાય છે
મારી વિસ્મયની સીમાને.
કદાચ,
હજીયે હું બાળક છું.

## □ મહેશ જોશી

(ગઝલ)

છાતીનું પોલાણ - વચ્ચેં ના કશું
એકલો અંધાર - વચ્ચે ના કશું.

એક ધરતીકંપ જેવા લોહીઝાણ
શબ્દના ઘરવાસ - વચ્ચે ના કશું.

આંખમાં દીવો બળે છે ક્યારનો
જીર્ણ આ અસબાબ - વચ્ચે ના કશું.

મોજ સ્પર્શીને કિનારાને તજે
ઓટ ને જુવાળ - વચ્ચે ના કશું.

તારી આંખો ચોતરફથી તાકતી
તાકતી * જંજાળ - વચ્ચે ના કશું.

એની ભીતર ધૂંધવે છે ઝાંઝવાં
ત્યક્ત ઘરનાં દ્વાર - વચ્ચે ના કશું.

એ તૂટેલી નાવની છે દુર્દશા
પાણી ને મઝધાર - વચ્ચે ના કશું.

* જંજાળ - બે નાળચાંવાળી બંદૂક.

# જે છે તે લઈ જાય છે જે છે તેની પાર

□ નીતા રામૈયા

અનુભવ લઈ જાય છે લોક તરફ પરલોક તરફ
ખડકાતું આવે છે છાણાં - લાકડાંની જેમ આ જીવન
કશુંક ઊંચકાઈને આવે છે તેની સાથે
ભારે પગલે
રામના નામે
દોણકીમાં અંગારો તગતગે તેમ
દિલને લાગેલા ડામ હાડકાંમાં રગરગે એમ
દાઝ લાગી જાય રગે રગે રૂંવે રૂંવે તેમ
પાંપણની ધારે ધારે
સીસા જેવી ભારે થતી જતી વેદના કશુંક ઊંચકાઈને આવે ત્યારે.

બ્રહ્મનાદ જગવતું
મારામાં રગે રગે ઊતરેલું
તમારું સઘળું
અસ્તિત્વ
જોયા જેવું કશુંક
વિસ્મયથી ભરપૂર
સુખે ઝૂમીને
દુ:ખે ઝૂકી જઈને ફરી માથું ઊંચકતું
સુખે રહેવા
અંધારા ઓરડામાંથી ઉઘાડા ઓરડામાં આવતાં
એક ભવ નીકળી જાય તેવી ભીંસમાં
બંધ બેઠકે મસલત કરીને જાત સાથે
ઉઘાડી બેઠકે ખૂલું મૂકતાં હૈયું પેટછૂટી વાત કરીને.
ભવ આખાના અનુભવ પાછળ
ખાસ કોઈ કારણ નહીં કોઈ ભારણ નહીં કોઈ તારણ નહીં.
બારણના હાથે હોય તેવાં ત્રોફાં મારે હાથે

તમે કીધેલી આખા ભવના અનુભવની વાતના
વાતની સાથે સાથે
ખૂલે છે કમાડ ઝાંપા
દેખાય છે નજર સામે હોય તેની પારનું
જીવન
એકનું અનેકનું
ઊથલા ખાતું
રાતે સૂરજનાં સોનેરી સપનાં જોતું
દિવસે ચાંદાનાં રૂપેરી પ્રદેશ જોતું.

સાત અવકાશની પારના વિશ્વને શ્વાસમાં ભરતું
એકનું જીવન અનેકનું તમારામાંથી મારામાં નજર સામે હોય તેની પારનું
દોણકીમાં રાખેલા અંગારા જેવું
રામના નામે ઊંચકાઈને આવે છે
છાણાંલાકડાં-ની જેમ ગોઠવાઈ જવા રામના નામે.

જે છે તે લઈ જાય છે જે છે તેની પાર.

## શબ્દમાં ☐ ભરત બાપોદરા

શબ્દમાં આકાશ ઘેરાતું હશે,
શબ્દમાં પાતાળ લ્હેરાતું હશે.

સાંભળું છું ડૂસકાં ચોખ્ખાં ચટક,
શબ્દ-ઘરમાં કોણ અમળાતું હશે ?

શબ્દનાં વસ્રો બધાં ખેંચી જુઓ,
દ્રૌપદીનું હૃદય ચિલ્લાતું હશે ?

નીતરે છે રેલ રણઝણ [illegible]ીની,
શબ્દનું ભીતર નકી રાતું હશે.

શબ્દના આંગણ મહીં ટહુકા ઉગે,
શબ્દનું દિલ રોજ શું ગાતું હશે ?

શબ્દને દર્પણ કહો, ખોટું નથી,
શબ્દમાં પ્રતિબિંબ ઝીલાતું હશે.

શબ્દ ગૂંથેલી વણેલી જાળ છે,
રોજ સર્જક - મીન અટવાતું હશે ?

## જે છે તે લઈ જાય છે જે છે તેની પાર

□ નીતા રામૈયા

અનુભવ લઈ જાય છે લોક તરફ પરલોક તરફ
ખડકાતું આવે છે છાણાં - લાકડાંની જેમ આ જીવન
કશુંક ઊંચકાઈને આવે છે તેની સાથે
ભારે પગલે
રામના નામે
દોણકીમાં અંગારો તગતગે તેમ
દિલને લાગેલા ડામ હાડકાંમાં રગરગે એમ
દાઝ લાગી જાય રગે રગે રૂંવે રૂંવે તેમ
પાંપણની ધારે ધારે
સીસા જેવી ભારે થતી જતી વેદના કશુંક ઊંચકાઈને આવે ત્યારે.
બ્રહ્મનાદ જગવતું
મારામાં રગે રગે ઊતરેલું
તમારું સઘળું
અસ્તિત્વ
જોયા જેવું કશુંક
વિસ્મયથી ભરપૂર
સુખે ઝૂમીને
દુઃખે ઝૂકી જઈને ફરી માથું ઊંચકતું
સુખે રહેવા
અંધારા ઓરડામાંથી ઉઘાડા ઓરડામાં આવતાં
એક ભવ નીકળી જાય તેવી ભીંસમાં
બંધ બેઠકે મસલત કરીને જાત સાથે
ઉઘાડી બેઠકે ખૂલું મૂકતાં હૈયું પેટછૂટી વાત કરીને.
ભવ આખાના અનુભવ પાછળ
ખાસ કોઈ કારણ નહીં કોઈ ભારણ નહીં કોઈ તારણ નહીં.
ભારણના હાથે હોય તેવાં ત્રોફાં મારે હાથે

તમે કીધેલી આખા ભવના અનુભવની વાતના
વાતની સાથે સાથે
ખૂલે છે કમાડ ઝાંપા
દેખાય છે નજર સામે હોય તેની પારનું
જીવન
એકનું અનેકનું
ઊથલા ખાતું
રાતે સૂરજનાં સોનેરી સપનાં જોતું
દિવસે ચાંદાનાં રૂપેરી પ્રદેશ જોતું.

સાત અવકાશની પારના વિશ્વને શ્વાસમાં ભરતું
એકનું જીવન અનેકનું તમારામાંથી મારામાં નજર સામે હોય તેની પારનું
દોણકીમાં રાખેલા અંગારા જેવું
રામના નામે ઊંચકાઈને આવે છે
છાણાંલાકડાં-ની જેમ ગોઠવાઈ જવા રામના નામે.

જે છે તે લઈ જાય છે જે છે તેની પાર.

## શબ્દમાં □ ભરત બાપોદરા

શબ્દમાં આકાશ ઘેરાતું હશે,
શબ્દમાં પાતાળ લ્હેરાતું હશે.

સાંભળું છું ડૂસકાં ચોખ્ખાં ચટક,
શબ્દ-ઘરમાં કોણ અમળાતું હશે ?

શબ્દનાં વસ્ત્રો બધાં ખેંચી જુઓ,
દ્રૌપદીનું હૃદય ચિલ્લાતું હશે ?

નીતરે છે રેલ રણઝણ [illegible]ીની,
શબ્દનું ભીતર નકી રાતું હશે.

શબ્દના આંગણ મહીં ટહુકા ઉગે,
શબ્દનું દિલ રોજ શું ગાતું હશે ?

શબ્દને દર્પણ કહો, ખોટું નથી,
શબ્દમાં પ્રતિબિંબ ઝીલાતું હશે.

શબ્દ ગૂંથેલી વણેલી જાળ છે,
રોજ સર્જક - મીન અટવાતું હશે ?

# એક દિવસ પક્ષીની પાંખમાંથી પીંછું ખર્યું

☐ કિશોર શાહ

હળવેકથી તે જમીન પર ઊતર્યું
ઊતરતાં તેણે જમીન પર
પોતાનો પડછાયો પડતો જોયો
જમીનને અડતાંવેંત એને લાગ્યું
કે એ પોતાનું અસ્તિત્વ ખોઈ બેઠું છે
આકાશમાં ઊડતાં પંખીઓ તરફ તે તાકવા માંડયું
ફરી ઉડવાનો પ્રયત્ન કરવા લાગ્યું.
એકાએક
હવાની એક લહેરખી આવી
લહેરખીના બળે તે ફરી ઊંચકાયું
ઊંચે તેણે પોતાનો પડછાયો
નાનો થતો જોયો.
આમ ધીરે ધીરે ઊંચકાવાનું
અને ફરીથી જમીન પર પથરાવાનું
તેને સહજ થઈ ગયું.
એક દિવસ હવાની લહેરખીએ
એને ફરી ઊંચકયું
અને ઊંચે લઈ ગઈ
એટલે ઊંચે
કે પીંછું તેનો પડછાયો પણ
ન્હોતું જોઈ શકતું.
ધીમેધીમે ઊતરતાં અને ઊંચાઈ ગુમાવતાં
એકાએક તે કાદવમાં જઈ પડયું
ભીનું થયું. ભારે થયું
...ની લહેરખીએ એને ઊંચકવાના ખૂબ પ્રયત્નો કર્યા
પણ એ ન ઊંચકાયું
હવે તે પોતાના પડછાયા સા
એકાકાર થઈ ગયું હતું.

## રૂપાન્તરની એ ક્ષણો □ પ્રવીણ દરજી

હવે આ દ્વાર દ્વાર નથી.
એના ઉપર લાગેલા આપણા શ્વાસના થાપામાં
ઊગી નીકળી છે એક અમરવેલ !
કદાચ એ દ્વાર વાટે જ તું આવી પૂગશે વૃક્ષ બનીને
અથવા
કલરવતું પંખી થઈને.
હવે દરેક ક્ષણ ફરી ફરીને મળવાની છે.
જે દિવસે આપણે પરસ્પરની આંખોની પૂતળીઓની
અદલાબદલી કરેલી,
એ દિવસે જ આપણાં નામવસ્ત્રો સરી ગયાં હતાં,
જગતની બધી ભાષાનાં ક્રિયાપદોનો મુખવટો
ત્યારે હટી ગયો હતો
કાંગરે કાંગરે દીવાઓ ઝળહળી ઊઠ્યા હતા
અને કિલ્લે કિલ્લે ભૂંગળો બજી રહી હતી.
હું મને અને તું તને ક્યારેય ચાહી નહિ હોય
એટલી ને એવી રીતે જાતને ચાહવા લાગેલાં.

તારા માંસલ દેહને અહીં-તહીં ચૂમતો ગયો
હથેળીઓ કશેક, ઋજુ ભાગ પર સ્થિર થઈ
અને તારાં અંગાંગ થરકતાં રહ્યાં
અનાવૃત કાયામાં પછી જળની જેમ પ્રસરી રહ્યો !

એક સિસકારો, આકાશને ચીરી જતી વીજળી
અને તું વેલી બનીને વીંટળાઈ રહી તસોતસ !

તારા રૂપાન્તરની એ ક્ષણો આપણો મહોત્સવ બની રહી
આકાશમાં નક્કી તે રાત્રિએ થોડાક વધુ તારાઓ ઊગ્યા હશે !

# મૃત્યુ

□ સદાનંદ રેગે □ જયા મહેતા

ના રે ના,
મને વેદના થાય છે
તે આ શરીરની નથી.
સણકા ઊઠે છે સતત મારા આત્મામાં.
કેવી ગંદકી પાછળ મૂકી જાઉં છું હું આ !
જિંદગી ગઈ આખી ડોળ-ઢોંગ કરવામાં
હવે તો કાઢો કોઈ આ ચામડી પરનો મુખવટો.
પ્રકાશનું ઘડિયાળ ખાલી થતું જાય છે.
   હવે ટક્ ટક્ સાંભળવાની તે ફક્ત અંધકારની.
પેલી બિલાડીને દૂધ નથી આપ્યું ?
અને પેલો ટોમી શું કામ ભસે છે ક્યારનો ?
સંભાળ...સંભાળ...પગ નીચે કચડીશ પેલો માંકડ...
કીડીઓ માટે ખાંડનું કાર્ડ કઢાવવાનું છે... ભૂલશો નહીં..
ઘડીઓ ગણાતી હતી તસુતસુ આ ભીના તરબોળ ચોરસમાં...
ને હવે પગ ઊંબરા પર છે ત્યારે
કોણ લગાડે છે સૂર્ય-ચંદ્ર બારણે ?
ફક્ત પ્રકાશ... ફક્ત અંધકાર...
વેંતના પ્રવાસમાં ચુકાયેલી મુશળધાર...
આત્માને કેવું મુક્ત મુક્ત લાગે છે !
નાખો...નાખો... બધા મુખવટા પેલા માટીથી ખરડાયેલા માળ
પર
આ પ્રેતને હવે નાગંડુ થવા દો.

## સુબ્હાનલ્લા ! □ ચન્દ્રકાન્ત દત્તાણી

માત્ર ફૂલ, પ્રશ્નના જવાબ છે... સુબ્હાનલ્લા !
અજબગજબ ફૂલના શરાબ છે... સુબ્હાનલ્લા !

ફૂલ વરસે મારામાં કે હું વરસતો ફૂલમાં
પરસ્પરતા ઓગળીને આબ છે... સુબ્હાનલ્લા !

તરું ફૂલે ડૂબું ફૂલે સ્પર્શું અતલ તલ ફૂલના
ચારે બાજુ ફૂલના સૈલાબ છે... સુબ્હાનલ્લા !

ફૂલ વરસે કે ક્ષણો વરસે કે વરસે શાશ્વતી
એકાકાર ફૂલનો વરસાદ છે.. સુબ્હાનલ્લા !

ઝાંઝવાં ન જળ ન ધુમ્મસ વન નહીં વસુંધરા
જ્યાં જુઓ ત્યાં ફૂલના શબાબ છે... સુબ્હાનલ્લા !

ફૂલે જીવું ફૂલે શ્વસું હરું ફરું હું ફૂલમાં
ફૂલ ભીનાં જાગરણ ને ખ્વાબ છે... સુબ્હાનલ્લા !

ફૂલના પાતાળ, દરિયા, પર્વતો ને , આસમાં
ફૂલના તડકા ને આફતાબ છે... સુબ્હાનલ્લા !

હર આદમી પણ ફૂલના દિદારની બારી અહો !
સ્હેરે સ્હેરે ફૂલના મહેતાબ છે... સુબ્હાનલ્લા !

કણેકણમાં ફૂલના આલોક છે ઝળાંહળાં
ધુંવાધાર ફૂલના રુઆબ છે... સુબ્હાનલ્લા !

□ રવીન્દ્રનાથ ટાગોર
□ નલિની માડગાંવકર

હું જાણું છું.
મારાં ફૂલો કોઈક
અજાણ્યા શુભ ચુંબનના સ્પર્શે
આનંદ રોમાંચે ખીલી ઊઠયાં છે.

## ફૂલગલી □ શંખ ઘોષ □ ઇશાની દવે

કમળ, તને યાદ છે આ નાનકડી નદીની આ પાર પેલે પાર
રહસ્યભૂરા વૃક્ષનો વિષાદ તું કયાં લઈ ગયું હતું ?
આમ તો દેખાવની નૌકા, તૂતક વગરની, બેસી ગયેલી,
ગામને ખોઈ બેઠેલી
વન્ય મુઠ્ઠીમાંનું જબરું સાહસ, ફળફૂલથી ઊભરાતું નિર્જન
આગલા વળાંકે કિશોરીનું છાપરું, વહી જતી ચહેરાની કાંતિ
ત્યારે તો અમે ધારેલું કે આનું જ નામ જન્મ-જીવન.
પરંતુ હવે તારા ચહેરા પર કેવી મૃણાલહીન કાગળની આભા
તું જ્યારે હસ્યું ત્યારે ચહેરા પર કયાંય આનંદ - હિલ્લોળ નહોતો.
મેં જ મારે હાથે રંગબેરંગી બનાવી હતી
છલબલતી મહોરાંની માળા, એ તું સારી રીતે જાણે છે-
તો પણ તને શું ગમવાનું છે, ખુલ્લે આમ *શ્યામબજારમાં
બધાના હાથમાં ફરતાં ફરતાં બિંદુ બિંદુ ખૂટતું જીવન ?

* શ્યામબજાર - કલકત્તાના એક લત્તાનું નામ

□ સુનીલ ગંગોપાધ્યાય
□ નલિની માડગાંવકર

ગુલાબમાં જ્વાળા રહી છે
કીટ-પતંગની પાંખો બાળી નાખે
હવા ઘૂમે દૂર દૂર રહેતી,
ફૂલને પ્રણામ કરતી,
સૂર્યાસ્ત પણ થંભી જાય.

□ સુરેશ દલાલ

હું અનેકને ચાહી શકું છું
અને એકની સાથે રહી શકું છું
હું એકની સાથે રહું
છતાંય અનેકને ચાહી શકું છું.

હું કોઈકને સૂરજની હૂંફ આપી શકું છું
તો કોઈકને ચાંદનીનો ખોબો,
હું કોઈકને વસંતનો છાંયો આપી શકું છું
તો કોઈકને મસ્તમુલાયમ પવનનો ઝોકો.
હું કોઈકને ઝરણાંનો કલરવ આપી શકું છું
તો કોઈકને પથ્થરનું મૌન.
એવું નથી કે હું આપું જ છું
કોઈકને હૂંફ આપું છું ત્યારે મને સૂરજ મળતો હોય છે
ચાંદનીનો ખોબો આપું છું ત્યારે મને ચંદ્ર મળે છે
છાંયો આપું છું તો વૃક્ષ.
પણ હા, ક્યારેક એવું બને છે
કે હું સૂરજની હૂંફ આપું
અને કોઈક આખું આકાશ માગી બેસે તો
હું ચૂપ થઈ જાઉં છું.
હું છાયો આપું અને કોઈક આખું
વૃક્ષ માગી લે તો
હું અવાક્ થઈ જાઉં છું.
ઝોકો આપું અને કોઈ શ્વાસ માગી બેસે તો
હું અંદરથી તો ખલાસ થઈ જાઉં છું.
હું કલરવ આપું અને કોઈક ઝરણું માગી બેસે તો
હું થીજી જાઉં છું.
હું પથ્થરનું મૌન આપું અને કોઈક પ્હાડ માગી બેસે તો
હું મને જ સંભળાય એવી ચીસ પાડું છું.

આમ છતાંયે
હું અનેકને ચાહી શકું છું
અને એકની સાથે રહી શકું છું.

□ સુધાકર જોશી

જેને જવું હોય તે જાય ને જે થવું હોય તે થાય
મન આ મારું સદાય માટે ગીત મજાનું ગાય.

આજની મારી ડાળી ઝૂલે
કાલને ખૂલવું હોય તો ખૂલે
ભમરો કુંજ ગલીમાં ભૂલે

સૂરજમુખી થઈ જવું કે આંખે સૂરજ પણ સચવાય
જેને જવું હોય તે જાય ને જે થવું હોય તે થાય.

ધૂળ કે સોનું બધુંય ઠીક છે
હરખ - શોક તો સાવ નજીક છે
આપણને અહીં કોની બીક છે ?

પળમાં મોજાં ઊછળે ભાંગે : પણ દરિયો તો લ્હેરાય
જેને જવું હોય તે જાય ને જે થવું હોય તે થાય.

## હું નથી ઈચ્છતો

□ **સર્વેશ્વરદયાલ સકસેના** □ **સુશી દલાલ**

(હિંદી)

સડેલાં ફળોની પેટીઓની જેમ
બજારમાં એક ટોળાની વચ્ચે મરવા કરતાં
એકાન્તમાં કોઈ સૂના વૃક્ષની નીચે
પડીને સુકાઈ જવું બહેતર છે.

હું નથી ઇચ્છતો કે મને
સાફસૂફ કરીને દુકાન પર સજાવાય,
દિવસભરના મોલ-તોલ પછી
પાછા પેટીઓમાં મૂકી દેવાય,
અને એક ખરીદનાર પાસેથી
બીજા ખરીદનારની પ્રતીક્ષામાં
આ જીવન અર્થહીન થઈ જાય.

## નગર વિષે ત્રિપદીઓ □ હેમેન શાહ

બધી જીભમાં એક ધનુષ હોય છે
ઘણાને અમલની ગતાગમ્યું નથી,
સમજદાર તો કાપુરુષ હોય છે.

ફરી વાર ફેરો અમસ્તો ગયો,
ન લાલચ, શિખામણ કે ધમકી ફળી
વળ્યું કાંઈ નહિ તો ફિરસ્તો ગયો.

કરી ના શકો એમ પુરવાર પણ
નગરમાં બધી ચીજ હથિયાર છે,
કુસુમ પણ, વચન પણ ને ઉપહાર પણ

વકરતી આ વિક્રય-પ્રથા ધન્ય છે !
કહેવાશે પ્રત્યેક ટહુકા પછી
અમુક કંપનીનું આ સૌજન્ય છે !

અહંકારમાં કોણ કંજુસ હતું ?
અળસિયાં, કીડી, તીડ, તમરાં, ઈયળ
શું વનરાજ સૌનું તખલ્લુસ હતું ?!

નગરની હવાનો નમૂનો મળ્યો.
ચીર્યું ફેફસું જ્યારે મૃતદેહનું,
કઠણ ગાંગડો એક લૂનો મળ્યો.

વદન સૌનું જોકે રૂપાળું હતું,
કે જાણે નિરર્થક નિબંધો ઉપર
સુશોભિત મજાનું મથાળું હતું !

## કાર્બન કાગળ !
□ રાધેશ્યામ શર્મા

મારું કશું છે જ કયાં ?
આકાશી છાપરું
ધરતીનો વિસ્તાર
પુંકેસર
સ્ત્રીકેસર
પક્ષીની ચાંચ
આગિયાની ચાંચ
મુર્દા પર ફરતી માંખ
શ્રમિકની બીડીની રાખ
વૃક્ષનો ગગન વિકાસ
સર્પનો ફેણવિલાસ
મદિરા પર ઝૂકેલા હોઠ
વિધવાનું પ્રથમ યુવા પરોઢ
ટાઈપરાઇટરની ટકટક
કોરા કાગળની અવિરત કટકટ
વન વે ટ્રાફિકની આણ
પોલીસનું ચમકતું શિરસ્રાણ
આ સર્વની નકલ પાડતો
કાર્બન કાગળ કેવળ
મારો છે.

જીવનની મળી તક જવલ્લે, ગઈ.
મડાગાંઠ માટીની ઊકલી નહીં
ને વર્ષાઋતુ ગેરવલ્લે ગઈ.

શિથિલ ને જે અસ્પષ્ટ છે, સ્ફૂટ કર.
લગાતાર ઘેરાયેલાં વાદળો
થશે પારદર્શક, કડાકૂટ કર.

પગેરાંના ઝાંખા સબૂતો જડે,
લઈ જાય નિર્જન હવેલી સુધી,
પુરાતન અજંપો અછૂતો જડે.

સ્મરણની ઘણી આડખીલી હતી,
ફરીથી ન સાગરતટે જઈ શકયો,
હવા ત્યાંની ખૂબ જ નુકીલી હતી!

દલીલોનો બિલ્કુલ ન ચાલે હરફ,
મરણ આપખુદ સરમુખત્યાર છે,
ગમે ત્યારે કરશે મને બરતરફ.

બધું છેવટે છીછરું થાય છે,
યુવાનીમાં ફૂટેલી પાંખો જ ખુદ
સમય વીતતાં પિંજરું થાય છે.

કરી ઠાઠ શહેરી સલૂકાઈથી,
ગયો જ્યાં તો આંખો જ અંજાઈ ગઈ
વનો - ઉપવનોની શ્રીમંતાઈથી.

જીવેલી પળેપળ પરાઈ હતી,
ઘડિયાળ તમને જડી ઘડપણે,
કદી નાનપણમાં ગુમાઈ હતી.

## વર્ષાપક્ષી

□ સદાનંદ રેગે

□ જયા મહેતા

વર્ષાપક્ષી
કૃષ્ણ શામળું
શાલિગ્રામ શું
શ્યામલ સુંદર
ક્ષિતિજના એ
થરથર તારે
બેસી જઈને
હીંચ્યા કરતું
દળવાદળની પાંખોને પંપાળી લેતું
ને પીંછાં વીજનાં
ઝંઝાવાતી ચાંચ થકી એ...
રૂઆબ સાથે
કોમળ ગંધને
લઈને વક્ષે
... વર્ષાપક્ષી!

વિરલ જંગલી વાંસ પોલા લીધા,
મહીંથી જુદો સૂર શું નીકળ્યો
કે આખા જગતથી અબોલા લીધા!

## સમજપૂર્વકનું સામાજિક કૃત્ય

□ શેરન થીસન □નીના રામૈયા
(કૅનેડિયન)

ભવિષ્યની કલ્પના કરવા અસમર્થ,
વર્તમાન કરતાં ચડિયાતા
ભવિષ્યની કલ્પના કરો, કતલખાનામાં
રડારોળ કરી મૂકતાં આપણે જાનવર
માત્ર ઘોંઘાટ કરીએ છીએ અને એક કરતાં એક
વિગતમાં પરિવર્તન લાવી શકતા નથી.
તો હવે રોતલવેડા બંધ કરો. ઊભા થાઓ. નીકળો બહાર. કૂદકો
મારો, બગીચાની લીલછોયી દીવાલ ઉપરથી
કે લોખંડની વાડ ઉપરથી કે પછી ગમે
ત્યાંથી અને દંતકથાના સુખી રમ્ય પ્રદેશના ચિત્ર
સોંસરા તૂટી પડો, ભાંગ્યાતૂટ્યા ટુકડાનું પરમ સુખ અને
તમારી મુઠ્ઠીને શોભાવતાં ગુલાબ.

□ સુરેશ દલાલ

તારી અપેક્ષા તો એવી છે
કે તું હથેળીમાં અંગારો મૂકે
તો પણ મારે કહેવાનું
કે એ ફૂલ છે.

તારી અપેક્ષા તો એવી છે
કે તું હથેળીમાં ભારેખમ મૌન મૂકે
તો પણ મારે કહેવાનું
કે એ ઝરણાંનો કલરવ છે.

તારી અપેક્ષા તો એવી છે
કે તું હથેળીમાં હથેળી ન મૂકે
તો પણ મારે કહેવાનું
કે એ બ્રહ્માંડ છે.

## ઝળહળતું નથી ! □ તુરાબ 'હમદમ'

દ્વાર ખખડાવે કશું વળતું નથી.
એક સરનામું હજી મળતું નથી.

બંધ બારી-બારણાં, ભીંતો બધીર
સાદ મારો કોઈ સાંભળતું નથી.

એ રીતે અંધકારમાં ડૂબી ગયા,
કોઇ વાતે દિલ, આ ઝળહળતું નથી.

જિંદગીના આકરા આ તાપમાં
કોણ એવું છે જે ઓગળતું નથી.

હું નથી ફળતો કદાચિત સ્વપ્નને,
કાં, પછી સપનું મને ફળતું નથી.

ત્યાગની 'હમદમ' મહત્તા હોય છે,
માગવાથી તો કશું મળતું નથી.

## ચાહવું એટલે..

□ દુર્ગેશ ઉપાધ્યાય

તને ચાહું છું એટલે હું
ઓગળતો રહ્યો છું સતત-
બરફની જેમ,
પણ ચાહવાના અર્થને
પામી શકયો નથી.
કદાચ,
તને ચાહવું એટલે...
ધોધમાર વરસાદમાં
કોરા કટ્ટ રહી જવાની
ઘટના હશે...!
તને ચાહવું એટલે...
વૃક્ષ થઈને ફળ્યા વગર
રહી જવાની ઘટના હશે...!
કે પછી-
તને ચાહવું એટલે
ભરવસંતે
પાનખરનો અભિશાપ હશે...!!
-તને હું પૂછી શકું...
કે, તને ચાહવું એટલે ?!

## ગઝલ □ અશોકપુરી ગોસ્વામી

ન હઠ કર મને છેક મૂકી જવાની,
ઉદાસી છું હું, ટ્રેન ચૂકી જવાની.

પણે દૂર જંગલનો દવ જોઈ લે તું,
પવન થૈ ને ઘર તારું ફૂંકી જવાની.

પ્રપંચો બધા રાહ જુએ કિનારે.
કિનારે હવે નાવ ડૂબી જવાની.

હજી શિલ્પની આંખમાં એક આંસુ,
ન ઘટના બની આંખ લૂછી જવાની.

ટકોરા હજી ટેરવે સળવળે- પણ,
પ્રતીક્ષા મને ભાગ્ય ખૂલી જવાની.

અરે! ફૂલ ખીલ્યાની ઘટના બને છે,
હવે, વેલ જાતે જ ઝૂકી જવાની.

ગઝલના વિશે તર્ક ખોટા ન કરીએ,
તને છૂટ છે અર્થ પૂછી જવાની.

## એકલતા □ મનીષ રામી

તને શી ખબર એકલતા
કે તું કેટલી ભયાનક છે!
રહી જો તું એકલી, એક વાર, મારા વગર-
તો તું પણ જાણીશ કે તું કેવી છે.

# બધું જ કહી દીધા પછી

□ સર્વેશ્વરદયાલ સકસેના □ સુધી દલાલ

બધું જ કહી દીધા પછી
કંઈક એવું છે જે રહી જાય છે,
તમે એમને વાચા નહીં આપતા.

તે પડછાયો છે મારા પવિત્ર વિશ્વાસોનો,
તે પૂંજી છે મારા મૂંગા અભ્યાસોની,
તે આખીયે રચનાનો ક્રમ છે,
તે જીવનનો સંચિત શ્રમ છે,
બસ એટલો જ હું છું,
બસ એટલો જ મારો આશ્રય છે,
તમે એમને વાચા નહીં આપતા.

તે વેદના છે જે અમને, તમને, બધાને અપનાવે છે,
સચ્ચાઈ છે- અજાણ્યાના પણ હાથ પકડીને
ચાલવાનું શીખવે છે,
એ વિરામ છે- દરેક ગતિને નવો જન્મ આપે છે,
આસ્થા છે- રેતીમાં પણ નૌકા ચલાવે છે,
તે તૂટેલા મનનું સામર્થ્ય છે.
તે ભટકતા આત્માનો અર્થ છે.
તમે એમને વાચા નહીં આપતા.

તે મારાથી અથવા મારા યુગથી પણ ઉપર છે,
તે ભાવિ માનવની મિરાત છે, પૃથ્વી પર છે,
બર્બરતામાં પણ તે દેવત્વની કડી છે
તેથી ધ્વંસ અને વિધ્વંસથી તે મોટી છે,
અંતરાલ છે તે- નવો સૂર્ય ઉગાડી લે છે,
નવા લોક, નવી સૃષ્ટિ, નવાં સ્વપ્નાં આપે છે,
તે મારી કૃતિ છે

પણ હું એમની અનુકૃતિ છું,
તમે એમને વાચા નહીં આપતાં.

ત્રણ કવિતા □ રમેશ પારેખ □ અનુ. નીતા રામૈયા

## Now

Now please put your hands down
The relationship cannot be disconnected

Several tombstones float in the glance
and nowhere can they be fixed or cemented

Though mine, with me, even one of
my episodes cannot be re-connected

You can and may crack a mirror one day
but appearances cannot be dissected

We cannot walk together now you see
the days spent together cannot be rejected

Now please put your hands down
the relationship cannot be disconnected

## May You Receive

May you receive death from the closed envelope,
May you get a moment to save yourself if you can.

You are trying to approach every house like a mailer,
May you meet the illiterate of the whole town.

You may receive just the shade of a fig-tree,
May you discover a desert on the other side.

First of all you'll notice a hole in your throat,
May you feel thirsty and find a stream then.

If not the stream, go by its regular rhyme then,
May you live in the atmosphere of nothingness.

Be gone, O spermless words, you're blessed,
May you be treated for fertility with your impotency.

## A Crow Died

Right in the middle of a road a crow died.
It just happened all openly a crow died.

Your glance stumbles against its bleak blackness
It camped itself there perfectly a crow died.

Did the crow die or did its crow-ness die?
Try to prove clearly that a crow died.

Did the crow fly away from its crow-ish dress?
Interpret the way you can a crow died.

Why did it use to sit on the electric wires?
Its risking nature came in its way a crow died.

Who grabbed its words in exchange of its voice?
*Cawing... Cawing... all the while a crow died.*

Who was it always looking for by tearing corpses?
Keeping all the mysteries to itself a crow died.

Look, its programme of being a crow is over
Now recite the National Anthem: "A Crow Died..."

Ramesh, don't you ever shriek the way a crow does
You stop... stop... stop... now a crow died.

□ રુમિ
(પરિચયન)

હું તારી ખૂબ નજીક હું તારાથી દૂર
હું તારામાં એટલો ભળ્યો હું તારાથી છૂટો
હું એટલો ખુલ્લો હું છુપાયેલો
હું એટલો બળવાન હું નિર્બળ

### સુખ-દુ:ખ

□ દક્ષા વ્યાસ

આંગળી મૂકીને અડી શકાય
એટલું સુખ
અને આકાશવ્યાપી દુ:ખ
તોય જિવાય છે
ત્યારે થાય છે કે-
પલ્લું તો બિંદુનું જ નમતું હશે
સિંધુની આગળ.

## મહાનગરમાં કવિ

□ કેદારનાથ શર્મા □ શકુંતલા મહેતા

આ આટલા મોટા શહેરમાં
ક્યાંક રહે છે એક કવિ
એ રહે છે જેમ કૂવામાં રહે છે ચૂપકીદી
જેમ ચૂપકીદીમાં રહે છે શબ્દો
જેમ શબ્દોમાં વસે છે પાંખોનો ફડફડાટ
એ રહે છે આટલા મોટા શહેરમાં
ક્યારેય કશું બોલ્યા વગર,

માત્ર ક્યારેક ક્યારેક
અકારણ
તે થઈ જાય છે બેચેન
પછી ઊઠે છે
નીકળે છે બહાર
ક્યાંકથી શોધી લાવે છે એક ખડિયો
અને સામેની સ્વચ્છ ચમકતી દીવાલ પર
લખે છે 'ક'
એક નાનોશો
સાદો એવો 'ક'
મોડે સુધી ગુંજી રહે છે આખાય શહેરમાં
'ક' એટલે શું ?
એક વૃદ્ધ પૂછે છે સિપાઈને
સિપાઈ પૂછે છે
અધ્યાપકને

અધ્યાપક પૂછે છે
વર્ગના બધાં શાંત બેઠેલા વિદ્યાર્થીઓને

# કવિ નારાયણ રેડ્ડી □ જયા મહેતા

જ્વાળાઓની વચ્ચે : માણસ
માણસના મનમાં ભભૂકતી જ્વાળાઓ
જ્વાળાઓમાં નાચે છે સમસ્યાઓ
સમસ્યાઓમાં સમાપ્ત થઇ જાય છે : માણસ
□
યુગોના યુગોથી મરણહોમમાં જીવે છે : માણસ
જ્વાળાઓના ઘંટનાદમાં
પ્રભાતની પ્રતીક્ષા કરતો.

આજના માણસની વેદનાને વ્યકત કરતી આ કાવ્યપંક્તિઓના કવિ છે ડૉ. સી. નારાયણ રેડ્ડી, તેલુગુ સાહિત્યના આ બહુ મોટા ગજાના કવિને પોતાના દીર્ઘકાવ્ય 'વિશ્વંભરા' માટે આ વર્ષે જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો. આ પહેલાં ઈ.સ. ૧૯૭૭માં ભારત સરકારે એમને 'પદ્મશ્રી'નો ખિતાબ આપ્યો. ઈ.સ. ૧૯૭૮માં આંધ્ર વિદ્યાપીઠ વાલ્ટેરે 'કલાપ્રપૂર્ણ'નું બિરુદ આપ્યું. બે વિદ્યાપીઠોએ ડી. લિટ.ની ડિગ્રી આપી, ઈ.સ. ૧૯૭૦માં દિલ્હી સાહિત્ય અકાદમીનો પુરસ્કાર 'મરણહોમ' કાવ્યસંગ્રહને અને આંધ્ર સાહિત્ય અકાદમીનો પુરસ્કાર 'ઋતુચક્ર' (દીર્ઘકાવ્ય)ને એનાયત થયો. 'વિશ્વંભરા'ને તો જ્ઞાનપીઠ પુરસ્કાર ઉપરાંત સોવિયેત લૅન્ડ નહેરુ પારિતોષિક, મોહિનીદેવી સ્મૃત્યર્થ પુરસ્કાર, ભારતીય ભાષા પરિષદ (કલકત્તા)નું બિલવારા પારિતોષિક, મધ્ય પ્રદેશનું કાલિદાસ પારિતોષિક, રાજલક્ષ્મી ફાઉન્ડેશન (મદ્રાસ)નું પારિતોષિક અને તામિલનાડુ કુમરન પારિતોષિક મળી ચૂકયાં છે. આટલાં બધાં માનસન્માન મળ્યાં માટે તે મોટા કવિ નથી, એ મોટા કવિ છે એટલે આ માનસન્માન મળ્યાં છે. હાલ તેઓ હૈદરાબાદ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર છે.

નારાયણ રેડ્ડીએ મુખ્યત્વે કાવ્ય ને કાવ્યનાટકો લખ્યાં છે, ગઝલ લખી છે, ઉપરાંત વિવેચનો લખ્યાં ને સિનેમાની પટકથાઓ લખી ને થોડા અનુવાદો પણ કર્યા છે. એમનાં ગીતોએ તેલુગુ ચિત્રપટસૃષ્ટિમાં ડંકો વગાડયો છે - ત્રણ હજારથીયે વધુ ચિત્રપટગીતો એમણે લખ્યાં છે.

નારાયણ રેડ્ડીની કવિતા રમણીય છે, તો સાથે જ તેમાં રોષ - આક્રોશ ને મધ્યમ વર્ગના આધુનિક માનવીની વ્યથાવેદનાનું આલેખન પણ છે. એ કયારેક રૂપકથી વાત કરે છે, કયારેક પ્રતીકથી. કોઈ વાર અન્યોક્તિ કરે છે તો કોઈ

‘ક’ નો શો અર્થ થાય ?
આખા શહેરને પૂછે છે

અને આ આટલા મોટા શહેરમાં
કોઈ જાણતું નથી કે એ કવિ છે
જે દર વખત ઉઠાવે છે હાથ
જે પેલી સ્વચ્છ ચમકતી દીવાલ પર
લખે છે ‘ક’
કરવામાં આવે છે કતલ !

બસ આટલું જ સાચું છે
બાકી બધો ધ્વનિ છે
અલંકાર છે
રસ-ભેદ છે
હું આથી વધારે તેને વિષે કશું નથી જાણતો
મને તેનો ખેદ છે

## લખાશે ? □ અશોક ત્રિવેદી

અંતરની આ વાત, લખાશે ?
પડખાં ફરતી રાત, લખાશે ?

સ્મરણોના રણમાં તરફડતું
તારી મારી વાત, લખાશે ?

ટોચ ઉપરેથી એવાં ગબડયાં
નીચે ઝંઝાવાત, લખાશે ?

દગો સુકાની મધદરિયે દે,
માણસ ડૂબ્યા સાત, લખાશે ?

અહીં સ્મિત પણ કયારે છળશે
માણસ છે કમજાત, લખાશે ?

આજ કફનની નીચે સૂતો
જીવતરનો સૂર્યાસ્ત, લખાશે ?

## કવિ નારાયણ રેડ્ડી ☐ જયા મહેતા

જ્વાળાઓની વચ્ચે : માણસ
માણસના મનમાં ભભૂકતી જ્વાળાઓ
જ્વાળાઓમાં નાચે છે સમસ્યાઓ
સમસ્યાઓમાં સમાપ્ત થઇ જાય છે : માણસ
☐
યુગોના યુગોથી મરણહોમમાં જીવે છે : માણસ
જ્વાળાઓના ઘંટનાદમાં
પ્રભાતની પ્રતીક્ષા કરતો.

**આ**જના માણસની વેદનાને વ્યકત કરતી આ કાવ્યપંક્તિઓના કવિ છે ડૉ. સી. નારાયણ રેડ્ડી, તેલુગુ સાહિત્યના આ બહુ મોટા ગજાના કવિને પોતાના દીર્ઘકાવ્ય 'વિશ્વંભરા' માટે આ વર્ષે જ્ઞાનપીઠ પુરસ્કાર મળ્યો. આ પહેલાં ઈ.સ. ૧૯૭૭માં ભારત સરકારે એમને 'પદ્મશ્રી'નો ખિતાબ આપ્યો. ઇ.સ. ૧૯૭૮માં આંધ્ર વિદ્યાપીઠ વાલ્ટૅરે 'કલાપ્રપૂર્ણ'નું બિરુદ આપ્યું. બે વિદ્યાપીઠોએ ડી. લિટ.ની ડિગ્રી આપી, ઇ.સ. ૧૯૭૦માં દિલ્હી સાહિત્ય અકાદમીનો પુરસ્કાર 'મરણહોમ' કાવ્યસંગ્રહને અને આંધ્ર સાહિત્ય અકાદમીનો પુરસ્કાર 'ઋતુચક્ર' (દીર્ઘકાવ્ય)ને એનાયત થયો. 'વિશ્વંભરા'ને તો જ્ઞાનપીઠ પુરસ્કાર ઉપરાંત સોવિયેત લૅન્ડ નહેરુ પારિતોષિક, મોહિનીદેવી સ્મૃત્યર્થ પુરસ્કાર, ભારતીય ભાષા પરિષદ (કલકત્તા)નું બિલવારા પારિતોષિક, મધ્ય પ્રદેશનું કાલિદાસ પારિતોષિક, રાજલક્ષ્મી ફાઉન્ડેશન (મદ્રાસ)નું પારિતોષિક અને તામિલનાડુ કુમરન પારિતોષિક મળી ચૂકયાં છે. આટલાં બધાં માનસન્માન મળ્યાં માટે તે મોટા કવિ નથી, એ મોટા કવિ છે એટલે આ માનસન્માન મળ્યાં છે. હાલ તેઓ હૈદરાબાદ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર છે.

નારાયણ રેડ્ડીએ મુખ્યત્વે કાવ્ય ને કાવ્યનાટકો લખ્યાં છે, ગઝલ લખી છે, ઉપરાંત વિવેચનો લખ્યાં ને સિનેમાની પટકથાઓ લખી ને થોડા અનુવાદો પણ કર્યા છે. એમનાં ગીતોએ તેલુગુ ચિત્રપટસૃષ્ટિમાં ડંકો વગાડયો છે - ત્રણ હજારથીયે વધુ ચિત્રપટગીતો એમણે લખ્યાં છે.

નારાયણ રેડ્ડીની કવિતા રમણીય છે, તો સાથે જ તેમાં રોષ - આક્રોશ ને મધ્યમ વર્ગના આધુનિક માનવીની વ્યથાવેદનાનું આલેખન પણ છે. એ કયારેક રૂપકથી વાત કરે છે, કયારેક પ્રતીકથી. કોઇ વાર અન્યોક્તિ કરે છે તો કોઇ

વાર સીધેસીધું ઉદ્‌બોધન પણ કરે છે. સામાજિક સભાનતા સાથે આ જાગરુક કવિ મનુષ્યની વેદનાને વાચા આપે છે.

વીસેક વર્ષની વયે એમણે પહેલું કાવ્યનાટક લખ્યું. એનું શીર્ષક છે 'નવ્વની પુવ્વુ' એટલે કે 'ન હસતાં ફૂલ.' આ પ્રતીકાત્મક નાટકમાં એમણે પ્રતીકાત્મક પાત્રો આલેખ્યાં છે. આ સૃષ્ટિના જુદાજુદા ઘટકોનું એક એક પાત્ર નિર્માણ કર્યું છે. તેમાં એમનું જીવનદર્શન રમણીયતાથી પ્રગટ થાય છે : પોતે હસતા રહીને બીજાને હસાવવા અને પોતાનું દુઃખ ભૂલતાં જઈને બીજાને પોતાનાં દુઃખ ભુલાવવા. આ પહેલાં જ પુસ્તકથી સાહિત્યપ્રિય સમાજમાં તેમની પ્રતિભા અને ચિંતનશીલતાનો પ્રભાવ પડયો અને 'તેલુગુ સાહિત્યની ક્ષિતિજ પર એક તેજસ્વી તારો ઊગ્યો છે' એમ કહીને સહુએ તેમને આવકાર્યા. એમના 'મરણહોમ' કાવ્યની કેટલીક પંક્તિઓ આરંભમાં જોઈ આજનું વેદનામય જીવન, તેમાં ઘંટનાદથી પ્રભાતની પ્રતીક્ષા કરતો આશાવાદી માનવી પણ જ્યારે પોતાનાં બધાં સપનાંને ભસ્મીભૂત થતાં જુએ છે ત્યારે હતાશ - નિરાશ થઈ જાય છે. એ વખતે 'મરણહોમ' કાવ્યમાં કવિ એને ઉદ્‌બોધન કરે છે :

ઊઠો, જાગો, ઉત્સાહ જાળવો,
તમને ખબર નથી
કે તમારામાં પણ છે
રાક્ષસને મારનારા
રામ
અંધકારને હટાવનારા
અમર રુદ્ર છે, તમારામાં.

બીજા એક કાવ્ય, મંદતરગતિ 'મંદહાસ્યમ્'માં પણ રેડ્ડીએ મધ્યમ વર્ગની વ્યથાનું આલેખન કર્યું છે :

ખડખડાટ હસી શકતો નથી
નથી રડી શકતો ધ્રૂસકે ધ્રૂસકે !

એવો આજનો માણસ પ્રતિષ્ઠા સંભાળવા, આંસુ છુપાવવા હસતા ચહેરાનું મહોરું પહેરીને 'હાજી હાજી' કરે છે. મધ્યમ વર્ગ પ્રત્યેની એમની પ્રતિબદ્ધતા અહીં પણ પ્રગટ થાય છે :

મજૂરી કરનારનાં પરસેવાનાં ટીપાં
એટલે સ્ફટિક મોતીની માળા,
પેટી ઊઠનારી ક્રાંતિની જ્વાળા

ખુલ્લેખુલ્લા વ્યકત થતા આ સામ્યવાદી આક્રોશ છતાંયે આ કવિ માર્ગ સ્વીકારનારા, ને સૌમ્ય છે :

પગથિયાં ચડતી જ્વાળાઓ,
પગથિયાં ઊતરતી માળાઓ,
તેમના મિલનનું એક બિંદુ હોય છે
ત્યાં જ વિવેકનો સિંધુ હોય છે.

લોકકલ્યાણની ભાવનાને વરેલા નારાયણ રેડ્ડી બરાબર જાણે છે ને સારી રીતે સમજે છે કે આજના યુવાન વર્ગની અવદશા તો આગલી પેઢીએ જ કરી છે. પહેલાં કેવી પરિસ્થિતિ હતી અને હવે આપણે કેવી પરિસ્થિતિ કરી મૂકી છે, તે બે જુદીજુદી રચનાની પંક્તિઓમાં આલેખાઈ છે :

(૧)
મારા જન્મ પહેલાં જ
માથા પર નીલ ગગન
પગ નીચે ધરતીની ધૂળ
ગગનના મહેલમાં
ચાંદનીના અરીસા
ચળકચળક આવતાં
પ્રકાશનાં ચાંદરણાં.

(૨)
તેમણે વાંચેલો પહેલો લેખ -
'અવિવેક.'
તેમણે વાંચેલો અંતિમ લેખ -
'અરાજક'
તેમણે શીખવેલું વ્યાકરણ
'આંધળું અનુકરણ'

અને વળી કવિ નવયુવાનોને ઉદ્દબોધન કરે છે :

ફૂલોની ભાષાને બદલે
સ્મિતની ભાષા સાંભળ
જરઠ ગણિકાના પાયે
સતત આક્રોશ કરતાં
ઝાંઝરની ભાષા સાંભળ.
ત્યારે તને
તારા હૃદયના
ધબકારા સંભળાશે,
ત્યારે તને સુકાયેલા
ગજરાની
હૃદયગંધ ઉકેલાશે.

આ સંવેદનશીલતા, સત્ત્વશીલ કવિ લખે છે :

ચર્ચમાં, ચર્ચામાં
પવિત્ર ઈશુના ક્રોસમાં
ટોપીમાં, પાઘડીમાં
અમિત રૂપના મોહનદાસ.

એક જમાનામાં નેતાઓ પોતાનું મોત હથેળીમાં લઈને ફરતા ને ચર્ચા કરતા, પોતાનો ક્રોસ પોતે જ ઉપાડીને ફરતા. ઈશ્વર જેમ સર્વત્ર છે, તેમ અમિત રૂપે ગાંધીજી છે એમ આ કવિનું દર્શન છે, એટલે કે એમને હજી મનુષ્યના મનુષ્યત્વમાં શ્રદ્ધા છે, અમિત રૂપના મોહનદાસમાં શ્રદ્ધા છે.

□ યાવર કાદરી □ અમૃત ઘાયલ

ઉર્દૂ

આ બળતાં સળગતાં અહીં રણ કોણ ખરીદે,
નિજ જાત ખપાવીને બદન કોણ ખરીદે ?
જે શ્હેરમાં સહુ સૂર્ય સમજતાં હો સ્વયં ને,
એ શ્હેરમાં એકાદ કિરણ કોણ ખરીદે ?
તું મુજને હજી યાદ છે - આ - 'એય' ઘણું છે,
મન ભાર છે પર્યાપ્ત વજન કોણ ખરી દે ?
જો ઢેર સરે રાહ લગાવો તો ખપી જાય
માટી છે કોઈ ચીજ : કલા કોણ ખરીદે ?
તસ્વીર 'જઈફી'ની છે અત્યંત સ - રસ પણ
વેરાન ચહેરાઓના સળ કોણ ખરીદે ?
'યાવર' મને લાગે છે મરી ચૂકયો છું ચોકસ,
મિત્રોમાં જિકર કે કફન કોણ ખરીદે !

તમારા ઉદરે જે પ્રશ્નો કર્યા
મને, મેં એને હલ ન કર્યા
કફન માગતી માને માટે
એક સાડલો પણ લાવી ન શકયો.
હું સ્વયં પડયો
પરંતુ મા! તને ઉઠાવી ન શકયો.

આંસુ ન વહાવો
મને પ્રત્યેક બુંદ
છાતી પર
પીગળેલા પોલાદ જેવું લાગે છે.
આમ હીબકાં ન ભરો, હીબકાં ન ભરો,
દરેક હીબકાની
અણી મને ખૂંચે છે.

હું હાર્યો નથી પિતા
મને આશીર્વાદ આપો માતા લડવાનો
એ દિવસને માટે લડું
જે દિવસે કોઈ પણ માને માટે બોજ ન બને.
કોઈ પણ પિતા
ખંડેર જેવું જીવન જીવીને, મરવાના દિવસો ન ગણે
શૈશવનાં સ્વપ્નો
આ રીતે ન પછડાય
પથ્થર પર કપડાંની જેમ.
આંસુ ન વહાવો
આંસુ ન વહાવો
મને પ્રત્યેક બુંદ
છાતી પર
પીગળેલા પોલાદ જેવું લાગે છે.

સ્વયં આસ્થા થઈ આ માથા પર તિલક કરો.

## Sorry for interruption

□ ઈન્દુ પુવાર

એક અમદાવાદ છે
એક અમે છીએ
અને છે એક નદી નામે સાબરમતી !
આમ તો આ નદી ધસમસતી નથી
બે કાંઠે વહેતી નથી
ધરાશાયી થઈ જવાય એવો વરસાદ હોય
તોયે સાબરમતીમાં પાંચ દિવસે પૂર આવે છે
તેથી અમને ધુમ્મસ પીવાની ટેવ પડી ગઈ છે
તાજું તાજું, સફેદ સફેદ રૂ, અગતગ ઊડતું હોય
એવું એવું ધુમ્મસ પીવાની ટેવ પડી ગઈ છે
ધુમ્મસ અમે પીએ છીએ છીએ
છીએ છીએ અમે અમે
એક વીડિયો ફિલ્મનો સાઉન્ડ ટ્રેક !
અમદાવાદ અમને નિરાંતે સાંભળે છે
રાત દિન / સૂતાં ઊઠતાં / હરતાં ફરતાં
વાતોમાં ને વાતોમાં
અમે વૃક્ષને વહાણવટીનું નામ આપીએ છીએ છીએ
ને કહીએ છીએ છીએ
કે અમે મૂળવાળી નદી શોધીએ છીએ છીએ
કે જ્યાં ધોધમાર વરસતા વરસાદમાં
ધૂઘવતા પૂરમાં / ગોરમટિયા રંગના જળમાં
વસે છે શેષશાયી ભાષાસુર
ને શોધીએ છીએ અમે અમે
છે ભાષાસુર છે
બાવનનો સઘળો વિસ્તાર છે એ
એની ડુંટીમાંથી નીકળેલો અ

સમય / વેદ / જળબંબાકારનો જાપ જપે છે એ
કોણે કહ્યું આકાશ હરખાતું/ મલકાતું નથી ?
માટે છે ભાષાસુર છે
મલકે છે તણખલું લઈ ઊડતી ચકલીની ચાંચમાં
મલકે છે સૂર્યાસ્ત, સમયના આકાશમાં
હારબંધ જતા પંખીના ટોળાની પાંખમાં
મૂળ નદીનું મૂળ
શેષશાયી ભાષાસુર
ડુંટીમાંથી નીકળેલો અ
આ બધાં મલકે છે તહીં
ને અહીં મારી ભાષાના શરીર પર
ગોળ ગોળ કાળાં બે ચકામાં પડી જાય છે
અમને યાદ આવે છે
છીએ છીએમાં ચાલતી લય લાલિમા !
મૂળ વાત એ છે કે
અમને ધુમ્મસ પીવાની ટેવ પડી ગઈ છે
પગથિયાં ચડતાં ચડતાં
સ્કૂટર પર જતાં જતાં
આકાશ સાથે સંવાદ કરતાં કરતાં
મિત્રો સાથે ગપ્પાં મારતાં મારતાં
કોમ્યુનિકેશનના નામે ભાષા રચતાં રચતાં
ખીણોમાં ઊડતું ઊડતું જતું / મનને મોહી લેતું લેતું
મુસાફરલાલ નામે ધુમ્મસ પીવાની ટેવ
પડી ગઈ છે અમને અમને
હા સાહેબો,
અમે એક વીડિયો ફિલ્મનો સાઉન્ડટ્રેક છીએ છીએ
સાઉન્ડ ટ્રેક એટલે ખબર તો છે ને વ્હાલાં નગરજનો ?
થોડાક ઈન્સીડિન્ટલ વોઈસીઝ/ લા મુસિકી
. ષામાં વેરાયેલા અત્રતત્ર એકબીજાને જોડવા મથતા સંવાદો

સાબરમતીને હચમચાવી મૂકે એવી બૅકગ્રાઉન્ડ ઈફેક્ટસ
એમ તૈયાર થાય છે સાઉન્ડ ટ્રેક-
અને પછી નિરાંતે સાંભળે છે અમને

અમદાવાદ અમદાવાદ

કયાં જઈશું ? કોને મળીશું ? કયું કામ કરીશું ?
કેવી રીતે વર્તીશું ? કેમ કેમ આગળ વધીશું ?
સમયને નામે શું વધેરીશું ? સાબરમતી છીએ છીએ
ભાષાસુર છીએ છીએ / ડુંટીમાંથી નીકળેલો અ છીએ છીએ
ભાષાને પડતાં કાળાં ગોળ ગોળ
સરસ મજાનાં ચકામાં છીએ છીએ
મુસાફરલાલ છીએ છીએ અમે અમે
**Sorry for the interruption!**

□ **નાથાલાલ જોશી**

હે કલ્યાણી !
આજનું નૂતન-પર્વ મારા જીવનનું મંગલ પ્રભાત બનો !
તારી સ્વર્ણિમ આભાથી તેજોમય બનો,
ઊર્ધ્વની દિશામાં આરંભબિંદુ બનો !
તારામાં મારી શ્રદ્ધા અટલ બનો !
તારા વિધાનમાં માંગલ્ય જોઉં,
કોઈ રોષ કે હતાશા ન રહો !
તારાં ધૈર્ય અને શાંતિ મારામાં ઊતરો,
તારા સિવાય ચિંતનીય કશું ન રહો !
'હું' અને 'મારું' વિલીન થાઓ,
તારું જ સાર્વભૌમત્વ રહો !
તને કોટિ કોટિ મૃદુલ નમસ્કાર.

# મીર તકી 'મીર' □ રમેશ પુરોહિત

**આ**નવીની સંવેદના સાથે ભાષાનો ગાઢ નાતો રહ્યો છે. આપણા વિચારો ગદ્યમાં અને પદ્યમાં અભિવ્યક્ત થઈ શકે છે, પરંતુ કવિતાનું ભાવવિશ્વ ગાગરમાં સાગરને સમાવી લેતું હોવાથી કાવ્યની બાની સીધું નિશાન તાકી શકે છે. ઉર્દૂ કાવ્યનું આપણે ત્યાં જોવા મળતું ખૂબ જ લોકભોગ્ય અંગ ગઝલ છે. ગઝલ ઈશ્કો- મુહબ્બતની અભિવ્યક્તિનું એક અત્યંત માર્મિક તથા હૃદયસ્પર્શી રૂપ છે. ઉર્દૂ કાવ્યશાસ્ત્રની પરંપરાઓથી વાકિફ કદ્રદાન તેના અંદાજ અને બયાનને માણી શકે છે. ઉર્દૂ કાવ્ય વિધાનથી પરિચિત થવા માટે કિસ્સે-કહાનિયાં, કાવ્યચરિત્રો, નામ અને સ્થાનની જાણકારી અને પ્રતીકો તથ: રૂપકો સાથે ઓતપ્રોત થવું જરૂરી છે. ગઝલ, કસીદા, મસનવી, મર્સિયા, રુબાઈ, કિતાના વિષયો અને રચનામાં શો તફાવત છે તે જાણવું જરૂરી છે. ગઝલના સંગ્રહને દીવાન કહેવાય, ઉપનામને તખલ્લુસ કહેવાય, પહેલા શેરને મતલા અને છેલ્લા ઉપનામવાળા શેરને મક્તા કહેવાય. પ્રાસ-અનુપ્રાસ માટે રદીફ અને કાફિયા શબ્દો જાણવા જરૂરી છે. આ પાયાની હકીકતોથી વાકેફ થઈએ અને સાથેસાથે ખ્યાતનામ ઉર્દૂ શાયરોના જીવન-કવનને નજદીક જઈને જાણીએ એ માટે આપણે એક એક મહાન શાયર અને તેની રચનાઓ જાણવાનો સિલસિલો શરૂ કરીએ.

ઉર્દૂ કાવ્યમાં ખાસ કરીને ગઝલ ઉર્દૂ કવિઓની અભિવ્યક્તિનું મુખ્ય માધ્યમ રહ્યું છે, પરંતુ ખાસ ઐતિહાસિક કારણોસર એમાં વિશિષ્ટ ગુણ અથવા અવગુણ જોવા મળે છે. ગઝલની દુનિયા સીમિત છે કારણકે આપણે જેને શેર કહીએ છીએ એવા જુદાજુદા શેરોમાં એ વિભાજિત છે. એમાં એક શેર સાથે બીજા શેરને સંબંધ હોવો જરૂરી નથી. આમ છતાં બે પંક્તિઓમાં ભાવને પ્રકટ કરવા માટે ભાષા પર પૂર્ણ આધિપત્ય હોવું જરૂરી છે. આમ થાય તો જ એ દોહાની જેમ તીવ્ર સંવેદના જગાવવામાં સફળ થઈ શકે છે. કોઈ પણ ચિત્ર, ભાવ કે ઘટનાને પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ કરવાની ક્ષમતા એક શેરમાં આવી શકે નહીં. આમ છતાં ગઝલ લોકપ્રિય અને લોકભોગ્ય થઈ શકી છે કારણકે એક શેરને કે આખેઆખી ગઝલને સંગીતમાં ઉતારી શકાય છે. લાંબી કવિતાઓ યાદ રહેવી મુશ્કેલ છે, જ્યારે વાતવાતમાં એકાદ શેર કહી દેવો આસાન હોય છે.

'ગઝલ' શબ્દ મૂળ અરબી ભાષાનો, પરંતુ એ ભાષામાં 'ગઝલ'નાં બીજ વવાયાં અને ફૂલીફાલી ઈરાનમાં. પર્શિયનમાંથી ઉર્દૂમાં ગઝલ નવપલ્લવિત થઈ અને ત્યાર બાદ ગુજરાતી, હિંદી અને મરાઠીમાં એનો નિખાર જોવા મળ્યો.

ગઝલને રાજદરબાર અને અમીરોના મહેલોમાંથી આમ જનતા સુધી

લાવનાર મહાન શાયર 'અમીર ખુશરો'એ પોતાના ગ્રંથ 'શીરીને-ખુસરવી'માં નોંધ્યું છે તે પ્રમાણે ગઝલે ઈરાનમાંથી ગજની, મુલતાન, લાહોર અને દિલ્હી સુધીની મજલ ખેડી છે. અમીર ખુશરો શરૂઆતમાં ફારસીમાં જ લખતા હતા, પરંતુ ત્યાર બાદ લોકો સમજી શકે એવી ઉર્દૂ ભાષામાં લખવાની શરૂઆત કરી. શાસ્ત્રીય સંગીતના ખ્યાલ ગાયકીના જનક અમીર ખુશરો દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીન ખિલજીના દરબારમાં સન્માનિત શાયર હોઈ કાવ્યરચના અને સંગીત પર પ્રભુત્વ ધરાવતા હતા. તેમણે તબલાં, વાદ્ય અને ધ્રુપદ-ધમાર રાગનો એવો તો સમન્વય કર્યો કે એ સમયમાં ગઝલો શાસ્ત્રીય સંગીતમાં જ ગવાતી. ખ્યાલ ગાયકી ગાયિકાઓ, નાયિકાઓ અને તવાયફોમાં પ્રચલિત બની. અમીર ખુશરોએ બે પ્રકારની ગઝલોનું વર્ણન કર્યું છે. એક ગઝલ પ્રકાર જે મુશાયરાઓમા ગવાય અને બીજો પ્રકાર શાસ્ત્રીય સંગીતની મહેફિલોમાં ગાઈ શકાય. આ પુસ્તકમાં એમણે પોતાની ૫૪૦ ગઝલો ગ્રંથસ્થ કરી છે. અમીર ખુશરો ઈ. સ. ૧૨૫૦માં જન્મ્યા અને ૧૩૨૫માં ઈન્તેકાલ પામ્યા. પંદરમીથી ઓગણીસમી સદી સુધી ગઝલ રાજા-રજવાડાંઓ અને અમીર-ઉમરાવોના મનોરંજનનું સાધન બની રહી. તવાયફોના કોઠાઓ પર ગવાતી કવ્વાલી ગાયકીની શરૂઆત પણ અમીર ખુશરોએ જ કરી હતી. છેલ્લાં પચાસ-સાઠ વર્ષથી માનભર્યું સ્થાન પામીને પ્રતિષ્ઠિત મહેલોમાં ગવાતી ગઝલને આ દરજ્જો બેગમ અખ્તરે આપ્યો. અમીર ખુશરો પછી ગઝલના મહાન શાયરનો દરજ્જો મીર તકી 'મીર'ને મળ્યો. આપણે 'મીર' સાહેબના જીવન-કવનની અનેક વિદ્વાનોએ કરેલી તપસીલમાંથી સારાંશ મેળવીને એમની મહાન રચનાઓ માણીએ.

ઉર્દૂ શાયરીમાં 'મીર'નું એક વિશિષ્ટ સ્થાન છે. ઉર્દૂ ગઝલના આ શહેનશાહે ફારસી અને ઉર્દૂ બન્ને ભાષાઓમાં કવિતાઓ લખી. એમની ગદ્યરચનાઓ ફારસી ભાષામાં છે. એમણે પોતાની આત્મકથા 'જિક્રે મીર' લખી છે. શરૂઆતમાં બધા જ ઉર્દૂ કવિઓ ફારસીના પણ વિદ્વાનો હતા. ગઝલનો પ્રાદુર્ભાવ ઈરાનમાં થયો એટલે મધ્યકાલીન કવિઓની રચનામાં ભારતીય મિજાજ અને સંસ્કૃતિ સુપેરે જોવા મળતાં નથી.

સરદાર જાફરીએ દીવાન-એ-મીર નામના સંગ્રહમાં મીર તકી 'મીર'ની શાયરી અને જીવનની વિસ્તૃત ચર્ચા કરી છે.

મીરનાં ચરિત્ર અને વ્યક્તિત્વનું મનોરંજક શબ્દચિત્ર ઉર્દૂ શાયરીના નવા આંદોલનના પ્રણેતા જનાબ મહમ્મદ હુસેન આજાદે પોતાના પ્રસિદ્ધ પુસ્તક "આબ-એ-હયાત"માં આપ્યું છે. આમાંની મોટા ભાગની ઘટનાઓ મીરની આપવીતી "જિક્ર-એ-મીર"માં મળતાં બયાનો સાથે સુસંગત જણાતી નથી. મીરની આ કિતાબમાં જણાવ્યા પ્રમાણે એમના દાદા આગ્રામાં ફોજદાર હતા અને વાલિદ મહમ્મદ અલી મશહૂર સૂફી ફકીર હતા. મીરે દરિદ્રતા અને

તંગદસ્તીની ગોદમાં આંખ ખોલી. એમનો જન્મ ઈ. સ. ૧૭૨૧માં થયો હતો. ધૈર્ય અને સંતોષના પારણામાં પરવરિશ પામેલા મીરને વારસામાં 'તસવ્વુફ' - આધ્યાત્મિક વિચારો અને પોતાના કાકાનું પાગલપન મળ્યાં હતાં. મીરે પોતાની માતા વિશે કાંઈ લખ્યું નથી. તેમના પિતાને બે પત્નીઓ હતી અને મીરની માતા એમનાં બીજાં પત્ની હતાં. 'મીરે' બાળપણમાં માતાને ગુમાવી દીધાં હતાં એટલે એમની યાદ પણ ક્યાંથી હોઈ શકે ? એમના પિતાનો 'ઈન્તિકાલ' થયો ત્યારે એમની ઉંમર ફક્ત અગિયાર વર્ષની હતી. પિતા ત્રણસો રૂપિયાનું કરજ અને થોડાંક પુસ્તકો મૂકીને ગયા હતા. આ પુસ્તકો પણ એમના સાવકા ભાઈ મહમ્મદ હુસેને પડાવી લીધાં અને 'મીર'ને ઘરમાંથી કાઢી મૂકયા. આ પ્રસંગ જ એટલો હૃદયવિદારક રહ્યો કે એની અસર 'મીર'ના મિજાજ અને 'જહનિયત' પર આખું આયખું ઘેરી વળી. જે બાળકનું બચપણ રમતગમત અને શિક્ષણ પ્રાપ્ત કરવામાં વીતવું જોઈએ એને નોકરીની તલાશમાં દર-બદર ભટકવું પડ્યું. તલાશ-એ-રોજગાર એમને સોળ વર્ષની વયે દિલ્હી લઈ ગઈ. ત્યારે દિલ્હી પર મહમ્મદ શાહની હકૂમત હતી. બાદશાહના એક દરબારી અમીરુલ - ઉમરા સમસામુદ્દૌલાના પરિચયમાં આવ્યા અને એમણે 'મીર'ને દરરોજના એક રૂપિયાના હિસાબે વજીફો બાંધી આપ્યો. મીર વજીફો લઈને આગ્રા પાછા ફર્યા, પરંતુ આ સુખ-ચૈન એમના નસીબમાં નહોતું. એકાદ વર્ષમાં તો નાદિર શાહે દિલ્હી પર હુમલો કર્યો અને અમીરુલ - ઉમરા એ લડાઈમાં કામ આવી ગયા. દિલ્હી બરબાદ થઈ ગયું.

'મીર'ને ફરી એક વાર આગ્રા છોડવાનો વખત આવ્યો, પરંતુ આ વખતે રોજગારની તલાશનો. સવાલ જ ન હતો, કારણકે મીર એક ચોટ ખાધેલું જીગર લઈને જતા હતા. આગ્રાની સરજમી જે કૂ-એ-જાના (પ્રેમિકાની ગલી) હતી તે કૂચા-એ-કાતિલમાં ફેરવાઈ ગઈ હતી. આગ્રામાં એક હૂર જેવી માશૂકાએ મીરના દિલને હરી લીધું હતું. ઈશ્કની આગ બન્ને બાજુ બરાબર લાગી હતી, પરંતુ મહોબ્બતની આડે આવતી દીવાલોએ રુસવા અને બદનામીનો માહોલ ખડો કરી દીધો. મિલનસંધ્યાઓ વિરહની રાતોમાં ફેરવાઈ ગઈ અને મીરને પોતાનું પ્યારું વતન છોડવા મજબૂર થવું પડ્યું.

આગ્રા છોડતી વખતે જ મીરે આ શેર કહ્યો હશે !

**જૈસે હસરત લિયે જાતા હે જહાં સે કોઈ**
**આહ યૂં કૂચા-એ-દિલબર સે સફર કિયા**

મીરની માશુકા કોણ હતી અને કેવી હતી એ વિશે કોઈ ઉલ્લેખ મળતો નથી, પરંતુ જાફરી સાહેબના કહેવા પ્રમાણે મીરની શાયરીમાં જે સુંદર શરીર ટુકડા-ટુકડા થઈને વિખરાઈ ગયું છે એમાં એમની ઝલક જરૂર દેખાય છે.

દા.ત.

**ક્યા તન-એ-નાજુક હૈ જાં કો ભી હસદ જિસ તન પ હે**

ક્યા બદન કા રંગ હૈ, તહ જિસકી પૈરાહન પ હૈ.

કેટલું સુંદર અને નાજુક એમનું તન છે કે જેનાથી આખા જગતને ઈર્ષા આવે છે અને બદનનો રંગ તો કેવો ખીલ્યો છે કે એમના પોશાકની ઘડી ઘડીએ નિખરી રહ્યો છે.

નાજુકી ઉસકે લબ કી ક્યા કહિયે
પંખડી ઈક ગુલાબ કી સી હૈ
મીર ઉન નીમબાજ આંખોં મેં
સારી મસ્તી શરાબ કી સી હૈ.

'નીમબાજ' - અર્ધખૂલેલી આંખોમાં શરાબની મસ્તી જોનાર શાયરના દિલમાં ગમ-એ-ઈશ્ક અને ગમ-એ-રોજગારની આગ ભભૂકી ઊઠી હતી. માશુકાની આવી છબી બીજે ક્યાંય જોવા નહિ મળે.

ગુલ હો, મહતાબ હો, આઈના હો, ખુર્શીદ હો, મીર
અપના મહબૂબ વહી હૈ, જો અદા રખતા હો.

મીરનાં ઉપર જણાવેલાં બન્ને દુ:ખો એવી રીતે એકમેકમાં ભળી ગયાં કે આખી જિંદગી ખબર ન પડી કે કયા શેરમાં કયો ગમ પેશ થઈ રહ્યો છે. એમણે આ દર્દનાક હાલતમાં લખેલી મસ્તવીમાં પ્રિયતમા અને પ્રિય જન્મભૂમિ છોડતી વેળા અનુભવેલી દુ:ખની દાસ્તાન બયાન કરી છે.

જમાને ને રખ્ખા મુઝે મુત્તસિલ
પરાગન્દા રોજી, પરાગન્દા દિલ.

જમાનાએ મને લગાતાર (મુત્તસિલ) આર્થિક અને હાર્દિક કષ્ટમાં જ રાખ્યો છે. પ્રેમિકા અને અકરાબાદ છોડતી વખતે જ મીર પાગલ થઈ જાય છે અને એ પાગલપનનો એકરાર પણ કરે છે :

ચલા અકબરાબાદ સે જિસ ઘડી
દર-ઓ-બામ પર ચશ્મ-એ-હસરત પડી
કિ તર્કે-એ-વતન પહલે ક્યોં કર કરૂં
મગર હર કદમ દિલ કો પથ્થર કરૂં

જિગર જૌર-એ-ગર્દૂંસે ખૂં હો ગયા
મુઝે રફ્તે રફ્તે જૂનું હો ગયા.

હું આગ્રા છોડીને દિલ્હી તરફ કદમ માંડવા ગયો ત્યારે દર-ઓ-બામ એટલે દરવાજાઓ અને કોઠીઓ પર ચશ્મ-એ-હસરત નિરાશ દૃષ્ટિ પડી. મેં દિલને પથ્થર કરીને પગ તો ઉપાડ્યો, પરંતુ મારું જિગર જમાનાના આ અત્યાચારથી ખૂબ ઘવાયું અને હું ધીરેધીરે પાગલ થવા માંડ્યો. આવી મન:સ્થિતિમાં દિલ્હી આવે છે તો દિલ્હીની ધરતી પણ એમના જિગરની જેમ ઊજડી ગઈ હતી. નાદિરશાહે ત્રણ દિવસની કત્લ અને લૂંટમાર ચલાવી હતી.

ત્રીસ હજાર લાશો ઢળી ગઈ હતી. નાદિરશાહે મુગલ બાદશાહોના ખજાનામાંથી દસ હજાર ઊંટો, દસ હજાર ઘોડાઓ અને ત્રણ હજાર હાથીઓ પર લઈ જવાય એટલી દૌલત લૂંટી લીધી હતી. અમીરો તો શું પણ દિલ્હીના બાદશાહ પોતે ફકીર થઈ ગયા હતા. આ આલમમાં તેમને મજબૂરીથી પોતાના સાવકા ભાઈના મામા સિરાજુદ્દીન ખાન-એ-આરજૂનો એહસાન ઉઠાવવો પડ્યો. આરજૂ અરબી, ફારસી, હિન્દી અને સંસ્કૃતના વિદ્વાન હતા. મીર આ સંગતનો ફાયદો જરૂર ઉઠાવીને આ શાયર પાસેથી ઘણું બધું શીખ્યા. સાવકા ભાઈની સાજિશથી એમના પ્રત્યે આચરવામાં આવેલી તોછડાઈની મીરે એમના લખાણમાં ફરિયાદ પણ કરી છે. 'મીર' આ હાલતમાં દિમાગ પરનો કાબૂ ગુમાવી દે છે. થોડા વખત પછી એ બીમારીથી મુક્તિ મળી. મીરે ત્યાર બાદ લગ્ન કર્યાં, એમને બે પુત્રો અને એક પુત્રી હતાં.

મીર સઆદત અલી નામના સૈયદે પોતાને રેખ્તે (ઉર્દૂ)માં શેર કહેવા માટે પ્રોત્સાહિત કર્યા હોવાનું નોંધે છે. જવાની, દીવાનગી, શાયરના મિજાજ એ બધાને પરિણામે 'મીર'ના જિગરમાંથી નીકળેલી આહ શાયરીના રૂપમાં ચારે તરફ મશહૂર થઈ ગઈ. પચીસ વર્ષની ઉંમરમાં શાયરી અને દીવાનગીની ધૂમ મચાવનાર મીર સન ૧૭૪૮માં માળવાના સૂબેદારના પુત્ર રિઆયતખાંની સાથે જોડાયા. જીવનમાં નિશ્ચિતતા અને ખુશાલી પહેલી જ વખત નસીબ થયાં. એમના શેરો ભેટના રૂપમાં નગર-નગર મોકલવામાં આવતા હતા. પૂરા હિન્દુસ્તાનમાં એમને પ્રસિદ્ધિ પ્રાપ્ત થઈ. તેઓ ક્યારેક પોતાના ઘરે મુશાયરા કરતા તો ક્યારેક બીજા શાયરોને ત્યાં જતા. આમ થોડી ખુશાલી જોઈ ત્યાં તો ફરીથી ખાનાખરાબીની નોબત વાગવા માંડી. અહમદ શાહ અબ્દાલીએ દિલ્હી પર વારંવાર હુમલા કર્યા. પોતે પણ મેદાને-જંગમાં તલવાર લઈને ઊતર્યા. પોતાની નજરે વિજય - પરાજય નિહાળ્યા. પાનીપતની ત્રીજી લડાઈમાં હાજર હતા. દિલ્હીની આ અંધાધૂંધીમાં એમનું ઘર પણ બરબાદ થયું. એક બાજુ દિલ્હી ઊજડી રહ્યું હતું ત્યારે લખનૌ આબાદીની મંજિલ ભણી કદમ માંડી રહ્યું હતું. અવધના નવાબ આસિફુદ્દૌલાએ 'મીર'ને ખાસ આમંત્રણ આપીને લખનૌ બોલાવ્યા. લખનૌમાં એમને માન, અકરામ અને સત્કાર મળ્યાં અને એમણે જિંદગીનો છેલ્લો શ્વાસ ૨૦ સપ્ટેમ્બર, ૧૮૧૦માં લખનૌમાં જ લીધો. 'મીર' લખનૌમાં રહ્યા, પરંતુ ક્યારેય પોતાની પ્રિય દિલ્હીને ભૂલ્યા નહીં. પોતાના નગરની અવદશા એમને સદૈવ પીડા આપતી રહી. 'મીરે' દરિદ્રતાથી ડગીને સ્વાભિમાન ક્યારેય છોડ્યું નહીં. મીરની ગઝલના છ દીવાન પ્રકટ થયા છે, જેમાં બે હજારથી વધારે ગઝલો છે અને પંદર હજાર જેટલા શેર છે. આ ઉપરાંત એમણે આઠ 'કસીદા' (સ્તુતિકાવ્યો), એકત્રીસ 'મસનવી' (ખંડકાવ્યો) ને એકસો ત્રણ 'રૂબાયા' લખ્યાં છે.

મીરની કવિતાની વિશિષ્ટતા છે દર્દ, વેદના અને વિરહ. એમના સમકાલીન 'સૌદા' અને મિર્ઝા ગ઼ાલિબમાં રસિકતા પણ છે, ગમ પણ છે, દાર્શનિકતા છે અને કલ્પનાનાં ઉચ્ચ શિખરો પણ જોવા મળે છે, જ્યારે 'મીર'ના ભાવવિશ્વનો વિસ્તાર આટલો વ્યાપક ન હતો. મીરની એક વિશિષ્ટતા એ છે કે એનામાં બયાનની સાદગી છે જે સાંભળનારના દિલ સુધી અસર કરે છે. સરલ અને સ્પષ્ટ ભાષાથી મીરે ગઝલના રૂપરંગને નવો નિખાર બક્ષ્યો છે. મીરના સમકાલીન કવિઓએ એમને વિશે જે કહ્યું છે તે જોઈએ તો તેના પરથી એમની મહત્તાનો ખ્યાલ આવશે. ગ઼ાલિબે કહ્યું છે કે :-

**'મીર' કે શેર કા અહવાલ કહૂં ક્યાં 'ગ઼ાલિબ'**
**જિસકા દીવાન કમ અજ ગુલશને કશ્મીર નહીં**

**રેખ્તેકે તુમહી ઉસ્તાદ નહીં હો 'ગ઼ાલિબ'**
**કહતે હૈં અગલે જમાનેમેં કોઈ 'મીર' ભી થા.**

ઈબ્રાહીમ 'જોક' દેહલવીએ કહ્યું કે મેં ખૂબ જ પ્રયત્ન કર્યો તો પણ 'મીર'ની વર્ણનશૈલી પામવાનું નસીબ પ્રાપ્ત થયું નહીં.

**ન હુવા પર ન હુવા 'મીર' કા અંદાજ નસીબ**
**'જૌક' યારને બહુત જોર ગઝલમેં મારા.**

મીરમાં સ્વાભિમાનની ભાવના ખૂબ જ હતી. પ્રશંસા મેળવી એ જાણે કે એમનો જન્મસિદ્ધ અધિકાર હતો, પરંતુ પ્રશંસકો સાથે પણ વ્યવહાર ઉપરછલ્લો જ રાખતા. 'દર્દ' એમના મિત્ર હતા તોપણ એમને અર્ધા શાયરનો દરજ્જો મીરે આપ્યો હતો. કોઈએ પૂછ્યું કે ઉર્દૂમાં કેટલા ઉત્તમ શાયરો છે એના ઉત્તરમાં 'મીર' પોતાની આગવી ખાસિયતથી કહે છે કે ફક્ત 'અઢી'. એક તો હું, બીજા મિર્ઝા 'સૌદા' અને અર્ધા શાયર 'દર્દ'. ત્યાર બાદ પ્રશ્નકર્તાએ મીર 'સોજ' વિશે પૂછ્યું તો કહ્યું કે માની લો કે પોણા ત્રણ. મીરને જે ખ્યાતિ મળી તેવી એ જમાનામાં બીજા કોઈ શાયરને મળી ન હતી. એમની રચનાઓ ઉપહાર રૂપે નગર-નગર મોકલવામાં આવતી અને ઉપહાર મેળવનાર પોતાને ખુશનસીબ માનતો.

લખનૌની સભ્યતા અને સંસ્કૃતિમાં એક બોદી શાંતિ હતી જે ઈસ્ટ ઈન્ડિયા કંપની અને નવાબની સંધિથી મળી હતી, પરંતુ 'મીર'ને એ માહોલમાં જીવનની આલોચના કે આત્મવિશ્વાસની ખૂશ્બુ મળી નહીં. એ સંસ્કૃતિમાં પ્રેમિકાનું સૌંદર્ય અને શરીર પ્રેમીના દિલ કરતાં વધારે મહત્ત્વનું લેખાતું હતું. શાયરીના શબ્દોને તરાશીને રચાતી ગઝલો અંદરથી બેજાન હતી. મીર આ વાતાવરણને અનુકૂળ થઈ શકયા નહીં. નવાબ આસિફઉદ્દૌલા એમનો વધુ આદર કરતા હતા, પરંતુ એક વખત મહેલના હોજમાં રંગીન માછલીઓ સાથે

રમતાં રમતાં 'મીર'ને એમના કલામ સંભળાવવાની સૂચના આપી. તેનાથી દુભાઈને મીરે રાજમહેલમાં જવાનું જ માંડી વાળ્યું. એક વાર નવાબસાહેબની સવારી નીકળી અને રસ્તામાં ભેટો થઈ ગયો ત્યારે મહેલમાં આવવાનું કેમ બંધ કર્યું, એમ બાદશાહે પૂછયું ત્યારે મીરે આપેલો જવાબ એક શાયર જ આપી શકે - "શરીફ લોગ બાજાર મેં બાતેં નહીં કિયા કરતે." આસિફઉદ્દૌલાના મૃત્યુ પછી નવાબ સઆદત અલીખાન સત્તા પર આવ્યા. એમની સવારી નીકળી તો સૌએ ઊભા થઈને માન આપ્યું, પરંતુ 'મીર' સાહેબ તો બેસી રહ્યા. નવાબ સાહેબે સૈય્યદ ઈન્શાને પૂછયું કે આ શખસ કોણ છે ? ઈન્શાએ 'મીર'ની પહેચાન કરાવી. નવાબે કીમતી વસ્ત્રો અને એક હજાર રૂપિયાનું નજરાણું મોકલ્યું અને મહેલમાં તશરીફ લાવવાનું આમંત્રણ પાઠવ્યું, પરંતુ 'મીર' જેનું નામ, 'એક નોકરિયાતના હાથે મોકલાવેલી ભેટ મને ખપે નહીં' એમ કહીને લેવાનો ઈનકાર કર્યો. ઈન્શા ખુદ આવ્યા, સમજાવી પટાવીને લેવા માટે હા પડાવી અને દરબારમાં આવવા-જવાનો સિલસિલો શરૂ થયો.

મીરના હૃદયમાં દર્દ, ગમ અને વ્યથાના રંગો એટલા ઘેરા હતા કે બીજો કોઈ રંગ લાગી શકયો નહીં. એ જે કાંઈ મેહસૂસ કરતા તેમાં ઊંડાણ રહેતું અને તેથી જ એમની રચનાઓ સ્પષ્ટ અને આકર્ષક બની છે. ઉર્દૂનો પ્રયોગ પહેલી વખત 'બોલી' નામના શાયરે કર્યો હતો. આમ છતાં મીરનાં કાવ્યોમાં હિંદી શબ્દોનો અને ભારતીય વાતાવરણનો જે પાસ છે તે બીજા કવિઓમાં જોવા મળતો નથી.

મીરના ફારસી શબ્દોમાં પણ હિન્દુસ્તાની લબ-ઓ-લહજે દેખાય છે. મીરે ભાષાના વપરાશમાં વલી દકની અને બીજા પૂર્વજ શાયરોની જેમ ઉદારતાથી કામ લીધું છે. એમણે હિન્દુસ્તાની શૈલી કાયમ કરી છે. શબ્દોના હિન્દુસ્તાની ઉચ્ચારની જેમ મીરની ગઝલોના તરન્નુમ પણ અવામી સ્વરની નજદીક છે. મીરનું બીજું એક વિશિષ્ટ પ્રદાન છે એક ખાસ બહરમાં ગઝલો લખી હતી કે જેમાં ગીતોના આલાપ-આહંગ હતા. ગાલિબે કે ઈકબાલે આ બહરમાં કાંઈ લખ્યું નથી, પરંતુ ઉર્દૂના નવા શાયરોએ આ બહરને ફરીથી અપનાવી. આ ગઝલો એવી છે કે જો એકતારા પર કોઈ ગાતું હોય તો સૂફીઓ, ફકીરો અને ભજનિક ભક્તોના દિલના અવાજ સાથે એકાકાર થઈ શકે તેવી છે. આ ગીતનુમા ગઝલ જે 'મીર' પછી અઢીસો વર્ષે ફરી અપનાવાઈ રહી છે એ જ 'મીર'ની સફળતા છે. આ સદાબહાર ગઝલોના તરોતાજા રૂપરંગ આજે પણ માણવા ગમે છે :-

પત્તા-પત્તા બૂટા-બૂટા, હાલ હમારા જાને હૈં<br>
જાને ન જાને, ગુલ હી ન જાને, બાગ તો સારા જાને હૈ.<br>
ક્યા કહિયે કુછ બન નહીં આઈ જંગલ-જંગલ હો આયે<br>
છાંહ મેં જાકર ફૂલોં કી હમ ઈશ્ક-ઓ-જૂનું કો રો આયે.

જબ નામ તિરા લીજિયે તબ ચશ્મ ભર આવે
ઈસ જિંદગી કરને કો કહાં સે જિગર આવે.

મીર આપવીતી અને જગવીતીનું બ્યાન કરે છે ત્યારે પોતાના દિલની અંને પ્યારા શહેર દિલ્હીની બરબાદીને ક્યારેય ભૂલ્યા હોય તેમ લાગતું નથી.

**દિલ કી આબાદી કી ઈસ હદ હૈ ખરાબી કિ ન પૂછ**
**જાન જાતા હૈ કિ ઈસ રાહ સે લશ્કર નિકલા.**

**શામ સે કુછ બુઝા સા રહતા હૈ**
**દિલ હુઆ હૈ ચિરાગ મુફલિસ કા.**

**તડપ કે ખિરમન-એ-ગુલ પર કભી ગિર જાય બિજલી**
**જલાના ક્યા હૈ મિરે આશિયાં કે ખારો કા.**

મીરની રચનાઓમાં એક દર્દ, એક આનંદથી ભરેલી કસક અને દિલની એક એવી ધડકન જોવા મળે છે, જે બીજા કોઈ શાયરોમાં મળતી નથી.

**રાત મજિલસ મેં તિરી હમ ભી ખડે થે ચુપકે**
**જૈસે તસવીર લગા હૈ કોઈ દીવાર કે સાથ.**

**જૈસે હસ્રત લિયે જાતા હૈ જહાં સે કોઈ,**
**આહ યૂં કૂચ-એ-દિલબર સે સફર હમને કિયા.**

**હમ ફકીરોં સે કે બે અદાઈ ક્યા**
**આન બૈઠે જો તુમને પ્યાર કિયા.**

મીરની શાયરીમાં ફૂલ પણ છે, કાંટા પણ છે, બુલબુલ છે તો સાથે સૈયાદ પણ છે. જીવવાનો ઉમંગ છે તો મરવાની હિંમત પણ છે. આ જ કારણ છે આજે આટલાં વર્ષો પછી મીરની રચનાઓ આપણી ભાવનાઓને ઝંકૃત કરી શકે છે.

□ રુમિ
(પર્શિયન)
તે અગ્નિ છે
હું તેલ છું
આ ધુમાડો તમે એની આસપાસ જુઓ છો
એ હું છું

□ હસુ યાજ્ઞિક

અરણ્યમાં તો
કયારેય કોઇ કોઈને રોકતું નથી
કોઇ કોઈને ય ટોકતું નથી.

અહીં સહુ સહુને રસ્તે -
માખી માખીને, કીડી કીડીને
હાથી હાથીને વાઘ વાઘને.
આ જુઓ તો પતંગિયાનું કુદાકુદ!
ડાળડાળે વાનરનું વિહંગાવલોકન.
આ અરણ્યમાં આમ તો
કોઇ કોઈને ટોકતું કે રોકતું જ નથી.
સહુ સ્વાયત્ત કોઇ સ્વચ્છંદ નહીં
કેમકે
હરણને જાગવું પડે છે, રાતોરાત
હાથીને પણ ભાગવું પડે છે.
કૂદતા વાનર ને સરકતાં ઝરણાંને ય
ખીણે ને પર્વતે અટકવું પડે છે.
સ્વાયત્ત છે એટલે તો જીવવું પણ સ્વાયત્ત
પોતાને માટે ને પોતાને વડે તો!
આમ તો અહીં કયાં કોઇ કોઈને અકારણ મારે છે?
તારતુંય તો નથી કોઇ કોઈને અકારણ.
જો પણે ડાળ તૂટી
ને વૃક્ષ બોલ્યું;
'તેં મારું આમ અમસ્તું અમસ્તું હૃદય ખોલ્યું?'
'જાણ્યું જ નહોતું મેં અંદર હતું આમ પોલું!'
- હવાને જવું હતું ને ડાળ પડી.
ઝરખ ભૂખ્યું થયું ને અસાવધ સસલું ગયું.
આમાં કોણ કોની આડે આવ્યું અમસ્તું અમસ્તું?
ન રક્ષવા અકારણ, ન ભક્ષવા અકારણ

અરણ્યે તો આમ જ
કોઇ, કયારેય કોઈને રોકતું નથી
કોઇ કોઈને ટોકતું નથી ને એમ જ તો
અરણ્ય આપણું થયું નથી
રહ્યુંય નથી.

## જાતની વાતો ☐ દિલીપ ઝવેરી

લોટની બાંધી પોટલી
ને પોટલીમાં કાણું
રોટલી રળવા જઉં છું રાજા
ખાલી મારું ભાણું
બાણું તાણું પંચાણું
ને બાકી છે તે ચોરાણું
છીંકે મારી છલાંગ માખણ ગોરસ મોરસ ગોળ
હેઠે કૂદી હરખે દરમાં દુનિયા તો બસ ગોળ
ગોળમાં તિકોણ તરકસ તાણે ડાકણ
   પોટલીમાં કાણું
રોટલી રળવા જાઉં ને પૂંઠે પડે લોટની લેણ
વાટમાં ત્રાટક ચેટક જાળ ઉખાણી
રાજી થઈ ખિખિયારે ડાકણ મીંચી બાડાં નેણ

નેણમાં સપનાં ઝીણાં મરકલડાં ને છાનાં આછાં પાણી
પૂર બની નસકોરે વળગ્યાં લૂણનદીનાં વ્હેણ
શ્વાસ ઘેરતા ઢોલ ઘોર ને કાનભરી ધડકારા ધાણી
હાથ હલે ના સીસું કેડે બાંધ્યા પથ્થર પાય
નાજુક હૈયાકાચે પારો થઈને બાઝી હાય
કાચમાં નિરખું ક્યાંથી
આંખો પૂરી ડાબલીમાં ડાકણ બોખી ખડખડ
ધડધડ ઘોડા દોડે હોડે દોડે ડાબલાનાં જંગલ
જંગલ જાય ભાગતાં ઠેક ઠેક ને
                                        હાંફ હાંફ ને
કાંટા ઝાંખર થોર તાર સળિયા પથરાળી ભીંત
ભીંત ઠેકતાં
જંગલ કાંટા થોર તાર સળિયા પથરાળી ભીંત

કાચમાં નિરખું રાજા

પોટલીમાં કાણું

તાણું લેણ લોટની

આમતેમ ચોકડિયે

ખાલી પેટે ઠેકતો દેખ દેખ હું દેશવટે દીધેલો રજા

એકલ તારો બેટો

છેટો છતાં ય છીંકે ગોળ

હેઠ છે ત્રિકોણ

ચોરસ ચોક સોળ ગુણ્યા સત્તર ને ભાગ્યા બાવન બાણું

તાણું પંચાણું

ને બાકી છેં તે...

(૨)

તાજા તૂરા દારૂના ખાલી પોલા પ્યાલામાં

પાસા ખખડાવી

ફાટેલા પાથરણા પર

પાડયા પહેલાંય

જાણ તો છે જ

કે અંક પડયા વગરનો

ચહેરા વિનાનો

આ જુગાર

આખરે

જે મ્હોરું પ્હેરાવે તે ખરું-

માની

માંડ માંચડે

આ નથ્થી ચડતો

નથ્થી ચડતો

રે નશો

કેમે કરીને પેટ સળગે છે ને તાળવું સુકાય છે ને જીભે લોચા વળે છે

ને ગમે તેટલા નાટકી ખેલ કરીએ
તોય
આ પોતાનું જ સાવ ખોટું નામ
સામે બેઠું
વારે વારે તાળી પાડી ભુલાવી દે છે
ગોખેલી લીટીઓ
ને વાહ વાહ વાહવામાં
કાચનાં આંસુ સાચોસાચ ઓગળવા નથી દેતું
ને નાહિંમત ધડકારાના
થડ ઊભા થતા મીણને પીગળવા નથી દેતું
ને પગ હેઠળનાં
પોકળ ઉધેઈલાં ખીલાખૂટયાં લાકડાંને
બળવા નથી દેતું
બે હોઠની ખારી મહેનતનું મોળું મૌન
મળવા નથી દેતું
આ હથેળીની ભાંગીતૂટી રેખાઓને
જોડી દેતી
તાળી
કોઈ વાત પૂરી નથી કરવા દેતી
આ વાતને જોડી દેવાય
તો વાત થાય

(૩)

કટાયલા લોઢાને ચાટે નિ:શ્વાસોનો ભેજ
ઓરડો અંધારો છાતીનો
સળિયા પાંસળિયા
ને જનમકેદ આ એક જનાવર
હજી ય ગાંડુતૂર જંગલી ઝનૂન જોરે
ઘડી ઘડી ઠોકે દરવાજા

લબડપ પાછું ઓકે
હળવે કોણ હેતથી આ ઘેલાને રોકે ?
આજ લગી શું રોકાયું છે ?
ઘાસનો ફણગો
પીંછાનો ફફરાટ
અંધારું
ઊંઘ
સપનું
ઝળઝળિયાં
ઝાકળ
ઝરણાં
હરણાં
ચરણ
રણ પૂર ધરતીકંપ જ્વાળામુખી ઝંઝાવાત દુકાળ દર્પણ ?
સામસામે
આંખોમાં પ્રેમથી આંખો પરોવી
ઝેરથી આંખો પરોવી
પણ છેવટે હલી જતાં રોકી શકાયું છે ?

આ જનાવરની ચળવિકળ આંખોને
ઊભરાતાં લોહીનાં આંસુને
લબડપ ફફડતી પાંપણોને
રોકી શકાય
જરાક
તો વાત થાય

(૪)

છેવટ દર્પણને છોડીને
સીધે બોલ

ખોલતો જાઉં દાબડા
મોંના
ઘોડેસવાર હલતો જાય
છલકતા જાય બોલના પ્યાલા
હોઠે આવી
હઠી જાય પાણી વાણી ને પ્યાસ
નિર્જળ રણ ને આંખે ઝાકળ
નિર્જન વન ને ડાળે ડાકણ
ડાકણથી નવ ડરિયો ધર તલવાર
ડાકણદરિયે નવ ડૂબે મનવાર
અરે મન!
ડાકણ ફરતો ગરિયો તારે તાર
દાબડામાંથી ડાકણ ડાકણ બોખી હોઠ દાબડા ભીડયા ડાકણ બંધ
બંધ હોઠ ખોલો તો ?
બોલો બોલો
ઘેલા, ચૂપ કરો ના બોલો
બોલો બોલો
ડેલા બંધ કરો ના બોલો
બોલો બોલો
થેલા બંધ કરો ના બોલો
બોલો બોલો
પહેલાં ચૂપ ડરો ના બોલો
બોલો બોલો
પિંજરાં ખુલ્લાં સીતારામ પઢો
પણ ડાકણ પોપટડો ના પાળે
ડાકણ દોરો ના વીંટાળે
ડાકણ સાંઠીકા ના બાળે
ડાકણ વાસીદાં ના વાળે
ડાકણ મૂંગી મૂંગી ડાળ ઉપર લટકે ને કંઈ ના કરે

હવે શું કરિયે ?
   ડાકણ સાચોસાચ હોય, ને તો ય કાંઈ ના કરે
હવે શું કરિયે ?
   દાબડા ધડબડ ગાજે આઘે પાસે દૂર દૂર આ પણે
હવે શું કરયિ ?
   કરિયે કરિયે વાત જાતની કરિયે
દર્પણમાંથી દેશવટે દીધેલા ઘોડેસવાર દૂરના દર્પણવનમાં સામે ચાલ્યા
જતા

આવતા

પડઘામાંથી છુટાય તો વાત થાય.

## પથ્થર □ જયંત પાઠક

મને થયું : હું પથ્થર જેવો છું;
નર્યો જડ, નિર્જીવ દગડ;
એક ભાર-કોઈને ન કામનો લગાર.

એક પથ્થર દીઠો મેં પાણીમાં
ખળખળ શો બોલે વાણીમાં !
શી જામી એની ઉપર
લીલી લીલી લીલ મુલાયમ !

એક પથ્થર લીધો મેં હાથમાં
ને એના બે ટુકડા કર્યા
એકબીજાથી ઘસ્યા એમને તો
શ્વેત - લાલ તગતગતા તણખા ઝર્યા !
મને થયું : પથ્થર મારા જેવો નથી.

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

### તેઓ

તેઓ એક પિંજરું લાવશે
અદૃશ્ય
પણ તને છોડીને પછીથી
ઊડી નહીં શકાય.

તેઓ વચન આપશે આકાશનું
તેઓ ઉલ્લેખ કરશે તેની
અસીમ ભૂરાશનો
પણ તેઓ લાવશે પિંજરું.

પછી તેઓ હળવેથી સમજાવશે
કે આકાશમાં જતાં પહેલાં
પિંજરાનો અભ્યાસ જરૂરી છે.

પછી તેઓ કહેશે કે આકાશમાં ખૂબ જોખમ છે
કે ક્યાંય નથી આકાશ
કે આકાશ પણ અંતે તો પિંજરું છે.

પછી તેઓ પિંજરામાં
તમને છોડીને
આકાશમાં
અદૃશ્ય થઈ જશે

- અશોક વાજપેયી, (અનુ. કિશોર શાહ)

સરોજ પાઠકની એક વાર્તા છે, એનું નામ છે 'સારિકા પંજરસ્થા'. માણસો પોતાની ઇચ્છાઓના અદીઠ સળિયાઓ આપણા અસ્તિત્વની આસપાસ એવા ગોઠવી દે છે કે આપણે એક પિંજરામાં હોઈએ છીએ અને છતાં એ પિંજરું અદૃશ્ય રહે છે. આ કાવ્યનો મિજાજ પણ કંઈક આવો જ છે.

આપણે અદૃશ્ય પિંજરામાં એક વાર પુરાયા પછી એ પિંજરાને છોડવું

મુશ્કેલ. ટાગોરના એક કાવ્યમાં પણ વનના પંખી અને પિંજરાના પંખીનો સંવાદ છે તે યાદ આવે છે. મેઘાણીએ કરેલા ભાવાનુવાદની આ પંક્તિ :

પિંજરાવાળું પોકારે 'પાસે આવ', વનવાળું પાડે ના,
'માંઇ પૂરી દેને બાર ભીડે એવા ઘટમાં લાગે ઘા.'
પંખી પિંજરાનું પોકારે :
'શક્તિ નવ ઊડવા મોર.'

માણસ આખરે તો ટેવ છે. આ આદત પણ એક પિંજરું છે. આદમ અને આદતનું સમીકરણ એટલે પિંજરું.

એક વાર આપણે કોઇકના અદૃશ્ય પિંજરામાં પુરાયા પછી બહાર નીકળવાનો રસ્તો નથી. જીવનની મોટામાં મોટી કરુણતા એ છે કે જે પિંજરામાં પૂરે છે એ જ આપણને આકાશનું વચન આપે છે. વચન આપીને રહી જતા નથી. પણ આકાશનું વર્ણન કરે છે.

આકાશનું વચન અને આકાશનું વર્ણન આપણમાં આકાશની અપેક્ષા ઊભી કરે છે અને છતાં આપણને આપે છે પિંજરું. આ અપેક્ષાનું પણ પાછું એક પિંજરું છે. આ પિંજરામાં આપણે રહેવાનું. આકાશની વાતો સાંભળવાની, ઊડવા માટે સહેજ પાંખનો ફફડાટ થાય ત્યાં આ પિંજરે પુરનારાઓ આપણને સમજાવે, આકાશમાં જતાં પહેલાં પિંજરાંનો અભ્યાસ જરૂરી છે. કવિએ તો આવા પિંજરાની અંદર કેટલાંય પિંજરાઓ મૂકયાં છે.

અપેક્ષાનું પિંજરું, હતાશાનું પિંજરું આપણને આકાશનું વચન આપે, આકાશનું આશ્વાસન આપે, પિંજરાના અભ્યાસની અનિવાર્યતા સમજાવે પછી આપણી આસપાસ એક ભયનું પિંજરું ઊભું કરે. પછી એ લોકો જ સમજાવે કે આકાશમાં જોખમ છે. રંગ એ લોકો જ પૂરે અને એ લોકો જ ભૂંસે. પછી આ ભાવ-અભાવની સૃષ્ટિ વચ્ચે આપણને એક એવો આંચકો આપે કે આકાશ તો કયાંય નથી અને પછી એવું શાપિત અભિજ્ઞાન આપે કે આકાશ પણ અનંત પિંજરું જ છે.

પછી આપણને પિંજરામાં છોડીને તેઓ પોતે આકાશમાં અદૃશ્ય થઇ જાય.

આ કયા પિંજરાની અને કોની વાતો છે ? મને લાગે છે કે આ વાત આપણા ધર્મગુરુઓ અને રાજકારણીઓને લાગુ પડે છે. 'ભોળી પ્રજાને આવા લોકો ભાંગ પીવડાવે છે.' વચન, આશ્વાસન, અભ્યાસ, ભય, આ બધા જ કાવાદાવાઓ એટલે કે સામ, દામ, દંડ, ભેદ બધા જ તરીકાઓ આવા લોકો અજમાવે છે. થીજી ગયેલો કટાક્ષ અને એમાં રહેલી જ્વાળામુખી જેવી વેદના કેવી હોય એનું આ કાવ્ય એક ઉદાહરણરૂપે છે.

આપણી પ્રજા 'દૂરનું દેખે છે અને પાસેનું દેખતી નથી'. આપણે વાતવાતમાં લોર્કા, બૉદલેર, રિલ્કે, વાલેરીની વાતો કરીએ છીએ પણ આપણી

ભારતની ભાષાના કવિઓનો પરિચય કેળવતા નથી. એમની કવિતા સાથે હળતામળતા નથી. પશ્ચિમની કવિતા પ્રત્યેનો અતિઆદર ભલે હોય પણ ભારતની ભાષાની કવિતા પ્રત્યે અનાદર એ આપણે સમતુલા ગુમાવી બેઠા છીએ એની નિશાની છે.

## સ્મૃતિલેખ

(બ્રિટીશ)

□ ઇયાન હેમિલ્ટન □ જયા મહેતા

જૂનાં ગુલાબ અને તમાકુની વાસ
મને ભૂતકાળમાં લઈ જાય છે.
હવે તો લગભગ વીસ વર્ષ વીતી ગયાં
તને છેલ્લે જોયાને
અને આપણો મન વગરનો પ્રણય ચાલ્યા કરે છે.

તું મારે માટે આ છોડતી ગઈ :
હાથ, અધખૂલો, ગતિહીન
લીલા ઓછાડ પર
આટલું પૂરતું છે
થોડી ઉદાસ કવિતા
રચવા માટે

જો તે વખતે મેં તને સ્પર્શ કર્યો હોત
તો આપણામાંથી એકાદ જણ તો ઊગરી ગયું હોત.

## શૂન્ય મને □ પન્ના નાયક

સવારે
આંખ ખૂલતાં જ
ભીંત પર અવનવી આકૃતિ દોરતો
કુમળો તડકો
મને પૂછે છે
હું કોણ છું ?
રાતના જવાબ દઈશ કહીને એને ટાળું છું.

ઘર બહાર પગ દેતાં
હસતાં ડોલતાં ફૂલો
મને પૂછે છે
હું કોણ છું ?
જાણે કે
મેં પ્રશ્ન સાંભળ્યો જ નથી એમ
હું ચાલવા માંડુ છું.

સાંજ નજીક આવે છે.
મૌનથી મને પૂછે છે
હું કોણ છું ?
એના પ્રશ્નને
મૌનથી મનાવવાનો પ્રયત્ન કરું છું.

રાત ઢળી ચૂકી છે
હું પન્ના નથી-ના
વિધવિધ પાત્રો
સતત ભજવી ચૂકેલી
સાવ શૂન્ય મને બેઠી છું.

બારણે પડેલા ટકોરા સંભળાય છે.
[illegible] જ હું કોણ છું
એ પૂછવા
તો કોઈ આવતું નહીં હોય ને ?
હું એકાએક ઊભી થઈ જાઉં છું
બારણું નહીં ખોલવાના નિર્ણય સાથે
પથારીમાં પડું છું
અને પડખું ફરી જાઉં છું.
નહીં, નહીં, ઊભી થાઉં છું
અને બારણું ખોલું છું.
કોણ ?

## કલરવ

□ તેજ □ ગુલાબ દેઢિયા
(કચ્છી)

પીપળાના પાનની પીપૂડી બનાવી
ફૂંક દીધી તો
એમાંથી નીકળ્યો મીઠો ટહૂકો.

એ પાનને ખોલીને
મેં જ્યારે કાન પર ધર્યો
તો અંદર ઘણાંબધાં
પંખીઓનો
ધીમો ધીમો
કલરવ સંભળાતો હતો.

□ રુમિ
(પર્શિયન)

આત્માની ગલીઓમાં
હૃદયની લોહિયાળ ગલીઓમાં
તમે શું મેળવવાની આશા રાખો છો
જ્યાં કોઈ ભાળ નથી, ખુદ તમારી પણ ?

## કાશ્મીર □ નલિની માડગાંવકર

કાશ્મીર
તને જોયું... અનેક વાર.
તોયે આજે
આ દૃષ્ટિનો તંતુ
કેમ નવી પરંપરાને સર્જી રહ્યો છે !
ચારે બાજુ બરફના પહાડોથી ઘેરાઈ
જાણે કુદરતના એક વિરાટ ફ્રીજમાં
સચવાયેલું તું
તાજગીસભર,
માનવતાથી ભર્યુંભર્યું.

કાવ્યપંક્તિની જેમ વહેતાં ઝરણાં
વૃક્ષનાં પ્રતિબિંબ સાથે વાતો કરતી નદીઓ
માણસને જોતાં ચંચળ બની
ટોચ પરનો બરફ વહાવતા ગંભીર પર્વતો
તારું તો પ્રત્યેક વૃક્ષ જ
વસંતસભર નવયૌવના.
છતાંય
તારી પાનખર ક્યારેય ખરી પડેલાં પર્ણો તરફ
પાછું વાળીને જોતી નથી.
એની નજર તો કૂંપળમાં છુપાયેલી
આવતી કાલની વસંત પર છે.
વણવરસ્યાં વાદળોનો અફસોસ
તારા પર્વતોએ ક્યારેય કર્યો નથી.

ચિનાર વૃક્ષની ઊંચામાં ઊંચી ડાળીએ
નિરાંતે ઝૂલતો સમય પણ
આખરે તો ખિસકોલીની જેમ
નીચે ઊતરી આવે છે
ત્યારે તને છોડતાં મન ભારે થાય છે.
કાશ્મીર,
તું તો માણસજાતને ઈશ્વરે આપેલો
એક રૂપાળો જવાબ...

□ રૂમિ
(પર્શિયન)

પૃથ્વીની કાયા, પૃથ્વી વિશે વાત ન કરો
વાર્તા કહો શુદ્ધ દર્પણો
સર્જકે આપ્યું છે તમને આ ઐશ્વર્ય -
શા માટે બીજા કશાની વાત કરવી ?

□ રૂમિ
(પર્શિયન)

એની સાથેના પ્રેમમાં, મારો આત્મા
અત્યંત સૂક્ષ્મ વાસનાઓને જીવે છે
જીવે છે જિપ્સીની જેમ -
પ્રત્યેક દિવસ જુદું ઘર
પ્રત્યેક રાત તારાઓની છાંયમાં.

## કવિ લખે છે □ દિનેશ દાસ □ નલિની માડગાંવકર

(બંગાળી)

રસ્તા પરની જૂની પતરાવાળી ઓરડી
જેનું વાંસના ખપાટિયાવાળું છાપરું
એ છાપરા પર વસતા સમગ્ર રાજ્યના ઉંદરો.
નીચે ઓરડામાં એક નાનકડી બેઠક,
બેઠક નીચે પતરાની પેટીમાં ઠાંસીઠાંસીને ભરેલાં પુસ્તકો
આ નાનકડી બેઠક પર બાજઠ ગોઠવીને
કવિ લખે છે.

દીવાલ પરની ખીંટીએ લટકાવેલાં કફની અને વસ્રો.
ઓરડીના ખૂણામાં પાણીનું માટલું.
કવિએ પહેર્યાં છે - લૂંગી અને
ખભા પરથી ઘસાઈ ગયેલું ગંજી.
સમગ્ર સભ્યતાના ઉપહાસને સર્વાંગે ચોળી
કવિ લખતા રહ્યા છે.

રાતે સ્ટુલ પર મીણબત્તી બળી રહી છે.
એની સાથે કવિનું મન પણ ઝળહળી ઊઠે છે
એક શુભ્ર-પવિત્ર પ્રકાશથી.
મુલાયમ રાતના સરોવરમાં
જાણે પ્રકાશનું કમળ ખીલી ઊઠે છે.
ચારે બાજુના અંધારાના પથ્થરના ચૂરેચૂરા કરતો
શુભ્ર સ્ફટિક જળનો ફુવારો ફૂટી નીકળે છે.

સમગ્ર પૃથ્વીના ઉપહાસ પર કટાક્ષ કરતા કરતા
કવિ લખી રહ્યા છે.

## ચન્દ્રવદન □ જયન્ત પાઠક

ચન્દ્રવદનનો વદનચંદ્ર તે હવે
અસલ ચન્દ્રના જેવો
ખાડા-ખૈયાવાળો
પણ સૂરજશી સર્જકતાથી દીપ્ત, રૂપાળો!

કવિતાની દંતૂડીએ ખેંચી લાવ્યા
સ્મરણોના સાગર તળિયેથી ઈલા-રતન
- ધન્ય તમે ને ધન્ય તમારું નર્મદવતન !

કવિત્વની જે ચરમ ટોચ તે નાટક
- બંધ કરી કવિતાનો ફાટક -
આગગાડીએ ચઢી ઊતર્યા સ્ટેશન
ભાતભાતના હરે ફરે જ્યાં જન !

પૂરવ-પચ્છમ, ઉત્તર-દખ્ખણ ઘણું ઘૂમ્યા
પી-પિવડાવી નાટકરસ
    અધરાતી-મધરાતી મહેફિલે ઝૂમ્યા

એક આંખમાં આંસુ, બીજીમાં હાસ
અવળચંડી નિયતિનો જાણે કરી રહ્યા ઉપહાસ !
દંભ, પ્રતિષ્ઠા, પાખંડોની ધૂળ ખંખેરી નાખો ઘડીમાં
ભેદ ન જુઓ લાંબા વાળે કે મોટી પાઘડીમાં !

બાળક થૈને જાણે નીકળી પડયા શેરીએ
ભારેખમ ચાલે ચાલતો કોઈ દીઠો કે
    પગમાં આંટી મારી હેઠો પાડી દીધો છે !

મજા પડે છે બસ રમવાની
ભાતભાતની રસવાનગી જમવાની
સૂરતી લાલા, નર્મદવારસ - દુશ્મનનેય વ્હાલા !
પણ ના છોકરમતમાં છેક છકેલા

## ઘરભંગ

□ તેજ

□ ગુલાબ દેઢિયા

(કચ્છી)

હવે મારું ઘર
સદાય ઉઘાડું રહેશે.
મારા ઘરને
એક કમાડ જ કયાં છે !

- વ્હેલો કહો તો ઘણાક વ્હેલા-
ડહાપણની દાંઢે ડંખેલા, વ્યથાવેદનાએ વીંધેલા.

ગઠરી બાંધે, ગઠરી છોડે
નવ નવ અનુભવ મોડે મોડે
વરસો ભલે ગણિતી ગણે
ધરાર પોતે તો અવગણે !

સૌની સાથે હસે, હસાવે બોલી ત્રાંસુ
ને ભીતર જૈ પછી એકલા લૂછે આંસુ !
નહીં કોઈના  દાસ, એકલવાસ, જાતના રાજા
નવી સદીનો નાટક લખવા તન-મનથી રહો તાજા.

---

* શ્રી ચન્દ્રવદન મહેતાને જયભિખ્ખુ એવૉર્ડના અર્પણવિધિમાં તા. ૨૫-૧૧-'૮૯ના રોજ વંચાયેલું.

□ રુમિ
(પર્શિયન)
મારી આંખો આંધળી છે ત્યારે કાજળનું શું કામ ?
મારું હૃદય છિન્નભિન્ન છે ત્યારે વફાદારીનો   અર્થ શુ ?
મારો આત્મા અને હૃદય તારે માટે ઝૂરી ઝૂરી રાખ થઈ ગયાં છે
ત્યારે તારા માયાવી શબ્દોનું શું પ્રયોજન ?

□ રુમિ
(પર્શિયન)
મેં ગુમાવ્યું મારું વિશ્વ, મારી કીર્તિ, મારું માન -
સૂર્ય પ્રગટયો અને બધા જ પડછાયાઓ દોડયા.
હું દોડયો એમની પાછળ, ને દોડું ત્યાં જ હું નાશ પામ્યો
પ્રકાશ દોડયો મારી પાછળ અને શિકાર કરી મને ઢાળ્યો.

## □ નાથાલાલ જોષી

વન્યપુષ્પોથી સુરભિત,
પક્ષીઓનાં ગીતથી કૂજિત,
ભ્રમર-વૃન્દથી ગુંજિત,
વૃન્દાવનની વીથીઓમાં નટવર નાચે છે;

મયૂરપિચ્છ સોહે છે,
વનમાળા કંઠમાં ઝૂલે છે,
પીતવસન ફરકે છે,
અધરસુધાથી રંધ્રો દ્વારા બાંસુરી બાજે છે;

યમુના જળ થંભે છે,
વૃક્ષોને સ્વેદકણ જામે છે,
જાગ્રત સમાધિસ્થ થાય છે,
વિરહદગ્ધ ઉરમાં મધુર-વેદના ઊઠે છે;

માધવ ! ચિરકાળથી તારું આહ્વાન છે;
વેણુનાદમાં તું સાદ કરે છે,
સાંસારિકતા મને જકડે છે, હે ગોવિંદ ! તવ ચરણ-પ્રાન્તે
આશ્રય આપ !

## □ नाथालाल जोषी □ जशवन्ती दवे

(गुजराती काव्यम्)

वनपुष्पैः सुगन्धासु,
विहगगीतैः कूजितासु,
वृन्दैः भृंगाणां गुंजितासु,
वृन्दावनवीथीषु नटवरः नृत्यति;

मयूरपिच्छं विभाति,
कण्ठे वनमाला लसति,
पीतवसनं स्फुरति
अधरसुधया रंध्रैः वंशी मुखरीभवति;

यमुनाजलं स्तम्भीभवति,
वृक्षेषु स्वेदसीकराः संलगन्ति,
जागरूकः समाधिस्थः भवति,
विरहदग्धोरसि मधुरवेदना प्रस्फुटति;

माधव ! चिरात् त्वम् आह्वयसि;
वेणुनादेन माम् आकारयसि,
सांसारिकता मां निगडयसि,
हे गोविन्द ! तवचरणप्रान्ते देहि मे संश्रयम् ।

પ્રિય સુરેશભાઇ,

ગુજરાતી મારી શ્વસુર-ભાષા એટલે મલાજો સાચવી સાચવીને બોલું. શબ્દો પર ક્યાંય ઉચ્ચારનો ઉઝરડો ન પડે એની પૂરેપૂરી સાવચેતી રાખું. પણ જ્યારે તમે 'કવિતા'ના પુષ્પકાવ્ય વિશેષાંકની કવિતાને માણવાનું ખાસ આમંત્રણ આપ્યું ત્યારે એમ લાગ્યું કે આ ભાષા સાથેનો મારો નાતો કેટલો આત્મીય છે! ચાલો, આપણું ભાષા-જ્ઞાન, ભાષા-ભાન લેખે લાગશે. આ અંકનાં કાવ્યો માણતાં પ્રથમ લાગણી અનુભવી,... આમાંના એક પણ કાવ્યને અવગણીને પાનાં ફેરવી આગળ વધી શકીશ નહીં. અરે, ખુદ કાલિદાસને પણ લટાર મારવાનું મન થાય એવું આ ઉદ્યાન છે તો મારી તે શી વિસાત ? ફૂલની નજાકત, સૌન્દર્ય, સૌરભ, આત્મસમર્પણ... બધું એક સાથે અનુભવવા મળ્યું. અહીં તો શબ્દોમાં ઊતરી આવેલી નરી વસંત છે. કોને ખસવું ગમે ? પણ ભલા માણસ જીવનની જેમ અહીંયાં પણ સ્વયંવર ! એકને જ વરમાળા પહેરાવવાની ! ના, ના. તમે ઉદાર છો. એક, બે ને ત્રણની છૂટ. શાબાશ ! અહીં કેટલાંક કાવ્યોનો ઉલ્લેખ કર્યા વગર રહી શકતો નથી. માનવી અને ફૂલોનો આધુનિક સંબંધ ચીંધતા ભગવતીકુમાર શર્મા, પળની પાંદડી ખીલવીને પરબીડિયામાં ગુલાબ બીડી સુગંધની રાહ જોતા અંકુર દવે. વિપિન પરીખનાં કાવ્યોનો મઘમઘતો અતીત, હરીન્દ્ર દવેનો ફૂલહિંડોળો, મણિલાલ પટેલના ફૂલમાં ઊઘડતા ચૌદ લોક.. નીતા રામૈયાની ફૂલ અને સ્રીની અદ્‌ભુત તુલના...ક્યાં ક્યાં ફરું અને કોને ભૂલું ! પણ પસંદગી કરવાની જ છે તો કહું છું કે સૂકી જુદાઈની ડાળ પર ફૂલ જેવાં જ આપણે હોવા છતાંય, મોગરા ગુલાબ જૂઈ અને ફોરમ ઢાળતાં અન્ય ફૂલોને નિહાળી ફૂલનું સાચું સરનામું શોધનાર અનિલ જોશીની કવિતા મને સહુથી વધુ ગમી છે. તો ફૂલોમાં વિશ્વાસ રાખી, ભાવગજરો ગૂંથી પુષ્પ ગઝલની યાત્રા કરાવનારા રમેશ પારેખની કવિતાને હું મારી બીજી પસંદગી કહીશ. જ્યારે લયની કેડીએ આપણને દોરી જઈ 'હરિ ! હવે તને લખીશું ફૂલ'નો ભકિતપૂર્ણ છતાં મખમલિયો ભાવ દર્શાવનારા નીતિન વી. મહેતાની કવિતાને હું મારી ત્રીજી પસંદગી કહીશ.

પ્રથમ ઈનામ : અનિલ જોષી.
દ્વિતીય ઈનામ : રમેશ પારેખ.
તૃતીય ઈનામ : નીતિન વી. મહેતા.

પ્રથમ ઈનામ- રૂા. ૫૦૦
દ્વિતીય ઈનામ- રૂા. ૩૦૦
તૃતીય ઈનામ- રૂા. ૨૦૦

આ તક આપવા બદલ અને ગુજરાતી ભાષા માટેનો પ્રેમ વધારવા બદલ હું તમારો આભારી છું.

બળવંત માડગાંવકરનાં સ્નેહસ્મરણ.

## 'કવૉલિટી' મેં...

### □ આદિલ મન્સૂરી

'કવૉલિટી' કી નીમ ઉચ્યાં શામકી પીલી ઉદાસી
કોલ્ડ કૉફી કી તહોંમેં જમ ગઈ થી
જાઝ મ્યુઝિક પર ખમોશી ઝૂમતી થી
રેશમી મલબૂસમેં*
લિપટે હુવે જિસ્મોંકી ખુશ્બૂ
અપને કન્ધોં પર ઉઠાયે
હૉલમેં કમસિન* હવાયેં ઘૂમતી થીં
કાઠ કે પુતલોંસે
કોરી વર્દિયાં ચિપકી હુઈ થીં
મગરિબી દિવાર
મ્યુરલ કે સહારે પર પડી થી
રેશમી ખુશ્બૂકી ગુડિયા
મેરે પેલ્લુમેં પડી થી

* નીમ ઉચ્યાં = અર્ધનિંદ્રા
* મલબૂસ = વસ્ત્રો
* કમસિન-નાની વય

### □ મયંક ઝવેરી

અમને સુખનું સૂતક લાગ્યું રે
અમે દુઃખને દત્તક લીધું રે
અમે જ્વાળામુખીને આંખમીંચીને
જળની માફક પીધું રે

અમે વાદળો વલોવ્યાં રે
ને વીજળી બાગમાં રોપી રે
મેઘધનુષ્યને આખેઆખું
નાખ્યું અમે નીચોવી રે
અમે ફૂલના ગીતને ગૂંગળાવ્યું
ને પથ્થરિયા મૌનને પીધું રે.

અમે પર્વત પીંખી નાખ્યા રે
ને ઝરણાં પીંછી નાખ્યા રે
દરિયાંની કાળી ચીસ લઈને
જળને પીંખી નાખ્યા રે
અમે જ અમને મેણાં મારી
નહીં કહેવાનું કીધું રે.

કવિતા.·:·. વાણીનું મંદિર
કવિતા : તંત્રી : સુરેશ દલાલ.
સળંગ અંક : ૧૩૪
વર્ષ : ૨૩, અંક : ૨, ડિસેમ્બર ૧૯૮૯
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ.



# કવિતા


અમૃત ઘાયલ ૬, ૩૨
અશોકપુરી ગોસ્વામી ૨૩
અશોક ત્રિવેદી ૨૮
અશોક વાજપેયી ૫૩
આદિલ મન્સૂરી ૬૩
ઈન્દુ પુવાર ૩૫
ઈયાન હેમિલ્ટન ૫૫
ઈશાની દવે ૧૬
ઉશનસ્ ૫
કિશોર શાહ ૧, ૧૨, ૫૩
કેદારનાથ શર્મા ૨૭
ગુલાબ દેઢિયા ૫, ૬, ૫૬, ૫૯
ચન્દ્રકાન્ત દત્તાણી ૧૫
જયન્ત પાઠક ૮, ૫૨, ૫૯
જયા મહેતા ૧૪, ૨૦, ૨૯, ૫૫
જશવંતી દવે ૬૧
જ્યોતિ પારાશર્ય ૯
તુરાબ 'હમદમ' ૨૨
તેજ ૫, ૬, ૫૬, ૫૯
દક્ષા વ્યાસ ૨૬
દિનેશ દાસ ૫૮
દિલીપ ઝવેરી ૪૭
દુર્ગેશ ઉપાધ્યાય ૨૨
નલિની માડગાંવકર ૧૫, ૧૬, ૫૭, ૫૮
નાથાલાલ જોશી ૩૭, ૬૧
નારાયણ જોશી ૪
નીતા રામૈયા ૧૦, ૨૧, ૨૫
નૂતન જાની ૩૩
પન્ના નાયક ૫૬
પ્રવીણ દરજી ૧૩
બળવંત માડગાંવકર ૬૨
ભગવતીકુમાર શર્મા ૨
ભરત બાપોદરા ૧૧
મહેશ જોશી ૯
મનીષ શામી ૨૩
મયંક ઝવેરી ૬૩
મીર તકી 'મીર' ૩૮
મેઘનાદ હ. ભટ્ટ ૭, ૮
યાવર કાદરી ૩૨
રમેશ પારેખ ૨૫
રમેશ પુરોહિત ૩૮
રવીન્દ્રનાથ ટાગોર ૧૫
રાધેશ્યામ શર્મા ૪, ૧૯
રૂમિ* ૫, ૬, ૭, ૨૬, ૪૫, ૫૬, ૫૭, ૬૦
શકુંતલા મહેતા ૨૭
શેરન થીસન ૨૧
શંખ ઘોષ ૧૬
શ્રીકાંત વર્મા ૩૩
સદાનંદ રેગે ૧૪, ૨૦
સર્વેશ્વરદયાલ સકસેના ૧૮, ૨૪
સી. નારાયણ રેડ્ડી ૨૯
સુધાકર જોશી ૧૮
સુનીલ ગંગોપાધ્યાય ૧૬
સુરેશ દલાલ ૧૭, ૨૧, ૫૩
સુશી દલાલ ૧૮, ૨૪
હરીન્દ્ર દવે ૩
હસુ યાજ્ઞિક ૪૬
હેમેન શાહ ૧૯


---------

*રુમિના - અનુવાદો શ્રી સુરેશ દલાલે કર્યા છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૯૦/-, ઍરમેલ રૂા. ૧૬૦/-.
**આ અંકના છૂટક ૧૦ રૂપિયા.**

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧

# فرمانِ خدا

(فرشتوں سے)

اٹھو میری دنیا کے غریبوں کو جگا دو
کاخِ اُمرا کے در و دیوار ہلا دو

گرماؤ غلاموں کا لہو سوزِ یقیں سے
کنجشکِ فرومایہ کو شاہیں سے لڑا دو

سلطانیٔ جمہور کا آتا ہے زمانہ
جو نقشِ کہن تم کو نظر آئے مٹا دو



IQBAL

## ☐ અમૃત ઘાયલ

આવ્યાં નિરાંતે બેઠાં બધાથી હળ્યાં મળ્યાં,
અમને થયું કે ચાલો ગુના માફ થઈ ગયા.
પશ્ચાત્ કિન્તુ એમ નજર નોંધી અમભણી
મનમાં હતા જે કોડ બધા સાફ થઇ ગયા
* * *

રસ રૂપ વર્ણ ગંધ હતાં સાફ થઇ ગયાં
રોચક ઋણાનુબંધ હતા સાફ થઈ ગયા
લયબદ્ધ ગદ્ય, ગદ્ય વિષે પદ્ય એકરસ
ચહેરા લલિત નિબંધ હતા સાફ થઇ ગયા
ભરપૂર સૂર્યસ્નાન પછી ધૂમ સોમપાન
ઉલ્લાસપ્રદ પ્રબંધ હતા સાફ થઈ ગયા.
કૈં શબ સલીબ જેમ ઊંચકતા રહ્યા સતત,
મારાય સ્કંધ સ્કંધ હતા સાફ થઈ ગયા
ઝીલી શક્યા ન ઝીંક પડી જો અટાટણી,
માટીપગા સંબંધ હતા સાફ થઇ ગયા
સહુ ભોમિયાય પંગુ હતા કાપુરુષ હતા,
માર્ગોય જન્મે અંધ હતા સાફ થઇ ગયા
'ઘાયલ' ન જોખ્યું નમતું કદી કાળથી ડરી,
ભડવીર ભાઇબંધ હતા સાફ થઇ ગયા

* દિવગત કવિ શ્રી જગદીશ જોશીને અર્પણ

## ☐ રુમિ

(પરિચયન)

આત્માનું ઉડાઉપણું અનંત છે :
વસંત પછી વસંત પછી વસંત...
અમે તમારા બગીચાઓ મરતા, ખીલતા.

## ભાષાઆશ્રમ □ ઇન્દુ પુવાર

My friend ? My blood ? My sweet honey ?
creativity can lift you like
or
as you are—
સડક પરથી દોડી જતું નાગુંપૂગું મેદાન
બે, બાર, બાવીસ સૂતેલી, ઝોકે ચઢેલી
આંખમાં પોતાના વિશ્વની કલ્પનામાં
લથબથ બેઠેલી, વાવાઝોડું ચાખેલી
ખિસકોલીઓ, ખિસકોલીઓ...

ઊટલારીમાં ઊટની ગતિથી
ઝાકળનાં ટીપાં સાથે છેલ્લી રકઝક કરતું
હલતું, હાલતું, ડોલતું, મેદાનની સાથે જતું
લીલુંછમ કંપન કંપન કપાયેલું ઘાસ –
ખચકાતા/ લચકાતા/ચાલતા/પાનની પિચકારી મારતા
સ્તન પ્રદેશ ઉછાળતા/ વારેવારે માથામાં કાંસકો ફેરવતા
આંખોમાં, ખાઈઓ ને ઢોળાવ ચઢતા - ઊતરતા
ઊડતા, હલેસાં મારતા
મોજાંઓની ઊંચાઈમાં ઊછળતા
પડતા, બુંદ બુંદમાં વેરાતા ફ્લેટ
સમજો, અસંખ્ય ફ્લેટોની હારમાળા–

You are Spiderman ! my dear friend !
you got situation
now play with it.
હું એક મોટા મોટા વિશાળ હૉલમાં
એક થાંભલાને ટેકે પગ પહોળા કરી બેઠો છું.
એકલો બેઠો છું.
સમગ્ર શહેરના અસ્તિત્વને લઈને બેઠો છું
પ્રશ્ન કોઈ નથી ! બેઠો છું
Who am I નહીં I am I થઈ બેઠો છું.

મારી સામે –
દોડતાં નાગાંપૂગાં મેદાન
વાવાઝોડીત સ્વાદમાં ડૂબેલી ખિસકોલીઓ
ફ્લેટની હારમાળાઓ
પ્રકાશની કિકિયારીઓ
અંધકારના ચુંબિત ચુંબિત અવાજો
હવામહેલમાંથી અશ્વને એડી મારતો
તબડક તબડક સભાનતાથી ઊડતો
જતો જતો એક આઈ એમ આઈ –
સત્કારતી, લહેરાતી, અભિવ્યક્તિના આકાર રચતી
અનેકાનેક વૃક્ષલિપિઓ, આઈ એમ આઈને આવકારી રહી છે.
આ વૃક્ષલિપિઓ
અનેક ઘાસબાળકોની ભાષાઓનું
કંપન કંપન અભિવાદન સ્વીકારી રહી છે.
આગિયા - પતંગિયાની રમત રમી રહી છે.
રંગ - પ્રકાશની જુગલબંદીમાં
જે તણખા ઝરી રહ્યા છે
એમાં દૃષ્ટિગોચર થાય છે અનેક વન્યસરાઓ
નૃત્યાંગનાની મુદ્રાથી સરતી, લસરતી
લાસ્યવેરતી એમની અંગભંગિમાઓ
ચિત્રવિચિત્ર આંખની મુદ્રાઓથી
કાપી રહી છે કલમના કને
અહીં આ વન્યસરાઓ
આઈ એમ આઈની ઉપસ્થિતિમાં
સ્થાપિત કરી રહી છે
એક અનોખા
નવા ભાષા આશ્રમની !
કની કમર પૂરેપૂરી વહેરાઈ ગઈ છે
ખડિયાના ખનું કપાયેલું મસ્તક

એક જગ્યાએ પડ્યું પડ્યું છેલ્લા શ્વાસ લઈ રહ્યું છે
છની છત્રી કાગડો થઈ ગઈ છે
ઊડી રહી છે
ભાષા આશ્રમના પ્રહરીનું કામ
જીવતદાન રૂપે મળેલ છે.
અનું એકેએક અંગ, લકવાઈને ખરી રહ્યું છે
રઅ રમ્ રર્, રઅ રમ્ રર્
વન્યસરા, વન્યસરા
now stop this game please
otherwise your friend I am I may spoil
પછી વન્યસરાં, તુ કોને ભાષા - આશ્રમમાં બસાડીશ ?
ક્યાંથી એવો હાથી લાવી
પગ, સૂંઢ, પૂંછડી, કાનના જુદા અર્થ સ્થાપિત કરીશ ?
પણ વન્યસરાઓ આઈ એમ આઈને
ફ્રેન્ડ ફ્રેન્ડની ભાષારમતથી ગૂંથાવા માંડ્યો છે

આઈ એમ આઈ ખંડિત થતો જાય છે
ભગાતો જાય છે, વટાતો જાય છે
સ્પાઈડરમેનના ચિત્રમાં અંકાતો જાય છે
હું હાંફી રહ્યો છું/થાકી ગયો છું.
હાંફતો હાંફતો
કપાયેલા કલમના કને
ખડિયાના ખના કપાયેલા મસ્તકને
છની છત્રીના કાગડાને
લકવાયેલા ખરતા અના અંગને
આ બધાંને એકઠાં કરી રહ્યો છું
આ બધાંને એકઠાં કરી રહ્યો છું
એક ગરમાગરમ કિસ કરી રહ્યો છું

મારા ભાષાઆશ્રમ, મારા ભાષાઆશ્રમ
હું સ્પાઈડરમેન તમારું ગૌરવ કરું છું
તમે જેવા છો તેવા
મારા જ છો
મારા જ છો -

My friend, My blood, My sweet honey

## ફૂલ □ ચન્દ્રકાન્ત દત્તાણી

એક ને અનન્ય છે : આ ફૂલનો પર્યાય ના
ફરફરે ફોરમનાં પૃષ્ઠ : એક પણ અધ્યાય ના

એક ઝળહળ નગરમાં તરસું છું ખોયાં ફૂલને
ફૂલ તો ક્યાંથી મળે જ્યાં ફૂલની પણ ઝાંય ના

સાજ-સજજા અર્ચના-પૂજા અને... અર્ઘી ઉપર
સફર કરતાં ફૂલને છે કોઈ પણ અભિપ્રાય ના

સંબંધ અહીં સુક્કી નદી જે કોક દિ' કલકલ હતા
ફૂલ સાથે કોઈને અવ ભીતરી સગાઈ ના

ફૂલની નજદીક જાઓ નગ્ન બેનકાબ મૌન
આવરણમાં ફૂલ પાસે પ્હોંચવા ઉપાય ના

ચેતનાનો દીપ નિષ્કંપ ફૂલમાં' ઝળાંહળાં
સુગન્ધ : જાણે ઋચાઓના શ્લોક - જે કરમાય ના

ફૂલ જેવી કોઈ મીરાં બંસીમાં ગઈ ઓગળી
સૂર થઈને ફૂલ ખીલે ત્યારથી : નવાઈ ના

## □રવીન્દ્રનાથ ટાગોર □ ઈશાની દવે

તમે ચૂંટશો એમ ધારીને સવાર-સાંજ
નવાં નવાં સંગીત-પુષ્પો ખીલવું છું
હસતાં હસતાં એ ફૂલ સ્વીકારો પછી
ફેંકી દો એ પુષ્પો, રખે જો એ સુકાઈ જાય.

## આ વાત છે □ નીના રામૈયા

આ કંઈ દૂરની વાત નથી.

કાલ આજ કાલ બનતી હોય તેવી;
તમારી આસપાસ તમારી નજર સામે તમારા હાથે.

સ્ત્રીના ગાલને
રાતું ગુલાબ બનાવતો
તમારો એક હાથ;
તેના બોલતા મોઢા ઉપર તમારા બીજા હાથની
ચાર આંગળીઓ અને
નાક ઉપર તમારો અંગૂઠો.

ત્રણ મિનિટ બસ થાય
સ્ત્રીને ભોંય ભેગી કરવા.

આંખ અદ્ધર અને જીભ બહાર.

પોતાના બાવડા ઉપર લોહીના ચાંભા
કે કાંડા ફરતો સોજો કે અરીસામાં રાતું ગુલાબ;
તેણે આમાંનુ કંઈ જોવું ન પડે પછી.

સાચું કહેવા જતાં માઠું પરિણામ ભોગવ્યાની
આ વાત છે.

આ વાત છે
તમે કામે લગાડેલા તમારા બે હાથની.

# ગલી ખૂણે કૉલેજ

□ કેનીથ પેચન □ સુ. દ.

આવતે વરસે કબરનું ઘાસ આપણને ઢાંકી દેશે
હમણાં આપણે ઊભાં છીએ, અને હસીએ છીએ;
પસાર થતી છોકરીઓ જોઈએ છીએ;
ઢસડાતા ઘોડાઓ પર શરત બકીએ છીએ, સસ્તો
જીન પીએ છીએ.
આપણી પાસે કરવાનું કશું નથી; જવાનું ક્યાંય નથી;
આપણે કૈં નથી.

ગયે વરસે એટલે કે એક વરસ પહેલાં જ, કશુંય
વિશેષ નહીં.
તે વખતે આપણે ન્હાના ન્હોતા, હવે આપણે મોટા
નથી.

જુવાન માણસ પાસે હોવો જોઈએ એવો દેખાવ
કરવામાં આપણે પહોંચી વળીએ છીએ.
આમ કે તેમ : ચ્હેરાની પાછળ આપણને કશું થતું
નથી.

મરશું ત્યારે કદાચ આપણે પૂરેપૂરા મરશું પણ નહીં.
આખ્ખે રસ્તે આપણે કશું જ ન્હોતા; સૈનિકો પણ
નહીં.

આપણે અપમાનિત, ભાઈ, તરછોડાયેલા છોકરાઓ
કાળા અંધારા પ્રદેશમાં ઊંઘમાં ચાલનારાઓ
જ્યાં એકાંત આપણા ગળા પરનું ગંદું ચપ્પુ છે
ઠંડા તારાઓ આપણને જોયા કરે છે, યાર
ઠંડા તારાઓ અને વેશ્યાઓ.

# આંગળી વાઢીને અક્ષર મોકલું

'માણસ ઉર્ફે રેતી ઉર્ફે દરિયો' અને 'મુકામ પોસ્ટ માણસ' પછી નયન દેસાઈનો આ ત્રીજો કાવ્યસંગ્રહ 'આંગળી વાઢીને અક્ષર મોકલું' ભગવતીકુમાર શર્માની પ્રસ્તાવના સાથે પ્રગટ થયો છે. આ સંગ્રહનાં ઓગણસિત્તેર કાવ્યોમાં ગીત, ગઝલ, સૉનેટ અને છાંદસઅછાંદસ કૃતિઓ છે.

પહેલી અગિયાર રચનાઓને 'ગીતા-કાવ્યો' શીર્ષક નીચે મૂકી છે. નયનનો આ લાક્ષણિક પ્રયોગ છે. શ્રીમદ્ભગવદ્ગીતાના મર્મસ્પર્શી અંશો શ્લોકોના ભાવને કેન્દ્રમાં રાખીને એકથી છ રચનાઓ ગઝલસ્વરૂપમાં કરી છે, સાતમી કૃતિ ગઝલની જેમ રદીફકાફિયા જાળવીને મધ્યકાલીન હિન્દી કાવ્યની ઢબે ને તેવી બાનીમાં માત્રામેળમાં રચી છે તો આઠમી કૃતિ પણ ગઝલની જેમ અંત્યપ્રાસ જાળવીને દીર્ઘલયમાં રચી છે; દસમી કૃતિ ગીત છે. અભિવ્યક્તિના આ પ્રયોગો સાથે ગીતાના મર્મને નયને નિજી સર્જકતાથી ઉઘાડ આપીને મૌલિક સર્જન કર્યું છે :

> આ શ્વાસોના સમરાંગણમાં માણસ નામની ધૂળ ઊડે છે.
> *
> બારીઓ ! હે બારીઓ ! આકાશ તો આવ્યું નહીં
> ને હથેળીમાં હવે પીગળી રહેલો સૂર્ય છે.
> *
> આંગણું કે ઐરાવત હોય; મન ક્યાંય જંપતું નથી;
> બોર હોય કે બોરસલ્લી, મન ક્યાંય ટકતું નથી...
> *
> આમ ફરફરવું અને ઊડવું નહિ–નો અર્થ શો ?

આજે કુરુક્ષેત્ર તો શ્વાસોમાં જ છે અને મનને ક્યાં ક્યારેય જંપ છે ? આમ કવિ ગીતા-સંદર્ભે આજના જીવનનાં ચિંતનાત્મક કાવ્યો રચે છે.

'ટેબલ વિશે ગઝલ'માં કવિ સમયનો વિશાળ પટ ને પલટાતી મોસમ આ બે પંક્તિઓમાં કેવી સૂચકતાથી વ્યક્ત કરે છે :

**આ જ હતું ટેબલ કે જેણે ફૂલગુલાબી મઘમઘતા કૈં પત્રો વાંચ્યા,**
**આ જ હવે ખાનામાં 'જનકલ્યાણ' મળે છે, લ્યો, ટેબલને તાળું મારો... !**

રોમેન્ટિક યુવાની ને બુઢાપાની નરમાશ પછી બીજી પંક્તિનો ઉત્તરાર્ધ ટેબલને તાળું મારવાની સાથે જિંદગીનેય તાળું મારવાનું સૂચવતો નથી ?

આવી સુંદર ચિત્રાત્મક પંક્તિઓ પણ આ જ કવિ સર્જે છે :

**રોજ સવારે મારા ઘર પાસેથી માછણ જાતી રે,**
**ચાલ ઊછળતી દરિયો દરિયો ને મોજાવંત છાતી રે !**

*

**શ્યામ મુખ, ભમરાળી આંખો, બોલે છબછબિયાળું,**
**ક્યાંક હવામાં તરતી લાગે, હોડી સમ ઝૂક જાતી રે !**

કેટલીયે પંક્તિઓ ટાંકવાનું ગમે એવી સુંદર, સૂત્રાત્મક, વ્યંજનાત્મક પંક્તિઓ અહીં અનેક રચનાઓમાં છે. અભિવ્યક્તિના પ્રયોગો કરતા રહેવું એ કોઈ પણ સાચા સર્જકનો સ્વ-ભાવ હોય. આ કવિ પણ કાવ્યસ્વરૂપ, છંદ, લય, પ્રાસ, શબ્દપ્રયોગો ઈત્યાદિમાં પ્રયોગશીલ રહ્યા છે અને પ્રયોગશીલ નહીં એવી, એટલે કે પરંપરાગત રચનાઓમાં પણ કવિ નિજી અવાજ સાથે પ્રગટ થયા છે. આનો અર્થ એવો નથી કે આ રચનાઓની કોઈ મર્યાદા જ નથી. કેટલાક શબ્દોના અતિપ્રયોગ, અભિવ્યક્તિની એની એ રીતિનું પુનરાવર્તન આ સંગ્રહમાં પણ જોવા મળે છે.

કોઈ પણ કવિના સંગ્રહમાં બધી જ કૃતિઓ એક સરખી ઉચ્ચાંક સિદ્ધ કરે એવું ભાગ્યે જ બને. નયનની પણ આ સંગ્રહની કેટલીક રચનાઓ બહુ સાધારણ કક્ષાની છે– 'પંજાબ ઓ પંજાબ' જેવી ગદ્યરચના તથા સૉનેટ રચનાઓ, પ્રીતિકાવ્યો વગેરે સામાન્ય કૃતિઓ છે.

આમ છતાં કવિ કહે છે :

**ગઝલની આ ભાષા પરિચિત છે કિન્તુ,**
**દરેક શબ્દમાં કૈં અકળ વ્યક્ત કરીએ**

કાવ્યપદાર્થ વિશેની આ કવિની સભાનતા જ એમને અનેક મર્યાદાઓમાંથી ઊગારવાનો માર્ગ ચીંધશે જ.

**–અશોક શાહ**

[નયન હ. દેસાઈ, 'આંગળી વાઢીને અક્ષર મોકલું,' ૧૯૮૮, સાહિત્યસંકુલ, સુરત, પૃ. ૮૮, કિ. રૂ ૧૮-૦૦]

# આંગળી વાઢીને અક્ષર મોકલું

'માણસ ઉર્ફે રેતી ઉર્ફે દરિયો' અને 'મુકામ પોસ્ટ માણસ' પછી નયન દેસાઈનો આ ત્રીજો કાવ્યસંગ્રહ 'આંગળી વાઢીને અક્ષર મોકલું' ભગવતીકુમાર શર્માની પ્રસ્તાવના સાથે પ્રગટ થયો છે. આ સંગ્રહનાં ઓગણસિત્તેર કાવ્યોમાં ગીત, ગઝલ, સૉનેટ અને છાંદસઅછાંદસ કૃતિઓ છે.

પહેલી અગિયાર રચનાઓને 'ગીતા-કાવ્યો' શીર્ષક નીચે મૂકી છે. નયનનો આ લાક્ષણિક પ્રયોગ છે. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મર્મસ્પર્શી અંશો શ્લોકોના ભાવને કેન્દ્રમાં રાખીને એકથી છ રચનાઓ ગઝલસ્વરૂપમાં કરી છે, સાતમી કૃતિ ગઝલની જેમ રદીફકાફિયા જાળવીને મધ્યકાલીન હિન્દી કાવ્યની ઢબે ને તેવી બાનીમાં માત્રામેળમાં રચી છે તો આઠમી કૃતિ પણ ગઝલની જેમ અંત્યપ્રાસ જાળવીને દીર્ઘલયમાં રચી છે; દસમી કૃતિ ગીત છે. અભિવ્યક્તિના આ પ્રયોગો સાથે ગીતાના મર્મને નયને નિજી સર્જકતાથી ઉઘાડ આપીને મૌલિક સર્જન કર્યું છે :

**આ શ્વાસોના સમરાંગણમાં માણસ નામની ધૂળ ઊડે છે.**

*

**બારીઓ ! હે બારીઓ ! આકાશ તો આવ્યું નહીં**
**ને હથેળીમાં હવે પીગળી રહેલો સૂર્ય છે.**

*

**આંગણું કે ઐરાવત હોય; મન ક્યાંય જંપતું નથી;**
**બોર હોય કે બોરસલ્લી, મન ક્યાંય ટકતું નથી...**

*

**આમ ફરફરવું અને ઊડવું નહિ–નો અર્થ શો ?**

આજે કુરુક્ષેત્ર તો શ્વાસોમાં જ છે અને મનને ક્યાં ક્યારેય જંપ છે ? આમ કવિ ગીતા-સંદર્ભે આજના જીવનનાં ચિંતનાત્મક કાવ્યો રચે છે.

'ટેબલ વિશે ગઝલ'માં કવિ સમયનો વિશાળ પટ ને પલટાતી મોસમ આ બે પંક્તિઓમાં કેવી સૂચકતાથી વ્યક્ત કરે છે :

**આ જ હતું ટેબલ કે જેણે ફૂલગુલાબી મઘમઘતા કૈં પત્રો વાંચ્યા,**
**આ જ હવે ખાનામાં 'જનકલ્યાણ' મળે છે, લ્યો, ટેબલને તાળું મારો... !**

રોમેન્ટિક યુવાની ને બુઢાપાની નરમાશ પછી બીજી પંક્તિનો ઉત્તરાર્ધ ટેબલને તાળું મારવાની સાથે જિંદગીનેય તાળું મારવાનું સૂચવતો નથી ?

આવી સુંદર ચિત્રાત્મક પંક્તિઓ પણ આ જ કવિ સર્જે છે:

**રોજ સવારે મારા ઘર પાસેથી માછણ જાતી રે,**
**ચાલ ઊછળતી દરિયો દરિયો ને મોજાવંત છાતી રે!**

*

**શ્યામ મુખ, ભમરાળી આંખો, બોલે છબછબિયાળું,**
**ક્યાંક હવામાં તરતી લાગે, હોડી સમ ઝૂક જાતી રે!**

કેટલીયે પંક્તિઓ ટાંકવાનું ગમે એવી સુંદર, સૂત્રાત્મક, વ્યંજનાત્મક પંક્તિઓ અહીં અનેક રચનાઓમાં છે. અભિવ્યક્તિના પ્રયોગો કરતા રહેવું એ કોઈ પણ સાચા સર્જકનો સ્વ-ભાવ હોય. આ કવિ પણ કાવ્યસ્વરૂપ, છંદ, લય, પ્રાસ, શબ્દપ્રયોગો ઈત્યાદિમાં પ્રયોગશીલ રહ્યા છે અને પ્રયોગશીલ નહીં એવી, એટલે કે પરંપરાગત રચનાઓમાં પણ કવિ નિજી અવાજ સાથે પ્રગટ થયા છે. આનો અર્થ એવો નથી કે આ રચનાઓની કોઈ મર્યાદા જ નથી. કેટલાક શબ્દોના અતિપ્રયોગ, અભિવ્યક્તિની એની એ રીતિનું પુનરાવર્તન આ સંગ્રહમાં પણ જોવા મળે છે.

કોઈ પણ કવિના સંગ્રહમાં બધી જ કૃતિઓ એક સરખી ઉચ્ચાંક સિદ્ધ કરે એવું ભાગ્યે જ બને. નયનની પણ આ સંગ્રહની કેટલીક રચનાઓ બહુ સાધારણ કક્ષાની છે– 'પંજાબ ઓ પંજાબ' જેવી ગદ્યરચના તથા સૉનેટ રચનાઓ, પ્રીતિકાવ્યો વગેરે સામાન્ય કૃતિઓ છે.

આમ છતાં કવિ કહે છે:

**ગઝલની આ ભાષા પરિચિત છે કિન્તુ,**
**દરેક શબ્દમાં કૈં અકળ વ્યક્ત કરીએ**

કાવ્યપદાર્થ વિશેની આ કવિની સભાનતા જ એમને અનેક મર્યાદાઓમાંથી ઊગારવાનો માર્ગ ચીંધશે જ.

–અશોક શાહ

[નયન હ. દેસાઈ, 'આંગળી વાઢીને અક્ષર મોકલું,' ૧૯૮૮, સાહિત્યસંકુલ, સુરત, પૃ. ૮૮, કિં. રૂ. ૧૮-૦૦]

# પ્રતિશ્રુતિ

નેવું કાવ્યોનો આ અનૂદિત સંગ્રહ ભારતની અઢાર અને પરદેશની પંદર ભાષાઓની કાવ્યસૃષ્ટિમાં લઈ જાય છે –ડૉ. જયા મહેતાની કલમે. અહીં કવિઓના પાંસઠ કાવ્યો છે, તો કવયિત્રીઓનાં પચ્ચીસ કાવ્યો છે. કવિ અને કવયિત્રી એવી કોઈ જાતિ સર્જકને હોતી નથી, તેમ છતાં આ ગણિત રજૂ કરવાનું કારણ એ છે કે ભારતના જ નહીં, સમગ્ર વિશ્વના જુદી જુદી ભાષાઓના સાહિત્યમાં સ્ત્રીસર્જકોની નોંધ લેવાતી નથી ને લેવાય છે, તોયે ડાબે હાથે. સાવકા બાળક જેવો વર્તાવ તેમની પ્રત્યે થાય છે. આ સંગ્રહમાં મેરીલ મુર, એડના સેન્ટ વિન્સેન્ટ, મિલે, મરીના ત્સ્વેતાયેવા, આન્ના આખ્માતોવા, અલિઝાબેથ જેનિગ્સ, નેલી સાકસ, માર્ગારેટ ચેટરજી, માયા એન્જેલો, શીયો, નિર્મળપ્રભા બાર્ડોલાઈ, કૃષ્ણા રૈણા, પદ્મા સચદેવ, નીલા પદ્મનાભન, અમૃતા પ્રીતમ વગેરે કવયિત્રીઓ અને ટી. એસ. એલિયટ, જશાં ફ્રોલે, બોદલેર, કાલિંદીચરણ પાણિગ્રહી, યુ. ચી. હાન, જયંત મહાપાત્ર, ચંદ્રશેખર પાટીલ, અજ્ઞેય વગેરે દેશપરદેશના કવિઓની રચનાઓના અનુવાદ છે અને ડૉ. સુરેશ દલાલની પ્રસ્તાવનાનો લાભ પણ આ સંગ્રહને મળ્યો છે. આ પહેલાં પણ જયા મહેતાએ મૌલિક તેમ જ અનૂદિત કાવ્યસંગ્રહો આપ્યા છે. મરાઠી કવિતા વિંદા કરંદીકર અને આરતી પ્રભુ, અમૃતા પ્રીતમ : પ્રતિનિધિ કવિતા, અનુગુંજ (મરાઠી કવિતા) વગેરે એમાંના કેટલાક છે.

આ કાવ્યસંગ્રહનાં પાનાં ફેરવતાં લાગે છે કે અમુક ભાષા, દેશ, કવિઓ, વિષય –એવો કોઈ નકશો તૈયાર કરીને આ અનુવાદો થયા નહીં હોય ને એટલે જ અનેક કાવ્યો વાંચતાં જે માણ્યાં હશે ને અનુવાદમાં અવતારવાનું અનુકૂળ લાગ્યું હશે એ કાવ્યોના અનુવાદ કર્યા હશે. કોઈ બંધન વગર, મર્યાદા વગર, ભાર વગર સહજપણે થયેલી કાવ્યપસંદગીને પરિણામે આ અનુવાદોમાં પણ ખૂબ સાહજિકતા વરતાય છે. સ્વાભાવિક છે કે દરેક કવિની એક એક જ કૃતિ અહીં છે, એટલે તે તે કવિની કાવ્યસૃષ્ટિનો પરિચય તો ન જ થાય, પરંતુ ઘણાંખરાં કાવ્યો વીસમી સદીનાં છે એટલે આ સદીની દેશપરદેશની કાવ્યાનુભૂતિની આછી ઝાંખી થાય. આ દૃષ્ટિએ જોતાં આજના મનુષ્યની નિરાશા-હતાશા, વ્યથા-વેદના, અસલામતી અને ભયની લાગણી, નારીવાદી ભાવના વગેરેનું નિરૂપણ અહીં વિશેષ જોવા મળે છે :

**ભય પ્રસરે છે એક માણસમાંથી બીજા માણસમાં અજાણપણે**

**(–ચાર્લ્સ સિમિક)**



શોધું છું ગુલાબ
પામું છું બરફ (–મારિયા વીને)

□

પેટ ખાલી હોય ત્યારે
હરિયાળીને શું કરવી ?
ઓઢવી કે પાથરવી ? (–કૃષ્ણ કમલેશ)

□

અમારી પાંખો વાવાઝોડાના માર્ગે ફફડે છે
પ્રકાશ, ક્યાં છે પ્રકાશ ?
(–નવકાંત બરુઆ)

પણ અહીં કેવળ વ્યથા જ વ્યથાનાં કાવ્યો નથી. જીવનના આનંદની ક્ષણોની શબ્દલિપિ પણ અહીં છે :

તમે રંગ વગરનાં ચશ્માં પહેરો
તો જોઈ શકો
આવું દૃશ્ય :
પોપટના પીંછાનો લીલો રંગ
વરસાદમાં લીમડાના ઝાડના
લીલા રંગ જેવો છે (–માર્ગરિટ ચેટરજી)

□

વર્ષોના અંતર પછીની ઓળખાણ
કેટલી મધુર છે
કેટલી મીઠી છે
જે હજી પણ હયાત છે (–કૃષ્ણા રૈણા)

□

મારી ચારે બાજુએ વીંટળાઈ વળશે કેટલાયે હસતા ચહેરા;
હું લહેરથી જીવ્યા કરીશ.
(–પ્રતિમા સેનગુપ્તા)

લગભગ બધા અનુવાદો ગદ્યમાં છે; તેમાં પણ ગદ્યની છટાઓ ને ગદ્યલય સરસતાથી ઊતર્યા છે. ચંદ્રકાંત શાહે જયા મહેતાના કાવ્યાનુવાદને પ્રાસાદિક અને અનુસર્જનની કક્ષાએ પહોંચે તેવાં સરસ કહ્યા છે તેની પ્રતીતિ આ સંગ્રહના અનુવાદ પણ કરાવે છે.

–અશોક શાહ

[અનુ. જયા મહેતા, પ્રતિશ્રુતિ, ૧૯૮૮, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ. પૃ. ૮૪, કિ. ૩૦/- રૂા]

# મોરારીબાપુની કથાનું શ્રવણ કરતા ધ્યાનમગ્ન કવિ વિપિન પરીખને

☐ મેઘનાદ હ. ભટ્ટ

વિપિનભાઇ,
તમે પ્રસન્ન નેત્રે સંતશ્રી મોરારીબાપુની કથાનું ધૃતિમય અંજન
કરતા'તા
ત્યારે
સરિયામ ધોરી માર્ગે
'પીક અવર'ની અડફેટમાં કચડાઇ ગયેલા
તમારા વિખ્યાત 'બલદ'ને અગ્નિદાહ આપવા
સ્મશાને ગયો'તો હું
સ્મશાનમાં તે જ સમયે
ચિરંજીવ રોહિતને અગ્નિસંસ્કાર કરવા આવેલી
રાણી તારામતી પાસે રાજા હરિશ્ચંદ્ર
પોતાના શેઠવાણોતર માટે 'કટકી' માગી રહ્યા'તા
અને ત્યારે જ,
વિપિનભાઇ, તે જ વણબોટાયેલી ક્ષણે
તમારા 'બલદ'ને
મેં દેવનારના કસાઇખાને 'ભેટ' આપી દીધો'તો
તમને મળેલી પ્રસન્ન અંજનની 'કડકી'
દેવનારના એ કસાઇઓને તમે પહોંચાડી દેશો ?
વિપિનભાઇ,
તમારા એ 'બલદ' માટે તમે એટલુંય ન કરો ?

'બલદ'- કવિ વિપિન પરીખના વિખ્યાત કાવ્યનું એક પ્રતીક

# ત્રણ તિર્યક્ રચનાઓ □ મનહર મોદી

(૧)
કીડી

એક રસ્તો હોય
ચલાય જવાય અને અવાય
કોક વેળા કોઈથી મળાય હળાય ખવાય પિવાય.
કદીક બે હાથ ભેગા થાય
સુંદર ખોબો રચાય
એવી મારા મનની લાગણી
હજી સુધી હું સંતોષી શક્યો નથી
એનું મને દુઃખ છે.

મારી કને
કેટલાંય વર્ષોથી
એક કતાર
હારબંધ
ઢગલેઢગલા
જાતજાતની અને ભાતભાતની
કીડીઓ
આવ-જા કરતી રહી છે.

એમાંની ત્રણ કીડીઓ સાથે
મારો સંબંધ
આજેય એવો જ છે
પચરંગી અને અપ્તરંગી.

આ કીડીઓ વિશે થોડુંક કહું :

એક કીડીનું નામ છે
આંખુડી.
એ આંખથી ચાલે છે
મારી આંખને આકર્ષે છે
મને નજીક બોલાવે છે
મારા હોઠ પર ઝડપઝડપથી તીખાંતીખાં બચકાં ભરે
ગરમગરમ ઉનાંઉનાં ચુંબન ચોડે છે
અને એ કાર્ય પૂરું થાય ન થાય
ત્યાં તો
એ મારા શરીરના અત્યંત નાજુક
અને મહત્ત્વના ભાગ ઉપર
ચટાક કરતીકને ચટકા ભરે છે
'ઓય મા!' એમ કરવાનો વારો જ ન આવે
એટલી ઝડપથી એ વૉર્નિંગ આપે છે :
'ખબરદાર, માને યાદ કરી છે તો!
કાચો ને કાચો ચટકી ખાઈશ!!'
અને એ ધિરિધિરિ
મારા આખા શરીરને ખણે છે
અને કટકે કટકે ખોતરે છે.

બીજી કીડીનું નામ છે
લીલુડી.

એક દિવસ
કેટલીક લાલ કીડીઓ
હાથમાં હાથ નાખી
વિક્ટોરિયા ગાર્ડનમાં ફરવા ગઈ.
એય મોજમસ્તીથી
રસ્તા વચ્ચે ચાલતી ચાલતી

□ રુમિ
(પર્શિયન)

ગંદી ગલીમાં સૂર્યપ્રકાશ
એનો અભાવ રણકે મારા કાનમાં
જીવનભરના પ્રેમ માટે
બતાવી શકાય એવું કશું નહીં.
કેવળ
આ ભાંગેલું પાત્ર, આ આંસુઓ.

એ તો એ દોડે એ દોડે
કે ન પૂછો વાત!
એમની ચાલ જોવા શુક્કરવારની ગુજરી
એક ઠેકાણેથી ઊઠીને
બીજે ઠેકાણે ભેગી થઈ ગઈ.
લાલ દરવાજેથી
જતી-આવતી
તમામ બસો અધવચ્ચે અટકી ગઈ
કંડક્ટરોના હાથમાં પૅસેન્જરોના પૈસા
અને પૅસેન્જરોના હાથમાં કંડક્ટરોની ટિકિટો
બધું સટાસટ ફટાફટ.
આજુબાજુના વિસ્તારની ગાયો અને ભેંસો દોડવા લાગી.
એક પછી એક
લાલ લાલ કીડીઓ કચરાવા લાગી.

એમાંથી
જે એક માત્ર બચી
તે
ભયથી કે શાથી
લીલી થઈ મને વળગી પડી.
મેં એને સાન્ત્વન આપ્યું.
મારે ઘેર લઈ ગયો.

ત્યારથી
તે
આજ દિન સુધી
હું
એનું મારાથી થાય એવું
જતન કરું છું.

## એક તસ્વીર સે

□ આદિલ મન્સૂરી

યાદ હૈ
તુમ ચાંદ કે હોંટોં કો
છૂના ચાહતે થે?
યાદ હો તો
ફ્રેમ સે બાહર નિકલ કર
પાસ આઓ
ઔર દેખો
ચાંદ કે ટુકડે
હતેલી મેં લિયે
કબ સે ખડા હૂં.

ત્રીજી કીડી
મારી કલ્પનાનો વિષય છે.
એ એની મનગમતી રીતે મોટી થાય
નાની થાય
કૂદે
નાચે
હરે ફરે વગેરે
જે કરવું હોય તે કરે.

એ
રોજ સવારે
મને
કાચી ઊંઘમાંથી જગાડે છે
મારાં
સોનેરી સપનાંનો
કચ્ચરઘાણ કરે છે
મને ગાળો ભાંડે છે
મારાં બાવડાં પકડે છે
કાચી કાચી
કૂણી કૂણી
કાકડીની માફક
મને
કચડ કચડ
ભચડ ભચડ
ચાવે છે.

એ
મારા ઘરમાં ખખડે છે
પર્વત પરથી ગબડે છે

## સૈબ કે પેડૌ કે નીચે...

□ આદિલ મન્સૂરી

સૈબ કે પેડોં કે નીચે
નર્મ ભીની ઘાસ પર
ચિપકે હુએ શબનમ કે કતરોંમેં
સુલગતે લમ્સ* કે સૂરજ કે સાયે
ખુદકશી* કરને સે પહલે
ટૂટતી નઝરેં ઉઠાયે
આસ્માં સે પૂછતે હૈં:
"કૌન પહલે... ?"

* લમ્સ=સ્પર્શ
* ખુદકશી=આત્મહત્યા

નદી, સરોવર છલકે છે
મલકે છે ભઈ મલકે છે
મારો માંહ્યલો
રાતોપીળો ઉજાગરે..

મારા બે હાથ ભેગા થાય
એક સુંદર ખોબો રચાય
એની હું અને મારી આ ત્રણેય કીડીઓ
રાહ જોઈએ છીએ યુગોથી
અમે ગાઈએ છીએ :
એક સુંદર ખોબો
હો હો !
એક ઉંદર બોખો
હો હો !
એક ગુંદર ઠોબો
હો હો !

ખોબારાજ !
આવો આવો !
હું
અને મારી ત્રણેય કીડીઓ
રાહ જોઈએ છીએ યુગોથી.
અમને ચારેયને
અને તમારેય અમારી સાથે જોડાવું હોય તો
આપણને પાંચેયને
એક સુંદર ખોબાવાળી
અદ્‌ભુત અદ્‌ભુત
નાનીનાની મોટીમોટી આછીઆછી અમથીઅમથી
ગોળગોળ રૂપેરીરૂપેરી

□ રુમિ
(પરિચયન)
તું ચંદ્ર છે: હું તારો ચહેરો છું હોજમાં.
મારો ચહેરો ઝીલીને તે રાતે તેં મને કહ્યું 'તું,
એ હું કેમ ભૂલી શકું, 'હું હંમેશાં તારી છું.
તારો પ્રેમ આવ્યો મારામાંથી; હું તારો આત્મા છું.'

આકાશના અણા જવા
આંખની કણી સરિખડી
પારસમણિની પગલીઓ પાડતી
નાચતીકૂદતી
લાલલાલ ભૂરાંભૂરાં કાળાંકાળાં
મીઠાંમીઠાં ખાટાંખાટાં તીખાંતીખાં
જાણ્યાંજાણ્યાં માણ્યાંમાણ્યાં
ગાંડાંગાંડાં ઘેલાંઘેલાં ડાહ્યાંડાહ્યાં ડમરાંડમરાં
જાતભાતનાં રંગબેરંગી
ચટકા ભરતી
પોતાને અડકતીઅડકતી વળગતીવળગતી કરડતીકરડતી
કીડીઓ કીડીઓ કીડીઓ
બનાવ બનાવ બનાવ.

(૨)

**માખી**

એક માખી
સરરર સર
ફરરર ફર
આમથી તેમ ઊડાઊડ કરે છે.

આજે સવારે
મારી આંખ ઊઘડી ત્યારે
મેં એને સામેના ઘરમાં
નિરાંતે બેઠેલી જોઈ હતી.

તે પછીથી
હું ચા-પાણી નાસ્તો કરી
મારા રૂમમાં પાછો આવું છું

☐ રુમિ
(પર્શિયન)
ક્યાંય પણ તમને જો હાલરડું સંભળાય
છોડી દેજો; સલામતી એ જ અંતિમ ભય.
તમે કોઇ કથાકારને મળો ત્યારે -
જાણી લેજો કોઇક મકાન ખેદાનમેદાન થઇ ગયું છે.

અચાનક
મારા ઘરનાં બારીબારણાં ઊઘડ્યાં
કે ખખડયાં.
ચકલીએ સાદ પાડ્યો
ચીંચી
કાગડાએ નઠોર થઈ
'કા કા' કર્યું.
મને થયું :
હું ગાઉં
કા કા ચીંચીં મીમી.

માખીને
હું જોઉં છું
તો
એ છે સ્થિર.

આ કાવ્યસર્જનના સમયગાળા
દરમિયાન
એ
ધીરિધીરિ
મોટી થતી ગઈ છે.
એના હાથ-પગ પ્રસરી રહ્યા છે.

આજ સુધી
મેં જોઈ નથી
એવી
આ માખી
કયા ઈતિહાસની
કઈ ભૂગોળની વંશજ હશે

એ અંગે વિચાર કરું છું
ત્યાં તો
એ ગાયબ.
સામેના મકાનની
બાજુના
મકાનમાંથી
એ
મને 'બાય બાય' કરે છે

રસ્તે
ચાલતાંચાલતાં
ખબર પણ ના પડે
અને ધોધમાર વરસાદ તૂટી પડે
અને આપણે પલળતાંપલળતાં
ધ્રૂજતા હોઈએ
ત્યારે
કોઈ ભાઈ કે બહેન
'હલો' કરી
ઓળખાણ કાઢી
પોતાની છત્રીનો કેટલોક ભાગ
આપણા ભણી ધરે
એમ
મારું સામેનું અને એની બાજુનું ઘર
એક કરીને
સરરર સર
ફરરર ફર
પાંખો ફફડાવતી
અહીં
તહીં

આમ તેમ
ઊડાઊડ કરતી
મારી દોસ્ત માખી
મસમોટી છત્રીનું રૂપ ધારણ કરવા
પ્રયત્ન કરી રહી છે.

હું
મારા ઘરના
ધોધમાર વરસાદમાં
પલળતોપલળતો
ધ્રૂજ્યા કરું છું.

ખરું કહું છું
મારું ઘર રમ્મતગમ્મતનો અદ્‌ભુત ખજાનો છે
ઉત્તર-દક્ષિણની દીવાલો કાળી
મેં એક બિલાડી પાળી.
પૂર્વપશ્ચિમને અંડુ અંડુ થવા કરે છે.

(૩)
ગરોળી
એક ગરોળી
કયાંથી
કદાચ મારી આંખમાંથી
મેં જોયેલા દૃશ્યમાંથી
લીલા લીલા લીમડાની એક તીણી ડાળમાંથી
વાંકીચૂંકી વાડમાંથી
ધીરે ધીરે
મક્કમ પગલે
આગળ વધી રહી છે.
અત્યારે

આ લખી રહ્યો છું ત્યારે
એ સ્થિર છે.
મેં કોઈ પુસ્તકમાં વાંચ્યું છે
એ પ્રમાણે
કોઈ ધ્યાનસ્થ મુનિ
અથવા
નિજરંગમાં મસ્ત સૂફી
બહારથી ચૂપ
અને અંદર ડૂબાડૂબ
ડૂબકીદાવ ખેલે છે
તેમ
ગરોળી મૌનવ્રતધારિણી શ્વેતવસ્ત્રસુહાસિની
છાનીમાની
કદાચ કોઈ જંતુ
કોઈ જીવડું
મળે
તો
પોતાના પેટને રાજી કરવા ચાહે છે.
એની આંખો ચકળવકળ છે
એની પૂંછડીમાં ૪૬૦ વોલ્ટનો કરંટ છે
એના પંજામાં એની તરાપને ધારધાર ઉછાળતી કુદાવતી
ડોલાવતી લોભાવતી
એ આમ ગઈ
કશુંક પકડયું મોંમાં.
એ તેમ ગઈ–
કશુંક છટકયું એના વાઘનખની તરાપથી એ માથું પછાડે
છે.
દીવાલને બચકું ભરે છે ખરરર ખરે છે
થોડીક સફેદી

□ રૂમિ
(પર્શિયન)

જો મેં જાણ્યું હોત કે પ્રેમ આટલો જંગલી છે
તો મેં પ્રેમના મકાનના દરવાજા બંધ કરી દીધા હોત
ઢોલ પીટીને, બરાડયો હોત 'દૂર રહેજો!'
પણ હું મકાનમાં છું... અસહાય...

એનું મોં લોહીલુહાણ
દીવાલ પર ગરોળીના લોહીનો લાલ રંગ રેલાય છે
લાલ રંગનું લોહી ગોળ ગોળ ઘૂમે છે
ચક્કર ચક્કર એક વિષચક્ર રચાય છે
ગરોળી ફસાય છે
પોતાની આંખમાં
પોતાના પંજામાં
પોતાની તરાપમાં.
હું
આ લખું છું
ત્યાં સુધીમાં
ગરોળી
મારા ઘરની બધી દીવાલોમાં ફરી વળી છે
એના રંગ-સ્વભાવ-આકાર મુજબની
ગરોળીઓ
એણે ઠેર ઠેર સર્જી છે.
એ કૂદે છે
આ દીવાલે
એ નાચે છે
ઓ દીવાલે
એ રાચે છે પોતાનામાં
આ દીવાલે ઓ દીવાલે પેલી દીવાલે
કોઈ પણ દીવાલે.
ખબર નથી
ક્યાંથી
અને કઈ રીતે
મારા ઘરની દીવાલનો
અ-તૂટ ભાગ બની ચૂકેલી
ગરોળી

મારી નજીક
સાવ નજીક
આવી રહી છે.
હું એની પૂંછડી પકડું છું
ગોળ ગોળ ઘુમાવું છું
ફીણ ફીણ ફિણાવું છું
ફંગોળું છું ધકેલું છું દૂર-સુ-દૂર.
અરે, અરે, પણ આ શું ?
મેં કદી જેને જોઈ નથી
ઓળખી નથી
જગતના ઈતિહાસમાં જેનો જોટો નથી
એવી
એક કાળી ગરોળી
લાંબા દાંતથી
રાક્ષસી નહોરથી
સિંહની ગર્જનાથી
વાઘની ત્રાડથી
નાનીનાની આછીઆછી અમથીઅમથી
ફૂલપગલીથી
મારા મનમાં ધીરે ધીરે ઊગેલી
ઊછરેલી વિકસેલી
વિચારધમકીથી
મને પકડી રહી છે
બહારથી અને અંદરથી
હું ખરું છું
ખરરર ખર
આ લખું છું ત્યારે
એટલું ઉમેરી લઉં
હું મરું છું
મરરર મર
ખરરર ખર.

□ રુમિ

(પર્શિયન)

જ્યારે હું ઉદાસ હોઉં છું
ત્યારે હું ઝળહળતો હોઉં છું.
જ્યારે હું ભાંગેલો હોઉં છું, ત્યારે તૃપ્ત.
જ્યારે હું પૃથ્વી જેવો
શાંત અને મૂગો હોઉં છું
ત્યારે મારાં ક્રંદનો
આકાશને પણ કંપાવે એવાં હોય છે.

# વી. પી. સિંહની કવિતા □ અનિલ જોશી

વર્ષો પહેલાં કવિમિત્ર શેખાદમ આબુવાલા પાસેથી વી. પી. સિંહનું નામ સાંભળ્યું હતું. વી. પી. સિંહ માંડાના રાજાસાહેબ છે અને સક્રિય રાજકારણ સાથે સંકળાયેલા છે એથી વિશેષ હું રાજાસાહેબ વિષે બહુ જાણતો નહોતો. આમેય રાજકારણ સાથે જોડાયેલી વ્યક્તિવિશેષ માટે મારી મુગ્ધતા બહુ ઓછી હોય છે પણ વિશ્વનાથ પ્રતાપ સિંહનો એક ઉમદા સર્જક તરીકેનો પરિચય મને ડૉ. ધર્મવીર ભારતી અને કવિ સૂર્યભાનુ ગુપ્ત દ્વારા થયો. વી. પી. સિંહની કેટલીક કવિતાઓ વાંચ્યા પછી મને થયું કે આ ડાળહેવાયું પંખી ખુરશી પર બેસી ગયું છે : વી. પી. સિંહની કવિતામાં એક હાડસાચા સંવેદનનો સ્પર્શ છે. માંડાના રાજવીના આ દત્તકપુત્ર પાસે વ્યંજનામંડિત ચોટદાર અભિવ્યક્તિ છે. એટલું જ નહીં પણ જીવનના ઊંડાણનો પણ અનુભવ છે. આજથી ત્રણેક વરસ પહેલાં વી. પી. સિંહની કવિતા વાંચ્યા પછી મેં 'જન્મભૂમિ પ્રવાસી'માં એક લેખ લખ્યો હતો ત્યારે વી. પી. સિંહ નાણાપ્રધાન તરીકે રાજીનામું આપીને મુક્ત પંખીની જેમ વિહરતા હતા. વી. પી. સિંહના મૂડને નજીકથી જોઈએ તો એવું લાગ્યા વિના ન રહે કે આ કવિ ખુરશીનો જીવ નથી પણ ડાળનો જીવ છે. 'ખુરશી પર વ્યંગ કરતાં કવિ લખે છે :

યહ કહુવાઈ હુઈ કાઠ કી કુર્સી
ઔર વહ ઝૂમતી હુઈ ડાલ
ફર્ક
ઈસ પર મૈં ઔર ઉસ પર પરિંદે હૈં

અહીં તમે જુઓ કે કેટલી બધી સ્વાભાવિકતાથી કવિએ ડાળ અને ખુરશી વચ્ચે ભેદરેખા દોરી આપી છે ! વૃક્ષની હરીભરી ડાળ એ પંખીનું બેસણું છે. અહીં મને ખુરશી વિષે કવિ સૂર્યભાનુ ગુપ્તની કેટલીક ચોટદાર પંક્તિઓ યાદ આવે છે. કવિ કહે છે :

કુછ લોગ
મરને કે બાદ જૈસે
પ્રેતયોનિમેં ભટકતે હૈં
કુછ પેડ ભી
ઠીક ઉસી તરહ
કટને કે બાદ
કુર્સિયાં બનતે હૈં

કેટલાક માણસો દિવંગત થયા પછી પ્રેતયોનિમાં ભટકે છે એમ કેટલાંક ઝાડ પણ કપાયા પછી ખુરશી બની જાય છે. અહીં વૃક્ષના ભોગે બનતા ફર્નિચર સામે ધારદાર વ્યંગ છે : વી.પી. સિંહને ખુરશીની એલર્જી છે કારણ કે એ જાણે છે કે વૃક્ષની ડાળ એ જ કવિનું સાચું સરનામું છે. અને ખુરશી એ વ્યવસ્થાનું સરનામું છે. વી. પી. સિંહની કવિતાની વિશેષતા એ છે કે એ અત્યંત લાઘવથી મનોગતને પ્રગટ કરી શકે છે. દાખલા તરીકે :

તુમ મુઝે ક્યા ખરીદોગે ?
મૈં મુફ્ત હૂં

'તમે મને શું ખરીદશો ? હું મફતમાં છું'. અહીં તમે જોઈ શકશો કે બહુ જ ઓછા શબ્દોમાં કેટલી ચોટદાર અભિવ્યક્તિ સધાઈ છે ! આ સૃષ્ટિ ઉપર જે કાંઈ મફતમાં મળે છે એને ખરીદાઈ જવાનો કોઈ ભય નથી રહેતો કવિ વી.

પી. સિંહ ટપાલમાં આવેલા પરબીડિયા વિશે લખતાં ખૂબ વ્યંગાત્મક રીતે કહે છે :

**પૈગામ તુમ્હારા**
**ઔર પતા ઉનકા**
**દોનોં કે બીચ**
**મૈં હી ફાડા જાઉંગા**

'સંદેશો તમારો, અને સરનામું એનું, આ બેઉની વચ્ચે હું જ ફાટી જઈશ'. આપણા રોજબરોજના અનુભવની વાત છે કે ટપાલ આવે ત્યારે પરબીડિયામાંથી કાગળ કાઢી લીધા પછી પરબીડિયું ઉર્ફે કવર તરત ફાટીને કચરાટોપલીમાં પડી જાય છે. કવિએ અહીં 'પરબીડિયા'ની વ્યથાને ઉચિત વાચા આપી છે. વી. પી. સિંહના કવિકર્મની વિશેષતા એ છે કે કવિ સામાન્ય વિષયને પોતાની આગવી પ્રતિભાના સ્પર્શથી અસામાન્ય બનાવી દે છે. "યાદ" અથવા "સ્મરણ" પર લખતાં કવિ કહે છે :

**અરે**
**યાદોંકી મજદૂરીમેં ભી**
**બકાયા ?**

'અરે, યાદોની મજૂરીમાંય ઉધારી ?' અહીં તમે જુઓ કે કોઈને યાદ કરવામાં ઉધારી ન ચાલે એટલી સાદી વાત કેટલા ઓછા શબ્દોમાં કહેવાઈ છે ! કવિ વી. પી. સિંહનો ભાષા સાથેનો ઘરોબો એટલો સ્વાભાવિક છે કે કશું કૃત્રિમ નથી લાગતું. કવિ સિનેમાના સફેદ પડદાને (સ્ક્રીનને) વિષય બનાવીને કવિતા લખે ત્યારે માનવીના જીવનદર્શનની ઝાંખી પણ આપી દે છે. દાખલા તરીકે :

**કિતની રંગીનિયોં કો ઝેલ ચુકા હૂં**
**સિનેમા કી સ્ક્રીન કી તરહ**
**ઔરોં કે લિયે કહાની હૂં**
**અપને લિયે કોરા હૂં**

સિનેમાના પડદા પરથી કેટલાં બધાં રંગીન દૃશ્યો પસાર થઈ જાય છે. પ્રેક્ષકોને મન સિનેમાનો પડદો એ વાર્તા છે પણ ફિલ્મ પૂરી થાય ત્યારે પડદા પાસે કોરીધાકોર એકલતા સિવાય કાંઈ બચતું નથી. વી. પી. સિંહની આ કાવ્યપંક્તિઓમાં જલકમલવત્ અસ્તિત્વના અણસારા જોવા મળે છે : સિનેમાનો પડદો બધું જ ઝીલી લે છે પણ પોતાની પાસે કાંઈ સંઘરતો નથી. કવિ વી. પી. સિંહ કોઈ વાર લાઉડ થિંકિંગ પણ કરી નાખે છે. 'કાળાધોળા' પર લખતાં કવિ કહે છે :

**કૌન નહીં કરતા હૈ**
**"વ્હાઈટ" સે "બ્લૅક" ?**
**કુછ કરતે હૈં હિસાબ સે**
**કુછ કરતે હૈં ખિજાબ સે**

કવિ કહે છે કે અહીં કોણ 'વ્હાઈટ'માંથી 'બ્લૅક' નથી કરતું ? કોઈ હિસાબથી કરે છે તો કોઈ હેરડાઈથી વ્હાઈટના બ્લૅક કરે છે. આ પંક્તિઓમાં કવિ વી. પી. સિંહે ભારતીય અર્થતંત્રનાં લૂગડાં ઉતારી નાખ્યાં છે. કવિ અત્યારના સમય પર લખતાં અત્યંત વેધકતાથી કહે છે :

**મુફલિસ સે ચોર બન રહા હૂં**
**પર ઈસ ભરે બાજારમેં ચુરાઊં ક્યા ?**
**યહાં વહીં ચીજે સજી હૈં**
**જિન્હેં લૂટાકર**
**મૈં મુફલિસ હો ચુકા હૂં**

'હું મુફલિસમાંથી ચોર બની ગયો છું પણ આ બજારમાંથી હું શેની ચોરી કરું ? અહીંના બજારમાં જે કંઈ ચીજવસ્તુઓ દેખાય છે તે લૂંટાવીને જ હું મુફલિસ બની ચૂક્યો છું. "અહીં તમે જોઈ શકો છો કે કવિએ મુફલિસીને પણ કેવું ગૌરવ પ્રદાન કર્યું છે ! પોતે જે જિંદગીભર લૂંટાવી દીધું

હોય એની ચોરી કઈ રીતે કરી શકાય ? કવિ વી. પી. સિંહ અરીસાને બરાબર ઓળખે છે. કવિ કહે છે :

**આઈનેને**
**કિસી સૂરતકો**
**અપનાના નહીં સીખા**
**ઉસ કી યહી અકડ હૈ જો**
**ચકનાચૂર હોની હૈ**

"અરીસાને કોઈ ચહેરાને સંઘરી રાખવાનું આવડતું નથી. અરીસો ક્યારેય ચહેરાઓની સંગ્રહખોરી કરતો નથી. એ જ એનો અહંકાર છે. અહીં કવિ મનોજ ખંડેરિયાની પંક્તિઓ પણ યાદ આવી જાય છે :

**આયના જેમ હું તો ઊભી'તી ચૂપ**
**ગયું મારામાં કોઈ જરા જોઈને**

હું અરીસાની જેમ સાવ ચૂપ ઊભી હતી ત્યાં મારામાં કોઈ જોઈને જતું રહ્યું. સૂર્યભાનુ ગુપ્ત તો સાવ નૈસર્ગિક ભાષામાં એમ કહે છે :

**પાની જો સો ગયા**
**આઈના હો ગયા.**

કોઈ જેલમાં પુરાયેલો કેદી 'પેરોલ' પર છૂટે એ ક્ષણને કવિ વી. પી. સિંહ કેટલી બળકટતાથી પ્રગટ કરે છે ! આ માટે એક જ ઉદાહરણ જોઈએ. કવિ કહે છે :

**ઉસકે ચહેરે કે ચહર દીવાર પર**
**કિતનોંને અપને વિજ્ઞાપન ચિપકાયે**
**ઔર વહ એક ઉમ્રકૈદી કી તરહ**
**અપને હાથોંમેં**
**'પેરોલ' કી દરખાસ્ત લે કે રહ ગઈ.**

કવિ વી. પી. સિંહ પાસે એક આગવી જીવનદૃષ્ટિ છે. એની ખાતરી એમના શબ્દોમાંથી મળી રહે છે. આજે ધાર્મિકતાના પ્રદૂષણમાં વી. પી. સિંહ કવિતા 'ભગવાન'ને વિષય બનાવીને એક કવિતા લખે છે ત્યારે એમાંથી નર્યું વાસ્તવ નીતરતું દેખાય છે. કવિ કહે છે :

**"ભગવાન હર જગહ હૈ ઈસ લિયે**
**જબ કભી જી આતા હૈ**
**ઉસે મુઠ્ઠીમેં કર લેતા હૂં**
**તુમ ભી કર સકતે હો**
**દોનોં કે ભગવાનમેં કૌન મહાન હૈ**
**નિર્ભર કરતા હૈ**
**કિસકી મુઠ્ઠી બલવાન હૈ."**

આજે ધાર્મિકતા એટલી હદ સુધી વકરી છે કે ભગવાન એક વપરાશનું સાધન બની ગયા છે. દરેક સંપ્રદાય લક્સ સાબુની જાહેર ખબરની જેમ ગળું ફાડીને કહે છે કે "અમારા ભગવાન વાપરો અને ઘરમાંથી મચ્છરો દૂર કરો." ભગવાન તો બધી જ જગ્યાએ છે પણ આપણે ભગવાનને મુઠ્ઠીભર બનાવી દીધા છે : ભગવાન એ ભગવાન છે. જગતના કોઈ પણ ભગવાન કછુઆ છાપ અગરબત્તી નથી કે એને સળગાવો એટલે દૂરિતના મચ્છર ઊડી જાય ! કવિ વી. પી. સિંહ ખૂબ માર્મિકતાથી કહે છે કે ભગવાનની સાર્વત્રિકતાએ દરેકની મુઠ્ઠીને એને પકડવાની સ્વતંત્રતા આપી છે. જેની મુઠ્ઠી બળવાન હોય એનો ભગવાન મહાન બની જાય છે. અહીં કવિએ માર્મિક વ્યંગ કર્યો છે કે ભગવાનને કોઈ દિવસ મુઠ્ઠીમાં પકડી શકાય નહીં પણ આપણે મુઠ્ઠીની ભાષાનું ધાર્મિકતાની બારાખડીમાં રૂપાંતર કરી નાખ્યું છે.

વિશ્વનાથ પ્રતાપ સિંહની કવિપ્રતિભાને ઓળખવાનું શ્રેય 'ધર્મયુગ'ના ભૂતપૂર્વ તંત્રી ડૉ. ધર્મવીર ભારતીને જાય છે. ડૉ. ધર્મવીર ભારતી 'ધર્મયુગ'ના તંત્રી હતા ત્યારે એક માણસ કવિતા આપીને જતો

રહ્યો. એ કવિતા એટલી બધી ચોટદાર હતી કે ધર્મવીર ભારતીએ 'ધર્મયુગ'માં પ્રસિદ્ધ કરી હતી. વી. પી. સિંહની પહેલી કવિતા 'વિશ્વનાથ'ના નામે 'ધર્મયુગ'માં પ્રસિદ્ધ થઈ હતી. વી. પી. સિંહે પ્રસિદ્ધિ માટે કવિતા મોકલી ત્યારે એ ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાન હતા પણ મજાની વાત તો એ છે કે ધર્મવીર ભારતીને એ વાતની ખબર સુદ્ધાં વી. પી. સિંહે પડવા ન દીધી કે આ કવિતા ઉત્તર પ્રદેશના મુખ્ય પ્રધાને મોકલી છે : ખુદ ધર્મવીર ભારતીને પણ મોડી મોડી ખબર પડી છે કે 'વિશ્વનાથ'ને નામે મને કવિતા મોકલતો કવિ એ બીજો કોઈ નહીં પણ વિશ્વનાથ પ્રતાપ સિંહ છે. અહીં આપણે એ જોઈ શકીએ છીએ કે સત્તાના ઉચ્ચ આસન પર બેઠેલો માણસ પોતાની કવિતા કોઈ તંત્રીને મોકલે છે ત્યારે સત્તાનું ઓળખપત્ર નથી બતાવતો પણ ભાષાનું ઓળખપત્ર બતાવે છે. કવિ વી. પી. સિંહની આ ગરવાઈ હૃદયસ્પર્શી છે. ધર્મવીર ભારતીને ઘેર ત્રણેક વરસ પહેલાં યોજાયેલી ખાનગી કવિ - મહેફિલમાં કવિ વી. પી. સિંહે કવિતાપાઠ કર્યો હતો તેને ઉપસ્થિત શ્રોતાઓ આજે પણ યાદ કરે છે.

કવિ વી. પી. સિંહે ડૉ. ધર્મવીર ભારતી પરના એક પત્રમાં કહ્યું કે કૈલાસજીએ તમને યાદ કર્યા, જે મળી તે મોકલી રહ્યો છું. ચૂંટીને પ્રસિદ્ધ કરજો.

તમે મારી કવિતાઓ સાથે મારી મુલાકાત કરાવી આપો છો. નહીં તો એ કવિતા પણ appointment ની પ્રતીક્ષા કરતી રહે છે.

ખૂબ ધન્યવાદ.

મળવાની ખૂબ જ ઈચ્છા છે. મળવાવાળાઓમાંથી છટકીને મળી લઈશ.

તમારો વિશ્વનાથ.

("સમકાલીન'માંથી સાભાર)

## પૂ. દર્શકને : □ મનોહર ત્રિવેદી

મરમી, તમે રે ઉઘાડયાં ભોગળ - આગળા...
ખંખેર્યાં જાળાં ને ગાર - ગોરમટી
મન મૂકી ધોળી એક એક ભીંત
ખોરડાં ચાળ્યાં ત્યાં ઝળહળ ઓરડા
પાણિયારે ઢાળ્યાં ભીનાં ગીત
ઝૂલ્યાં રે તોરણ ઝૂલ્યા ચાકળા....
આંગણે સુકાતી કોળી ડાળખી
અડકયા નાં નીતર્યાં જયાં નીર
લીલી રે બોલાશું ફરકી પાનમાં
પાને પાને બેઠાં કાબર - કીર
કીધા, રે અળગા જી તડકા આકરા...
મરમી, તમે રે ઉઘાડયાં ભોગળ - આગળા...

□ રમેશ પારેખ

છુટ્ટી ફેંકેલ છરી જેવી આ સાંજ છે

આંખમાં કે કાનમાં હું ક્યાં બાંધું ઢાલ ?
ખીમો થઈ જાય બધા લોંઠકા ખયાલ
હલ્લાને ખાળવાનું હાડમાં ન જોર
નાડીઓમાં પંખીઓનો અઢળક કલશોર

બરછી ફરશે કે ફરી જેવી આ સાંજ છે

એવું તે કેવું છે આ મારું લોહી ?
કે ઘાતકીપણાથી સાંજ મારા પર મોહી ?
સાંજ મને જીભ વડે ચાટે છે એમ
શંકાળુ વાઘણ વરસાવતી હો પ્રેમ !

હિંસા કરશે કે કરી જેવી આ સાંજ છે

## ગીત □ રમેશ પારેખ

જેને સાથિયો ય ચીતરતાં આવડે નહીં એવી આંગળીનો અમને છે ધોખો

સૂરજનાં આભૂષણ પહેરીને ઝાડ પૂછે પાનને કે, લાગું છું કેમ ?
ત્યારે થાતું કે આ ઝાડવાને પોતાની કેવડી ઉંમરનો છે વ્હેમ !
ઊગે સવાર ત્યારે સૌ-સૌની જાતમાંથી પ્રકટે ના વૈભવ કાં નોખો ?

સપનાને જોવું ને સપનાને પથ્થરમાં કોતરવું એ બેમાં ભેદ
ધૂળને જુએ તો ધૂળ કંકુ થઈ જાય એવી આંખોને કોણ કરે કેદ ?

ઉંબરને વાચા જો ફૂટે તો શું કહે ? કહે, આ પરોઢિયાને પોંખો... !

## તુણ્ડિલતુણ્ડિકા □ વિનોદ જોશી

નવમા દાયકાના કવિઓમાં વિનોદ જોશીએ 'પરંતુ' (કાવ્યસંગ્રહ ૧૯૮૪), 'શિખંડી' (દીર્ઘકાવ્ય ૧૯૮૫) અને હવે આ પદ્યવાર્તા 'તુણ્ડિલતુણ્ડિકા' (૧૯૮૭) આપીને ઠીકઠીક અપેક્ષાઓ જગાવી છે. કાવ્યનાં બીજાં બે પુસ્તકો પણ પ્રગટ થવામાં છે. કાવ્ય ઉપરાંત એમના ત્રણ વિવેચનસંગ્રહ પ્રગટ થયા છે, બે વિવેચનસંગ્રહો અને એક લઘુનવલ પ્રગટ થવામાં છે. કવિના કંઠે કાવ્યપઠનની કૅસેટ 'પરંતુ' પણ પ્રગટ થઈ ચૂકી છે (૧૯૮૬), જેનું સંયોજન સુરેશ દલાલે કર્યું છે.

'પદ્યવાર્તા' એ મધ્યકાલીન કાવ્યસ્વરૂપ. એને શામળે ખૂબ અજમાવ્યું અને મધ્યકાલીન સામાન્ય પ્રજાએ ખૂબ ખૂબ માણ્યું પણ ખરું. લગભગ બે સૈકા પછી, વિનોદ જોશી આ કાવ્યસ્વરૂપને નવેસરથી ઉપયોજે છે અને 'પદ્યવાર્તા'ને 'કાવ્યવાર્તા' કહેવા પ્રેરે, એટલું જ નહીં 'વાર્તાપ્રિય' કરતાં 'કાવ્યપ્રિય' ભાવકોને સવિશેષ આકર્ષે એટલી કાવ્યસિદ્ધિ પણ કરે છે એ નાનીસૂની વાત નથી, અને એટલે જ સુમન શાહ જેવા વિદ્વાન વિવેચક એની વિસ્તૃત પ્રસ્તાવના લખીને, એના ગુણદોષોની ચર્ચા કરીને, એને મોકળે મને બિરદાવતાં લખે છે : "દોહરામાં આટઆટલી કાવ્યશીલ અભિવ્યક્તિની ગુંજાઈશ દર્શાવીને વિનોદે છંદવિશારદો માટે એક નાનોશો ઈતિહાસ સર્જ્યો છે..." દોહરા ઉપરાંત કવિએ ગદ્ય, ગીત વગેરેનો સમુચિત પ્રયોગ કરીને રચેલું આ સમગ્ર કાવ્ય માણવા જેવું છે, તેમાંની થોડીક પંક્તિઓ જોઈએ :

દુઃખે આખ્ખું ડિલ સોજા ચડતા શ્વાસને

*

રૂંવાડાં કરમાય/ એ પળ આવી એકદા

*

પરપોટા પર ચીતર્યા/ કોણે ઘોડાપૂર ?

*

ગોતી જોયાં મૂળ/ સગડ મળ્યા નહીં શ્વાસના

*

શુભ્રપોયણી શમણે આવે/ નાભિદણ્ડ લગરીક હલાવે
અંગઅંગમાં પંચમસૂરે/ લલિતરાગિણી પલપલ સ્ફુરે

*

બીચ ન આયા નાતારિસ્તા/ દેહ થયો સળવળ આહિસ્તા
કોઈ કશો પ્રતિકારં ન કીધો/ માંસલ ધડકનનો મય પીધો

*

સિતાંશુએ 'પ્રવીણ જોશીને અલવિદા' અને 'જટાયુ'માં મધ્યકાલીન

આખ્યાનશૈલીને સફળતાથી પ્રયોજી : આજે વિસરાતા જતા ખંડકાવ્યના સ્વરૂપનેય ચીનુ મોદીએ 'બાહુક'માં નવીન રીતે અજમાવ્યું, તો ધીરુ પરીખ છપ્પાના સ્વરૂપમાં કંઈક કરવા મથ્યા અને વિનોદ જોશી આરંભથી જ પ્રયોગશીલ રહ્યા એ આવકાર્ય છે.

– જયા મહેતા

[વિનોદ જોશી, તુણ્ડિલતુણ્ડિકા, ૧૯૮૭, પાર્શ્વપ્રકાશન, અમદાવાદ, પૃ ૧૮+૭૨, મૂલ્ય રૂ. ૧૫.]

## જોરાવર ગ્રામકન્યાનું ગીત □ રમેશ પારેખ

ઠોંસો મારું તો થાય ઠેં
એવા એક છોરા પર મરી પડું મેં !

આફૂડી આફૂડી કૉળ્યું ચડે છ એનું ઊતરેલું ડાચડિયું જોઈ
નહીં તો એ છોરામાં એવું તે શું છે કે જે મારા બાવડામાં ન્હોય ?

સાવઝની ફટવે છે ફેં
ઈ હાથ મારા ખાઈ ગિયા છોરાથી ભે ?

બકરાઓ ચારવાનું મેલી ઈ ભૂત એક ઝાડવામાં આંખ્યું ચરાવતો
એક ઝાડમાંથી ઝાડ કેટલાંક આંખ એની જોતી કે છેડો ના આવતો

દાઝ ઘણી ચડતી રે છે !
ઈ દાઝનો ઉતાર પણે બેઠો ઈ છે !

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

### ટચલી આંગલડીનો નખ

ટચલી આંગલડીનો નખ
લટમાં પરોવી હું તો બેઠી, સજન !
મુંને એક વાર કાગળ તો લખ.
કૂંપળ ગોતું ને જડે ઝાકળનું ઝૂમખું,
વ્હાલમજી બોલ, એવા અંજળનું નામ શું ?

ચૂમી ચૂમી કરી એંઠી, સજન !
હવે લૂછી દે પાંપણનાં દખ.

છાતીમાં સૂનમૂન પાળ્યાં પારેવડાં,
પાતળિયા પૂછ, એના પડછાયા કેવડા ?

છાલક ના જાય જરી વેઠી, સજન !
મુંને ઘોળી દે ઘૂઘવતાં વખ.

– વિનોદ જોશી

વર્ષો પહેલાં બચુભાઈ રાવતે એક કાગળમાં એવું લખ્યાનું યાદ છે કે છંદો લખવા તો હજી સહેલા છે, પણ ગીત લખવાં મુશ્કેલ છે. ગીતની મુશ્કેલી ભાવને અનુરૂપ લય સિદ્ધ કરવાની. બીજી મુશ્કેલી લયમાં શબ્દો તણાઈ ન જાય એ જોવાની. ગીતમાં સામાન્ય રીતે નાજુક ભાવ હોય, એટલે ગીત ઊર્મિલ ન થઈ જાય એની તકેદારી રાખવાની.

વિનોદ જોશી આ ગીતમાં બધી જ મુશ્કેલીઓને ઓળંગી ગયા છે અને મુશ્કેલીનું કેલીમાં રૂપાંતર કરીને કાવ્ય સિદ્ધ કર્યું છે. વેણીભાઈના એક ગીતનો પ્રારંભ એવો છે :

**જેવા નાહ્યા પછીના નખ કૂણા,**
**સખીરી મારા સાજન છે એવા સલૂણા**

આ કાવ્યની નાયિકા ફિલ્મની નાયિકા નથી. આપણી હિંદી ફિલ્મમાં પ્રેમની વાત આવે ત્યારે શરમની મારી એ ધરતી ખોતરતી હોય, તરણું ચાવતી

હોય, હથેળીમાં ફૂલ રમાડતી હોય, - આવું કશું ચીલાચાલુ ચિત્ર નથી. આ નાયિકા તો ટચલી આંગળીનો નખ લટમાં પરોવી બેઠી છે. આ કોઈના દિગ્દર્શન હેઠળ થયેલી ક્રિયા નથી. આં થતાં થઈ ગયેલી વાત છે : 'લટમાં પરોવી હું તો બેઠી સજન' - આ ઉદ્‌ગારમાં સ્વાભાવિકતા છે - નાયિકાની અનાયાસ થઈ ગયેલી ક્રિયાની - એ પ્રતીક્ષા કરે છે કાગળની. પ્રેમના સ્પર્શ પછી જગતને જોવાની દૃષ્ટિમાં જ ફેર પડી જાય છે. ક્યારેક નિયતિ સવળી તો ક્યારેક નિયતિ અવળી લાગે. કૂંપળને ગોતીએ ને ઝાકળનું ઝૂમખું જડે. 'ઝાકળનું ઝૂમખું' એ શબ્દપ્રયોગમાં પણ મૌલિકતા અને તાજગી છે. આ કઈ જાતનું અંજળ, આ કયો ઋણાનુબંધ ? પ્રતીક્ષાનો પણ ક્યાંક અંત આવવો જોઈએ. સંબંધ બંધાયો હોય એટલું પૂરતું નથી, સંબંધ સચવાવો જોઈએ. વિરહમાં વ્હાલમનો કાગળ એ તૂટતા મકાનના ટેકા જેવો છે. સંબંધ બંધાયાની તો વાત છે જ. ચુંબનની વાતથી એ સ્પષ્ટ કર્યું છે, પણ હવે 'પાંપણનાં દખ લૂછી આપ.' આખું કાવ્ય મિલનમાં ખરડાયેલી ને વિરહમાં તરડાયેલી ઉક્તિરૂપે છે. છાતીમાં પારેવડાં છે, પણ એ સ્વજનના અભાવે અને પત્રના અભાવે સૂનમૂન છે. આ સૂનમૂન પારેવડાંના પડછાયા કેવડા હોય એની જવાબદારી કાવ્યનાયક પર જ નાખી છે. કંઈક એવો છેતરાયાનો પણ અણસાર છે. સામે ચાલીને કહે છે કે તું મને ઘૂઘવતાં વખ હવે ઘોળી આપ. ટચલી આંગળીના નખમાં કવિએ ગોવર્ધનવેદના મૂકી છે.

### □ રુમિ

**(પર્શિયન)**

કેટલાય સમયથી હું તો માનતો'તો કે
આ હૃદય મારું છે.
હું એને કયાંય પણ મૂકી ન શકું, મિત્રો કને પણ નહીં.
મારી પ્રિય વ્યક્તિ મને છોડી ગઈ છે.
અને તારી નજીક આવી છે -
સાચવીને રાખજે
જેને મેં કેટલાંય આંસુઓથી રાખ્યું હતું.

## સરોવર - સ્તવન □ હર્ષદ ચંદારાણા

બુંદ વિના જળ કિમ ભવતિ, વણ મોતી કિમ હંસ
કમળ વિના સરોવર નવ જીવિ, પુત્ર વિના નવ વંશ

વૃક્ષ વિના તટ કહિ પિરિ જીવિ, પર્ણ વિના કિમ ડાળ
પવન વિના નૌકા નવ બઢતિ, વણ પથ્થર કિમ પાળ

વિહગ વિના માળો કિમ રહતિ, વણ કલરવ કિમ વાયુ
પાંખ વિના ગગને કિમ કટતિ, વણ પ્રિયજન કિમ આયુ

દૃશ્ય વિના આંખો નવ ઠરતિ, હાથ રહે નવ ચૂપ
લહર સંગ લેખન અબ ચલતિ, આલેખું તવ રૂપ

## □ રુમિ

(પર્શિયન)

હું પહાડ છું; એનો અવાજ આ પડઘો
હું ચિત્રકળા છું; એની પીંછી મને સતત બદલે છે
એની ચાવી ફરે ત્યારે
હું કિચૂડાતું તાળું -
તમે હજી પણ માનો છો કે આ શબ્દો
'મારા' છે ?

ખૂન

□ યેવતૂશેન્કો □ સુ. દ.

(રશિયન)

તારા કરતાં વધુ સુંદર રીતે કોઇ કરતાં કોઇ સૂતું નથી.
પણ મને ભય છે.
કે તું હમણાં થોડીક જ વારમાં જાગી જશે,
અને, હળવેથી પસાર થતા, મને ઉદાસીન દૃષ્ટિથી
સ્પર્શશે,
અને સૌંદર્યનું ખૂન કરશે.

## Three Poems : By Anil Joshi

## □ Translated By Nita Ramaiya

### 1

### DO NOT SCARE ME OF THE FALL!

My branches have no leaves
Do not scare me of the fall !

The bird-laden air gets away from me and sways
that's what I feel in the early monsoon days
I may now, the wood of a mango tree be,
but lives still the tree in me

I am no dry twigs set in a nest.
Do not scare me of a lightning !

No branch can now the weight endure
of even an ant to be secure
I watch leaves answer the earth's call
and ask myself : how long will it take to fall ?

I am no water arranged in snow
Do not scare me of the sun !

My branches have no leaves
Do not scare me of the fall !

## 2.

## RE SIFTED SIFTED ARE WE

Re sifted sifted are we through the minutest pores of a sieve

The body turned to flour is all scattred
Lust for illusive life is not yet shattered

Re pricked are we by lifeless soundless forms the attic and roofholes weave !

Don't ask about our lonely gates : why do happy events not occur
We don't put leaf-hangings up there as trees may bleed if we pluck leaves
Don't shoo away my heart like a crow if from a roof-top it screams
Re bring at least a thread to my pyre the spindle of my body spins

Re sifted sifted are we through the minutest pores of a sieve

Re how can we help if a sparrow takes a single stick to be a nest
Re how can we do away with the egg someone lays in a nest

Re sifted sifted are we through the minutest pores of a sieve

## 3.
## A SNOW-BIRD

We are a snow-bird, re Brother, that melts while cooing cooing.

Severe summer floats in scorching air
And we stand with our body bare
A lotus-petal may be collecting
The drops of our body melting

We started off at noon shadowed by the feathers falling falling !
We are a snow-bird, re Brother, that melts while cooing cooing.

We are now fawn-coloured all
Between the forest green and dry
We turn golden at the sunset
When we fly in the glow of the sky

Like the koel in a tree at nightfall, we go on cooing cooing
We are a snow-bird, re Brother, that melts while cooing cooing.

## ☐ નાથાલાલ જોશી

ભગવદ્-ગુણચિન્તનનું સાતત્ય ચેતનાને ઊંચી
સપાટીએ મૂકે છે.
સ્વરૂપચિન્તન ભાવસંવેદનાને ઉત્કૃષ્ટ
બનાવે છે,
યથાર્થ ભક્તિયોગ આથી બને છે.
જીવનધારામાં પ્રવિષ્ટ ચિન્તન અને ભાવ
પ્રજ્ઞાનો ઉન્મેષ કરે છે,
પ્રતિભા સર્જન કરે છે.
વિભક્ત અવસ્થા અખંડ બને છે,
જીવન વેરાન નથી રહેતું; રમણીય ઉદ્યાન
બને છે.

## ☐ કિશોર શાહ

એક નિ:શ્વાસ
જ્યારે હૃદયમાંથી નીકળીને
આકાશ તરફ જાય છે ત્યારે
આકાશ તરફ ઊર્ધ્વગતિ કરતી
પ્રાર્થનાઓને ભેદી નાખે છે.
સૂર્ય પોતાને વાદળોથી ઢાંકી દે છે
ચંદ્ર ધીમે ધીમે ક્ષય થતો જાય છે.
આકાશમાં વસતો કહેવાતો ઈશ્વર
ધ્રૂજી ઊઠે છે નખ - શિખ.
ભાગ્ય સાથે રમતા ગ્રહો
પોતપોતાનું અનુકૂળ સ્થાન શોધવા
રઘવાયા થઈ દોડે છે.

ત્યારે
કોઈક વ્યથિત આંખોમાં
દરિયો ખળભળે છે
અને ટીપે ટીપે ટપકે છે.
આંખોમાં રણ ઉગે છે.
રણમાં ઝાંઝવાં : ઝાંઝવામાં સમુદ્ર :
સમુદ્રમાં ક્ષિતિજ : ક્ષિતિજમાં આકાશ;
આકાશમાં બ્રહ્માંડ.
બધું જ રૂમાલના છાના ખૂણે
ધીમે ધીમે શોષાય છે
અને રહી જાય છે
કેવળ ખારાશ.

□ **જયા મહેતા**

મને થયું, કવિતા લખું.
કવિતા કહે,
વાદળના ગડગડાટ ને વીજળીના કડાકાને
મુઠ્ઠીમાં પકડી લાવ, પછી હું આવું.
અથવા જા,
જોગના જલપ્રપાતને પંપાળીને સ્પર્શીને આવ,
તો હું તને મળું.
નહીં તો એમ કર,
ધસમસતા ઘોડાપૂરમાં સામે તીરે નીકળી જા,
હું ત્યાં જ ઊભી છું.
આવું બધું ન બને તો હવે એક જ રસ્તો છે,
શિશુની આંખે ને મુગ્ધાના હૃદયે ને માતાની મમતાથી
વિશ્વભરને નીરખ્યા કર,
હું તારી જ છું.

□ **जया मेहता** □ **जशवंती दवे**
**(गुजरातीकाव्यम्).**

जातं मे मनसि कवितां करोमि इति
कविता कथयति,
मेघगर्जनां विद्युत्-निर्घोषं
मुष्टौ गृहीत्वा आगच्छ।
अथवा गच्छ,
जोगजलप्रपातं मृदु परामृश्य आगच्छ,
ततः मिलिष्यामि त्वाम्।
अन्यथा एवं कुरु,
अतिरभसा वहतां सरिज्जलानां पारं गच्छ,
अहं तत्रैव स्थिताऽस्मि
इदं सर्वं कर्तुं यदि न क्षमः तर्हि एकः एव मार्गः,
विश्वसमस्तं पश्य सततं
शिशोः दृष्टया, मुग्धायाः हृदयेन, मातुः वात्सल्येन
अहं तु तवैव

## ત્રણ ગીતો □ હરીન્દ્ર દવે

[૧]

સંગમાં લઈને યાદ સૂતો, તું છતમાંથી
ડોકાયો છલકાતા વ્હાલે,
ચમકીને આમતેમ જોયું તો એ જ તારાં
નેણની વસંત સૌ દીવાલે.

કલ્પવૃક્ષ હેઠળ પ્રવાસીની ઝંખનાનો
વિસ્મયથી થાતો સરવાળો,
ગૂંચ જેમ વધતી દેખાય, એમ પાસે ને
પાસે કળાય એનો તાળો,
દુનિયા આખીએ સાથ છોડયો, ત્યાં આવીને
કેમ કરી હાથ મારો ઝાલે!

દૂરના મલકથી આ તારો અવાજ
જાણે અધરાતે રોશની નીતરતી,
આગમુખી શિખરોનો કેફ મને આટલો
ને લેશ ના કળાય તને ભરતી!
ઉત્તરમાં અટવાતા લોકને અચાનક કાં
આંજી દીધા એ સવાલે.

[૨]
ગેબથી કરે છે કોઈ ગોઠડી, ને સંભળાય
ઝીણો ઝીણો એ સૂર કાને,
દેવ આ તળેટીથી શિખરોની દુનિયાને
દેખાડે, વાત કોણ માને ?

ચંદરનો વેશ સર્યો, લજ્જાની મારી
રાધા કાનુડાને અંગેઅંગ વળગી,
છૂટા આ કેશ અને મીચેલાં લોચન :
આ જાત હવે કેમ રહે અળગી,
પારને મલકથી આ પડઘાતા બોલ
મને સમજાવી જાય ઘણું સાને !

વૃંદાવન વૈકુંઠને તેડું કરે, ને
તેડે હેમાળો જમુનાનાં નીર,
મોરપિચ્છ ક્યાંક અહીં તરતું દેખાય
કોઈ ગોપી શોધે છે એનાં ચીર,
સૂતરના એક એક તાંતણાઓ ટીપકી થઈ
ટંકાયા ચિત્તના વિતાને

[૩]
કાન ક્યાં ક્યાં મળ્યા છે, વાત કોને કરીએ ?
મહર મીરાં ન જાણે હોઠ કેમ ખોલીએ ?

નહીં કોઈ એંધાણ એનાં હોય ત્યાં,
મારાં સુખ-ભીનાં લોચનને લ્હોય ત્યાં,
મળ્યો સૂરનો સગડ તો એ જ વાટ લઈએ
કાન ક્યાં ક્યાં મળ્યા છે વાત કોને કરીએ ?

એણે ચીંધ્યો એ સંગ લઈ ચાલ્યા,
એણે દીધો એ રંગ લઈ ચાલ્યા,
એણે સરજ્યું જે એ જ સુખ માની લઈએ
કાન ક્યાં ક્યાં મળ્યા છે, વાત કોને કરીએ ?

# બીજાઓ માટે કહાની : મારે માટે કોરોધાકોર

□ હરીન્દ્ર દવે

*[તા. ૨૪-૫-૧૯૮૭ના રોજ રવિવારના 'પ્રવાસી'માં પ્રગટ થયેલો લેખ અહીં રજૂ કરીએ છીએ.]*

*"તુમ અબ જાઓ*
*તેરી યાદ આ રહી હૈ*
*તેરી મૌજુદગી મેં*
*વહ શર્માયગી."*

"તું હવે જા. તારી યાદ આવી રહી છે. તને અહીં જોશે તો એ શરમાઈ જશે'. આ કાવ્યપંક્તિઓ હૃદયને સ્પર્શી ગઈ હતી. આ કોઈ કવિને જ સૂઝે એવી ઉપમા છે. આ કવિનું નામ ભારતના હૈયે ને હોઠે છે. ભારતના બધા લોકો કવિતા વાંચતા નથી, એ જાણું છું ત્યારે આ વાત અતિશયોક્તિ લાગે. છતાં એમાં લગારે અતિશયોક્તિ નથી. આ કવિતા વિશ્વનાથ પ્રતાપ સિંહ નામના ઉત્તર ભારતના કવિની છે. ઈત્તફાકન, એ ભારતના નાણાપ્રધાન તથા સંરક્ષણપ્રધાનના હોદ્દાઓ શોભાવી ચૂક્યા છે. કોઈક સમયે એ ઉત્તર પ્રદેશના મુખ્ય મંત્રી પણ હતા. અત્યારે સંસદના સભ્ય છે : ઠીકઠીક ચર્ચાના ચોતરે ચડેલા છે, પણ ઉપરની પંક્તિઓ કોઈ રાજપુરુષની નહીં, કવિની જ લાગે છે.

મારા એક સાથી કાર્યકરે તેમને એક વાર દૂરદર્શન પર કવિ સંમેલનનું સંચાલન કરતા જોયા હતા. "આ રાજપુરુષ છે એવું મને લાગ્યું જ નહીં," એ સાથીએ કહ્યું. હમણાં કવિ અનિલ જોષીને મળવા સાયન હૉસ્પિટલમાં ગયો (કવિ કેવી કેવી જગ્યાએ પોતાના ચાહકોને મળવા બોલાવે છે !) ત્યારે સૂર્યભાનુ ગુપ્તાએ "લાકડું અને ખુરશી" નામની વિશ્વનાથ પ્રતાપ સિંહની કવિતાની વાત કરી. વિશ્વનાથ પ્રતાપ સિંહે કવિતાસંગ્રહ પ્રગટ નથી કર્યો, પણ તેમની છૂટીછવાઈ કવિતાઓ સામયિકોમાં પ્રગટ થઈ છે. "ધર્મયુગ"ના સહાયક સંપાદક ગણેશ મંત્રીએ તેમની સાત કવિતાઓ મને મોકલી આપી.

વિશ્વનાથ પ્રતાપ સિંહ પ્રધાન હતા, ત્યારે તેમની કવિતા વાંચવાનું મન થયું ન હતું; પરંતુ હવે તેમની કવિતાઓ વાંચતાં એક જુદા ઈન્સાનનો એમાંથી પરિચય મળે છે. કોઈ મહત્ત્વની વ્યક્તિએ લખી છે, એટલે આ રચનાઓ કવિતા છે એવું નથી : એમાંનાં પ્રતિરૂપો અને ધારદાર અભિવ્યક્તિને કારણે

આ રચનાઓ હૃદયને સ્પર્શે છે. આજે આ સાત કવિતાઓની જ વાત કરવી છે. વિશ્વનાથ પ્રતાપ સિંહ સાથે ફૅરફૅક્સ, બોફોર્સ, સબમરીન પ્રકરણ વગેરે જોડીને વાત કરીએ ત્યારે એક રૂપ નીખરે છે : કવિ તરીકે તેમની વાત કરીએ ત્યારે એનાથી ભિન્ન નહીં છતાં બિલકુલ બીજા છેડે જતું નવું રૂપ નીખરે છે.

તેમની એક કવિતા છે, એનું શીર્ષક છે : "સિનેમા સ્ક્રીન" (રૂપેરી પડદો). એનું ગુજરાતી રૂપાંતર જ આપણે જોઈએ :

**કેટલી રંગીનીઓ ઝીલી ચૂક્યો છું,**
**સિનેમાના પડદાની માફક.**
**બીજાઓ માટે એક કહાની છું**
**મારે માટે છું કોરોધાકોર.**

સિનેમાના પડદા પર કેટલાં રંગબેરંગી દશ્યો આવે છે. બીજાઓ ચલચિત્ર જોવા થિયેટરમાં આવે છે, ત્યારે સામે દેખાતો રૂપેરી પડદો કેવળ સફેદ પડદો નથી. એક દાસ્તાન છે. આ દાસ્તાન બીજાઓ માટે છે : પડદો તો કોરો જ છે : એના પર તેજછાયાનાં બિંબો પડે છે, પસાર થાય છે. પણ પડદો જેમનો તેમ જ રહે છે.

ના, આ કવિઓની વાત કરતી વખતે ક્યાંય રાજકારણી વિશ્વનાથ પ્રતાપ સિંહ સાથેનું સામ્ય આ પ્રતિરૂપમાં શોધવું નથી. કેવળ કવિતારૂપે જ આ પ્રતિરૂપ કેટલું હૃદયસ્પર્શી છે ? આપણા સૌની આ સ્થિતિ છે : આપણી ગતિ-વિધિમાં બીજાઓ એક દાસ્તાન જોઈ શકે છે : પણ ભીતર તો કોરા ને કોરા જ હોઈએ, એવા સાક્ષીભાવે જીવન જોઈ શકાય તો ?

તેમની આ સાતે કવિતા તદ્દન નાની, મુક્તકો જેવી છે. એમાં સૌથી વધારે કરુણ છતાં સૌથી નાની કવિતા કેવળ દોઢ જ પંક્તિની છે :

**અરે, યાદોની મજદૂરીમાં પણ,**
**બાકી ?**

યાદની મજૂરી માટે જ સૂક્ષ્મ સંવેદન લઈને આવે છે. કોઈને યાદ કરવા માટે કંઈ વેતન ઓછું મળે છે ? છતાં યાદમાં ક્યાંય કોઈ પરમ સંતોષ મળતો હોય છે. બીજી મજદૂરીમાં ઘણી વાર કૉન્ટ્રૅક્ટર બાકી રાખતા હોય છે. 'ચાર દિવસના પૈસા સાથે આપીશું' એમ પણ કહેતા હોય છે; પરંતુ યાદની મજદૂરીમાં પણ બાકી ? એની ચુકવણી પણ પછી કરીશું એમ કોઈ કહેવાનું ?

હા, યાદની મજદૂરીમાં તો બાકીનો જ મહિમા છે. યાદોની મજદૂરીમાં વેદના જ મળે છે : અને વેદના એક સાથે ક્યાં મળવાની ? એમાં તો હંમેશાં વધુ રસપ્રદ હિસ્સો પછીના તબક્કે જ રહેવાનો.

એક કવિતાનું શીર્ષક છે "પૅરોલ". કેદીને કોઈક કારણસર

કામચલાઉ-શરતી મુક્તિ મળે. એને પેરોલ પર છૂટયા એવું આપણે કહીએ છીએ. હવે જોઈએ આ કવિતા :

એના ચહેરાની ચાર દીવાર પર
કેટકેટલાએ પોતાની જાહેરખબરો ચિટકાડી :
અને એ
એક જનમટીપના કેદીની માફક
પોતાના હાથમાં
પોતાના 'પેરોલ'ની
અરજી લઈને ઊભી જ રહી ગઈ.

અહીં 'એ'નો સંકેત જિંદગી તરફ છે. લોકો ખૂબ જ વ્યવહારુ છે. એકે એક બાબતનો વેપાર કરી શકે છે. પૂરા સેલ્સમેન છે. જેની કોઈ કિંમત ન ઊપજી શકે એને પણ વેચી શકે છે. મુલ્લા નસરુદ્દીનની જાણીતી કથા છે. મુલ્લા પાસે ટટ્ટુ હતું. બહુ ત્રાસ આપતું હતું. એ બજારમાં વેચવા ગયો. કોઈ એ ખરીદવા તૈયાર ન હતું. પણ એક માણસે કહ્યું : "હું તારા ટટ્ટુને વેચી દઉં –પણ જે કિંમત આવે તેમાં અડધો ભાગ મારો." મુલ્લાએ હા પાડી. પેલા માણસે તો બજારમાં જઈ આ ટટ્ટુના ગુણ વર્ણવવા માંડયા. લોકો એકઠા થવા માંડયા. બોલી બોલાવા માંડી. મુલ્લા પણ પોતાના ટટ્ટુના ગુણ સાંભળી ચકિત થઈ ગયો. એ પણ બોલી બોલવામાં જોડાયા. પછી સૌથી વધારે બોલી બોલી એણે ટટ્ટુ વેચાતું લીધું. એણે જે બોલી બોલી હતી તેની અડધી રકમ પેલા માણસને ચૂકવી. પેલા માણસને નવાઈ લાગી, "મુલ્લા, તારે તો ટટ્ટુ વેચવું હતું, તેં ગાંઠનાં ગોપીચંદન કરી શા માટે ખરીદ્યું ?" મુલ્લાએ જવાબ આપ્યો : "આ ટટ્ટુમાં આટલા બધા ગુણ છે, એની મને ખબર જ ન હતી." જિંદગીના ચહેરા પર આવી જૂઠી જાહેરાતો ચોડી દઈએ છીએ : પણ તેને આ બધાથી મુક્ત કરવાની દરખાસ્ત જ્યાં પહોંચાડવી જોઈએ, ત્યાં પહોંચાડતા જ નથી.

બીજી એક હૃદયસ્પર્શી કવિતા છે :

વાદળ આવ્યાં
જાણે આસમાનને કંઈક વિચાર આવી ગયો હોય !
એ જ બુન્દોની
ફરીથી ઝડી લાગી ગઈ
ન બુન્દો રહી,
ન વાદળ
પ્રત્યેક બુદબુદામાં
એક આસમાન ફાટી રહ્યું હતું.

આકાશ કેવું શૂન્ય હોય છે ! એનો કંઈક ખયાલ આવતો હોય, એમ વાદળ આવે છે ! અને પછી આ વિચારને બહેલાવતાં બહેલાવતાં કવિ પ્રત્યેક બુદબુદામાં આકાશને ફાટતું જુએ છે !

અરીસા પર ઘણા બધા કવિઓએ કવિતા લખી છે : સુરેશ દલાલે "આ અરીસાની ઉપર હું મુગ્ધ છું" લખ્યું છે, તો મકરંદ દવેએ લખ્યું છે : 'પ્રદર્શનખંડનાં કાર્ટૂન દેખી શું હસો છો ? ચિતારે ચોતરફ ખાલી અરીસા ગોઠવ્યા છે!" વિશ્વનાથ પ્રતાપ સિંહની આ જ વિષય પરની એક કવિતા :

> આઈનાને
> કોઈ સૂરત અપનાવતાં નથી આવડી.
> એ જ એની અકડાઈ છે,
> જે ચકનાચૂર થાય છે

અરીસો પ્રત્યેક પ્રતિબિંબને અંકાય એવા જ ભૂંસી શકે છે. તમે અરીસા સામેથી ખસો કે તરત જ તમે ગાયબ. આપણે કેટલા અસ્થાયી છીએ એનું સૌથી મોટું સબૂત અરીસો જ છે. અરીસાનો આ ગર્વ જ એને ચૂરચૂર કરી નાખે છે.

વી. પી. સિંહની છેલ્લી કવિતા :

> "કોણ નથી કરતું
> 'વ્હાઈટ'થી 'બ્લૅક'
> કોઈ કરે છે હિસાબથી
> કોઈ કરે છે ખિજાબ (કલપ)થી"

અહીં કવિનું નામ મેં વી. પી. સિંહ એટલા માટે લખ્યું કે અહીં આ વિષયનો થોડોક સંબંધ તેમના આ નામ સાથે પણ છે ? વાત ઢંગથી કહેતાં કવિને આવડે છે. બધા જ 'વ્હાઈટ'માંથી 'બ્લૅક' કરે છે : કોઈ આંકડાની ઈન્દ્રજાળ રચે છે. કોઈ કલપ લગાડીલગાડી સફેદ વાળને કાળા કરે છે. વાસ્તવમાં કાળામાંથી ધોળા કરવાનું મુશ્કેલ છે. કાળાં નાણાંને 'વ્હાઈટ' કરવા લોકો સામેથી વ્યાજ આપે છે. અને કાળા વાળ સફેદ કરવા માટે વરસોનાં વરસો વિતાવવાં પડે છે.

આ સાત કવિતા વિશ્વનાથ પ્રતાપ સિંહ નામના ઉત્તર ભારતના એક કવિની છે –જે અકસ્માતથી આ દેશના નાણાપ્રધાનના પદે થોડો સમય રહ્યા હતા.

□ સુરેશ દલાલ

લાખો અને કરોડો મકાનોની વચ્ચે
મારું એક મકાન,
એ મકાનના નહીંવત્ અંશ જેવું
મારું એક ઘર,
મારો ડ્રોઈંગ રૂમ,
મારો બેડરૂમ,
મારો ગેસ્ટરૂમ.
અનેક શોરબકોર અને બૂમાબૂમની વચ્ચે
મને પણ માંડ સંભળાય એવો
મારો એક આ અવાજ.
એ અવાજને
આકાર છે અને નથી.
આ મારા
ટેબલલૅમ્પની આસપાસ
લાકડાના અશ્વના
હણહણવા મથતા પડછાયાઓ.
રાતની આછી રોશનીમાં
પુસ્તકમાં ઊમટેલી શબ્દોની ભીડ
શબ્દ રસ્તો શોધે છે
અર્થ રસ્તો શોધે છે
રસ્તો રસ્તો શોધે છે
બધાં જ
કશાકની તલાશમાં છે.
આશાનું હાડપિંજર
શોધે છે...
કોઈક નક્કર શ્રદ્ધાનું શરીર
લોહીમાંસથી ભરેલું.

હવાતિયાં હાડપિંજર જેવાં જ હોય
હવાતિયાં લાકડાના અશ્વના
પડછાયા જેવા જ હોય છે.
કરમાયેલાં વૃક્ષોની વચ્ચે
જળ વિનાનો ફુવારો...
કડકડતી ઠંડી
સાપ થઈને ડંખે છે
એનું જીવલેણ ઝેર
મારી નથી નાખતું
પણ મરણતોલ કરી મૂકે છે.
આવી દશામાં
તૂટેલા બાંકડા પર બેસીને
કોઈની રાહ જોવી
અસહ્ય લાગે છે.
હું ઘરમાં છું
અને
ઘરની બહાર નીકળી ગયો છું.
ઘર અને રસ્તાના ભેદ
ભૂંસાઈ ગયા છે.
લાખ્ખો કરોડો રસ્તામાં
એક કેડી અટવાઈ ગઈ છે
હું
નથી કેડી શોધી શકતો
કે
નથી શોધી શકતો પગલાંઓ.
આંખો બંધ કરીને
અંધારું કરી શકતો નથી.

એટલે
આસપાસના લૅમ્પ્સને
બુઝાવી નાખું છું

હવે અંધારું છે
અને
અંધારાને પડછાયાઓ હોતા નથી.

---

□ રુમિ

(પર્શિયન)

કેવળ ત્હારે માટે;
આ ભાષા શબ્દો વિનાની
તમામ કાનથી ગુપ્ત રાખેલી...
હું કહું તે માત્ર તું જ સાંભળે
ભલેને પછી ટોળામાં હું બૂમબરાડા પાડતો હોઉં.

---

**આદરણીય શ્રી સુરેશભાઈ,**

'કવિતા' ૧૩૪માં અંકની ઉત્તમ કવિતાનો નિર્ણય કરવાનું આપે સૂચન કર્યું ત્યારે સૌ પ્રથમ તો મારા મનમાં એ ઝબકારો થયો કે શું હું ઉત્તમ કવિતાનો સમભાવે નિર્ણય કરી શકીશ ? કેમકે એ નિર્ણય તો મારે માટે પણ કસોટીરૂપ છે. ઘેર આવી, વારંવાર 'કવિતા'નાં કાવ્યો વાંચ્યાં - આસ્વાદ્યાં. જેમાંથી મને 'દીવાલો', 'શબ્દમાં', 'રૂપાન્તરની ક્ષણો', મયંક ઝવેરીનું અને 'શૂન્ય મને' કાવ્યો ખૂબ ગમ્યાં. પણ એમાં **મારા નિર્ણયની માળા તો પન્ના નાયકનું કાવ્ય 'શૂન્ય મને' પર જ પડી.** શબ્દોની સાથે સતત ઘરોબો સેવતો માનવી – પણ આખરે શૂન્યતા. એકલતાના ઘેરા વાદળમાંથી છુટકારો મેળવવા સવારથી સાંજ વલખાં મારે છે. તેને માનવજાતની સાથે પ્રકૃતિનાં તત્ત્વો પરથી પણ વિશ્વાસ ઊઠી ગયો છે. કોઈ તેને પોતાના અસ્તિત્વની ઓળખ આપી શકતું નથી. મનના દ્વાર પર હું કોણ ? પ્રશ્ન અકળ જ રહે છે. જે પ્રશ્ન એમનો જ નથી, પણ યુગપ્રશ્ન છે. એમને મારાં અભિનંદન પહોંચાડશો. આપે મને ઉત્તમ કાવ્યનો નિર્ણય કરવાની જે તક આપી તે માટે આપની હું ખૂબખૂબ આભારી છું.

– ભારતી મહેતા

કવિતા ... જળનું વહેણ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૫
વર્ષ : ૨૩, અંક : ૩, ફેબ્રુઆરી ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા


| | |
|---|---|
| અનિલ જોશી | ૨૫, ૩૫ |
| અમૃત ઘાયલ | ૧ |
| અશોક શાહ | ૮, ૧૦ |
| આદિલ મન્સૂરી | ૧૫, ૧૬ |
| ઈન્દુ પુવાર | ૨ |
| ઇશાની દવે | ૫ |
| કિશોર શાહ | ૩૮ |
| કેનીથ પેચન | ૭ |
| ચન્દ્રકાન્ત દત્તાણી | ૫ |
| જયા મહેતા | ૧૦, ૩૦, ૩૯ |
| જશવંતી દવે | ૩૯ |
| નયન હ. દેસાઈ | ૮ |
| નાથાલાલ જોશી | ૩૮ |
| નીતા રામૈયા | ૬, ૩૫ |
| ભારતી મહેતા | ૪૭ |
| મનહર મોદી | ૧૩ |
| મનોહર ત્રિવેદી | ૨૮ |
| મેઘનાદ ભટ્ટ | ૧૨ |
| યેવતુશેન્કો | ૩૫ |
| રમેશ પારેખ | ૨૯, ૩૧ |
| રવીન્દ્રનાથ ટાગોર | ૫ |
| રુમિ * | ૧, ૧૪, ૧૭, ૧૮, ૨૨, ૨૪, ૩૩, ૩૪, ૪૭ |
| વિનોદ જોશી | ૩૦, ૩૨ |
| વી.પી. સિંહ | ૨૫, ૪૨ |
| સુરેશ દલાલ | ૭, ૩૨, ૩૫, ૪૬ |
| હર્ષદ ચંદારાણા | ૩૪ |
| હરીન્દ્ર દવે | ૪૦, ૪૨ |


* રુમિના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઇનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૫૦ રૂપિયા, પરદેશમાં સીમેલ રૂા. ૯૦/-, ઍરમેલ રૂા. ૧૬૦/-.
આ અંકના છૂટક ૧૦ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર / ડ્રાફ્ટથી મોકલવા વિનંતી

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ -૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧



હરભજનસિંઘ (પંજાબી)



ઐયપ્પા પનીકર (મલયાલમ



અખ્તર ઉલ ઈમાન (ઉર્દૂ)



રઘુવીર સહાય (હિન્દી)

# મારી બંધ મુઠ્ઠીનો મલાજો

(એક દલિતની એકોક્તિ)

□ મેઘનાદ હ. ભટ્ટ

કેટકેટલાંય વર્ષોથી મારી મુઠ્ઠી બંધ કરી દીધી છે મેં
કલ્પનાતીત વ્રણોનું વણખોળાયેલું મ્યુઝિયમ
      મારી મુઠ્ઠીમાં દટાઈ ગયું છે હવે.
મારા હાથની તિર્યકરેખામાં અટવાતા મારી તિતિક્ષાના તીતીઘોડા
      મારી બંધ મુઠ્ઠીમાં કેદ કરી દીધા મેં.
મારી મુઠ્ઠીમાં મારી અવજ્ઞાનાં તમે રચેલાં ગીતો છે
મારી મુઠ્ઠીમાં મારા અવમાનના વણનોંધાયેલા કિસ્સા છે
મારી મુઠ્ઠીમાં
      મારા દુર્દૈવના મહાકાવ્યના નહીં વંચાયેલા હિસ્સા પણ છે.
તમારા દુરિતને કેટકેટલાં વ્હાલથી મારી મુઠ્ઠીમાં સાચવી રાખ્યું છે મેં
મારી મુઠ્ઠી ખોલવાની મને ફરજ નહીં પાડશો
મારી બંધ મુઠ્ઠીનો મલાજો જાળવજો, મારા મિત્રો !
મારી બંધ મુઠ્ઠી મારા હોવાનો, મારી હયાતીનો હુંકાર છે
મારી બંધ મુઠ્ઠી મારા અભેદ્ય મૌનનો ટંકાર છે
હા,
  શવશય્યા પર સૂતેલા મારા મૃતશરીરની મુઠ્ઠી કદાચ ખૂલી જાય
પણ ત્યારેય મિત્રો,
      મારી બંધ મુઠ્ઠીનો મલાજો જાળવજો.

☐ પ્રવીણ દરજી

ઈડિપસ, ઓડિસિયસ કે ઈફેજેનિયા
તમે સમજો, જરા નિરાંતે વિચારો
આપણે માટે હવે એક જ વિકલ્પ રહ્યો
છે :
ઈશ્વરની સાથે સમાધાન કરી લેવાનો.
આપણે જિંદગીને આપણી માની લેવાની
એક મોટી ભૂલ કરી બેઠા છીએ
પણ હજી બહુ મોડું થયું નથી.
સત્યનો સ્વીકાર કરીએ અને સમજીએ
કે
જિંદગી ઈશ્વરે એની મરજીથી આપેલું
એક બંધ કવર છે.
એને ખોલવાનું નથી તેમ એ આપણી
સંપત્તિ નથી.
એને સાચવી રાખીએ એ જ ગનીમત.
ઈશ્વર તો લહેરી લાલો છે.
આપણે તંબૂઓમાં વસવા મથામણ કરતા
હોઈએ છીએ
ત્યારે એ મહેલ પધરાવી
દે છે !
અને આપણે જ્યારે હસવાની ક્ષણ ઉપર
આવીએ છીએ
ત્યારે એ ડૂસકાં મોકલી
આપે છે !
માગી શકે એવા માણસને તે મૂક કરી દે
છે

## નગરનિવાસી

(હિન્દી)

☐ શ્રીકાન્ત વર્મા
☐ નૂતન જાની

રોજ સાંજે
સડકો પર
ફાટી
ગયેલાં ઊડતાં
સવારનાં
વર્તમાનપત્રો !

અને મૂંગા માણસને તે વાણીના
ચમત્કારના પાઠો શીખવે છે !
આપણે ઊંચી ડોકે બ્રહ્માંડના નકશાઓ
લઈને ભલે ફર્યા કરીએ
આપણે માટે તો તેમાં નથી કોઈ ટપકું કે
નથી કોઈ તોફા
આપણે માટે તો છે તોપ, ધણધણતી
તોપ
જે ક્યારેય પણ ફૂટી શકે છે, ક્યારેય
પણ આપણને ફૂંકી મારી શકે છે.
આપણે તો પેલા બંધ કવરને સાચવી
રાખીએ એ જ ગનીમત !

દીવાલ પાછળના આપણા વિશ્વને
તેથી જ ખુલ્લું કરવાની ના કહું છું.
ત્રિકમ-પાવડા મૂકી દો, એને ખોદવાની
વાત જ મિથ્યા છે.
'નર્કાગાર' કે 'વેદનાગાર' શબ્દો
ઈશ્વરના કોશમાં સદા પ્રતિબંધિત છે.

હે મારાં વ્હાલાં ભાઈ-બહેનો !
ચાલો, ઈશ્વરની સાથે આપણે સમાધાન
કરી લઈએ !
ઈશ્વર તો લહેરી લાલો છે !

## ઘાસ

(હિન્દી)

□ શ્રીકાન્ત વર્મા
□ નૂતન જાની

અંધકાર કાચબાની જેમ બેઠો છે પૃથ્વી પર
કાચબા પર બેઠું છે ભૂરું આકાશ–
આટલા મોટા બોજાની નીચે પણ
દબાયું નહીં, નાનકડું ઘાસ.

## તારી ગલી સુધી

□ હરિશ્ચંદ્ર જોશી.

નકશા તો એના એ જ છે ભ્રમણો નવાં નવાં
રસ્તા તો એના એ જ છે ચરણો નવાં નવાં
આ રેતના નગરમાં વિહ્વળ તમામ આંખ
મૃગજળ તો એનાં એ જ છે હરણો નવાં નવાં
જીવનને જરી જાણ્યું, ન જાણ્યું પૂરું થતું
ડાઘુ તો એના એ જ છે મરણો નવાં નવાં
વાસંતી વસ્ત્ર ઓઢે કે પહેરે નરી હવા
વૃક્ષો તો એનાં એ જ છે પરણો નવાં નવાં
શ્રધ્ધાને સાચવી રહ્યું આંગણ યુગો પછી ય
મંત્રો તો એના એ જ છે શ્રમણો નવા નવા
ખિસ્સામાં લાગણી લઈ ફરશો બજારમાં
સિક્કા તો એના એ જ છે ચલણો નવાં નવાં
નીકળ્યો હરીશ પહોંચવા તારી ગલી સુધી
નકશા તો એના એ જ છે ભ્રમણો નવાં નવાં

□ સુનીલ પરીખ

બિડાઈ જવું, ખૂલી જવું
ફૂલની જેવું ઝૂલી જવું
–ભૂલવા જેવું ભૂલી જવું

□ સુરેશ દલાલ

કપાઈ ગયેલા
ઝાડને યાદ છે કેવળ
કુહાડીના ઘા.

## □ જ્યુડિથ વાયોર્સ્ટ □ હર્ષિદા પંડિત

બહાર જ્યારે બરફ પડે ત્યારે હું જોડા ઉપર
રબરના જોડા ચડાવું અને
એ છાપું વાંચે ત્યારે
હું નારીમુક્તિવાદી સ્ત્રી થવા ચાહું અને
જ્યારે બરફ પડે અને હું લૉબીમાં રાહ જોઉં
અને એ ટેક્સી બોલાવે ત્યારે નહીં.

અને જ્યારે વૅકેશન પડે અને હું મચ્છરના ડંખો,
ઝેરીલી વેલ અને માંદી ગાડીની દુરસ્તીનો
હવાલો સંભાળું જ્યારે એ
તરવાનો હવાલો સંભાળે ત્યારે
હું નારીમુક્તિવાદી સ્ત્રી થવા ચાહું અને
જ્યારે રજાઓમાં એ પેટી, નાની થેલી અને
વધારાના ધાબળા ઉપાડે અને હું
મારી ટોપીનો ડબ્બો, ત્યારે નહીં.

રાતના ત્રણ વાગ્યે, બાળક પાણી માગે ને
મારે ઊઠવું પડે ને પાણી આણવું પડે,
જ્યારે એ તો નિરાંતે ગોદડામાં ગરમાટો માણે,
ત્યારે મને સ્ત્રીમુક્તિવાદી સ્ત્રી થવું ગમે,
પણ રાતના ત્રણ વાગ્યે, નક્કી કોઈ
ખૂની-બળાત્કારી પરસાળમાં હોય અને
એ એને પકડવા ઊઠે અને
હું ગોદડામાં ગરમાટો માણું ત્યારે નહીં.

## કવિતા □ નલિની માડગાંવકર

કોઈક કવિતા
હાથમાં પારિજાત ખીલવતી હોય છે,
ત્યારે
મ્હોરેલા હાથે કવિતાને ભેટી પડું છું.

કવિતાનું આવું સાન્નિધ્ય
ક્યારેક
કળાયેલ મોર જેવાં
એની માટેનાં
બધાં પ્રતીક - ઉપમા - અલંકારોને
એક પછી એક ખેરવી નાખે છે.
અને કવિતા
બની જાય છે
નિરાભરણ... નિરાવરણ.

□

ક્યારેક
દેવને દાનવથી જુદા પાડતી
એક દુનિયા પણ
એ જુએ છે.
પછી...
ખીલે છે,
દાઝે છે,
જખમની વેદનાથી થથરે છે
તોય
મારી હથેળીનાં પારિજાતને
કરમાવા દેતી નથી.
હવે મારો અભિસાર... કવિતા.

## ગઝલ □ હેમેન શાહ

આ ગઝલનો એક પણ વાલી નથી,
શે'ર ખતરાથી કદી ખાલી નથી.

અહીં કળાને પૂજનારા ક્યાં મળે ?
આ નગર મુંબઈ છે, વૈશાલી નથી.

સ્વપ્ન આપી કોણ લે મારા સિવાય ?
ચાંદનીની ક્યાંય લેવાલી નથી.

છે પરિવર્તન વિષે ઝઘડો મીઠો,
કંઈ સમય સાથે બોલાચાલી નથી !

આમ તાળી પાડી તું બિરદાવ નહિ,
ખિન્ન સન્નાટો છે, કવ્વાલી નથી !

## □ હરીન્દ્ર દવે

તારા ગયા પછી નથી બદલાયું કંઈ અહીં,
અંગત હતા જે થોડા શિરસ્તા : ઉદાસ છે.

હું તો પ્રફુલ્લ મનથી ધરું છું ચરણ અહીં,
સમજણ પડે ન કેમ આ રસ્તા ઉદાસ છે.

જન્નતમાં વિમાસણ છે પ્રભુની કે હર વખત
દુનિયામાં મોકલેલા ફિરસ્તા ઉદાસ છે.

પૂછીને એને ઝાઝું ન અકળાવો, દોસ્તો,
એના ફકીર આજ અમસ્તા ઉદાસ છે

□ હરીન્દ્ર દવે

સપનામાં નીરખ્યા મેં શ્યામ
હવે નહીં રે ઉઘાડું મારાં નેણ,
મૌનનો ઉજાસ મારા અંતરમાં
કેમ કરી ઉચરું અંધારાનાં વેણ!

તમને લાગે છે ગાઢ નિંદર,
પણ સૂરજના દિવસોમાં મારે નથી જાગવું,
તમને લાગે એ ભલે ભ્રમણા
પણ શમણાને મૂળ લગી મારે હવે તાગવું,
આ પારે પાય મારા વિરમે ના
આવે છે સામે કિનારેથી કહેણ

ચાલું, ચાલું ને તોય લાગે કે આખર છે
જીવનની જાતરા અધૂરી,
પાસે ને પાસે કોઈ પગલાં આવે, ને
રહે આઘે ને આઘે એક દૂરી,
લેખા ને જોખા કોણ માંડે છે, બાકી રહી
કોની આ થોડી લેણદેણ!

□ રુમિ
(પર્શિયન)

એ અહીં છે,
જે કદીયે ક્યાંય ગયો નહોતો
પાણીએ કદી આ નદી છોડી નથી
એ કેવળ કસ્તુરી છે
હું એની સુગંધ
એકની વગર બીજાને તમે માણી શકો ખરા?

## નરિમાન પોઈન્ટની પાળીએ □ નીતા રામૈયા

કામે લાગે તેવા થોડા શબ્દો ને શબ્દોની એક રીત
પાંચ વરસ પહેલાં પાંચ વરસ પછી

પડતર નિર્જીવ મકાન જેવી
કવિતા
વૉશર વિનાના નળમાંથી થતા ગળતર જેવી
વ્યર્થ

કાળા નીચે દબાતી જતી નાકામયાબ સફેદી જોઉં છું
ત્યારે હું મારા શબ્દોને મોકલી દઉં છું
નરિમાન પોઈન્ટ

બટકવા દઉં છું દિવસને રોટલીના ટૂકડે ટૂકડે
ઊંઘના વછૂટતા દોરડે
રાતને ઊંધે માથે લટકવા દઉં છું

ડિલે ઘામ થાય તેવી ઉનાળુ રાતે
ભીની જમીનને પગેથી ખુલ્લી કરીને
તેમાં ચેનથી ગોઠવાતા કૂતરાની રીતે
ગોઠવાય નહીં ત્યાં સુધી
મારા શબ્દો નરિમાન પોઈન્ટની પાળીએ

□ રુમિ
(પર્શિયન)

હૃદય, હવે તું બહાદુર થા,
તારી વેદનાને સહન કર્યા કર
જો તું તારી વેદનાને ધારણ કરશે તો
આત્મા તારો ગુલામ થશે.
તારામાં જો હિમ્મત હોય
પ્રિય વ્યક્તિના હાથમાંથી
તું જો કાળોઘેરો ઘૂંટડો પી શકે
તો વિશ્વનું ઐશ્વર્ય તારું છે.

## આંખથી મુંને હેરી □ ભગવતીકુમાર શર્મા

(ગીત)

આંખથી મુંને હેરી
વ્હાલે આંખથી મુંને હેરી
મારામાંથી ઊંચકી મુંને
મોરપીંછાની જેમ ઉમેરી...

જોઈ તો લીધું જરાક અને તેય ન ટગર ટગર,
હુંય મૂઈ તે જીવવા લાગી ત્યારથી મારા વગર.
સૂની હતી વાવ તે હવે
શણગારેલી સાંથિયા - શેરી...

ઘેન તો લીલુંછમ ચઢયું કે ભરબપોરે રાત,
ભાન ગયું ક્યાં છટકી મુંને દઈને તાળી સાત ?
ચૂંદડી ક્યારે ઊતરી,
ક્યારે સપનાં લીધાં આઠ મેં પહેરી ?...

પાંપણ, ભ્રમર, કીકી, નજર, મીટ, ઉજાસ ને ભાવ,
સાત કોઠા ને વીંધી વ્હાલે વેણ ન કાઢયું : 'આવ',
તોય વજાડી વાંસળી મુંને
રોમરોમેથી સામટી ઘેરી...

## પાણીમાં રહ્યા □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

ઝીણા બુદ્દબુદ્દમાં રહ્યા કે ઊંડાં પાણીમાં રહ્યા,
જ્યાં રહ્યા, હંમેશ. અમે પોતાની વાણીમાં રહ્યા.

એ ચણોઠીકાળની અગ્નિપરીક્ષાઓ હતી;
એટલે તો ગુલમહોરોની કહાણીમાં રહ્યાં.

ઘર, નગર, સંબંધ, શ્વાસો-સર્વની તરબોળતા
તે છતાં લાગ્યું : અમે ભૂમિ અજાણીમાં રહ્યાં.

આંખમાંથી સ્વપ્નનું માધુર્ય તો નીતરી ગયું
મીઠાં જળનાં માછલાં બે ખારાં પાણીમાં રહ્યાં.

આ રજોટાયેલ વસ્રોની કશી ચિંતા નથી ;
કાળને હાથે થયેલી ધૂળધાણીમાં રહ્યાં.

થોડા અક્ષર, થોડાં આંસુ, ઝાઝે ભાગે છેકછાક
કોરાં, પીળાં, તૂટયાં કાગળિયાં કમાણીમાં રહ્યાં !

## 'ઇમ્પીરિયલ' મેં □ આદિલ મન્સૂરી

'ઇમ્પીરિયલ' કી ચાયકી પ્યાલીસે
ઉઠતી ભાપમેં
ઇબ્તેદાઇ* રાતકી પરછાઇયાં ગુમ હો ગઇ હૈં
સામને દીવાર પર જલતી હુઇ
લાલ પીલી આસ્માની
બત્તિયોંકે અક્સ*કી ટૂટી હુઇ કૌસોકઝહ*
ખાલી ગ્લાસોં મેં પિઘલતી જા રહી હૈ
એશટ્રે કે ચેહરે પે
બુઝતી હુઇ સિગરેટ કે
જલતે હુએ ઝખ્મોં પે
તેરી યાદ પેહરા દે રહી હૈ
ઘૂમતે પંખે કે નીચે મેઝ પર
અખ્બાર થરથર કાંપતા હૈ
જિસ્મમેં તન્હાઇકા કાલા સમંદર
હાંપતા હૈ.



* ઇબ્તેદાઇ = પ્રારંભિક - * અક્સ = પ્રતિબિંબ
* કૌસોકઝહ = મેઘધનુષ

## □ રુમિ

(પર્શિયન)

હું એટલું જ જાણું છું કે
હું કશું જ નથી જાણતો-
અને એ હું જાણું છું એ એની કૃપા છે.
એના ઘરની બહાર કાદવમાં
હું નાચું છું.
એનાથી ઝળહળતી બારી તરફ
હું મીટ માંડુ છું.

## ઉધામા □ જયન્ત પાઠક

ઉધામાઓ કેવા - અહીંથી તહીં દોડયા જ કરવું !
લવારાઓ - જ્યાં ત્યાં બસ સતત બોલ્યા જ કરવું !
ઉગામી મુઠ્ઠીઓ લડઝગડવું કારણ વિના;
ઘવાવું, ઘા દેવા - કર રુધિરરંગે નિત ભીના !
મીંચી આંખો ગાઢે તિમિર વીંધવું લક્ષ્ય શરથી
સદા જોઈ રહેવું જગત રચિયા આપ દરથી !

અરે, ચાલ્યા હોતે ચરણ જરી જો મંઝિલ ભણી
વદાયાં હોતે જો વચન જરી બે શાણપણનાં
ઉગામી હોતે જો મૂઠી, અબલનું રક્ષણ ગણી
મળાયું હોતે જો કરથી કર ભીડી પ્રણયમાં !
ઉઘાડી આંખો જો નીરખી શકી રે હોત રણને
જરા ખુલ્લાશોમાં નીકળી નીરખ્યું હોત નભને–

ગયાં વર્ષો વર્ષો ઉપર વહી ને વ્હેણ ન ઠર્યાં;
ઠરીને મેં યે ના જલતલ તણાં દર્શન કર્યાં.

## નદી-પ્રલંબ પ્રેમ □ લિઝિઈ □ સુરેશ દલાલ

(ચાઈનીઝ)

નદીના ઉપરવાસને છેવાડે હું રહું છું,
ને તું રહે છે નદીના નીચાણને છેવાડે;
દરરોજ તને જોવાને ઝંખું છું : પણ ઝાંખી નહીં,
ભલેને આપણે એક જ નદીનું પાણી પીએ છીએ તો પણ-

ક્યારે આ નદી સુકાઈ જશે ?
ક્યારે મારી વેદનાનો આવશે રે અંત ?
કેવળ તારું હૃદય જો મારા જેવું થાય,
તો મારો તારા પ્રત્યેનો પ્રેમ ન નકામો થઈ જાય.

## ઘરે પાછો ફરું છું ☐ જયન્ત પાઠક

ચાલું છું તો પડતી પગલી ધૂળમાં ન્હાનલીશી;
બોલું છું તો પડત પડઘા બોલીના કાલીકાલી;
ચારે બાજુ નજર કરું છું: આંખમાં છાય લાલી
પ્હેલીવ્હેલી અચરજ તણી ઊઘડેલી ઉષાની!
લલ્કારું છું ગીત, ભીતરથી એક ઝીણી સિસોટી
વાગે, જાગે અલસ વનને છાંય સૂતી પરીઓ;
લંબાવું છું કર: લઘુક થૈ ચાહના ભીની માટી!
ચાલું સડ્કે: દીસતી ધૂળમાં ઊપડેલી ખરીઓ!

આ તે કેવો અનુભવ! બધું બે જણાતું અહીં આ
ભોમે; જૂનું-નવું અતીત ને આજનું એક સાથે!
થોડો જાણે સમય પથમાં ચાલી પાછો ફરે છે;
એકાવસ્થા થકી અવરમાં આવજાઓ કરે છે;
લાગે સાથે સમયની હું યે આવજાઓ કરું છું:
ચાલું થોડે દૂર લગી, વળી ઘેર પાછો ફરું છું.

## જે પોષતું તે મારતું

(સંસ્કૃત) ☐ અનુવાદ: હ. ભાયાણી

ઇન્દ્રનીલ-શકલ શાં શ્યામ
કાલિંદીનાં જળ મહીં મગન
અંધાર, અંજન સમા શ્યામ
કાલિયને કોણ શોધી શક્યું હોત,
રે! જો ઝબૂકતી નહીં હોત તારક સમી
ફેણ પરની મણિશ્રેણિ?–
હા! જે ગુણે ઉન્નતિ પામતા ગુણીજનો,
તે જ ગુણ કદિક આપત્તિ આણે.

### □ નાથાલાલ જોશી

મધુરી મા !
આટલી બધી તારી કરુણા !
અખૂટ વાત્સલ્ય, સક્રિય માર્ગદર્શન,
જીવનનાં તેજ-તિમિરમાં તારો સંગાથ,
અપાર્થિવ મધુર સંવાદ, અમાપ પ્રેમ !

તારા સ્પર્શથી ક્ષોભ કેવો શમી જાય છે !
મૂંઝવણની પળોમાં કેવો આશ્વસ્ત થાઉં છું !
અંતરના ઊંડાણમાં કેટલી શાંતિ છવાય છે !

મા ! આંધી-તોફાનથી ત્રાસું છું ત્યારે
તારી ગોદમાં લપાઈ જાઉં છું,
"હું તારી સાથે જ છું", કેવો ધૈર્ય બંધાવતો સાદ !
મારું સમગ્ર અસ્તિત્વ તારું સ્તુતિ-ગાન બની જાય છે

### □ ચિનુ મોદી

નિરાલંબા આભે, વિમલવસના રેશમ પરી
હવા, મારી હોડી, ગહનજળમાં કાયમ સરી.

નથી પત્રે, પુષ્પે, પરિમલ વિશે, ક્યાંય ભ્રમણા
હવાના હેવાલો વિરલ બનતા જાય હમણાં.

હવાએ વર્ષોથી અલસતન પ્રસ્તારિત કરી
જગાડયો છંછેડી અજગર અને શાપિત ઠરી ?

લપાઈ શેવાળે ? તુમુલ તડકે ક્ષુબ્ધ રણમાં ?
હવાની હેષા શું પશુવત ફરે કોઈ ધણમાં ?

તૃણોની ટોચોને સહન કરતાં ઝાકળ કહે :
દિશાઓ ઓળંગી પરિચિત હવા ક્યાં જઈ રહે ?

હવાહીણી જ્વાળા ધુમરહિત બાળે ઘર-છજાં
ધસે વેગે તોયે સમયરથની છે સ્થિર ધજા

શ્વસું ઊંડું ઊંડું ધમણધમતો, તોય નમણા
હવાના હેવાલો વિરલ બનતા જાય હમણાં.

## □ કિશોર શાહ

દુકાળમાં
શ્વેત વાદળો ઘેરાં કાળાં નથી થતાં.
તેઓ રમે છે સંતાકૂકડી પવન સાથે,
વગડામાં મરેલી ગાયની ખોપરીમાં કોતરાયેલા
બે આંખનાં બાકોરાં
તાકી રહે છે તેમની રમત.
ધરતી
ફાટી પડે છે.
સૂર્યે તપાવેલાં હાડપિંજરોના ભારથી
ચાલો
આપણે ખેતર ખેડીશું
હળથી નહિ
મરેલા બળદની પાંસળીના તીક્ષ્ણ હાડકાથી
એના શીંગડાથી
અને વાવીશું
એની ખૂંધ
જે કદીક ઊગીને બની જશે
દુકાળનો પાળિયો.

ખેતરમાં ઊભેલા ચાડિયાને જોઈ
હવે પક્ષીઓ ડરતાં નથી
ફફડતાં નથી
ભૂખ અને તરસથી તેઓ જ બને છે
ચાડિયા.
ચાડિયાને માથે ઊંધું માટલું જોઈ
કદાચ
વરુણદેવને એમ લાગ્યું હશે કે
હવે અહીં પાણીની જરૂર નથી.

## ફૂલની સ્વપ્નોક્તિ □ નલિની માડગાંવકર

ચાલ,
નિષેધોના પહેરામાંથી
આજે એક દિવસ માટે
હું મુક્ત થઈ જાઉં.

ભલે પછી
સૂર્યનાં કિરણો
ગમે તે ઈશારા કરે
આજે હું નહીં ઊઠું.

ઈશ્વરના હસ્તાક્ષર બની
મેં
માણસને આનંદની ભાષા શીખવી.
તો માણસે પણ મને બાંધી નાખ્યું
પ્રતીકોની - અલંકારોની દુનિયામાં.

આજે મને નથી ખપતાં
તમારાં
નેત્રકમળ - ચરણકમળ - હસ્તકમળ
અરે, નિંદાના કાંટા પણ નહીં.

આજે
હું ફૂલ ... ફૂલ.

## ગીત પ્રભાતી

(સંસ્કૃત ) □ બિબોક
□ હ. ભાયાણી

શેરીખૂણામાં રાતવાસે પડી રહ્યા માગણ-ભિખારી,
કેટલાં ચીંથરાં અને ગાભા સીવી સાથે બનાવી
લાંબીલચ કંથા નીચે ઢબુરાઈ જઈને ટાઢના ત્રાસે બચી,
વહેલા પરોઢે જાગી જઈ, ખુલ્લા મધુરા કંઠથી લલકારી રહેતા
કા'ન ને રાધા તણાં છૂપાં મિલનનાં ગીત પ્રભાતી -
એ સુરો શ્રવણે પડ્યે નગરજનોની નીંદ વીખરાતી.

થોડુંય પાણી આવે
તો તરતી તરતી આવી શકે
એક નાવ–
જે લાવે એક કુંવર–
સપનાંનો રાજકુંવર.

હું શોધું
આ તરસકુંવરીને
ગઢની કઈ બારીએ ?

ને મનસુખ મકવાણા !
તમે દોરી શકશો તમારી પીંછીથી
આ અદૃશ્ય તરસકુંવરીને ?

વતનની સ્મૃતિ
સામેનાં દૃશ્યો ભુલાવે
ગોવામાં પણ બોલાવે :

ફીણ, મોજાં, સૂર્ય, રેતી, નાળિયેરી
આંખ સામે તોય મારાં ગામ-શેરી.
□

અરવિંદે કહેલું :

એક પીંછું મોરનું શોધતાં શોધતાં
છેક પ્હોંચી જવાયું છે ગોકુળમાં

મારે તો પીંછાની કે
પીંછા જેટલા પદારથનીય
જરૂર નથી–

લોહીમાં અવિભાજ્ય ભળેલી
અમરેલી
વહે છે નસનસમાં.
□
કેવી છે અમરેલી ?

કોઈ કહે છે માટી
કોઈ કહે છે ખીલી
રમેશને લાગે છે–
મઘમઘ જૂઈ-ચમેલી.

□ અપૂર્વ આશર

કોણ જાણે કેમ
પણ મને હવે કાકલુદી, કાલાવાલા, શબ્દો
કશુંયે સ્પર્શતું નથી
હું જડ નથી થઈ ગયો
પણ હવે હું મારી પોતાની સાથે રહી શકું
એટલો સ્વ-સ્થ થઈ ગયો છું.

# ન્યુયૉર્કની મધ્યમાં સંત પેટ્રિકનું દેવળ જોતાં

□ મકરંદ દવે

'ગુજરાતી લિટરરી અકાદમી ઑફ નૉર્થ અમેરિકા'ના આમંત્રણથી કુંદનિકા અને હું અમેરિકાને પ્રવાસે ગયાં. ઘણાંખરાં રાજ્યોનાં મોટાં શહેરોમાં સાહિત્યકીય તેમ જ સાંસ્કૃતિક કાર્યક્રમો થયા. નવો દેશ, નવો પરિચય. અને છતાં જુદાંજુદાં ગૃહોમાં સ્નેહના ફૂલગુચ્છ પરોવતો અમારો તંતુ આત્મીય સંબંધનું કિરણ બની ગયો. કેટલાક સમયથી સુપ્ત પડેલી મારી કવિતા ધોધની જેમ ફૂટી નીકળી.

પહેલો વિસ્ફોટ થયો ન્યુયૉર્ક શહેરની મધ્યમાં. અમારાં મિત્ર દંપતી કોકિલાબહેન અને શાંતિભાઈ અમને ન્યુયૉર્કની રોનક બતાવવા લઈ ગયા હતા. અમે માર્ગ ભૂલ્યા કે અદીઠનો ઈશારો કામ કરી ગયો હોય એમ અમે બે-ત્રણ વાર એક જ જગ્યાએ આવી અટકી ઊભાં. ન્યુયૉર્ક શહેરના ફિફ્થ એવન્યૂ અને ફિફ્ટી વન સ્ટ્રીટના નાકા આગળ પ્રદક્ષિણા ફર્યાં, ગગનભેદી સ્કાઈસ્ક્રેપર્સ ને ભભકાદાર સ્ટોર્સ વચ્ચે મધ્યકાલીન ગૉથિક સ્થાપત્યનું એક કેથેડ્રલ વારંવાર જોવા મળ્યું. મારી દૃષ્ટિ તેના પર જડાઈ ગઈ. આધુનિક કુબેરોના આંજી નાખતા, રંગબેરંગી ઝાકઝમાળ વચ્ચે એક શીળી ઊજળી જ્યોતનાં દર્શન થયાં. ખબર પડી કે તે સંત પેટ્રિકનું કેથેડ્રલ છે. કવિતા સળવળવા લાગી :

> શાંતિનો નમ્ર આ બેટ ક્યાંથી ?
> ભગવન્, તમારી અહીં ભેટ ક્યાંથી ?'

'શાંતિ' શબ્દ સાથે બાઈબલનાં વચન તરતાં થયાં : 'બ્લેસ્ડ આર ધી પીસ મેકર્સ, ફૉર ધે શૅલ બી કૉલ્ડ ધ ચિલ્ડ્રેન ઑફ ગૉડ'. 'નમ્રતા'ની વેલ ફૂલેફળે લચી પડતી લાગી : 'બ્લેસેડ આર ધ મીક, ફૉર ધે શૅલ ઈન્હેરિટ ધ અર્થ.' ('શાંતિના દૂતો ધન્ય છે.' કાં કે તેઓ ઈશ્વરનાં સંતાનો લેખાશે. 'કૂણાં કાળજાંવાળાને ધન્ય છે', કાં કે તેઓ ધરતીના વારસદારો ઠરશે.')

કદાચ મહાવિનાશ આવે તોયે આ માયાનગરીની મધ્યમાં જ આવાં અમૃતબીજ જોઈ હૈયામાં ક્યાંક ટાઢક થઈ. અને પછી દેવળમાં દર્શને ગયો ત્યારે એકાંત શાંતિનો અનુભવ થયો. બજારના કોલાહલોની વચ્ચે જ આ પ્રીતિનું કમળ ! હજી યે આશ્ચર્ય શમતું નથી.

મારે માટે તો ફિફ્થ એવેન્યૂ એટલે વસંતવીથિકા અને પંચમ સૂરની રાગિણી. ફિફ્ટી વન સ્ટ્રીટ એટલે વનપ્રવેશની પગકેડી. આજના કર્ણભેદી કોલાહલો વચ્ચે એને સાંભળી શકીશું ? એના સનાતન સંદેશ ભણી પગલાં

વાળીશું ?

અમેરિકાના પ્રવાસ દરમિયાન નવેનવે રૂપે વારંવાર આ ધ્વનિ મારે કાને પડયો છે ને મારી કવિતાએ ઝીલ્યો છે.

## પ્રસન્નને ત્યાં પાનખર જોતાં સ્પ્રિંગફીલ્ડમાં

☐ મકરંદ દવે

ઊઘડતાં ફૂલ ધરે રંગનો ફુવાર
અહીં પાંદડાં ધરે છે રંગ ખરતાં,
એકને જનમ ભલે જલસો મંડાય
અહીં બીજાંને આવડે છે મરતાં.

સૂરજ આવીને એને છાંટે ગુલાલ
અને પવન ઉપાડે એની પાલખી,
સૂનીસમ ડાળીએથી ભીનો સંન્યાસ
એને ભાલે પીયળ દિયે આળખી.

વેરાગી ડાળીઓનાં વાજાં વાગે
ને મારો મારગ અંકાય રંગ-છોળે,
વસમી વિદાય ટાણે ધરતી ને આભ
મુને ઝાઝેરા રંગમાં ઝબોળે.

ભોળા શંભુની અહીં ઊડે ભભૂત
એમાં ઊડે ઉમાની રંગ-ચૂંદડી,
મોત કેરે માંડવડે મંગળ ગવાય
મારા જીવતરની ગાંઠ ગઈ ઊઘડી.

# લૉસ એન્જલિસથી વિમાનમાં સાન ફ્રાન્સિસ્કો જતાં

□ મકરંદ દવે

શિલા પર શિલાઓનાં સૂમસામ મોજાં
ને ઘૂઘવતી ભરતી ને પાતાળ દાબી પડયો આ
કરાફાડ ખડકોનો ભેંકાર દરિયો

દિશાઓનાં દ્વારોને ભીડી
અડાબીડ ઊભો આ પૃથ્વીનાં દાનવ-કુળોનો
દયાહીન, પડછંદ, વિકરાળ વારસ.

હજી પેસિફિકની મૃદુ મંજરીઓ આ મનમાં તરે
ત્યાં આ કેવી કરાળી તેં મૂરત ધરી મારી સામે
વિધાતા, હવામાં વિમાનેય ઊડી રહ્યું શ્વાસ થંભાવી ને બાહુ લંબાવી
નીચે ઊભો ખડખડાટ હસતો આ ભૂખ્યો કપાલી

મનુષ્યોની કારીગરી પર,
મનુષ્યોની શેખી ને અક્કડ અદા પર
હજી ભોમ ભીતર પડેલી અઘોરીની હસ્તી
જરા વક્ર, વેધક નજરથી નિહાળે
અને ક્યાંક માથું ધુણાવી જમાતો એ જાગે
તો ભર ભર બની જાય ભુક્કો બધી સાહ્યબી.
કાટમાળો તળે ઓશિયાળું, અભાગી, બિચારું
મનુજ-બાળ બાંબરડાં નાખે
પરંતુ કહો, કોણ એને આ બ્રહ્માંડમાં સાંભળે ?

મને થાય :
જાણે વિખૂટો પડેલો કુટુંબીજનોથી
આ ભૂલેલો બાળક ન પાછો ફરે ?

કરાડોની લીસી સલેપાટ,

ખરબચડા ખાડા,
અણીદાર ટૂકો

નિહાળું અને થાય :
કોઈ ન ગેબી ગુફા ઊઘડે ?
કોઈ ન અવધૂત એવો અસલ નીકળે ?
ગિરનારી ટૂકો પર જેની રહી ચાખડી
ક્યાંક એનો અલખ-નાદ કાને પડે !
ક્યાંક આદેશ, આદેશ, આદેશ પડઘા પડે
દિશાઓ બધી ઊઘડે
અને તેજ-અંબાર નજરે ચડે !

હાય, મારા આ ઘેલા સ્વપન પર
હું મનમાં હસું
ને છતાં દૂર દૂરેથી કોઈ પ્રભાકર,
ઉજાગર સ્વપનમાં વસું.

□ કિશોર શાહ

ફળિયામાં શાંત કોલાહલ હતો.
એના ઘરની બહાર ગામના માણસો
એકઠા થઇ ગયા હતા. એ મૃત્યુ પામ્યો
હતો. એની સ્મશાનયાત્રાની બધી જ
તૈયારીઓ થઇ ચૂકી હતી. ઠાઠડી તૈયાર
હતી. એનું શરીર ઠાઠડી પર કસોકસ
બંધાયેલું હતું. બધા અંતિમ દર્શન કરતા
હતા ત્યારે આંગણામાં ઊગેલી વેલ પાસે
એનો ત્રણેક વર્ષનો પુત્ર વેલ પરથી
તોડેલું પાન વેલ પર પાછું ચિટકાડવાનો
પ્રયત્ન કરતો હતો.

□ કિશોર શાહ

એક સાંજે
ઘરે પાછા ફરતાં
સ્ટેશનની ફૂટપાથ પર નજર ઠરી
એક ફેરિયાએ
ફાનસમાં દીવો સળગાવી પાથર્યો હતો
તે વેચતો હતો કાચનું ફાનસ
જ્યોતનું રક્ષણ કરવા માટે.
ફાનસ વેચાતું ત્યારે દીવો
બીજા ફાનસમાં પોતાની જગ્યા શોધી લેતો
અને ફાનસ
અંધારું ભરી કશેક આઘે નીકળી જતું
ત્યાં અચાનક
પુલની નીચે શોરબકોર વધ્યો
નમીને નીચે જોયું તો
રામનામનો મહિમા પોકારતી
એક શબયાત્રા પસાર થઈ રહી હતી
હું એક ક્ષણ શબને
અને
બીજી ક્ષણે ફાનસને
જોઈ રહ્યો.

પશ્ચાત માણસ
□ સર્વેશ્વરદયાલ સકસેના
□ સુશી દલાલ

(હિંદી)

બધા બોલતા હતા
ત્યારે તે ચૂપ રહેતો હતો,
બધા ચાલતા હતા
ત્યારે તે પાછળ ખસી જતો હતો,
બધા ખાવા પર તૂટી પડતા હતા
ત્યારે તે અલગ બેસીને થોડું થોડું ખાતો
હતો,
બધા થાકીને સૂઈ જતા
ત્યારે તે શૂન્યમાં ટગર ટગર જોયા કરતો
પણ જ્યારે ગોળી ચાલી
ત્યારે સૌથી પહેલાં
તે મરી ગયો

□ રથિન શાહ

ભર બપ્પોરે પણ
ટાઢથી થરથરતો ખંડ
બહાર કેટલી ઠંડી હશે
એનો ખ્યાલ આપે છે.

હજી તો સાંજ
અને રાત
ઠંડીમાં કેટલી ઠૂંઠવાશે
એનો અંદાજ કરી શકું છું

ખુદ તાપણાંઓ પણ ઠરી જાય
એવી આ ટાઢ...
એકલતા વધુ ને વધુ એકલી થતી જાય છે.



'ज़ौक़'

शेख महम्मद इब्राहीम

जन्म – १७८९ दिल्ली

मृत्यु – १८५४ दिल्ली

लाई हयात आए, क़ज़ा ले चली चले।

अपनी ख़ुशी न आए, न अपनी ख़ुशी चले।।

# ઉર્દૂ ગઝલના સૂફી શાયર શેખ મહમ્મદ ઈબ્રાહીમ 'જૌક'

☐ રમેશ પુરોહિત

ઓગણીસમી સદીમાં દિલ્હી, આગ્રા, લખનૌ વગેરે શહેરોમાં ઉર્દૂ શાયરીની બોલબાલા હતી. મુગલ સામ્રાજ્યના આખરી શહેનશાહ બહાદુરશાહ 'જફર' ખુદ શાયર હતા. મુગલ દરબારમાં ઉર્દૂ શાયરીની અને પાણીદાર શાયરોની ઈજ્જત હતી. માનઅકરામ સાથે પેશ આવતા બાદશાહની શાનમાં કસીદા કહેનારા અનેક શાયરો મોજૂદ હતા. હિન્દુસ્તાનના બાદશાહે આ બધા શાયરોમાંથી એક શાયરને શાયરોના બાદશાહનું બિરુદ આપ્યું હતું. આ મહાન શાયરને આપણે એમના ઉપનામ 'જૌક'થી ઓળખીએ છે. 'જૌક' અરબી શબ્દ છે તેનો અર્થ છે રસાનુભવ. કાવ્યરસિકતા, સહાયતા અને કાવ્યમર્મજ્ઞતાનો ત્રિવેણી સંગમ 'જૌક'માં હતો. 'ખાકાની-એ-હિન્દ'નું બિરુદ અકબર બાદશાહ બીઆજે એમને આપ્યું હતું. ખાકાની ફારસી જબાનમાં કસીદા કહેનાર ઈરાનના પ્રસિદ્ધ શાયર હતા. 'જૌક'ને હિન્દના ખાકાનીનો ખિતાબ અપાયો હતો. બહાદુરશાહે 'મલિકુરશો'રા - શાયરોંના બાદશાહનો ખિતાબ આપ્યો છતાં અહમ્ આવ્યો નહિ અને ગરદન ઊંચી કરીને અભિમાનને પોષ્યું નહિ. બહાદુરશાહ 'જફર'ના ઉસ્તાદ 'જૌક' સાહેબનું જીવન સાદું હતું, આચાર-વિચાર ખુદાપરસ્ત હતા અને ચિંતન બેનમૂન હતું. ઉર્દૂ ગઝલમાં પ્રેમ - મહોબત એ શાશ્વત અને સ્થાયી ભાવ છે. મહોબતના અંજામ વિશે 'જૌક' સાહેબે કેવો સરળ શેર કહ્યો છે અને કેવી ગહનતા પ્રાપ્ત કરી છે તે જોવા માટે એમના આ શેરથી શરૂઆત કરીએ :

**માલૂમ જો હોતા હમેં અંજામે-મુહબ્બત.**
**લેતે ન કભી ભૂલ કે હમ નામે-મુહબ્બત.**

'જૌક'નું નામ હતું શેખ મુહમ્મદ ઈબ્રાહીમ. દિલ્હીના એક રઈસ નવાબ લુત્ફ અલી ખાનને ત્યાં સિપાઈની નોકરી કરતા શેખ મુહમ્મદ રમજાનને ત્યાં ઈબ્રાહીમ 'જૌક'નો જન્મ ૧૭૮૯માં થયો હતો. તેઓ પિતાના એકમાત્ર પુત્ર હતા. મધ્યમ ઊંચાઈ, શ્યામ વર્ણ અને મોઢા પર શીળીનાં ચાઠાંવાળા 'જૌક' પર રૂપની બાબતમાં ખુદાની ગૈરમરજી હતી તો બુદ્ધિની બાબતમાં ખુદા મહેરબાન હતો.

હંમેશાં સફેદ પોશાકમાં સજ્જ, ભરાવદાર દાઢી અને પાણીદાર આંખો, ચારિત્ર્ય અને સદાચારની આભા ધરાવતું વ્યક્તિત્વ 'જૌક'ની ઓળખાણ હતી. પરંતુ આ તો બાહરી ઓળખાણ કહેવાય. ભીતરી ઓળખાણ

તો છે એના સુંદર આત્મામાંથી ટપકતી ગઝલો.

'જૌક' દિલ્હીના કાબુલી દરવાજા પાસે એક સાંકડી ગલીમાં ખૂબ નાના મકાનમાં રહેતા હતા. આંગણું પણ એટલું નાનું કે માંડ માંડ એક ખાટ બિછાવી શકાતી. આ ખાટ પર બેસીને વાચન અને લેખનમાં મશગૂલ રહે. બાજુમાં હોકો પડયો હોય. જે ગઝલો લખાય તે બધી જ ઓશિકાના કવરમાં મૂકતા જાય. આવા સેંકડો કાગળ ઓશિકાના કવરમાં જમા થતા રહે. 'જૌક' સંગીતના અભ્યાસી હતા. તરન્નુમમાં ગઝલો ગાવાનો રિવાજ. સૂરીલા અવાજમાં ગઝલો ગાવાનું શરૂ કરે ત્યારે મુશાયરામાં જાન આવી જતો.

બાળપણથી ગઝલનો શોખ પરંતુ ગરીબીને લીધે ખાસ શિક્ષણ મળી શક્યું નહિ. બુદ્ધિ તેજ પણ તરાશનાર કોઈ નહિ. ભાગ્યમાં વિદ્યા હતી એટલે અયોધ્યાના નવાબના સેક્રેટરી મુખ્તાર રાજા રામસાહેબના પુત્ર સાથે દોસ્તી થઈ. પોતાના પુત્રના ઉસ્તાદ મૌલવી અબદુર્રજ્જાકને રાજાસાહેબે કહ્યું કે તમે 'જૌક'ને પણ સાથે સાથે ભણાવો. 'જૌકે' આ તકનો પૂરેપૂરો લાભ લઈને ગણિત, સૂફી તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, સંગીતશાસ્ત્ર અને જ્યોતિષનો અભ્યાસ કર્યો. શાયર મીર કાજિમ હુસેન 'બેકરાર'ના કહેવાથી દિલ્હીના શાયર શાહ 'નસીર' પાસે શાયરીની તાલીમ લેવાનું શરૂ કર્યું. 'નસીર' સાહેબે જોયું કે શિષ્ય તો મુશાયરામાં ઉસ્તાદને ટક્કર મારે છે એટલે એમણે 'જૌક'ની નસીહત કરવા માંડી, એ વખતે ગઝલમાં મિર્ઝા સૌદાનું નામ વજનદાર હતું. એક વખત 'જૌક' સૌદાની ગઝલ પર થોડાક શેર લખીને ઉસ્તાદ પાસે ગયા પરંતુ પાણીદાર શિષ્યની આભા ન જીરવી શકનાર 'નસીર' સાહેબે તેમને ઠપકો આપ્યો કે તારી હેસિયત બહારની આ વાત છે. 'જૌક' ખૂબ ખિન્ન થઈને જામા મસ્જિદના ઓટલે આવીને બેઠા. એક બુઝુર્ગે જેમનું નામ 'હકીર' હતું તેમણે 'જૌક'ને નિરાશવદને બેઠેલા જોયા. વાત સાંભળીને કહ્યું કે તારે ઉસ્તાદની જરૂર નથી. લોકોને તારી ગઝલો જરૂર ગમશે. થયું પણ એવું જ.

એક મુશાયરામાં ઉસ્તાદ અને શિષ્ય વચ્ચે જામી પડી. 'જૌકે' 'ચાલકે', 'નિકાલ કે' કાફિયા-રદીફમાં એક ગઝલ કહેવાની શરૂઆત કરી. ગઝલનો 'મત્લા' આ પ્રમાણે હતો :

> નરગિસ કે ફૂલ ભેજે હૈં બટુએ મેં ડાલ કે
> ઈમાં યહ હૈ કિ ભેજ દે આંખેં નિકાલ કે.

'નસીર' 'જૌક'ના આલોચક બની ગયા હતા. 'મત્લા' સાંભળીને એતરાજ બતાવ્યો– "મિયાં ઈબ્રાહીમ ! ફૂલ બટુએ મેં નહીં હોતે, મત્લે કો યૂં કહો–

> નરગિસ કે ફૂલ ભેજેં હૈં દોને મેં ડાલ કે.

'જૌક' સાહેબે કહ્યું કે "હજરત ! ગુસ્તાખી મુઆફ ! દોનેં મેં રખના

હોતા હૈ, ડાલના નહી હોતા, જ્યાદા મુનાસિબ યૂં હોગા–

**બાદામ દો જો ભેજે હૈં, બટુવે મેં ડાલ કે**
**ઈમાં યહી હૈ ભેજ દે આંખેં નિકાલ કે.''**

આમ 'જૌક'ની શાયરી રંગ લાવવા માંડી. મીર કાસિમ હુસેન 'જૌક'ને લાલ કિલ્લાના શાહી મુશાયરામાં લઈ ગયા અને પોતાના ઉસ્તાદ બનાવી દીધા. મિર્ઝા ગાલિબના સસરા ઈલાહી બડા જૌકના શાગીર્દ હતા.

એક વખત બાદશાહના દરબારમાં સમ્રાટ બહાદુરશાહ 'જફર' બે ચાર દરબારીઓ સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા. 'જૌક' પણ હાજર હતા. આ સમયે એક સંદેશવાહક જરૂરી સંદેશ લઈને બાદશાહની ખિદમતમાં પેશ થયો. બાદશાહને ઉત્તર આપ્યો ન આપ્યો કે એ હજરતે ચાલતી પકડી. એક દરબારીએ જિજ્ઞાસા પ્રગટ કરી કે : "ઐસી ભી ક્યા જલ્દી ? ઈધર આયે ઉધર ચલે.' સંદેશ લાવનાર પણ મુગલ દરબારનો નોકર હતો. એટલે માહોલને પચાવી ગયેલો. એમણે જવાબ આપ્યો કે 'અપની ખુશી ન આયે ન અપની ખુશી ચલે.' બાદશાહે જૌક સામે જોઈને કહ્યું કે ઉસ્તાદ ! "ક્યા સાફ મિસરા હુઆ હૈ". જૌક તો ફિલબંદીના ઉસ્તાદ હતા. તરત જ ગઝલ બનાવી જેનો 'મત્લા' આ પ્રમાણે છે :

**લાયી હયાત આયે, કજા લે ચલી ચલે**
**અપની ખુશી ન આયે, ન અપની ખુશી ચલે.**

સામાન્ય પ્રસંગ પરથી ફિલસૂફીના ગહન વિષય પર વાતને લઈ જવાની 'જૌક'ની તાકાતનો આ પરિચય છે. જન્મ થયો અને સંસારમાં આવવું પડયું અને મૃત્યુ લઈને ચાલવા માંડયું એટલે નીકળી ગયા. પોતાની ખુશીથી આવ્યા નથી અને પોતાની ખુશીથી જવાનું નથી. ફક્ત સોળ દિવસના તાવમાં પીડાઈને ૧૮૫૪માં જન્નતનશીન થતાં પહેલાં એમણે કહેલો આખરી શેર કેટલો સૂચક છે તે જોઈએ :

**કહતે હૈં 'જૌક' આજ જહાં સે ગુજર ગયા**
**ક્યા ખૂબ આદમી થા ખુદા મગ્ફિરત કરે**

ખુદા મોક્ષ બક્ષિસ કરે કારણ કે 'જૌક' એક શરાફતપ્રિય ઈન્સાન હતો.

'જૌક' શાયરી કરતા, કસીદા - પ્રશંસાકાવ્ય કરતા, ઠુમરી, દાદરા, ટપ્પા, ધ્રુપદમાં અને ભૈરવી જેવી-રાગિણીઓમાં ગવાય એવી ગઝલો લખતા. પોતે ખુદાપરસ્ત નમાજી ઈન્સાન હતા એટલે જીવનનો સાચો રાહ બતાવતા અને સાચી હકીકત પેશ કરતા શેરો પણ કહ્યા છે જેમ કે :

**'જૌક' દેખ દુખ્તરે-રજ કો ન મુંહ લગા**
**છૂટતી નહીં હૈ કાફિર મુંહ સે લગી હુઈ**

'દુખ્તરે-રજ' એટલે અંગૂરની પુત્રી-શરાબ. 'જૈક' શરાબને હોઠ પર લગાવતો નહીં કારણ કે એ કાફિર એક વાર મોઢે લાગી જાય પછી છૂટતી નથી. આપણે બીજાને સાંભળવાનું ઓછું ઇચ્છીએ છીએ પરંતુ 'જૈક' આનાથી વિરુદ્ધ જઈને સત્ય વાત કેવી સાહજિકતાથી કહે છે તેનો ખ્યાલ આ શેર પરથી આવશે :

**હક ને મુઝ કો ઈક જબાં દી ઓર દિએ હૈં કાન દો**
**ઈસ કે યે માની, કહે ઈક ઔર સુને ઈન્સાન દો.**

હક-ખુદાએ મને એક જબાન અને બે કાન આપ્યા છે. આનો અર્થ એ છે કે દરેક ઈન્સાને એક વાત કહેવી અને બે સાંભળવી. બીજાને સાંભળવાની આદત રાખવી.

દુનિયાની વાસ્તવિકતા તરફ ધ્યાન ખેંચતાં કહે છે કે :

**દુનિયા ને કિસકા રાહે-ફ્ના મેં દિયા હે સાથ**
**તુમ ભી ચલે ચલો યુંહી જબ તક ચલી ચલે.**

આ નશ્વર જગતમાં કોણ કોને સાથ આપે છે, માટે તારાથી થાય એટલું કર, ચલાય ત્યાં સુધી એકલો ચાલ્યા કર.

ઈશ્કે - હકીકીમાં નિખાર પામેલી અનેક ગઝલો લખનાર 'જૈક' સાહેબના દીવાનમાં અનેક ગુલપંખડીઓ પડેલી છે. એમના થોડાક શેર સાથે સમાપન કરીએ.

**આતા હૈ દમ આંખોં મેં દમેં-હસરતે-દીદાર,**
**પર લબ પે કભી હર્ફે-તમન્ના નહીં આતા.**

તમારા દર્શનની અભિલાષાને સમયે આંખોમાંથી દમ નીકળી જાય છે. આમ છતાં મારી જબાન પર કશુંક પામવાની તમન્ના આવતી નથી. આકાંક્ષારૂપી શબ્દ જબાન પર ન લાવવો એટલે ઈશ્વર પાસે પણ કાંઈ ન માગવું અને ફક્ત નજરમાં શ્વાસને થંભાવીને દર્શનાતુર થઈ જવું એ જ એક ખ્વાહિશ. દુ:ખમાં પણ સતત રડતા રહેવાની જરૂર નથી. આ વાત સમજાવવા માટે એમણે કહેલો શેર સમજવા જેવો છે :

**હમ રોને પે આ જાએં તો દરિયા હી બહા દેં**
**શબનમ કી તરહ સે હમેં રોના નહીં આતા.**

જુદાઈ –પ્રિયતમાથી અને પરમાત્માથી. બન્ને જુદાઈ મને મંજૂર નથી. શેરનો મર્મ પકડીએ તો 'જૈક'ની શાયરીનો, જીવનનો અને કવનનો અર્થ પણ સમજાઈ જાય છે :

લાખ દેતા ફલક ગવારા થે મગર
એક તેરા ન મુઝે દર્દે-જુદાઈ દેતા

## ઑથેલોના પ્રેતની એકોક્તિ □ નલિન રાવળ

મૃત્યુ અંત નથી આરંભ છે–
રૌરવ નરકનાં અગ્નિઝાળ વેરાનોમાં
અડવડતા
ધૂંધવાતા ઓળાઓમાં
અડવડતો
ધૂંધવાતો ઓળો થઈ પ્રવેશતો
જોઉં છું
સાંભળું છું
નથી કાન નથી આંખ
રૂંવે રૂંવે
જોઉં છું
અડવડતા ધૂંધવાતા ઓળાઓમાં
અડવડતા
મારા ધૂંધવાતા ઓળાને
રૂંવે રૂંવે
સાંભળું છું
મૃત્યુ આરંભ છે અંત નથી
અંત
સંધ્યાકાશે છેલ્લી સુરખી વેરી
ખરી જતા
ગુલાબનો મળ્યો હોત
અંત
વસંતલ ગીતને વહેતું મૂકી
પર્ણોમાં પોઢી જતા
પંખીટહુકારનો મળ્યો હોત
અંત
મળ્યો હોત

## થયું છે □ મનીષ પરમાર

જરૂર મોભ તૂટયાનું મનમાં થયું છે,
ઘણું એવું તારા પતનમાં થયું છે.

ગયા મ્હેકના છાંયડા શ્વાસમાંથી,
હવે ડૂબવાનું પવનમાં થયું છે.

થતો જાય અંધાર સોનાનું ઝાંઝર,
કિરણ કોઈના આગમનમાં થયું છે.

ઊંચકવી પડી ચીસ તારા સમયની,
હવે ઓછું આંસુ વજનમાં થયું છે.

મનીષ છાતીમાં ક્યાંક દીવાલ તૂટે,
કશું એવું તારા મિલનમાં થયું છે.

તૃણ-તારકને ચૂમી
અનંતમાં વિલય પામતા દેવળના નીરવ ઘંટારવનો
અને
અંત
જો
મળ્યો હોત
સાયપ્રસના કાંઠે
પ્રભાતે...
સુવર્ણ કિરણોમાં લ્હેરાતું સાયપ્રસ
સાયપ્રસના કાંઠે
અંતરતમ સ્નેહનું મારું મોતી–
ડેસ્ડિમોના
અંત
ડેસ્ડિમોનાના આલિંગનમાં આવ્યો હોત
આવ્યો હોત ડેસ્ડિમોનાના આલિંગનમાં
અંત
તો અદ્‌ભુત સુખની એ ચિરંતન ક્ષણ હોત
રે નસીબ !
એ કરોળિયાની રાક્ષસી જાળ સમો પડછાયો
મને
ભીંસતો આવતો પડછાયો
મારો પડછાયો–
ઈયાગો
ઈયાગો ઈયાગો
મધરાતે આગભભૂક્યા ગીચનગરની
સળગી ઊઠી શેરીઓમાંથી ભાગતા મનુષ્યોની
ચીસો જેવો ભયંકર કોલાહલ–
ઈયાગો
ચૂડેલના વાંસામાં બળતા અંધાર જેવો

□ **મયંક ઝવેરી**

એક હવાની લ્હેરખી આવી
ને દટાઈ ગયેલા શબ્દો
અચાનક
ગીત થઈ ગયા.

ઈયાગો - મારો પડછાયો
ક્યાં દોરી જાય છે મને રાક્ષસી જાળમાં ઝૂંધવતો ઝૂંધવતો
હું છું તે હું નથી
હું છું તે હું નથી
કોણ બોલે છે ? હું કે તે ?
પડઘાય છે શબ્દો પડઘાયા કરે છે
કુગાયેલા અંધકારના કીચડમાં
સડતા દેડકાઓના અવાજની જેમ
પડઘાય છે
પડઘાયા કરે છે શબ્દો ચોમેર
ચોમેર
મારી લાળથી ગૂંથાયું છે રાક્ષસી જાળું
ફસાયો છું
હું–
અને રહ્યો છે બહાર મારો પડછાયો–
ઈયાગો.
"હા ! મને ગમ્યું નહીં એ"
એના શબ્દો વીંછીના ડંખો
ચડવા માંડયું ઝેર...
એણે જ ન્હોતું કહ્યું ?
ઈર્ષ્યા વિકૃત આંખોવાળી રાક્ષસી છે
ખેલે છે શિકારની સાથ
અને પછી નિરાંતે ચાવે છે શિકારને
ડેસ્ડિમોના ! ડેસ્ડિમોના !
તને
જોતી આ આંખ–
બરફ ધીક્યો અંગારો–
બાળે છે મારી જ દૃષ્ટિને,
ડેસ્ડિમોના

## □ કિરાત વકીલ

હું એક પછી એક
લાંબી, કાળી ગલીમાંથી પસાર થાઉં છું
અને રાજમાર્ગ મળતો નથી.

મારી સાહસ-યાત્રાએ તારાં નેત્રોમાં
જગવેલો સ્નેહરણકાર
હું કેમ સાંભળી શકતો નથી ?
ડેસ્ડિમોના
ક્યાં છે રૂમાલ ?
કોના હાથમાં ફરે છે એ રૂમાલ ?
રૂમાલ - સ્વામીપ્રેમનું પ્રતીક
તારા અને મારા અનિરુદ્ધ પ્રેમનું પ્રતીક
એ
તિલસ્મી રૂમાલ-
કુમારિકાઓનાં કલેજાંના રકતથી રંજિત એ રૂમાલ
કયાં છે ?
રે
હૃદયધબકાર એ ચૂકી ગઈ
ન સાંભળ્યું મેં
વીજ ત્રાટકી
વેલી તૂટી પડી
જોયું નહીં મેં
કીડાખદબદી જિહ્વાએ કર્યો ફુત્કાર-
તું વેશ્યા
તારું પાતિવ્રત્ય-
કસાઈખાનામાં અસહ્ય ગરમીમાં બણબણતી
અને ફરી ફરી ગર્ભવતી બની
ઈંડાં મૂક્યે જતી માખીઓ
તું
ઝેરી ઘાસફૂસ
તું
બદચલન ઔરત 'જેવી હવા રાહમાં જે મળે
તેને વળગે ગળે

□ અપૂર્વ મહેતા

લાગણી, વિચાર, સ્મૃતિ, ઝંખના
અહીં વળી જાય છે સિગારેટના ધુમાડામાં
અને ધુમાડાઓ પકડાતા નથી.

"પ્રભુ અમને ક્ષમા કરો"-
ડેસ્ડિમોનાના અશ્રુભીંજ્યા આ શબ્દો
ભેદી ન શક્યા
મારા શ્વાસ અને ઉચ્છ્વાસની દીવાલોને
ભેદી ન શકી એની કાતર દૃષ્ટિ
મારી પથ્થર કીકીઓને
અને
એ કાળરાત્રીએ
બધું જ હવામાં ફંગોળી બધું જ-
હણહણતા અશ્વો, ધ્વજાપતાકા લહેરાવતા રથો
યોદ્ધાઓની રણભેરીઓ, વિજયઘોષે ઝળહળતા સુવર્ણમુકુટો
ફંગોળી હવામાં
પ્રવેશ્યો શયનકક્ષમાં
શાંત
શાંત નિદ્રિત મુખ
શ્વેત
હિમશ્વેત સંગેમરમર રૂપ...
પણ
કારણ છે
કારણ છે
હે મારા મન
કારણ છે...
આકાશનાં પવિત્ર નક્ષત્રો
કહું કેમ કરી આ વાત
આકાશનાં પવિત્ર નક્ષત્રો આ વાત કેમ કરી કહું...
મરવું જ
એણે મરવું રહ્યું...
બૂઝવી દો દીપ અને પછી બૂઝવી દો એ દીપ
ફૂલલચી ડાળી શો દેહ,

ફૂલલચી ડાળી તોડતાં પહેલાં
ચૂમું
ચૂમું ફૂલ સમું મુખ
વ્યાપે
સુરભિત શ્વાસ પ્રાણે પ્રાણે વ્યાપી વળે
કંપિત હૃદય બંકિમ ગ્રીવા
રૂંધું
રૂંધી નાખું...
ના
અંતિમ પ્રાર્થના પણ નહીં
હવે નથી સમય
સમય તારું મૃત્યુ
ડેસ્ડિમોના મૃત્યુ
મૃત્યુ મૃત્યુ
કોણ ?
એમિલિયા
મને
અંધ મૂઢ પશુ કહી તિરસ્કારે
હા, એમિલિયાએ અંધ મૂઢ પશુને દીધી દૃષ્ટિ
ડેસ્ડિમોના તારું મૃત્યુ–
અનંતમાં પ્રભુ પ્રતિ પ્રસરતી પ્રાર્થના
ડેસ્ડિમોના છતી આંખે નહીં જોઈ શક્યો તને
મારી આંખ તારા અંતરમાં છલછલતા પ્રેમને
પામી જ ન શકી
એમિલિયા મને મૂઢ અંધ પશુને દીધી દૃષ્ટિ
એ
દૃષ્ટિ મળતાં જોયું
શેતાન છે ઈયાગો
હૃદયને કોરી ખાઈ જનારો નરકનો ઈયાગો છે કીડો

ક્યાં છે ?
ક્યાં છે ઈયાગો ?
મારા આત્મઘાત પછી મારી ચોમેર
મારા પ્રેતનો
પડછાયો થઈ ફર્યા કરે છે એ ચોમેર
ડેસ્ડિમોના
મૃત્ય મૃત્યુમાં ફેર છે
તારું મૃત્યુ-
અનંતમાં પ્રભુ પ્રતિ પ્રસરતી પ્રાર્થના
ડેસ્ડિમોના
મારે
મૃત્યુ અંત નથી આરંભ છે-
રૌરવ નરકનાં અગ્નિઝાળ વેરાનોમાં
ધૂંધવાતા ઓળાઓમાં
ઓળો થઈ સંતત પ્રવેશ્યા જ કરવાનો આરંભ છે
મૃત્યુ આરંભ છે અંત નથી
ડેસ્ડિમોના.

## દધિમંથન : ઉદધિમંથન :

(સંસ્કૃત :)

□ બિલ્વમંગલ

□ હ. ભાયાણી

'રવાઈ મૂક, વત્સ! બચ્ચું હજી તું, તને
આવડે
નહીં દહીં વલોવતાં' વીનવતી યશોદા
કહે.
રહે હસી શું કાનુડો - સ્મરણ સદ્ય જાગી
ઊઠે :
મથ્યો ક્ષીરસમુદ્ર, પર્વત ઘુમાવીને મંદર.

## હું મને પૂછું છું □ કાકુભાઈ પંચમતિયા

ક્યાંથી અહીં આવી ચડયો
જ્યાં જ્યાં પડે મારી નજર-
પાછી ફરે -અથડાઈને, કુટાઈને, પછડાઈને-
ઓશિયાળી થઈ અરે -પાછી ફરે !

અહીં હું જોયા કરું છું-
વૃક્ષ પથ્થરનાં -ડાળીઓ પથ્થરની
ફૂલ પાંદડાં પથ્થર ભર્યાં
પથ્થર ભરેલું આ સરોવર-
પંખીઓ ને પતંગિયાં-
તેય પણ પથ્થરતણાં

કેવો બગીચો અહીં મને આજે મળ્યો-
પથ્થરના આ બાગ બગીચે
ક્યારનો રઝળ્યા કરું
હું મને પૂછયાં કરું
ક્યાંથી અહીં આવી પડયો !

## આજે નદી ઉદાસ હતી □ કેદારનાથ અગ્રવાલ
(હિન્દી) □ ઉષા પટેલ

આજે નદી ઉદાસ હતી
સૂતી હતી પોતાના પાણીમાં
એના અરીસા પર
વાદળનું વસ્ત્ર પડયું હતું
મેં એને જગાડી નહીં
ધીમે પગલે હું ઘરે પાછો આવ્યો.

# પધારો પિયર ભણી

રામલખમણ વનમાં સીધાવંતાં
સતી સીતાજી આવંતાં સાથ, કહે રઘુનાથ,
પધારો પિયર ભણી - ટેક ૧

વનમાં વાઘ વરુ ને ઝાઝાં વાંદરાં
વનમાં નહીં મળે નર ને નાર-કહે રઘુનાથ ૦ ૨
વનમાં જાડાં ને ઝાઝાં ઝાડવાં
વનમાં નહીં મળે સયરુંનો સાથ-કહે રઘુનાથ ૦ ૩

વનમાં ઝાઝા તે કાંટા કાંકરા
વનમાં નહીં મળે મેડી ને મોલ - કહે રઘુનાથ ૦ ૪

વનમાં નહીં મળે ભોજન લાપસી
વનમાં નહીં મળે સાકરિયો કંસાર - કહે રઘુનાથ ૦ ૫

વનમાં નહીં મળે પોઢણ ઢોલિયા
વનમાં નહીં મળે હિંડોળાખાટ - કહે રઘુનાથ ૦ ૬

તમે પરણ્યા પછી પિયર નથી ગયાં
તમારાં માતાપિતા જુએ વાટ - કહે રઘુનાથ ૦ ૭

(અનામી કવિ)

આ પદની નીચે કવિનું નામ નથી. એટલે આપણે એને અનામી કવિનું કાવ્ય કહીશું. કોકના કંઠમાંથી ઉતારી લીધેલું, ઉગારી લીધેલું આ કાવ્ય છે 'લક્ષ્મણ' નહીં, પણ 'લખમણ' પ્રયોગ પણ પ્રજાના હૃદયનો પરિચય આપે છે. 'સિધાવંતાં'ને 'આવંતાં', 'સાથ' ને રઘુનાથ'નો પ્રાસ પંક્તિને પ્રવાહિતા આપે છે અને લયના ઝીણા બખિયાની વાત કહી જાય છે.

આ કવિ જે હોય તે, પણ એને મનુષ્ય સ્વભાવની સહજ સૂઝ છે. 'પધારો પિયર ભણી' એ પંક્તિ સહેજે યાદ રહી જાય એવી છે. કાવ્યનો પ્રસંગ રામવનવાસનો જાણીતો છે. સીતાએ વનમાં જવાની હઠ લીધી છે. રામ સમજાવે છે. કોઈ પણ વ્યક્તિને ભયથી રોકી શકાય. એટલે વનમાં વસતાં

વાઘ અને વરુની વાત કહે છે. વનમાં જનાવર મળશે, પણ જન નહીં મળે, જનતા નહીં મળે, સમાજ નહીં મળે, જેના ખભા પર માથું મૂકીને રડી શકાય એવી આત્મીય સહિયરો નહીં મળે, મહેલનો વૈભવ નહીં મળે, સુખ અને સગવડ નહીં મળે, દૈહિક જરૂરિયાતો નહીં મળે, અન્ન અને ઊંઘની સગવડ નહીં, પણ કેવળ અગવડો જ રહેશે. લાપસી ને કંસાર નહીં હોય કે ઢોલિયા ને હિંડોળાખાટ નહીં હોય. વનમાં શું હશે ને શું નહીં હોય, એની સરખામણી કરીને પણ સીતાને સમજાવીને વનમાં આવતાં રોકવાનો લોકહૃદયમાં વસી ગયેલા રામનો પ્રયત્ન છે.

કાવ્યની પરાકાષ્ઠા તો અંતે છે. કવિ સાચા અર્થમાં મનુષ્યહૃદયનો જ્ઞાતા છે. છેલ્લે સીતાને કહે છે, કે તમે પરણ્યા પછી પિયર પણ નથી ગયાં. આટલું ઓછું હોય એમ, એના મર્મસ્થાનને વધુ તીવ્રતાથી સ્પર્શે છે, ને કહે છે કે તમારાં માતાપિતા પણ તમારી રાહ જુએ છે. આપણે જાણીએ છીએ કે આ બધાંને અંતે પણ સીતા વનમાં જાય જ છે, એટલે તો કાવ્યમાં આદરવાચક શબ્દો છે : 'સતી સીતાજી'. આ કાવ્યને સહેજ ઝીણી નજરે જોઇએ તો એની આંતરિક ગૂંથણી અને એનું આકાર-સૌષ્ઠવ કોઇ પરિપક્વ કવિના હાથનો અનુભવ કરાવે છે.

હરિવલ્લભ ભાયાણી તથા હસુ યાજ્ઞિકના સંપાદન 'હરિ વેણુ વાય છે રે હો વનમાં' માંથી આ પદ મળ્યું, જે એમને ખોડીદાસ પરમારના સંપાદનમાંથી મળ્યું અને ખોડીદાસને માંડવાના રંગબાઇ પટેલ પાસેથી મળ્યું.

## ભાષાન્તર કરું □ અજય પુરોહિત

પગતળે ઈચ્છાનું ભાષાન્તર કરું;
થાકના ચ્હેરાનું ભાષાન્તર કરું;

ફૂલથી કોમળ હવાની છું શરત–
રેશમી ટહુકાનું ભાષાન્તર કરું;

હું સમયની રેતમાં ઊંડે ગયો–
ધૂળમાં પગલાનું ભાષાન્તર કરું;

હું અજાણ્યા સૂર્યની નજીક ડૂબ્યો–
સાંજ છું, તડકાનું ભાષાન્તર કરું;

હું જ મારી સંધિ ને મારો સમાસ,
શૂન્યથી ઘટનાનું ભાષાન્તર કરું.

કોઈ સુક્કા પાંદની છું ઓળખાણ
વૃક્ષના નકશાનું ભાષાન્તર કરું.

## મલાજો □ મેઘનાદ ભટ્ટ

'છીપલાં' (કાવ્યસંગ્રહ), 'અમથાનુભવ' (લઘુનવલ) અને 'સ્પાઈડરમેન' (શોકાંતિકા) પછી મેઘનાદ ભટ્ટનું આ ચોથું પુસ્તક છે 'મલાજો'. એ 'છીપલાં'નો અનુગામી સંગ્રહ છે એમ શીર્ષકની નીચે નાના ટાઈપમાં કૌંસમાં મૂક્યું છે. 'છીપલાં' (ઈ.સ. ૧૯૮૦) પછી આઠ વર્ષે પ્રગટ થતો 'મલાજો' (ઈ.સ. ૧૯૮૮) કેવળ કાળાનુક્રમે જ 'અનુગામી' છે, એમ પ્રસ્તાવનામાં જણાવ્યું ન હોત, તોયે કાવ્યો વાંચતાં તે સમજાય એવું છે.

"કવિતા મારે માટે જીવનનું એક 'કમિટમેન્ટ' - પ્રતિજ્ઞાકર્મ છે, રહેશે." એવું વિધાન 'છીપલાં'ની પ્રસ્તાવનામાં કર્યું છે. 'મલાજો'ની પ્રસ્તાવનામાં કવિ લખે છે; "આ કાવ્યોમાં ભાષાકર્મનું પ્રપંચ કે અભિવ્યક્તિનું અનોખાપણું જોવા કોઈએ પ્રયત્ન કરવો નહીં કારણ, કર્તાની એવી કોઈ અપેક્ષા નથી. અહીં ભીની ભીની સંવેદના, અનુકંપાશીલ સંવેદના, સમભાવી સંવેદના, નીતરતી સંવેદના ને - સંવેદના, માત્ર સંવેદનાને જ - કાવ્યદેહ આપવાનો યથાશક્ત પ્રયત્ન માત્ર છે. થોડો બોલકો થઈને કહું તો કવિતા એ મારે માટે સંવેદનાની ભાષા જ છે." સંવેદનાને 'કાવ્યદેહ' આપવો એટલે જ કંઈક ભાષાકર્મ કરવું, પણ એવું કંઈક કર્યાનો અહમ્ આ કવિને નથી.

'મલાજો' નિમિત્તે 'છીપલાં'ની પણ થોડી વાત કરી લઉં. નરી વેદના નીતરતાં આ સંગ્રહનાં કાવ્યોમાં મૃત્યુના ઓળા પથરાયેલા છે, એટલે કવિ સ્મશાનની ભાષામાં વાત કરે છે, વ્યથાવેદના પણ બે રીતે પ્રગટ થાય છે, તે ક્યારેક આક્રોશનું રૂપ ધારણ કરે છે. તો ક્યારેક કટાક્ષનું રૂપ ધારણ કરે છે, ને એટલે જ આવી પંક્તિઓ પ્રગટે છે :

**અને શ્વાસ લેવાની એ પ્રક્રિયાને કારણે જીવંત હોવાનો ભ્રમ સેવ્યે રાખું છું.**

□

**સ્મશાનના લાડુમાં**
**નથી શોધવી મારે એલાયચીની સુગંધ**

□

**મારી કબર પર દીવો મૂકનાર, મિત્રો,**
**સફેદ વસ્ત્રોમાં શ્લોકત્વ પામેલો તમારો શોક**
**સુહૃદોની દાદ માગી લે છે.**

□

**દશરથના રથનો નીકળેલો ખીલો એ જીવન,**
**કૈકેયીએ લીધો મંથરાનો ચીલો એય જીવન.**

□

કવિતા

ખૂબ ફર્યા પછી ભમરડા જેવો ભમરડોય સૂઇ જ જાયને ?

આ પંક્તિઓમાં પ્રયોજાયેલાં નવીન મૌલિક કલ્પન -પ્રતીકો ને પુરાકલ્પનો પરથી પણ કવિની કલમની દિશાનો ખ્યાલ આવશે.

'મલાજો'ના શીર્ષકપૃષ્ઠ પર મરાઠી કવિ કેશવસુતની પંક્તિઓ છે, તેનો ગુજરાતી અનુવાદ મૂકું છું :

"આવી હોવી જોઇએ કવિતા તેથી આવી ન હોય કવિતા
એ કહેનાર તમે કોણ?"

કેશવસુત અને તેમને પગલે મેઘનાદ આ ટકોર કોને કરે છે ? સહૃદયને તો નહીં જ હોય, ભાવકને પણ નહીં હોય એમ માનીને આ સંગ્રહનાં કાવ્યોની વાત કરીએ.

આ સંગ્રહમાં ગીત, ગદ્યકાવ્યો, લાંબાં ગદ્યકાવ્યો, છંદોબદ્ધ કાવ્યો અને મુક્તક જેવાં નાનાં કાવ્યો છે. અને 'સફેદ વાળનું સ્વાગત' માં ગઝલનો પ્રયત્ન પણ છે. ઉપરાંત અહીં એક 'સંગીતકાવ્ય' છે, લોકગીતના ઢાળનાં ગીતો છે, થોડાક અપવાદો બાદ કરતાં લગભગ બધાં જ કાવ્યોમાં કોઈક વેદના - વ્યથા - અસહાયતા - મૃત્યુનો વિષાદ, એકલતા ને તાર સ્વરે આ જીવનનો જ નકાર આલેખાયો છે. વ્યથા ક્યાંક સકટાક્ષ આલેખાઇ છે તો ઘણુંખરું વેદનામય :

મને આમ જીવ્યે જવાની સજા ન આપો...
....
મને મારાથી મુક્ત કરી દો
□
કે મારી સીમમાં લાગી છે આગ કે મા તમે પાછાં વળો મા લોલ
□
અમારે તો જન્મ સાથે છે જન્મજાત વેર
અમારે જન્મવું જ નથી.
□
અમને અંધારાના ગરલ કૂવામાં ડૂબવા દેજો, સાકી,
□
મારી ભીતર તો ભડકે છે વગડાની આગ....
□
હું તો શેકેલા ધાનનું ધરબેલું બી છું.
□

**વનપ્રવેશ કર્યા પછી પણ માણસ તો જીવ્યા જ કરે છે**
□
**આ છાપરા ઉપર આકાશ પણ હશે ?**

•

આ કવિના કાવ્યનાયકને જીવતરનો એટલો તો કંટાળો કે વિરોધ છે કે અનેક કાવ્યોમાં તે પ્રગટ થયા કરે છે. ને આ કવિનો સ્થાયીભાવ વિષાદ જ હોવાની પ્રતીતિ કરાવે છે. જોકે ભર્યાભર્યા આનંદનાં 'મુંબઇની વર્ષા', 'એ જ', 'વસંતનો મોલ', 'એક છકેલી વારતાની ગામવીતી', જેવાં કેટલાંક કાવ્યો અહીં છે, આમાંનાં પહેલાં ત્રણ છંદોબદ્ધ છે એ નોંધપાત્ર છે. 'ડૉના પાવલા' કાવ્ય પણ નિરાળું તરી આવે છે. કેટલીક કૃતિઓમાં કવિ અતિમુખરિત થાય છે, (દા. ત. 'બુદ્ધનો અનાદર') ત્યારે સંવેદન કે કટાક્ષની ધાર મોળી પડી જાય છે. 'દુકાળ' અને 'કવિતામુક્તિ' કાવ્યોમાં 'નિરર્થક અનર્થક છાપાના અનેક શબ્દોનો પ્હાડ' હોય ત્યાં 'શબ્દ કોળતા નથી' અને 'શબ્દોએ વાળ્યો છે સદીઓથી દાટ'ની અનુભૂતિ સાથે કંઇક 'અસહ્ય અકળામણ' પણ પ્રગટ થઇ છે. સુરેશ જોષીએ મૃણાલ, રમેશ પારેખે સોનલ વગેરે કેટલાક કવિઓએ પાત્રનામ સાથે કેટલાંક કાવ્યો લખ્યાં છે, તેમ મેઘનાદે કલ્પિત પાત્ર 'શર્વરી' ને સંબોધીને ત્રણેક કાવ્યો લખ્યાં છે. 'મુંબઇ... ઇઇઇ' કાવ્યમાં મુદ્રિત રૂપથી દૃશ્યાત્મક પરિણામ સિદ્ધ કરવાનો પ્રયત્ન છે. મેઘનાદે મકરન્દ દવેને 'એક પત્ર' કાવ્યરૂપે લખ્યું ને તેનો જવાબ મકરંદ દવેએ 'મેઘનાદને' કાવ્યરૂપે જ આપ્યો. આ બંને કાવ્યો આ સંગ્રહમાં છે.

'છીપલાં'માં તેમ અહીં પણ કલ્પનપ્રતીકોની તાઝગી નોંધપાત્ર છે. કયાંક સંસ્કૃત, કયાંક અંગ્રેજી, કયાંક મરાઠી શબ્દપ્રયોગો, કયાંક ગુજરાતી કહેવતો રૂઢપ્રયોગોનો વિનિયોગ આ બધું કઠે નહીં એ રીતે કાવ્યની પદાવલિ સાથે ભળી જાય છે.

આ કવિ 'આસપાસ શબ્દોનો વરસાદ વરસે છે' તેમાંથી 'ભાવસભર શબ્દો' તારવી લઇને પોતાના નોખા અવાજને અનોખો કરશે એવી શ્રદ્ધા આ કાવ્યો જન્માવે છે.

**–જયા મહેતા**

**[મેઘનાદ ભટ્ટ, મલાજો, ૧૯૮૭, નવભારત સાહિત્ય મંદિર, મુંબઇ, પૃષ્ઠ - ૧૫૬, કિં. રૂ. ૩૧.૦૦]**

•

# THREE POEMS □ SURESH DALAL □ Tr. NITA RAMAIYA

## 1

## DO NOT ALLOW TO FLOW

In the tune of your flute, Ghanshyam, do not allow to flow Radha's name!
All day and night this crazy Gokul spreads a rumour and puts it to shame!

They talk of my empty pitcher
    and my hair untied and eyes unblacked;
Why do they bother and gibber
    about my Mohan day and night unchecked.

Bowered lanes bent to watch, ask: where had you been, girlie of fame!
In the tune of your flute, Ghanshyam, do not allow to flow Radha's name!

Who tucked a flower in your hair?
    they unnerve me by asking;
To reveal heart's tale is the eye's error
    tho' my lips' petals are closed in.

They long to hear from my mouth, friend, Madhav's honeyed name!
In the tune of your flute, Ghanshyam, do not allow to flow Radha's name!

2

## IN THE COURT OF MY OWN

Speak out Suresh what do you want?
Wealth, fame, yes–men, health, cigarette, wine
Marble–white heirs,
From one airport to another, and from there to the third
And all this incessant coming–and–going,
Long life, sex, power,
Friendship, love, God.......

Each one of my questions
Stands here to strip you naked.

Speak truth once at least
At least open your mind once
You want to have everything
*And yet, do you pretend*
That you want just nothing?

Do you think
That your loneliness will disappear
If you build a castle of your desires?

These are
The unanswerable questions for you
In that case, do not make a childish effort to speak, please.
Instead, Surrender
To your muteness                an exclamation mark!

Whether you sign on the treaty of surrender
Or not
It is not going to make any difference.

3.

## I'M TIRED, TIRED.

Take me there
where irresponsible scandle-mongers don't exist
where satanic tattlers don't exist
where newspapers don't reek of falsity
where each and every man
        is not a bulletin
        carrying bullets with him
where men don't pour out untruths
where the so-called wise don't honour rumours.

Over here the man who appears to be a saint
is a sheer gossip-lover
his khadi-coated ambition
keeps on fondling democracy on the tip of his tongue
just that
but really speaking
he is despotic, selfish and whimsical.
Take me far, far away          Somewhere
away from such relentless people.

Tired, I'm tired.

## વ્રણખોતરતું ગીત

(પ્રાકૃત)

☐ અનુવાદ : હ. ભાયાણી

આજ બહેની ! વ્હેલે વહાણે
કો સજનીની યાદે
કોણે ગાયું
વિરહવીંધ્યા મુજ હૈયાને વ્રણખોતરતું કો
ગીત.

## નવા દિવસની સાથે સાથે

□ કેદારનાથ સિંહ □ શકુંતલા મહેતા

નવા દિવસની સાથે
એક પાનું ખૂલી ગયું કોરું
અમારા પ્રેમનું

સવાર,
અહીં કશે તો તમારું નામ લખી આપો !

ઘણાં અશુભ પાનાંઓમાં
આને પણ ક્યાંક મૂકી રાખીશ
અને જ્યારે જ્યારે પવન આવી
ઉડાડી દેશે અચાનક બંધ પાનાંઓ
ક્યાંક અંદર
મોરપંખીની જેમ રાખેલા એ નામને
દરેક વખતે વાંચી લઈશ.

## થીજી જશે ઠંડીથી બે સૂર્ય

(રશિયન) □ મરીના ત્સ્વેતાયાવા
□ સુશી દલાલ

થીજી જશે ઠંડીથી બે સૂર્ય,
દયા કર, હે ઈશ્વર !
એક સૂર્ય થીજી જશે આકાશમાં
અને બીજો મારી છાતીમાં.

માફ કરી શકીશ શું હું મને પોતાને–
કેવી રીતે આ સૂર્યોએ
કરી દીધો છે મારો મિજાજ ખરાબ.

થીજી જશે ઠંડીથી આ બન્ને સૂર્ય,
સ્હેજ પણ નહીં થાય પીડા એમનાં ઠંડાં કિરણોથી
જે ચમકી રહ્યો છે આજે ખૂબ તાપથી
ઠંડીથી એ જ થીજી જશે સૌથી પહેલાં.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ફેબ્રુઆરી '૯૦ના અંકની કવિતામાં મારી પસંદગીની જવાબદારી સોંપી ત્યારે ને અંક વાંચ્યો-આસ્વાદ્યો ત્યારે આનંદ થયો પરંતુ અભિપ્રાય આખરી કરતાં થોડી મૂંઝવણ થઈ. કલામાં દરેક કૃતિ પોતાને સ્થાને હોય છે, એથી એમની ગુણવત્તાને ગુણ આપવાનું, એનો ક્રમ નિશ્ચિત કરવાનું ઘોડદોડ કે માનવદોડ જેટલું સંપૂર્ણ વસ્તુનિષ્ઠ ધોરણે શક્ય બનતું નથી. રેસના ઘોડાઓ કે માણસો એક સાથે એક જ દિશામાં દોડતા હોય છે. દરેક કલાકૃતિને પોતાની આગવી દિશા હોય છે. આથી આસ્વાદક માટે શક્ય તો પોતાની પસંદગીનો જ ક્રમ જણાવવાનું હોય છે.

સર્જક કૃતિ બધી જ આસ્વાદ્ય. ઘાયલની ગઝલમાં 'ચહેરા લલિત નિબંધ હતા સાફ થઈ ગયા', ચન્દ્રકાંત દત્તાણીનું 'સંબંધ અહીં સુક્કી નદી જે કોક દિ' કલકલ હતા'ને નીતા રામૈયાનું પરુષતાનું વાસ્તવલક્ષી વેધક આલેખન સ્પર્શી ગયાં. રમેશ પારેખનાં લય ને મર્મસ્પર્શ બન્ને રચનામાં આસ્વાદ્ય રહ્યા. કવિતા એક સાહસ છે, માત્ર સહજકર્મ નથી એ જયા મહેતાની રચનામાં આબાદ ઝીલાયું. હરીન્દ્ર દવેની ત્રણે રચનાઓના ઋજુ ભાવોના લયહિલ્લોલ આસ્વાદ્ય રહ્યા. સુરેશ દલાલમાં ઉક્તિનું વૈચિત્ર્ય છતાં સહજ એવું ધારદાર વક્તવ્યની સાથે ખુદની ખદબદતી ને સાથે જ ખૂટતી ખુદાઈ 'અંધારાને પડછાયાઓ રહેતા નથી' સાથે વિરોધાઈને સચોટ ને સહજ બની સ્પર્શે છે.

પરંતુ મારી પસંદગી ક્રમ માટે તો મનહર મોદીની ત્રણ તિર્યક્ રચનાઓ પ્રત્યે જ ઢળે છે. મજાની વાત તો એ છે કે અધ્યાપક ને ભાવક તરીકે અછાંદસ અને આધુનિક કવિતા પ્રમાણમાં મને ઓછી સ્પર્શે છે. પરંતુ આ રચનાઓમાં કૃતિની સમગ્રતા એક જૂદું, નવું ભાવવિશ્વ રચી ટકાવી શકે છે. વ્યકિત અનુભૂત સ્વકેન્દ્રી વ્યકિતત્વ ને એનાં સ્થૂલ-સૂક્ષ્મ પાર્શ્વો સ્વાન્ત પ્રતીતિને વસ્તુપ્રતીકને અનુભૂતિના સચેતન વાહક બનાવી ઉઘાડી આપે છે. વ્યકિત ખુદને ઢંઢોળે, અનુભવે ત્યારે કોઈ જૂદી જ Man's Real State of mind અનુભવે છે એ અહીં બરાબર ઝિલાયું છે ને બધું સ્પષ્ટ પ્રગટ કરતી ઊજળી ઊજળી સાંજ કરતાં ધૂંધળી સાંજની જેમ આ કૃતિઓ મને વિશેષ ભાવી.

હસુ યાજ્ઞિક

કાવ્ય ... સમયનું શિલ્પ
કવિતા : તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૩૬
વર્ષ : ૨૩, અંક : ૪, એપ્રિલ ૧૯૯૦
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ



# કવિતા



અજય પુરોહિત ૩૮
અપૂર્વ આશર ૧૮
અપૂર્વ મહેતા ૩૨
આદિલ મન્સૂરી ૧૦
ઉષા પટેલ ૩૬
કાકુભાઈ પંચમતિયા ૩૬
કિરાત વકીલ ૩૧
કિશોર શાહ ૧૪, ૨૨, ૨૩
કેદારનાથ અગ્રવાલ ૩૬
કેદારનાથ સિંહ ૪૫
ચિનુ મોદી ૧૩
જયન્ત પાઠક ૧૧, ૧૨
જયા મહેતા ૩૯
જ્યુડિથ વાયોર્સ્ટ ૫
નલિન રાવળ ૨૯
નલિની માડગાંવકર ૫, ૧૬
નાથાલાલ જોશી ૧૩
નીતા રામૈયા ૮, ૪૨
નૂતન જાની ૨, ૩
પ્રવીણ દરજી ૨
બિલ્વમંગલ ૩૫
બિંબોક ૧૬
ભગવતીકુમાર શર્મા ૯
મકરંદ દવે ૧૯
મનીષ પરમાર ૨૯
મયંક ઝવેરી ૩૦
મરીના ત્સ્વેતાયાવા ૪૫
મેઘનાદ ભટ્ટ ૧, ૩૯
રચિન શાહ ૨૪
રમેશ પુરોહિત ૨૫
રૂમિ * ૭, ૮, ૧૦
લિઝિઈ ૧૧
સર્વેશ્વરદયાલ સકસેના ૨૪
સુનીલ પરીખ ૪
સુરેશ દલાલ ૧૧, ૪, ૩૭, ૪૨
સુશી દલાલ ૨૪, ૪૫
શ્રીકાંત વર્મા ૨, ૩
હરિવલ્લભ ભાયાણી ૧૨, ૧૬, ૩૫
હરિશ્ચંદ્ર જોશી ૪
હરીન્દ્ર દવે ૬, ૭
હર્ષદ ચંદારાણા ૧૭
હર્ષિદા પંડિત ૫
હસુ યાજ્ઞિક ૪૬
હેમેન શાહ ૬

* રૂમિના અનુવાદો સુરેશ દલાલે કર્યા છે.

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તોપણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડ લેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કૅપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થવા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ્ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમા ૫૦ રૂપિયા, પરદેશમાં સી મેલ રૂ. ૯૦/-, એર મેલ રૂ. ૧૬૦/-,
આ અંકના છૂટક ૧૦ રૂપિયા.
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનિ ઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, જન્મભૂમિ મુદ્રણાલય, મુંબઈ-૧.



# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં ૮.)

| | | |
|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : જન્મભૂમિ મુદ્રણાલય, જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ - ૪૦૦ ૦૦૧. |
| ૨. | પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : ભારતીય |
| | સરનામું | : ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ - ૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમના નામ તથા સરનામાં | : સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, જન્મભૂમિ માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૯૦

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી



Tadeusz Rozewicz (Poland)



Allen Ginsberg (U.S.A.)



Octavio Paz (Mexico)



Stephen Spender (U.K.)